સંસ્કૃતિ

જાન્યુઆરી
૧૯૮૯

ગામથી શબ્દ લઈને નીકળ્યો હતો, શબ્દ ક્યાં ક્યાં લઈ ગયો ? સત્યાગ્રહછાવણીઓમાં, જેલોમાં, વિશ્વવિદ્યાલયમાં, સંસદમાં, રવીન્દ્રનાથની વિશ્વભારતીમાં, વિદેશના સાંસ્કૃતિક સમાજોમાં – એટલે કે વિશાળ કાવ્યલોકમાં, માનવ હોવાના અપરંપાર આશ્ચર્યલોકમાં તો ક્યારેક માનવમૂલ્યોના સમકાલીન સંઘર્ષોની ધાર ઉપર, કોઈક પળે એ સંઘર્ષોના કેન્દ્ર તરફ પણ. એક બાજુ ઋણ વધતું જ જાય. બીજી બાજુ યત્કિંચિત ઋણ અદા કરવાની તક પણ ક્યારેક સાંપડે. શબ્દના ઋણનું શું ? શબ્દને વિસર્યો છું ? પ્રામાણિકપણે કહું કે શબ્દનો વિસારો વેઠ્યો નથી. શબ્દનો સથવારો ખુશીનો સોદો છે. શબ્દને વીસરવા શક્ય નથી. વરસમાં એક જ કૃતિ (જેવી કે 'ઈડરિયા પથ્થરો') રચાઈ હશે ત્યારે પણ નહીં, બલકે ત્યારે તો નહીં જ.

ઉમાશંકર જોશી

# કંકાવટી

જાન્યુઆરી ૧૯૮૯

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૩૯ : અંક ૩૫૩ : મૂલ્ય : ૩ રૂપિયા

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૨૫. બે વર્ષના રૂા. ૪૮. વિદેશ શિલિંગ ૪૦. (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ). મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સુરત–૩૯૫૦૦૨ સરનામે જ કરવો.



વર્ષાંતે ફાઈલમાં ખૂટતા અંકો મળ્યા નથી એવી ફરિયાદ યોગ્ય નથી. અંક ન મળ્યાની જાણ એ જ માસમાં કરવી.



તંત્રી–મુદ્રક–પ્રકાશક

રતિલાલ મૂ. 'અનિલ'

માલિક : આર. આર. રૂપાવાળા

ફોન : ૪૫૦૨૮

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫૦૦૨

મુદ્રણસ્થાન : નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દરપુરા, આંબાવાડી–સૂરત.

## તમારું જીવન / વિલિયમ સ્ટેફોર્ડ

અનુ. અરુણ અડાલજા

આયના ભણી તમે ચાલશો
નજીક ને નજીક, અને પછી વહી જશો
કાચમાં તમે અદૃશ્ય થઈ જશો
કોઈક દિવસ એ જ રીતે, આખર વધુ
અસલ થતા, વધુ સાચા થતા
તમે જાણશો તમે શું છો, પરંતુ ધીમે ધીમે
બાળક, સ્ત્રી, પુરુષ
એક 'સ્વ' (આત્મ) વારંવાર ચૂર થયેલું અને ટુકડાઓ
ફરી ભેળા ગોઠવાયેલું, અંત લગી :
તમે અટકો, કાચ ખૂલે છે
એક સપાટી, એક પ્રતિમા, એક અતીત

મૂળમાં તો / ઇન્દુ ગોસ્વામી

પગ છે
પાણીપંથા છે
પાતાળિયા છે
કદાચ એટલે તો જમીનને અડકતા જ નથી
હાથ હતા એક દિવસ સલામ આલેકુમ
નખશિખ ઊંચા થઈ ચૂકેલા
લગભગ
હવાની હારમાં બેસી પડેલા :
સમયના માર્યા
વટના કટકા
કડડભૂસ
અહીં આ ક્ષણે
જે મૂઠી ઊંચેરું છે તેને
મન લેખું, માળવો લેખું કે માણસ
તાકતાં તાકતાં
અણીને સમયે
આંખ સામે આવીને ઊભું રહે છે
તે તો છે કેવળ
જીવતું જાગતું મરણ
કોણ જાણે કેમ
હરતા ફરતા લોહીમાં
ક્યાંક કોઇ ઠરીને ઠીકરું થઈ ગયું છે

તે પરગટદીધાં શ્વાસમાં
નથી કશું દરિયાતું
નથી કશું ડંકાતું
બોલાતું-ચલાતું-જીવાતું-જીરવાતુંનું ગીત તો:
ઠીક મારા ભાઈ
માંડી વાળીએ
પણ સમૂળગા આ શ્વાસ જ
અંઠાઈ-ગંઠાઈ ગયા છે
કબીરવડની વડવાઈઓને રૂપ
તેનું કોઈ મારણ મોહન વશીકરણ ખરું કે પછી:
સ્તંભન એટલે સ્તંભન જ
હર હર નર્મદે એટલે
હર હર નર્મદે જ
ના
મૂળમાં તો
આઘે ઊભાં તટધૂમસ જેમાં દ્રુમો નીંદ સેવે
હું એ ગામ નદ નદીનો
એ આંખ ઊલટ અક્ષરનો
આદિ છું વાસી છું આદિમ્ આદિમ્ અશ્વમ્ છું
અર્થાત્
ચાલચલીયો
ઇસ્વીસન અઠયાસી છું
ના
મારું પેંગડું
મારી પણછમાંથી
હજુ
છૂટયું નથી જ નથી

## એક કવિતા / યાનીસ કોન્ડીસ

અંગ્રેજી અનુ. કિમોન ફ્રિઅર, અનુ. પંકજ શાહ

પ્રાચીન યોદ્ધાઓ ઊઠયા અને તેમની ટૂંકી
તલવારો ઠોકી છે બારણા પર.
તેમના શરીરપરથી ખર્યાં માટી અને કાટ.
ચંદ્રના અલ્પ પ્રકાશમાં રૂક્ષ ચહેરાઓ
દારૂ પીવડાવી, બદન પંપાળી લલચાવી જાળમાં ફાંસનાર
રાતા કેશવાળી સ્ત્રીની તલાશ હતી તેઓને.
એનું નામ કે જનજાતિની તેઓને જાણ નહોતી.
બહુ રસ ન લેતાં મેં બારણું ખોલ્યું. તેમની શુષ્ક આંખોએ
અંદર જોયું, તેઓને મેં બતાવ્યું તારું ડેથ સર્ટિફિકેટ
તેઓ ચાલ્યા ગયા. જોકે, હું રહ્યો
ક્ષણભર ઇતિહાસમાં, પછી મેં મારું બખ્તર પહેર્યું
મારી તલવાર લીધી, બીજા ઓરડામાં ગયો
અને તારા ટુકડે ટુકડા કર્યા
એ પછી હું મારા યુગમાં પાછો ફર્યો

મુક્તક : ગઝલ 'અમૃત ઘાયલ

લોહીનું કર્યું છે તે પાણીથી છલોછલ છું,
ટૂંકામાં, હું આરતની વાણીથી છલોછલ છું;
વાણી નદી પેઠે ગાંડી અને શાણી છે,
ગાંડીથી છલોછલ છું, શાણીથી છલોછલ છું.



આપે છે તું કોને ગાળ?
ભાઈ જરા મોઢું સંભાળ!
ભડભડ ભડકે બળતી શાળ,
રજની જાણે રાતી ઝાળ.
જીવન, જીવન, જીવન શું છે?
જળોજથા ઝંઝા જંજાળ.
અમથા લાળા ચાવ્યા ના કર,
ખોલ્યો છે તો ખોલ્યું પાળ.
માણસ છું, માણસ રહેવાનો,
ફાવે તે વેળામાં ઢાળ.
થાય છે, પગ વાળી બેસું, પણ
બેસવા ના દે છે ઘડિયાળ
અમને ખપે ના અણહકનું,
અમે ભલા ઠણ ઠણ ગોપાળ.
સુખે નહીં પીવા દે જાહીદ,
ટાળ, અહીંથી એને ટાળ!
ઘાલી છે ઘરમાં તો ઘાયલ,
નાખી ગળામાં 'કોશ' ને વાળ.

## ગઝલ / સતીશ વ્યાસ

એક જ દીવાસળી ને પછી આગ આગ આગ !
આવા જલાઉ શહેરમાં ક્યાંથી શ્વસું હું આગ ?

હર એક ઘર ઉપર અહીં ચિતરાયેલા છે નાગ,
મારા મકાન કેરું સરનામું તું ન માગ !

ઊંધું થઈને દોડવા માંડ્યું છે લોક આ,
પાગલને હાથ આવી ચઢ્યો છે કોઈ ચિરાગ !

પીછો કરી રહ્યું છે અહર્નિશ કોઈ સતત,
પરછાંઈ લઈ રહી છે હવે બિમ્બનો ય તાગ !

આખી ઋતુનો રંગ થયો લાલ લાલ લાલ,
વૃક્ષો ઉપર ઊગ્યો છે બધે લોહિયાળ ફાગ !

## ગઝલ / બાલુભાઈ પટેલ

નજરથી નજર જો મળે તોય શું ?
હૃદયમાં કશું સળવળે તોય શું ?

ગગન રોજ વરસે સરોવર ઉપર !
જો પ્યાસી ધરા ટળવળે તોય શું !

તળેટીના અંધારનાં પીઠબળ;
શિખર-પર્વતો ઝળહળે તોય શું !

નથી શબ્દને અર્થ જેવું કશું !
પછી સ્વર ગઝલમાં ભળે તોય શું !

હવે ક્યાં તમન્ના છે 'બાલુ' કોઈ,
હવે કોઈ પાછું વળે તોય શું !

પ્રતિષ્ઠા / જે. કૃષ્ણમૂર્તિ

વસ્તુતઃ ગુરુ કોણ છે, સંત પુરુષ કોણ છે, અથવા નેતા કોણ છે— એની શોધ કરવાને બદલે વધારે મહત્ત્વની વાત એ શોધી કાઢવાની છે કે આપણે એનું અનુયાયીત્વ શા માટે સ્વીકારીએ છીએ? એમની સહાયથી આપણે પોતાની પ્રતિષ્ઠા વધારી શકીએ, એમની પાસેથી કંઈ પ્રાપ્ત કરી શકીએ, અથવા આપણું મન શુદ્ધ અને સંશયરહિત કરી શકીએ. પરંતુ મનની શુદ્ધિ અથવા સંશયરહિતતા કોઈ બીજો આપી ન શકે કેમ કે જે પણ સંશય અને ગરબડ હોય છે, તે આપણા મનમાં હોય છે, તે આપણે જ પેદા કરેલી હોય છે. આથી આપણે જ એનું નિરાકરણ કરવું પડે છે. કોઈનુયે અનુયાયીત્વ સ્વીકાર કરવાથી આપણને એક પ્રકારની સુખદાયી પ્રતિષ્ઠા પ્રાપ્ત થાય છે. એ સાચું છે કે આપણને એક સુખદાયી પ્રતિષ્ઠા મળતી રહે છે. સંગઠિત ધર્મોની અથવા પંથોની અધિકાર શૃંખલામાં પણ આપણને એકાદ સ્થાન મળી જાય છે. પણ એ તમામને કારણે આપણી ચારે તરફ વાડ ઊભી થાય છે. એને કારણે સંઘર્ષ અને દુઃખ પણ પેદા થાય છે. હા, એટલું સાચું કે કોઈનું અનુયાયીત્વ સ્વીકાર કરવાને કારણે કેટલુંક વિશિષ્ટ સાધ્ય સિદ્ધ થવાનો આનંદ કેટલાક સમય માટે પ્રાપ્ત થાય છે. એ પ્રકારે પ્રાપ્ત થયેલું સ્થાન કદી પણ અપરિહાર્ય રૂપે મળ્યું જ હોય છે. તે ભાગ્યમાં જ લખ્યું છે, એ રીતે તમારા મનને સમજાવી પણ લો છો. પરંતુ જ્યાં સુધી કોઈ પણ સ્તરે કંઈક વિશિષ્ટ બનવાની ઈચ્છા તમારા મનમાં ઊઠતી રહેશે, ત્યાં સુધી એમાં પણ ગરબડ અને દુઃખથી વિશેષ કંઈ પણ ઉત્પન્ન નહીં થાય, એ નિશ્ચિત છે.

## જેટલો દેખાડો, એટલી દીનતા

બહારનો દેખાડો જેટલો વધારે એટલી આંતરિક દીનતા વધારે. પચિયું પહેરવાથી કે ગેરુઆ વસ્ત્રો ધારણ કરવાથી આંતરિક દીનતાથી મુક્તિ મળતી નથી, કેમ કે અમુક વિશિષ્ટ હોવાની અભિલાષા જ આંતરિક ખાલીપાનું મુખ્ય કારણ હોય છે. આથી તમે જે કંઈ કરશો એથી પણ એ ખાલીપો દૂર નહીં થાય. એ ખાલીપાથી દૂર જવા માટે તમે કોઈ દેખીતું બહાનું કરશો અથવા વસ્તુત બહાનું છે પરંતુ દેખવામાં અલગ જે માર્ગ દેખાશે, એનો સ્વીકાર કરશો. પણ તમે આ ખાલીપાથી કદી દૂર જઈ શકશો નહીં, કારણ કે પડછાયાની જેમ એ કાયમ તમારી સાથે રહેશે. એ રિક્તતા, ખાલીપાને સારી રીતે સમજવા વિશે તમે ગમે એટલું ટાળ્યા કરશો, તો ભીતરમાં આસન જમાવીને બેસી રહેશે વસ્તુસ્થિતિ એ છે કે ભીતરના દૈન્યને ઢાંકવા માટે અહમ્ જે જે અલંકાર ધારણ કરે છે, અને ત્યાગનાં જે જે વસ્ત્રો ધારણ કરતું રહે છે, એનાથી એ દૈન્ય કદી ઢંકાતું નથી. આપણી એ તમામ આંતરબાહ્ય દોડધામ દ્વારા અહમ્ જ પોતાની સમૃદ્ધ કરવાનો યત્ન કરતો રહે છે અને એ દોડધામને પોતાની સગવડ કે રુચિ અનુસાર 'અનુભૂતિ'નું નામ આપતું રહે છે અથવા બીજું નામ આપે છે, કેમ કે અહમ્ ક્યારેય અનામ અવસ્થામાં રહેતું નથી. તે ત્યનવીન વસ્ત્ર અને નિત્ય નવીન નામ ધારણ કરતુ રહે છે.

અહમ્‌ના રૂપમાં પોતાનું અસ્તિત્વ કાયમ રાખવું એ જ એનાં તમામ કાર્યો પાછળનું અનુષ્ઠાન છે, ભિન્ન ભિન્ન વૃત્તિઓના સારુપ્ય પામવાની અહમ્‌ની આ પ્રક્રિયા એને પોતાના સ્વભાવનું આકલન થવા દેતી નથી. આ વિવિધ વૃત્તિ સારુપ્યની સફળતામાંથી અહમ્‌ની મૂર્તિ સર્જાય છે. પછી એ વૃત્તિ સારુપ્ય પ્રવૃત્તિશીલ હોય કે નિવૃત્તિશીલ, એ અહંકારનો વ્યાપાર કેવો ય હોય અને એનો વિસ્તાર કેટલોયે મોટો હોય, તો પણ એ છેવટે અહમ્‌કેન્દ્રિત જ હોય છે અને અહમ્ આડે ભીંતો કે વાડ જ ઊભી કરે છે. કંઈક 'વિશિષ્ટ' હોવાને કારણે અથવા કોઈથી યે પરાવૃત થવાને માટે 'અહમ્'નો આ જે પ્રયત્ન ચાલતો રહે છે, તે એને એના સ્વરૂપથી સતત દૂર લઈ જાય છે. □

નર્મદ સાહિત્ય સભાએ ૧૯૮૨ થી ૧૯૮૬ દરમ્યાન પ્રગટ થયેલાં ગ્રંથસ્થ નાટકોમાં શ્રેષ્ઠ ગ્રંથ તરીકે 'પીળું ગુલાબ અને હું' પસંદ કરી તેના લેખક શ્રી લાભશંકર ઠાકરને નર્મદ ચન્દ્રક આપવાનું જાહેર કર્યું છે.

યૂં ભી હોને કા પતા દેતે હૈં,
અપની જંજીર હિલા દેતે હૈં.
— બાકી સિદ્દીકી

કાંખે બાળક લઇને એ બહેન જતાં હતાં. સામે ઓળખીનાં બહેન મળ્યાં એટલે ઊભાં અને બંને વાતે વળગ્યાં. આસપાસ શું ચાલે છે એ જાણે ઘડીભર બંને વીસરી ગયાં. પેલાં બહેન તો પોતાના બાળકનું અસ્તિત્વ પણ વીસરી ગયાં, પણ બાળક પોતાનું અસ્તિત્વ વીસર્યું નહોતું, હું છું અને બે જણ વચ્ચે છું અને છતાં મારા અસ્તિત્વને આ બંનેએ વીસારી દીધું છે. એણે મોઢું બગાડ્યું નહીં, એના મોઢાની રેખાઓ આપોઆપ તંગ થઇ ગઇ, માના ખભા પર હાથ હતો એનાં આંગળાં સખ્ત થઈ ગયા, એણે સ્કંધ પર સખ્ત આંગળે ચીંટી ભરી અને ચીસ પાડી... વાત કરતી બંને બહેનોને બાળકના અસ્તિત્વનું ભાન થયું. માએ બાળકને થાબડ્યો તો એણે વધારામાં પગ ઉલાળ્યા. છેવટે બંનેને વાત અટકાવવી પડી, 'બે ઘડી વાત પણ કરવા દેતો નથી' એવો ગુસ્સો માએ કર્યો પણ બાળકનો ગુસ્સો હજી ઊતર્યો નહોતો. આ ઘટનામાં પણ અસ્તિત્વનો એક અર્થ રહેલો છે. બાળક તો જ્યાં પૉલ સાત્રે શું અને અસ્તિત્વવાદ શું એ જાણતો નહોતો. છતાં જ્યાં એના અસ્તિત્વની ઉપેક્ષા થઈ કે તરત પ્રતિભાવ કર્યો

એણે પોતાનું અસ્તિત્વ પ્રગટ કર્યું– બંને સ્ત્રીઓ પાસે એનો સ્વીકાર પણ કરાવ્યો. મા સમજી કે એ કંટાળી ગયો એટલે રડયો, મને ચૂંટી ખણી, કંટાળો પણ પુષ્ટ, સઘન થવા માટે સમય માગે છે, એ ધીરે ધીરે સઘન થતો આવે છે અને છેવટે ગુસ્સામાં તેમ કશીક ઉલ્લસિત ક્રિયામાં પણ પરિવર્તિત થાય છે. કોઈ કારણ વિનાની ક્રિયામાં, કંટાળાને ખંખેરી નાખે એવું કંઈ પણ બને.

ઉપેક્ષાની અનુભૂતિમાં જ ઊંડે ઊંડે અસ્તિત્વની સભાનતા રહેલી છે. અહમ, અસ્મિતાભાન એ વળી જુદી બાબત છે, તે બાળકમાં તો હોય નહીં, ઉપેક્ષાની સંસ્કારભાનજનિત ભાવના તો એનામાં હોય નહીં, એને માટે તો 'ઉપેક્ષા' અને 'હોવું' આ બે જ અનુભૂતિ હોય છે. કદાચ સંખ્યાની સાથે પણ હયાતિનો પ્રશ્ન જોડાયેલો છે. એકલા હોવું અને અટૂલાપણું અનુભવવું, કેવળ પોતાના અસ્તિત્વ સાથે અસ્તિત્વની અપૂર્ણતા, અધૂરપ અનુભવવી, કોઈ સકારણ ઉપેક્ષા કરતું નથી, કારણ કે કોઈ બીજું હાજર જ નથી ! 'બધાંએ મને વીસરી દીધો છે' એવું યે નથી હોતું, પણ એકલો માણસ પોતાને અપૂર્ણ અનુભવે છે અને એ માણસો વચ્ચે જાય છે, અસ્તિત્વના સ્વીકાર માટે બીજો માણસ જોઈએ, બીજા માણસો જોઈએ, આ અર્થમાં અસ્તિત્વ સાથે સામાજિકતા જોડાય છે. 'હોવું' એટલે માત્ર 'હોવું' નહીં, હોવાનો સ્વીકાર એટલે હોવું ! હોવાની સામાજિક ઉપેક્ષા અસ્તિત્વની સભાનતાને ઓર તીવ્ર કરી મૂકે છે, આત્મલક્ષી હોવું એ તો વધારે સારી રીતે જાણી શકાય છે, તે મન કેવળ અહંકેન્દ્રી ન બને તો અન્ય માણસોના સંબંધો તરફ આત્મીયતાથી વળે છે–પણ ત્યાં અજ્ઞાન કે બેદરકારીને કારણે પણ ઉપેક્ષા થતી અનુભવાય તો માણસ અલગ થાય છે, બધા સાથે હોવા છતાં એકલતા અનુભવે છે.

એક આધ્યાત્મિક દૃષ્ટિ સમર્પણ અને સ્વલોપની છે, જાતને, પોતાને, 'હું'ને ઓગાળી નાખવાની દૃષ્ટિ, પણ તે તો એક પરમ

…… સામાન્યતામાં ભળી જવાનું હોય, પણ ઓગળી જવા તો નથી હોતું અને એમાંયે સૂક્ષ્મપણે પણ પોતાનો અસ્વીકાર અનુભવાય તો પોતે જ તેનું પ્રેરક અસ્તિત્વનું સૂક્ષ્મ ભાન જ હોય.

અસ્તિત્વ વિશેષ તો અસ્મિતાભાન સુધી પહોંચે છે, એમ કુળ, ધર્મ, સંસ્કૃતિ, પરંપરા – ઘણું બધું આવે છે – એમાં ઘણું બધી સૂક્ષ્મ ભાવના ક્યારેક ચગડાઈ–કચડાઈ પણ જાય છે. અહીં તે સર્વસામાન્ય અસ્તિત્વની સૂક્ષ્મ સભાનતા લક્ષમાં છે.

ભાવ હોવો એ જ ક્યાં માણસની નિયતિ છે! ભાવ છે અને અભાવ બને છે પ્રતિભાવ! એ ચીસ બને, ઊંચો ઊઠતો, મુઠ્ઠી વીંઝતો હાથ બને, એક નિશ્વાસ પણ બને – અને એ સૌમાં સૂચક હોય અસ્તિત્વ! વિના કારણ કોઈ કાગળ પર લકીર ખેંચવી, ધૂળમાં લકીર ખેંચવી, હાથ કે પગ વીંઝવા એ અસ્તિત્વના ખાલીપાને ખંખેરી નાંખવાની જ અભાનપણે, અનાયાસ થતી ક્રિયાઓ હોય છે. એમાં હોવાનો કશો અર્થ હોવો જોઈએ એવું સૂચન રહેલું હોય છે. એ અભાવ કોઈને કારણે નહીં, પોતાની જ આળસ કે બેકાળજીને કારણે હોય પણ સર્વસામાન્ય સામાજિક સ્થિતિની અપેક્ષાથી એ ઉપેક્ષા થતી હોય ત્યારે ભાવ, પ્રતિભાવરૂપે પ્રગટ થાય છે, એમાંથી પ્રતિક્રિયા પણ ઉદ્ભવે છે. અભાવ એ પ્રતિભાવનો જનક બને છે.

પોતાના સ્વીકાર માત્રથી અસ્તિત્વનો સ્વીકાર અનુભવાતો નથી, એ અર્થમાં પણ માણસ સામાજિક પ્રાણી છે, સર્વસામાન્ય અપેક્ષાની એ ઉપેક્ષા, તે વળી બંધન બને ત્યારે અસ્તિત્વની સભાનતા વધારે તીવ્ર બને છે.

આંહી ઉપેક્ષિતોએ અરે, શું નથી કર્યું ?
ઇતિહાસ ! 'કાયનાત'માં શું શું બની ગયું !

એની શી 'ઓકાત' છે, એની વળી શી 'કાયનાત' છે, એવા ભાવે જેની જેની ઉપેક્ષા થઈ છે તેમણે બંડ પોકાર્યાં છે, પોતાનો સ્થૂળ નાશ હોરીને પણ પોતાનું અસ્તિત્વ ઇતિહાસમાં સિદ્ધ કર્યું છે

અસ્તિત્વનો સંઘર્ષ તો અદિમાનવથી ચાલ્યો આવે છે, પ્રાથમિકથી તે આગળ વધી ધર્મ, સંસ્કૃતિ અને પરંપરા સુધી પહોંચે છે, કારણ કે એમાં અસ્મિતાનું ભાન પણ ભળે છે.

માણસ કેવળ ભયની સ્થિતિમાં જ ખોંખારો ખાય છે એવું નથી, પોતાના હોવાને પ્રતીતિ પોતાને કરાવવા માટે પણ તેમ કરે ! 'હું છું' એની પ્રતીતિ પોતાને ય કરાવવી પડે, બીજાઓને પણ. એકલા બેઠા બબડયા કરતા માણસો, જાત પર જ ખિજાતા ગુસ્સે થતા માણસો, રસ્તે જતાં રસ્તે બેઠેલા કૂતરા પર પણ ગુસ્સે થતા, લાત વીંઝતા માણસો—આ બધી ક્રિયામાં સૂક્ષ્મપણે ઉપેક્ષાનો પ્રતિભાવ હોય છે, અસ્તિત્વ હોવાના માંદલા, હાસ્યાસ્પદ ને નર્યા રોપ જેવા પ્રયત્નો હોય છે.

બાકી સિદ્દીકી પાકિસ્તાની શાયર છે અને એ દેશની સ્થાપનાથી માંડીને આજ સુધી ત્યાં વિવિધ સ્વરૂપે અને ધર્મને નામે પણ માણસની સ્વતંત્રતા પર અનેકવિધ બંધનો આવ્યાં છે તેની ગૂંગળામણ, એક રોમેન્ટીક પરંપરામાં ઉછરેલી ગઝલમાં પણ વ્યક્ત થાય છે. સર્જકોનો એક નાનકડો વર્ગ સાર્થક અસ્તિત્વ માટે સભાન છે અને સર્જનો દ્વારા પ્રજા સુધી એ જાગ્રતિ પહોંચે એ માટે દેશમાં સહન કરવું પડે તે સહન કરવા અને દેશ પણ છોડવો પડે તો છોડવા જેટલાં સાહસિક છે,

યૂં ભી હોને કા પતા દેતે હૈં,
અપની જંજીર હિલા દેતે હૈં.

એ જંજીરના અવાજમાં યે 'અમે છીએ' એવો સંદેશ છે. આમ તો જંજીર પોતાની ગુલામીનો અંગભૂત સાક્ષાત્કાર છે, તો એ જ સામગ્રી પોતાના અસ્તિત્વની છડી પણ પોકારવાનું સાધન બને છે. □

# સૌન્દર્યનિષ્ઠ અભિગમ / વિજય શાસ્ત્રી

કોઈ પણ પદાર્થ આપણે માટે સૌંદર્યનિષ્ઠ બની શકે છે. જ્યારે આપણે કોઈ પણ પદાર્થને કશા પણ વ્યવહારુ પ્રયોજન વગર, માત્ર જોવા ખાતર જોઈએ અને આનંદ ખાતર જોઈએ ત્યારે જે તે પદાર્થ 'સૌંદર્યનિષ્ઠ પદાર્થ' જ ગણાય એટલે જ સૌંદર્યશાસ્ત્રના કાર્યક્ષેત્રને 'વિશિષ્ટ પ્રકારના દૃષ્ટિકોણ'ની પરિભાષામાં વર્ણવવામાં આવે છે. દૃષ્ટિકોણ ઉપર જ્યારે ભાર મૂકાય છે ત્યારે એ સ્પષ્ટ છે કે પદાર્થને એમાં કેન્દ્રમાં રખાયો નથી હોતો. પારંપરિક સૌંદર્યશાસ્ત્રમાં કેન્દ્રમાં પદાર્થ રહેતો હતો. તેઓ સૌંદર્યશાસ્ત્રનો વિનિયોગ પદાર્થગત આંતર-સામગ્રીના વર્ણન માટે કરતા હતા. એ આંતરસામગ્રીને કારણે જ જે તે પદાર્થ સૌંદર્યમય ગણાતા અને એવી સામગ્રીના અભાવને લીધે અસુંદર. આવું પરંપરાગત સૌન્દર્યશાસ્ત્રમાં કેટલાક તર્કદોષો રહેલા છે. જેમ કે અમુક ચોક્કસ ગાળામાં સંવાદિતાના તત્ત્વને સૌન્દર્યનું કારણ ગણવામાં આવ્યું હતું પણ એ ગાળો પૂરો થયા પછીની કલાકૃતિઓમાં સૌન્દર્યજનક તત્ત્વો બીજાં જ હતાં છતાં સંવાદિતાના જ જો માપદંડ તરીકે ચાલુ રખાય તો દેખીતું છે કે તે અવ્યાપ્તિના દોષમાં સરી પડે. સ્ટોલ્નિટ્ઝ કહે છે તેમ "Thus art of a particular style or the taste of a particular period is taken to be the model for all aeothetic value." (પૃ ૩૦) પણ જુદા પ્રકારની કલાકૃતિઓ પણ રચાતી અને રુચિમાં પણ ફેરફારો થાય એ, અનિવાર્ય છે. તેથી જૂના માપદંડોથી આ નવીન કૃતિઓને મુલવવાની પદ્ધતિ અ-સંગત બની રહે એ પણ દેખીતું છે. આ અસંગતિ ટાળવા માટે જ 'પદાર્થના ઇન્દ્રિયાલ

ઘાસની લોન પર આખો દિવસ પલટાવી પલટાવીને તડકો ખવડાવતે અથવા દોરી પર ટાંગી, ક્લિપ લગાવી જીવનને હવામાં ઊડીને ઊંધું-ચત્તું પણ થવું પડતે. જો ઘણી કરચલિયોથી સંકોચાઈ ગયું હોત તો તો જીવનને મેજ પર લંબાવીને એના પર પાણી છાંટતે, ઈસ્ત્રી કરતે કે કરાવવી પડતે.

જીવન થઈ જતે વધારે કઠણ મેલું અને એ કામ મુશ્કેલ હોત તો તો લઈ જાત ડ્રાયક્લિનર પાસે અને જીવન એક અઠવાડિયાની રજા પાળીને પાછું ફરતે.

જીવન જો હોત કપડું તો ટીંગાયું હોત હરરસી પર.

જીવન જો હોત કપડું તો ઉતારીને પોતાને થોડો સમય પોતે જોવું પડતે, અને બતાવવું યે પડતે. છલાંગ મારીને એ જ જીવન વાવડીની ગહેરાઈને ખુદ સ્પર્શતે, પણ સ્વપ્નની ધૂંધ કાપીને નિર્દ્વંદ્વ કરવું પડતે જાગૃતિના આકાશને પણ, અથવા ધડથી અલગ કરીને માથું સ્વપ્નના પોતાના જ ધડની જેમ ઉતારવું પડતે, કેટલોક સમય માથાને પણ ટોપીમાં; એટલું યે પૂરું ન થતે તો પછી કાઢી દેતે પોતાનું શરીર ફૂરતું, સલવાર અને શેરવાનીમાં, હાથ, પગ, આખું શરીર—સમગ્ર ઉતારીને પોતાથી જ અલગ થઈને પોતાને પૂર્ણ ઉન્મુક્ત કરીને, પોતાથી જ અલગ થઈને જાગૃતિમાં પણ જોતે, અથવા બતાવવું પડતે એ સ્વપ્ન બીજાઓને.

જીવન હોત કપડું તો ટીંગાયું હોત ઓરડાની ખીંટી પર અને થોડી વાર જોતે પોતાને જ પોતાના ઓરડાની ખીંટી પર ખીંટી થયેલું. □

(મૂળ નેપાળી)

## ગાલિબના બે શે'ર / રતિલાલ 'અનિલ'

### ચિરંતન અને વ્યક્ત વાસ્તવ

માણસને કહ્યા પછી પણ ફરી એ જ જુદા સ્વરૂપે કહેવાનું પ્રાપ્ત થાય છે અથવા એકવાર કહ્યા પછી યે એમાં કશો ફેર પડ્યો નથી એ જોતાં એણે અગાઉ કહ્યું હોય તે જ જુદી રીતે કહે છે. એમ આપણે એક વ્યક્તિના એક પ્રકારના ઉદ્‌ગારો જુદા જુદા સ્વરૂપે સાંભળીએ છીએ. એક રસ્તે ચાલો ત્યારે તેને વિશે કહેવાયું હોય એનાથી જુદું અનુભવાતા એ માર્ગ વિશે પોતાનો મત પ્રગટ કરીએ, ફરી કોઇ વાર એ માર્ગે જઈએ, રસ્તા વિશેની એ જ સ્થાપના ચાલુ છે અને માર્ગ એનો એ જ છે, તો ફરી મૂળે સરેલો એવો જ ઉદ્‌ગાર શબ્દફેરે પ્રગટ થાય છે. 'ગાલિબ' એકવાર કહી ચૂક્યા હતા :

જબ કિ તુઝ બિન નહીં કોઈ મોજૂદ,
ફિર યે હંગામા, યે ખુદા ક્યા હૈ!

તારા વિના અહીં કશું મોજૂદ નથી તો પછી આ ધાંધલ ધમાલ એ શું છે? આ જે ધમાલ ચાલી રહી છે એ કંઈ તારાં કાર્યો લાગતાં નથી, તારાં કાર્યો તો જુદાં જ મનાયાં છે, આ ચાલી રહેલો ઉપદ્રવ એ તારું કામ તો નથી જ, એટલે એમાં તો તું નથી જ દેખાતો, આ બધાં ઉપદ્રવો તો માણસના છે અને તે તારી કહેવાતી હાજરીમાં ચાલે છે – ત્યારે તું હાજર છે એમ માનવું!

સર્વવ્યાપીની હાજરીમાં તો સર્વવ્યાપી જ હોય, આ તો માનવીય ઉપદ્રવ છે. મને તો તારા કરતાં આ ઉપદ્રવ સર્વવ્યાપી લાગે છે! વળી એક સર્વસત્તાની હાજરીમાં તો ઉપદ્રવ સ્ફુરે જ નહીં, અને તે ચાલે તો યે સર્વસત્તાના પ્રભાવથી શાંત પડી જાય, પણ આ તો તું યે હાજર છે અને તારી હાજરીમાં આ બધું ચાલે છે – તો પ્રભાવ કોનો છે આ અસ્તિત્વમાં, આ ઉપદ્રવ શેનાથી કરાય છે? જે પ્રેરાય છે તેમાં તારી હાજરીનો સ્વીકાર છે કે ઉપેક્ષા છે? આ ઉપદ્રવ તો જાણે તું ગેરહાજર છે એવો સંકેત કે કટાક્ષ કરે છે. તારા વિના અહીં કાંઈ હાજર નથી એ શે માનવું? વાસ્તવમાં હોય તો બંને છે, અને બીજું જે છે તે તો તારી ગેરહાજરીનું સૂચક છે!

ઈશ્વરની સર્વવ્યાપી મોજૂદગીની સ્થાપના પ્રવર્તમાન પરિસ્થિતિના સંદર્ભમાં પ્રશ્નસૂચક નીવડે છે. ગાલિબે આ શે'ર કહ્યા પછી બીજી ગઝલમાં આ શે'ર પણ કહ્યો છે :

હરચન્દ હર એક શૈ મેં તૂ હૈ,
પર તુઝ–સી તો કોઈ શૈ નહીં હૈ.

આગલા શે'રમાં પુછાયેલો પ્રશ્ન જ અહીં ફરી પુછાયો છે. આ બધું જે દેખાય છે, કોઈ પણ દૃશ્ય લો, તેમાં તું છે, પરંતુ એકે દૃશ્યમાં તું પ્રતિબિમ્બિત થતો દેખાતો નથી! અહીં પ્રશ્ન નથી. માત્ર એક સ્થાપના અને તેના અસ્વીકાર જેવું વાસ્તવદર્શન છે – આટલું જ કહીને કવિ અટકી જાય છે અને એનો બોધ તો આગલા શે'ર જેવો જ છે.

ઈશ્વર અને માણસ – કોઈ પણ ચિંતક માટે આ સનાતન પ્રશ્નો છે. એક સ્થાપિત આદર્શ અને એક વ્યક્ત વાસ્તવ, આ બંનેની સરખામણી વિચારક તટસ્થ હોય તો તે કરવાનો. એને ઈશ્વરની સ્થાપના સામે યે કંઈ કહેવાનું નહીં હોય, પણ વ્યક્ત વાસ્તવના સંદર્ભે જે સર્વવ્યાપી ચિરંતનની સ્થાપના થઈ હોય, તેનાં કાર્યો અને પ્રભાવોની વાત થઈ હોય, તે સંદર્ભે તે વ્યક્ત વાસ્તવને મૂલવે, એમાંથી

નીકળતાં તારણો વ્યક્ત વાસ્તવ અને સનાતનની ચર્ચાને જીવન્ત રાખે છે. આમાં વિચારકના ઇશ્વરના અસ્વીકાર કરતાં જે લોકોએ મૂગા મોઢે એમનો સ્વીકાર કરેલો છે, તે કેવળ શાબ્દિક સ્વીકાર છે. એ તો નિત્ય જીવનમાં 'માણસ' રૂપે જ વર્તે છે, 'ઈશ્વરના માણસ' રૂપે નહીં! આમાંયે પાછો તટસ્થ વિચારક એમ પણ કહેતો નથી કે એણે 'ઇશ્વરના માણસ' રૂપે જ વર્તવું જોઇએ! એ તો માત્ર વિરોધાભાસ પ્રગટ કરીને અન્યોની સ્વતંત્ર વિચારણાને પ્રેરે છે: તમે જ વિચારો! આ જ તો કળાનો પક્ષ છે, સ્થિતિચૂસ્ત હઠધર્મનો નહીં

સિદ્ધાંતો એક ફ્રેમમાં, સ્થાપનામાં કેદ કરી દે છે, ફૂટપટીના માપની બહાર બીજું કોઈ માપ જ નથી એમ સ્વીકારીને આગળ વધે છે અને બધા પ્રશ્નોનો તાળો મેળવી આપવાની વ્યવસ્થા પણ એમાં હોય છે, પણ કળા તો જે હોય તેમાંથી એક સાદો પ્રશ્ન ઉપસ્થિત કરે છે. શાસ્ત્રો અને ફૂટપટીનાં માપો અને ફ્રેમમાંના ચિત્ર કરતાં જુદું ચિત્ર, મૂળ સ્થાપના અને વ્યક્ત વાસ્તવ વચ્ચેનો વિરોધાભાસ પ્રગટ થાય છે અને એ પુનઃ વિચારની સામગ્રી બની રહે છે. શાસ્ત્રોએ રચેલાં પ્રમાણ-શાસ્ત્ર બહારનું એક વિચારવું પડે એવું પ્રમાણ બની રહે છે. કળાકાર નિરીશ્વરવાદી યે નથી, ઈશ્વરવાદી યે નથી, તે તટસ્થ નિરીક્ષક છે અને અનાયાસ જ તેનું દર્શન એક ઉદ્દગાર રૂપે વ્યક્ત થઇ જાય છે. □

૨૭-૧૦-'૮૮

## ગઝલનો શે'ર / રતિલાલ 'અનિલ'

આધુનિક પરંપરાના ગઝલકારોમાં બહુ ઓછા શે'રનું મહત્ત્વ સમજે છે. કાવ્ય લેખે સંપૂર્ણ ગઝલ સારી હોય એ ઇચ્છનીય હોય જ, પરંતુ પ્રત્યેક ગઝલ એવી રચાયાનાં ઉદાહરણો તો સિદ્ધ ગઝલકારોમાં ય તેમના સમાન પ્રદાનના પ્રમાણમાં, ઓછાં મળે છે, આમ છતાં એક બે શે'ર તો પ્રાણરૂપ આવી જ જાય. 'ક્યા શે'ર કહા હૈ !' એવા ઉદ્‌ગાર અમસ્તા નથી નીકળતા, ટેવવશ પણ નહીં, અનાયાશ પણ રચાયો હોય અને શાયરને કંઈક ખૂટે છે એવું લાગતાં તેને ખૂબ રસીને સ્મરણીય બનાવ્યો હોય. કવિતા ટેબલ પર બેસીને લખવાની હોય નહીં, છતાં હવે એમ લખાતી પણ હોય.

પરંપરિત ગઝલમાં શે'રનું મહત્ત્વ આજે ય રહ્યું છે અને રહેવું જોઈએ. ઉપલી પંક્તિએ શરૂ થયેલો વિચાર બીજી પંક્તિમાં પૂરો થાય એટલે શે'ર થઈ ગયો એમ માની લેવું ઠીક નથી.

પરંપરિત ગઝલકારોએ ગુજરાતીમાં પ્રથમ વાર અજમાવેલા છંદની યોગ્યતા અને શકયતા પર જેમની નજર ગઈ તેમાં મનોજ ખંડેરિયા પણ એક છે.

**મારો અવાજ મોરની પેઠે ટહૂકશે,**
**ઘેરાશે વાદળો અને હું સાંભરી જઇશ.**

સહજપણે છતાં સ્મરણીય બને એ રીતે આ શે'ર કહેવાયો છે.

ધ્વનિ આમ સ્વસ્થ, છતાં ખળુકો અને અચૂક છે. ટહૂકો પણ અવાજ છે પણ એ કવિનો છે અને એ 'મારો અવાજ' કહે છે એમાં જ સૂચક પ્રભાવ છે, મોરના ઉલ્લેખે તીવ્રતા સહિત નાયકની ઉપસ્થિતિ પણ છે, પણ બીજી પંક્તિમાં 'ઘેરાશે વાદળો' શબ્દ એવડી વ્યંજનાનો સંકેત કરે છે. એ વાદળ અષાઢનાં કે શ્રાવણનાં– એ અસ્પષ્ટ રહે છે. ઘેરાતાં વાદળ જોઈને મયુર તો ટહૂકી ઊઠે છે, પણ અહીં તો નાયિકા ઘેરાતાં વાદળ જુએ ત્યારે નાયકને અચૂક સાંભરે એવી સ્થાપના છે– તે ઘેરી પરિસ્થિતિનાં, વિરહનાં ય હોઈ શકે તો આકાશમાં વાદળ ઘેરાય ત્યારે મયુરીને મયુરનો સાદ સાંભરશે એવો ભાવ પણ અપેક્ષિત છે. આમ અહીં રમણીય વૈચિત્ર્ય પણ છે.

આવા શે'ર યાદ કરવા પડતા નથી, યાદ રહી જાય છે. ગઝલની પરંપરિત રંગદર્શિતા અહીં પૂરેપૂરી ગુજરાતની પોતીકી બનીને પ્રગટે છે. આ શે'રનો ધ્વનિ ઉપાડથી જ ધીરગંભીર રહ્યો છે અને મસ મોટું વાદળ પ્રભાવપૂર્ણ ગજગતિએ આગળ વધે તેમ શબ્દો આગળ વધે છે, પંક્તિ આગળ વધે છે.

હવે શે'રની રચના, રચનારીતિ, વિવિધ અભિવ્યક્તિ, આ દૃષ્ટિએ પણ એનો વિચાર અને વિવેચન થવું જોઈએ. સંસ્કૃતની એકાદ ઉક્તિ કે નાનકડું વાક્ય લઈ એમાં સમાયેલા વ્યાપક વિચારને પ્રગટ કરવા, અર્થો પ્રગટ કરવાનું કામ ટેવવશ પણ ચાલે છે, તેમ નહીં તો યે પોતીકી રીતે એ કામ ગુજરાતીમાં થવું જોઈએ. □

૧૨–૮–'૮૮

'આ, વગેરે વગેરે, ઉષા !'

# દર્શનરતિનો છોક / ઈલા નાયક

નવી વાર્તા આંતરિક ચેતનાને વ્યક્ત કરવા અનેક રીતે મથે છે. આધુનિક જગતમાં વધતી જતી સંકુલતાને કારણે માનવસંવેદનાને વ્યક્ત કરવાની એ વિવિધ પ્રયુક્તિઓ યોજે છે. આ ટૂંકી વાર્તા સ્વપ્નજગતને, મનોજગતને, પરા વાસ્તવને નિરૂપે છે. માનવમનનાં અનેક સ્તરોને વ્યક્ત કરતી ભૂપેશ અધ્વર્યુની 'આ,.વગેરે વગેરે, ઉષા !' સ્ત્રી–પુરુષના શારીરિક આકર્ષણની મૂળભૂત વૃત્તિના સંવેદનને કપોલ–કલ્પિતની પ્રયુક્તિથી નિરૂપે છે. સ્ત્રીને પામવાની અને સંતોષવાની નાયકની અસમર્થતા કપોલ–કલ્પિત સૃષ્ટિ રચે છે. અહીં કથાનાયકની અતૃપ્ત ઇચ્છાઓનું આવિષ્કરણ મનોવૈજ્ઞાનિક સ્તરે થયું છે. વાસ્તવ જીવનમાં રહેલી નાયકની અતૃપ્તિ અહીં અવેજીમાં કપોલકલ્પિત સૃષ્ટિ રચે છે. એમાં દર્શનરતિનો (Voyeurism) અને પંડને ઉદ્દીપ્ત કરવાનો (Self Stimulant) સૂક્ષ્મ તંતુ પડેલો છે. સ્ત્રી–પુરુષના સંબંધમાં પ્રેમ અને જાતીયતાની અવિયુક્તિ નિહિત હોય એમ આ વાર્તા જાતીય શૃંખલા દ્વારા પ્રેમની ઉત્કટ અભિવ્યક્તિ તરફ ગતિ કરે છે. સ્ત્રી–પુરુષના આ સંવેદનને પૂરેપૂરું તાગી જોવાનો પ્રયત્ન કપોલ–કલ્પિતના સર્જનાત્મક વિનિયોગથી સિદ્ધ થતો દેખાય છે.

અહીં કલ્પનાનાં અનેક વર્તુળો રચાય છે. કથાનાયક નાયિકાનાં

વિવિધ રૂપો કલ્પે છે, અને એક કલ્પનાને વાસ્તવની ધરી માની, પછી અન્ય કલ્પના કર્યે જાય છે. આમ શરૂથી અંત સુધી કપોલકલ્પિતનું સાતત્ય છે. વાર્તાના શીર્ષકમાં જ કપોલકલ્પિતનું ઇંગિત છે. ઉષા કોણ? તો કે આ, વગેરે વગેરે, જે અનેક રૂપે અસ્તિત્વ ધરાવે છે તે શીર્ષકમાં આવતાં વિરામચિહ્નનો અર્થવાહક છે. અલ્પવિરામો નાયકની અધ્યાહાર કલ્પનાઓ સૂચવે છે અને આશ્ચર્યવિરામ પોતાની જ કલ્પનામાં રાચતા નાયકના આનંદનો સંકેત કરે છે. નાયિકા ઉષા નાયકચિત્તનું સર્જન છે સો પ્રથમ લગ્ન પછીની પ્રથમ રાતનું નાયિકાનું સુગંધી રૂપ કલ્પી નાયક સંવેગોનું પ્રગલ્ભ આલેખન કરે છે. ઈન્ટરવ્યૂ વખતે બન્નેએ એકબીજાને જોયાં ત્યારે તેમણે માત્ર સ્ત્રીશરીર અને પુરુષ-શરીરને જ જોયું હતું, જેનું ઇન્દ્રિયસંવેદ્ય વર્ણન છે. આ અવશ, અપ્રતિરોધ્ય ખેંચાણને પૂર્ણતાની કક્ષાએ પહોંચાડવાની ક્રિયા–પ્રતિક્રિયા બાદ ઊંઘતી ઉષાને જોઈ નાયકને તરંગ આવે છે કે, ઉષાને કોઈક કારણે અનિદ્રાનો રોગ થાય તો? તો એમાંથી અનેક રોગો થતાં ઉષા ગાંડી બને અથવા એથી કરીને ચિંતાગ્રસ્ત, ઉદાસ, હતાશ બનેલી ઉષા વરવી બને. આવી ઉષા સાથે પોતે કેવી રીતે જીવી શકે? પણ પછી નાયક આ અણગમતો તરંગ છોડી દે છે. નાયકનો આ તરંગ પરપીડનનો જ અવિષ્કાર છે. મિત્રોના સહવાસમાં વધુ ને વધુ સમય પસાર કરવાની ઉષની પ્રવૃત્તિ પણ પરપીડનનું જ પરિણામ છે. આ પછી નાયકને જોઈ ફૂલની જેમ ખીલી ઊઠતી ઉષાનું રૂપ પ્રત્યક્ષ થાય છે. પોતાના શરીર પર સરસરાટ દોડતી ઉષાનું મોં હોટેલનું મેનૂકાર્ડ વાંચતાં જેવું થાય તેવું દેખાય છે. અહીં પેટની ક્ષુધા અને જાતીય ક્ષુધાની સમાનતા સૂચિત થાય છે.

નાયકને થાય છે, આ બધું ફરજિયાત-પણે લદાતું તો નથી ને? સ્ત્રી–પુરુષ એકબીજા વિના સુખ ન જ મેળવી શકે? નાયિકાને સંતોષી ન શકતો નાયક વિચારે છે કે,

પોતે એને બાંધી રાખનાર કોણ ? સૂતેલી નાયિકાનાં રમણીય ગાત્રોની ગંધથી આન્દોલિત થતો નાયક એની આક્રમકતા ઝંખે છે. નાયિકાને સંતોષી શકવા અસમર્થ હોવા છતાં નાયકને કર્ણ થવું નથી, એમ કરે તો એના સ્વામિત્વનું શું ? અધખુલ્લા મોં સાથે આંખો મીંચી સૂતેલી ઉષાના કુત્તીકૃદેશ રૂપની કલ્પનામાં કપોલ કલ્પિતના કુત્સિત તરંગનું આવિષ્કરણ છે. ઉષાનું આ રૂપ કલ્પી નાયક એને નકારે છે. નાયક શરીર પર સ્થપાઈ એને મૃદુ આહ્વાન આપતી ઉષા, અસંતુષ્ટ થવાથી હતાશ થયેલી ઉષા, નાયકથી વિમુખ થતી જતી અને પોતાના મિત્રવર્તુળમાં જ પ્રવૃત્તિશીલ રહેતી ઉષા, ડૉક્ટર મિત્ર પાસે પતિની ચિકિત્સા કરાવતી ઉષા, કાયર, નામર્દ, નપુંસક જેવા શબ્દો બોલતી ઉષા, ષડયંત્રકારી દ્રૌપદી જેવી ઉષા, નાયકને છોડી જતી ઉષા – આવાં આવાં અનેક રૂપોની નાયક કલ્પના કરે છે છોડી જતી ઉષાને આવેગપૂર્ણ ચૂમીઓથી નાયક નવડાવે તો ઉષાને નવાવતાર મળે ખરો, પણ આવા કસમયના આવેગથી ઉષા નાયકના વર્તાવ અંગે શંકિત થશે અને પરપુરુષના બળાત્કારથી બચવાના પ્રયત્નરૂપે તે હડસેલો મારશે નાયકના સૂતાં પહેલાં જ સૂઈ ગયેલી ઉષા જાગીને નાયકના અર્ધખુલેલા મોં પર ચૂમી ભરવાની કલ્પના કરે અને વિચારે કે નાયક એના શરીર પર સરસરાટ કરતો સરી આવે તો...ઊઠતાં સ્પંદનો...અહીં નાયકનો તરંગ નાયિકામાં સંક્રાન્ત થાય, એ એની પરાકાષ્ઠા છે. અસમર્થ નાયકની વાસ્તવિકતા કપોલકલ્પનાનાં અનેક આવર્તનોને અંતે પાછી સૂચિત અસમર્થતા આગળ આવીને થંભે છે – એ આ વાર્તાની રમણીયતા છે.

સર્જકે વાર્તામાં ભાષાનાં અનેક પરિમાણો પ્રગટાવ્યાં છે. સાધારણ વાક્યરચનાથી જુદી જ વાક્યરચનામાં ક્યારેક ચમત્કૃતિ કે વક્રતા જોવા મળે છે. વાર્તાનું શીર્ષક ગુજરાતી ભાષાના અન્વયની બહારનું વાક્ય છે છતાં એમાં અનન્વય નથી. શીર્ષકની આવી રચના ઉક્તિ વૈચિત્ર્ય સિદ્ધ કરી, કપોલકલ્પિત સૃષ્ટિનો સંકેત રચે છે.

આરંભમાંની નાયિકાના અધ–ખુલ્લા મેં વચ્ચે ગુલાબની પાંદડી મૂકવાની નાયકની કલ્પના અંતે આવતા એ જ વાક્યના પુનરાવર્તન દ્વારા નાયિકામાં સંક્રાન્ત થાય છે. કૃતિમાં ભાષાશૈલીના અલગ અલગ પુટ આપી તરંગવૈચિત્ર્ય સાધ્યું છે. ભાષાનો સૌંદર્યાત્મક પ્રયોગ મૂળ સંવેદનને સરસ અને સચોટ વ્યક્ત કરવામાં મદદરૂપ છે કર્ણ–દ્રૌપદીના સંદર્ભમાં પૌરાણિક પાસ છે તો આયુધોની ડિંગળરસી ભટાઉલીનો નિનાદ મારે પણ્યગૃહોમાં અકબંધ કરવો છે. જેવા વાક્યમાં મધ્યકાલીન સ્પર્શ અનુભવાય છે. 'રાત્રિથી યે રમણીય ગાત્રની પ્રખર સહરાની ગંધવલ્લીઓ....' માં કાવ્યપંક્તિઓનો સમન્વય રચી પૂર્વ સાહિત્યનો, ઉલ્લેખ (allusive) દ્વારા વિનિયોગ કર્યો છે. વળી વિવિધ પેરે ભાષાતરેહો નિપજાવી છે :

'નિંદ હરામ, રોજ હરામ' આ ઉષાની આંખ ખૂલી. ખૂલતાં જ મારા પર ઝૂલી.' 'નજરે ચડી જાઉં તો– ન જ ચડી જાઉં' અહીં પ્રાસ યોજી લય ઉપજાવ્યો છે. ના, ઉષા !, બસ ઉષા..., નહીં ઉષા..., પેલી ઉષા, વાહ ઉષા– જેવા ઉક્તિ સમાન્તરોથી અલગ ધ્વનિ અને લય રચ્યા છે. આમ આવૃત્તિ, સમાંતરતા, વિરોધ જેવી ભાષાની સૌંદર્યગત રચનાયુક્તિ દ્વારા દર્શનરતિનો છાક આપતી આ વાર્તા અભિવ્યક્તિનું માતબર વૈચિત્ર્ય સાધે છે. □

પોતે એને બાંધી રાખનાર કોણ ? સૂતેલી નાયિકાનાં રમણીય ગાત્રોની ગંધથી આન્દોલિત થતો નાયક એની આક્રમકતા ઝંખે છે. નાયિકાને સંતોષી શકવા અસમર્થ હોવા છતાં નાયકને કશું થતું નથી, એમ કરે તો એના સ્વામિત્વનું શું ? અધખુલ્લા મોં સાથે આંખો મીંચી સૂતેલી ઉષાના કુત્સિત રૂપની કલ્પનામાં કપોલ કલ્પિતના કુત્સિત તરંગનું આવિષ્કરણ છે. ઉષાનું આ રૂપ કલ્પી નાયક એને નકારે છે. નાયક શરીર પર સ્થપાઈ એને મૃદુ આહ્વાન આપતી ઉષા, અસંતુષ્ટ થવાથી હતાશ થયેલી ઉષા, નાયકથી વિમુખ થતી જતી અને પોતાના મિત્રવર્તુળમાં જ પ્રવૃત્તિશીલ રહેતી ઉષા, ડૉક્ટર મિત્ર પાસે પતિની ચિકિત્સા કરાવતી ઉષા, કાયર, નામર્દ, નપુંસક જેવા શબ્દો બોલતી ઉષા, ષડયંત્રકારી દ્રૌપદી જેવી ઉષા, નાયકને છોડી જતી ઉષા – આવાં આવાં અનેક રૂપોની નાયક કલ્પના કરે છે છોડી જતી ઉષાને આવેગપૂર્ણ ચૂમીઓથી નાયક નવડાવે તો ઉષાને નવાવતાર મળે ખરો, પણ આવા કસમયના આવેગથી ઉષા નાયકના વર્તાવ અંગે શંકિત થશે અને પરપુરુષના બળાત્કારથી બચવાના પ્રયત્નરૂપે તે હડસેલો મારશે નાયકના સૂતાં પહેલાં જ સૂઈ ગયેલી ઉષા જાગીને નાયકના અર્ધખુલેલા મોં પર ચૂમી ભરવાની કલ્પના કરે અને વિચારે કે નાયક એના શરીર પર સરસરાટ કરતો સરી આવે તો...ઊઠતાં સ્પંદનો...અહીં નાયકનો તરંગ નાયિકામાં સંક્રાન્ત થાય, એ એની પરાકાષ્ઠા છે. અસમર્થ નાયકની વાસ્તવિકતા કપોલકલ્પનાનાં અનેક આવર્તનોને અંતે પાછી સૂચિત અસમર્થતા આગળ આવીને થંભે છે – એ આ વાર્તાની રમણીયતા છે.

સર્જકે વાર્તામાં ભાષાનાં અનેક પરિમાણો પ્રગટાવ્યાં છે. સાધારણ વાક્યરચનાથી જુદી જ વાક્યરચનામાં ક્યારેક ચમત્કૃતિ કે વક્રતા જોવા મળે છે. વાર્તાનું શીર્ષક ગુજરાતી ભાષાના અન્વયની બહારનું વાક્ય છે છતાં એમાં અનર્થ નથી. શીર્ષકની આવી રચના ઉક્તિ વૈચિત્ર્ય સિદ્ધ કરી, કપોલકલ્પિત સૃષ્ટિનો સંકેત રચે છે.

આરંભમાંની નાયિકાના અધ-ખુલ્લા મોં વચ્ચે ગુલાબની પાંદડી મૂકવાની નાયકની કલ્પના અંતે આવતા એ જ વાક્યના પુનરાવર્તન દ્વારા-નાયિકામાં સંક્રાન્ત થાય છે. કૃતિમાં ભાષાશૈલી । અલગ અલગ પુટ આપી તરંગવૈચિત્ર્ય સાધ્યું છે. ભાષાનો સૌંદર્યાત્મક પ્રયોગ મૂળ સંવેદનને સરસ અને સચોટ વ્યક્ત કરવામાં મદદરૂપ છે કર્ણ-દ્રૌપદીના સંદર્ભમાં પૌરાણિક પાસ છે તો આયુધોની ડિંગળરસી ભટાઉલીનો નિનાદ મારે પણ્યગૃહોમાં અકબંધ કરવો છે. જેવા વાક્યમાં મધ્યકાલીન સ્પર્શ અનુભવાય છે. 'રાત્રિથી યે રમણીય ગાત્રની પ્રખર સહરાની ગંધવલ્લીઓ....' માં કાવ્યપંક્તિઓનો સમન્વય રચી પૂર્વ સાહિત્યનો, ઉલ્લેખ (allusive) દ્વારા વિનિયોગ કર્યો છે. વળી વિવિધ. પેરે ભાષાતરેહો નિપજાવી છે :

'નિંદ હરામ, રોજ હરામ' આ ઉષાની આંખ ખૂલી. ખૂલતાં જ મારા પર ઝૂલી.' 'નજરે ચડી જાઉં તો- ન જ ચડી જાઉં' અહીં પ્રાસ યોજી લય ઉપજાવ્યો છે. ના, ઉષા !, બસ ઉષા..., નહીં ઉષા..., પેલી ઉષા, વાહ ઉષા- જેવા ઉક્તિ સમાન્તરોથી અલગ ધ્વનિ અને લય રચ્યા છે. આમ આવૃત્તિ, સમાંતરતા. વિરોધ જેવી ભાષાની સૌંદર્યગત રચનાયુક્તિ દ્વારા દર્શનરતિ । છાક આપતી આ વાર્તા અભિવ્યક્તિનું માતબર વૈચિત્ર્ય સાધે છે. □

નાટ્યાત્મક કવિતા / પ્રસાદ બ્રહ્મભટ્ટ

ચૂપકીદીએ
ચાંદનીનું રૂપ લીધું છે
અને મરી ગયેલાં
મનનાં હીબકાં
શિથિલ સ્તનોમાં
એકરૂપ થઈ ગયાં છે,
ઘોડાની પીઠ પરથી
ઉતારી મૂકેલી
જીર્ણ ગાડી જેવું ઝાંખું નગર
તારી આંખોના દ્રાવણમાં
પડી ગયેલા
પતંગિયાના તરફડાટથી
હલબલ્યું.
ઈશ્વરના
વધી ગયેલા નખ જેવા
આરસના દેવળ કને
આપણે ભેટી ગયા.
ચૈત્રની બપોરના મૌનમાં
હાથ નાખી તને મેં
ડૂબતી બચાવી હતી;
પણ અરે!
રાત્રિના તટ પર તરે છે
ફૂલી ગયેલું

ફિક્કું શબ.
ચૂપકીદીએ
ચાંદનીનું રૂપ લીધું છે.

('મારે નામને દરવાજે') —લાભશંકર ઠાકર

લાભશંકર ઠાકરના પ્રથમ કાવ્યસંગ્રહ 'વહી જતી પાછળ રમ્યઘોષા'માં 'સૂર્યને શિક્ષા કરો' નામક સામાજિક ભાવબોધને વ્યંજિત કરતી એક નાટ્યાત્મક કવિતા પ્રાપ્ત થાય છે. તેમાં બહુ મોટી ઘટના સૂક્ષ્મ કાવ્યાત્મક સંકેતો દ્વારા સૂચિત થઈ છે તેમના ત્રીજા સંગ્રહ 'મારે નામને દરવાજે' (૧૯૭૨)માં ઉપર્યુક્ત કાવ્ય સાથે કેટલુંક સામ્ય ધરાવતી રચના પ્રાપ્ત થાય છે. આ કાવ્યમાં પણ સામાજિક દૃષ્ટિએ ચિંતા ઉપજાવે તેવી એક ઘટના પ્રત્યેની કવિની કન્સર્ન વ્યક્ત થઈ છે.

આ કાવ્યની વિશેષતા તેના વસ્તુ કરતાં અભિવ્યક્તિમાં સંવિશેષ છે. લાભશંકરની કવિતામાં કલ્પનોનો વિનિયોગ તેમના કાવ્યસંર્જનના આરંભકાળથી જ ધ્યાનાકર્ષક રહ્યો છે. આ કાવ્યમાં કવિને જે કહેવું છે તે તેમણે થોડાંક તાજગીપ્રદ કલ્પનો દ્વારા કહ્યું છે.

કાવ્યના આરંભની પંક્તિઓ કાવ્યાંતે પુનરાવર્તિત થાય છે. સ્વાભાવિક રીતે જ તે અતિ મહત્ત્વની પંક્તિઓ છે અને કાવ્યની ઘટનાના ઈંગિતો તેમાં પડેલાં છે. આ પંક્તિઓની વિશેષતા એ છે કે તે કાવ્યારંભે આવે છે ત્યારે તેને અંતે પૂર્ણવિરામ નથી આવતું પણ તેની સાથે અન્ય પંક્તિઓ ઉભયાન્વયી અવ્યય 'અને' થી જોડાય છે, જ્યારે કાવ્યાંતે તેની પછી પૂર્ણવિરામ મૂકવામાં આવ્યું છે.

કાવ્યનો આરંભ અને અંત 'ચૂપકીદી'થી થાય છે, એવી ચૂપકીદીથી જેણે ચાંદનીનું રૂપ લીધું છે. આ ચાંદની શાનું સૂચન કરે છે એ આપણે પછી તપાસીશું, પણ ચૂપકીદી શાની સૂચક હોઈ શકે એ આપણે સરળતાથી કલ્પી શકીએ તેમ છીએ. માણસે,

આમ તો સ્ત્રીએ ક્યારે ચૂપકીદી સેવવી પડે એ આપણે સારી રીતે જાણીએ છીએ. 'સૂર્યને શિક્ષા કરો' માં પણ નતશિર સગર્ભા સ્ત્રી, 'કોણ છે આ કૃત્યનો કર્તા ?' ના પ્રત્યુત્તરમાં ચૂપ રહે છે. આ કાવ્યમાં ચૂપકીદી સ્ત્રી સાથે સંકળાયેલી છે એ તો કાવ્યના પ્રથમ વિધાન દ્વારા જ સ્પષ્ટ થઈ જાય છે. આ ચૂપકીદી પાછળનું કારણ કવિએ સ્પષ્ટપણે નિર્દેશ્યું નથી પણ કાવ્યના સમગ્ર સંદર્ભમાં આપણે તેની કલ્પના કરી શકીએ.

'ચૂપકીદીએ ચાંદનીનું રૂપ લીધું છે' એ વિધાનને કવિએ એક અન્ય વિધાન સાથે ઉભયાન્વયી અવ્યયથી સાંકળ્યું છે એ વિધાનમાં 'હીબકાં'ની વાત આવે છે. બોલચાલનો આ તળપદો શબ્દ રુદનની તીવ્રતમ સ્થિતિ પ્રગટ કરે છે. રુદનનો અતિરેક હીબકાંમાં પરિણમતો હોય છે. સામાન્ય રીતે સ્ત્રી કે બાળકનું રુદન હીબકાં સુધી ત્યારે જ પહોંચતું હોય છે જ્યારે કોઈ તેને શાંત કરનાર ન હોય, સાંત્વન આપનાર ન હોય અને રુદનનું કારણ પ્રબળ હોય. અહીં રુદનનું કારણ કવિએ પ્રગટ નથી કર્યું પણ 'હીબકાં' મરી ગયેલા મનનાં છે તથા શિથિલ સ્તનોમાં એકરૂપ થઈ ગયાં છે એમ કહી કવિએ ઘણું સૂચવી દીધું છે. 'મરી ગયેલું મન' પ્રેમીના વિશ્વાસઘાતનું સૂચન કરે છે તો 'શિથિલ સ્તનો' એ પ્રેમી સાથે કરેલી રતિક્રીડા, કામક્રીડાને વ્યંજિત કરી રહે છે. એટલે અહીં પણ પરિસ્થિતિ 'સૂર્યને શિક્ષા કરો' જેવી છે એવું અનુમાન કરી શકાય. અલબત્ત અહીં કવિએ વ્યંજનાની ધાર તીવ્ર બનાવી છે અને સૂક્ષ્મ સંકેતથી કામ ચલાવ્યું છે.

કાવ્યના પ્રથમ વાક્યમાં એક આશાભંગ થયેલી સ્ત્રીની વ્યથા અને તેની ચૂપકીદીના નિર્દેશ પછી બીજા વાક્યમાં કવિ એક નવા પાત્રનો પ્રવેશ કરાવે છે. એ પુરુષ પાત્ર છે અને કાવ્યનાયિકાનો તે દગાબાજ પ્રેમી નથી પણ કદાચ તેના જીવનમાં આવેલો અન્ય પુરુષ છે એવું કાવ્યના સંદર્ભ પરથી સમજાય છે. તે કાવ્યનો કથક

ચણુ છે. આ દ્વિતીય વાક્યમાં તે નાયિકાને ઉદ્દેશી એક વિધાન કરે છે. આ વિધાન વાસ્તવમાં તો એક કલ્પન છે. આ કલ્પનમાં નાયિકાની આંખોનું દ્રાવણ ઘટનાસ્થળ છે. ઘટના શું ઘટે છે? નગર હલબલે છે. નગર કેવું? કવિ કહે છે, ઘોડાની પીઠ પરથી ઉતારી મૂકેલી જીર્ણ ગાડી જેવું ઝાંખું નગર. શાનાથી હલબલે છે? આંખોના દ્રાવણમાં પડી ગયેલા પતંગિયાના તરફડાટથી. પતંગિયાનો તરફડાટ શું વ્યંજિત કરે છે? શમા-પરવાનાનું પ્રચલિત પ્રતીક અહીં અર્થઘટનમાં કંઈક ઉપયોગી નીવડી શકે. પતંગિયાનો તરફડાટ નાયિકાના કોઈ વિફળ પ્રેમીની વ્યાથાનું સૂચન કરતો કલ્પી શકાય. એ પ્રેમી કાવ્યનો કથક હશે? કદાચ હોઈ શકે. પતંગિયાનો તરફડાટ નગરના હલબલાટમાં પરિણમે છે. આ નગરને કવિએ માત્ર ઝાંખું નથી કહ્યું, કોના જેવું ઝાંખું એ પણ કહ્યું છે. ગાડીનું મહત્ત્વ તે ઘોડાની પીઠ પર હોય ત્યારે જ અર્થાત્ તે ઘોડાગાડી હોય ત્યારે જ હોય છે. ઘોડાની પીઠ પરથી ઉતારી મૂકેલી જીર્ણ ગાડીનું મૂલ્ય કેટલું? હલબલાટ કરતું નગર પણ આવી જીર્ણ ગાડી જેવું છે.

કાવ્યના બે વાક્યોમાં બે પાત્રોનો પરિચય થાય છે. જે નગરમાં તેઓ વસે છે એ નગરનો પણ આછો ખ્યાલ ઉપલબ્ધ થાય છે. એ પાત્રો પૈકી એક આશાભંગ થયેલી, હતાશ થયેલી વ્યથિત સ્ત્રી છે અને બીજું પાત્ર પુરુષનું છે એ સમજાય છે. ત્રીજા વાક્યમાં એ બંનેનું મિલન વર્ણવાય છે. મિલન ક્યાં થાય છે? આરસના દેવળ પાસે. કવિએ દેવળ કહ્યું છે, મંદિર, મસ્જિદ નહીં. આ દેવળ પાત્રોમાં જ્ઞાતિ ધર્મનું સૂચક હશે? કદાચ. નગરને કવિએ જેવું ઉપમાન આપ્યું હતું તેવું દેવળને પણ આપે છે દેવળ કેવું છે? કવિ કહે છે, ઈશ્વરના વધી ગયેલા નખ જેવું. વધી ગયેલા નખ વ્યક્તિના હોય કે ઈશ્વરના, તેનું મૂલ્ય, તેની મહત્તા શું છે એ આપણે જાણીએ છીએ. દેવળને વધી ગયેલા નખ સાથે સરખાવી કવિએ, તેમની નજરમાં તેનું શું મૂલ્ય છે એ સ્પષ્ટ કરી દીધું છે. નગર સમાજને અને દેવળ ધર્મને પ્રતિબિંબિત કરે છે.

આ બંને સંસ્થાઓ સાથે વ્યક્તિનું જીવન ઘનિષ્ઠ રીતે સંકળાયું છે, પણ તે વ્યક્તિના ઉત્કર્ષમાં, તેની સુખાકારીમાં કેટલાં ઉપકારક છે એ એક પ્રશ્ન છે આ કાવ્યમાં કવિએ, તેની ઉપકારકતા પર પ્રશ્નાર્થ ચિહ્ન લગાવી દીધું છે.

બે મુખ્ય પાત્રોનું મિલન તો થયું; હવે કશુંક થવું જોઈએ. ચોથા વાક્યમાં કાવ્યની મુખ્ય ઘટના ઘટે છે. આ વાક્યના બે ખંડ છે. પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ, પૂર્વાર્ધમાં ભૂતકાળ નિર્દેશાયો છે જ્યારે ઉત્તરાર્ધમાં છે વર્તમાન. પૂર્વાર્ધમાં કાવ્યનાયક નાયિકાને કહે છે કે મેં તને ડૂબતી બચાવી હતી. તેને બચાવવા માટે નાયકે ચૈત્રની બપોરના મૌનમાં હાથ નાંખવો પડે છે કાવ્યના આરંભ અને અંતમાં ચૂપકીદી છે, અહીં મૌન. ચૈત્રની બપોર શું સુચવે છે? તેનો અર્થ પામતા પહેલાં 'સૂર્યને શિક્ષા કરો' પર દૃષ્ટિપાત કરીએ. શ્યામાની અવદશા માટે કવિ કોઈ વ્યક્તિને નહીં પણ સૂર્યને જવાબદાર ઠેરવે છે. અહીં પ્રગટપણે સૂર્યનો નિર્દેશ નથી પણ ચૈત્રની બપોર આખરે સૂર્યની પ્રખર શક્તિને જ ધ્વનિત કરે છે ને?

પ્રિયકાન્ત મણિયારના એક કાવ્ય 'ફૉકલેન્ડ રોડને જોતા'માં સૂર્યનો કામાવેગના પ્રતીક તરીકે વિનિયોગ થયો છે ('રે સૂર્યમાં માછલીઓ તરી રહી!') એ અહીં યાદ આવે છે. સૂર્યમાં તરી રહેલી માછલીઓ અને ચૈત્રની બપોરના મૌનમાં ડૂબી રહેલી નાયિકાની વેદનામાં ખાસ અંતર નહીં હોય. ફરક એટલો છે કે ત્યાં માછલીઓને બચાવનાર કોઇ નથી, અહીં નાયિકાને બચાવનાર એક વ્યક્તિ છે તે હિંમત કરીને (કદાચ સમાજ અને ધર્મના ખફા વહોરીને) નાયિકાને ડૂબતી બચાવે છે. પણ પરિણામ શું આવે છે? વાક્યનો ઉત્તરાર્ધ 'પણ અરે!' થી આરંભાય છે. આ બે શબ્દો કશુંક અનપેક્ષિત, અનુચિત, દુઃખદાયક બની ગયું છે એનું સૂચન કરી રહે છે. બપોરે નાયિકાને બચાવનાર નાયક રાત્રે શું નિહાળે છે? રાત્રીના તટ પર તરતા ફૂલી ગયેલા ફિક્કા શબને. આ શબ કોનું હશે એ કહેવાની

જરૂર ખરી ? પુનઃ 'સૂર્યને શિક્ષા કરો' પર દૃષ્ટિપાત કરીએ. તેમાં નાયિકાની 'આંખમાં માધુર્યનાં શબ ઝૂલતાં, કવિ નિહાળે છે. એ કાવ્યમાં માધુર્યનાં શબની વાત છે, અહીં તો સ્ત્રીનું ફૂલી ગયેલું ફિક્કું શબ છે. આ સ્ત્રીના આપઘાતનો એક પ્રયાસ કાવ્ય-નાયકની દરમ્યાનગીરીથી વિફળ થાય છે, પણ કદાચ તેનો બીજો પ્રયાસ સફળ થાય છે. તેનું કારણ શું છે એ કહેવાની કશી જરૂર જણાય છે ? કવિ પણ ચૂપ રહેવાનું પસંદ કરે છે. ચૂપકીદી ચાંદનીનું રૂપ ધારણ કરે છે.

ચાંદની સ્નિગ્ધ, શીતળ છે. પ્રેમીઓના પ્રેમ માટે તે ઉદ્દીપક છે, પણ પ્રેમીઓ જ્યારે વિખૂટાં પડેલાં હોય, વિયોગમાં ઝૂરતાં હોય ત્યારે તો ચાંદની તેમની વિરહવેદનાને દ્વિગુણિત કરવાનું કામ જ કરે છે, વિરહી પ્રેમીઓને તો તે બાળવાનું. પ્રજાળવાનું જ કામ કરે છે. પોતાના પ્રેમીથી અળગી પડેલી સ્ત્રી આપણે જોઈ ગયા એવા કોઈ કારણસર ચૂપકીદી સેવે છે અને તેની એ ચૂપકીદી જ ચાંદનીનું રૂપ ધારણ કરે છે. આ ચાંદની અન્ય લોકો માટે, સ્ત્રીના દગાબાજ પ્રેમી માટે પણ શીતળ, પ્રસન્નકર નીવડી શકે, પરંતુ ચૂપકીદી સેવનાર સ્ત્રી માટે તો તે પ્રજાળનાર, દાહક સૂર્ય સમી જ બની રહે છે. તેના આત્માને તો તે પ્રજવાલત કરે છે. હા, રાત્રીના તટ પર તરતા તેના ફિક્કા શબને તે શાતા આપનાર બની શકે કદાચ તેના માટે તે કફનનું કામ પણ કરી જિંદગીભર સૂર્યમાં, સૂર્યના તાપમાં શેકાતી, પ્રજ્વળતી સ્ત્રીને મર્યા પછી તો ચાંદનીનું કફન મળે ને ?

ગાંધીયુગના કોઈ સામાન્ય કવિએ જે વિષય પર દીર્ઘ કાવ્ય રચી સમાજ, ધર્મ અને લગ્નસંસ્થા પર લાંબું ચિંતન ફટકાર્યું હોત એ વિષય પર આધુનિક કવિ લાભશંકર ઠાકર ચાર પાંચ વાકયનું જ લઘુકાવ્ય રચી થોડાંક તાજગીપ્રદ કલ્પનો દ્વારા પોતાને કહેવાની વાત વ્યંજના દ્વારા ધ્વનિત કરે છે; અને એ રીતે કલાત્મક અભિવ્યક્તિ દ્વારા કાવ્યત્વ સિદ્ધ કરે છે. □

## રહસ્યગર્ભ ક્ષણની કળાત્મક માવજત / જગદીશ ગૂર્જર

'અન્તરાલ'ની વાર્તાઓનો સ્થાયી વિભાવ મહદ્ અંશે વિષાદનો રહ્યો છે. જે વિશ્વ પ્રત્યે પોતાનું અદમ્ય ખેંચાણ રહ્યું હોય, એ વિશ્વ સ્વયં જેના તરફ ભાવશૂન્ય બની રહેતું જણાય ત્યારે એ ક્ષણે માનવીનું હૃદય કેવી રિક્તતા અને વિષાદ અનુભવે એનો બોધ આ સંગ્રહની કેટલીક વાર્તાઓમાં કળામય રીતે અભિવ્યક્તિ પામ્યો છે. એકલતા અને પરાયાપણાની તીવ્ર લાગણી અનુભવતાં આ વાર્તાઓનાં પાત્રો પોતાના વિશ્વથી વિખૂટાં પડી ગયાની વેદના વેઠે છે. પોતાનાં જ સ્વજનો વચ્ચે પોતે Unwanted અથવા un-invited બની ગયાં હોવાનું દુઃખ વેઠે છે

'ઈતિરા' વાર્તાની નાયિકા પાસે ઘર છે, પતિ છે, બાળકો છે. છતાં આ બધાંની વચ્ચે તે એક Outsider woman છે. મંદાબહેન જેવી પરસ્ત્રીની હાજરીમાં પોતાનો પતિ એને માટે સાવ અજાણ્યો બની રહે છે. એની સાચી હૂંફથી એ અળગી જ રહી ગઈ છે. પતિ પોતાને અવગણે, અન્ય સ્ત્રી તરફ પોતાનો અકારણ સ્નેહ પ્રદર્શિત કરે, એ બધું સંવેદનશીલ પ્રકૃતિની નાયિકાને માટે અજંપો જન્માવનારું છે. એના દામ્પત્ય-જીવનનો માર્ગ એના જીવનની વિસંગતિ બની ગયો છે.

'માર્ગ અલબત્ત સુંદર છે પણ અહીં ઠરવાનું નથી. એકાદ

એ પળ વિસામો લીધો પછી પાછું ચાલવાનું જ છે. વધારે થોભાય એવું કોઈ સ્થાન અહીં આવતું નથી. જો કે આ વિચાર આ માર્ગ ભણી આવતાં પહેલાં કરવો જોઈતો હતો, હવે અહીંથી પાછા જવું કેવી રીતે અને કયાં ?' ('અન્તરાલ' પૃ. ૨–૩)

એન જીવનની મુસાફરીમાં કોઈએ એની જરૂર નથી સ્વીકારી પરિણામે માત્ર સમજદાર હોવાનું મૂલ્ય અર્થાત્ વેદના જ એણે સહેવાની છે.

તો વળી, 'એકાંત'ની નાયિકા એની સૂક્ષ્મ સૌન્દર્યદૃષ્ટિ સાથે પોતાના પતિની ભૌતિકવાદી દૃષ્ટિનો કશો મેળ સાધી શકતી નથી, પોતાનાં રસ અને રુચિની વાતો પતિને પહોંચાડી શકે એવું કશું જ માધ્યમ એની પાસે નથી. પોતાની વેરવિખેર જાતને એકઠી કરી શકે એ માટે એને એકાંતની ઝંખના છે. પંદર દિવસ માટે કંપનીના કામે બહારગામ ગયેલા પતિની ગેરહાજરીમાં નાયિકાની ઈપ્સિત એકાંતની તીવ્ર ઝંખના સંતોષાય છે ધીરેન તો એને કહીને ગયો હતો કે મમ્મી–પપ્પાને ત્યાં જઈ આવજે. પરંતુ એ ન ગઈ, કારણ કે, 'જો આ ઘરમાં જ એકાંત શોધવાનું હોય તો બીજે ભાગી છૂટવાનો અર્થ નહિ" પંદર દિવસોના આ એકાંતને એ જતનથી જાળવી રાખવા માગે છે. ધીરેનની આંખો એને ચોંટી રહી ન હોય, એવી અલભ્ય રાત્રિનો આ પ્રથમ પહોરે એને પ્રાપ્ત થયો છે. મોડી રાત સુધી વાંચીને છેવટે ડબલબેડની સુંવાળી ચાદર પર મોકળાશથી આળોટળી એ નાનકડી કિશોરી બની રહે છે. ધીરેનના આગમન પછી ય, એનું અસ્તિત્વ પેલા એકાંત દિવસોનો ભીતરી રોમાંચ અનુભવી રહે છે. પતિના સ્પર્શને કારણે નહીં, પોતાના અંતરમાં સંગોપી રાખેલા એકાંતની રોમાંચકારી સ્મૃતિઓમાં ખોવાઈને, એ અનેરો આહ્‌લાદ અનુભવતી રહે છે. વાસ્તવમાં પતિનું સાંનિધ્ય નહીં, પેલું એકાંત એ જ એના ભીતરી સંગીતનો વિકલ્પ બની રહે છે.

'અકબંધ'ની નાયિકા બાની માંદગીના સમાચાર સાંભળીને પાંચ

વર્ષે, અચાનક જ પિયર દોડી આવી છે. ગૃહિણી તરીકેના કાર્યભારમાં સતત વ્યસ્ત રહેનારી તેને પિયરનું વારંવાર સ્મરણ થઈ આવતું હોય છે. આજે એ ભૂતકાળના સમૃદ્ધ દિવસોને પુનઃ ચાક્ષુષ કરી રહે છે. પિયરના ગામનો ગુલમહોર, પાનની લારી, આમલીનું ઝાડ, ગામના રસ્તાઓ - વગેરેને જોતાં જોતાં પોતે પરણીને પ્રથમ વાર ગામથી વિદાય થયેલી એ વિદાયનું દૃશ્ય ઉલ્લાસથી સ્મરી રહે છે પોતાની હાજરી વિના પિયરનું ઘર કેવું અધૂરું અધૂરું લાગતું હશે, એના વિચારો કરતી નાયિકા મહિનો અહીં નિરાંતે રહીને બાની સગવડ સાચવવાનો સંકલ્પ કરી રહે છે. પરંતુ થોડા જ સમયમાં એને ભાન થઈ જાય છે કે પોતે કેવીક તો ઘેલી હતી, ક્રમશઃ એ અનુભવે છે કે એની હવે આ ઘરમાં ખાસ જરૂર નહોતી, પોતાની હાજરી અહીં સાવ આગંતુક હતી. ઘરના સભ્યો તેમ જ અહીંનો સમગ્ર પરિવેશ એને ઉષ્માહીન જણાય છે. વહાલથી ઉછેરેલી અને પોતાને ખૂબ ગમતી મોગરવેલને જોવા એ ઉત્સુક બને છે. પણ હાય રે; સાપ નીકળવાના ભયને કારણે ભાભીએ પોતાની પ્રિય એવી મોગરવેલ કપાવી નાખી હતી ! એને લાગેલું કે એના વગરના પિયર–ઘરમાં કશુંક ખાલી રહેશે, જે એના જવાથી કે એની હાજરીથી જ પૂરી શકાય. પણ પિયર આવીને એનો આ ખયાલ ગેરસમજ માત્ર બની રહે છે. ભૂતકાળની કુંવારી ક્ષણોને ફરીથી જીવવા માટે એ પિયરમાં આવેલી. પણ એનો અનુભવ છે– 'મારા હોવાનું ટપકું તો સાવ ભૂંસાઈ ગયું છે.' જેને હોંશથી ઉછેરેલી, પણ એની ગેરહાજરીમાં પાંગરી નહીં શકેલી પેલી મોગરવેલ નાયિકાની વિષાદગ્રસ્ત મનોદશાનું સબળ પ્રતીક બની રહે છે. આવુ જ એક સમર્થ પ્રતીક 'દાહ' વાર્તામાં યોજાયું છે. 'દાહ'ની નાયિકાની ચિત્તાવસ્થાને વર્ષોથી હનડ ઘરમાં પડી રહેલ કબાટના પ્રતીક દ્વારા સાર્થક અભિવ્યક્તિ મળી છે. 'અવલંબન'ની નાયિકા પણ આવી જ નિરાધારપણા અને રિક્તતાની લાગણીથી ગૂંગળાય છે.

કુંઠિત અને અતૃપ્ત નાયિકાઓની સંકુલ ચૈતસિકતા અહીંની વાર્તાઓમાં પ્રધાનપણે નિરૂપણ પામી છે. તો, પુરુષપાત્રોની કુંઠાઓનું આલેખન, પણ એટલું જ નોંધપાત્ર બન્યું છે. 'વિભીપિકા'નો પરગજુ નાયક વારંવાર આપઘાત કરવાની ધમકી આપનારી કર્કશા પત્નીના ગૃહક્લેશથી ભયભીત થઈ દુઃસ્વપ્નોનો ઓથાર અનુભવે છે. અંતે જાતે જ આપઘાત કરવાનો નિર્ણય લે એ એના અસ્તિત્વની કરુણ વિડંબના બની રહે છે. 'ઉત્તરાયન'નો નાયક પણ કર્કશા પત્નીના કચવાટથી અકળાઇને ભૂતકાળના મુગ્ધ દિવસોની સ્મૃતિઓમાં ડૂબકી લગાવીને પોતાના વિષમ દામ્પત્યની કડવી વાસ્તવિકતામાંથી પલાયન સાધવા મથે છે.

આ સંગ્રહની કેટલીક વાર્તાઓની આલેખન-રીતિ પાત્રોની વૈચિત્ર્યપૂર્ણ ચૈતસિકતાને કારણે નોંધપાત્ર બની છે. 'દૃશ્ય' વાર્તાના ગૃહસ્થ નાયકને ઢળતી ઉંમરે ભૂતકાળની પ્રેમિકાના સાંનિધ્યની રોમેન્ટિક ઝંખના જાગી ઉઠે છે. મેઈક બિલિવની સૃષ્ટિમાં રાચનારો આ નાયક અવનવી તરંગી કલ્પનાઓ કરીને એ ભૂતકાલીન પ્રિયાની હાજરીની ભ્રમણા રચી એની સમક્ષ પોતાના મૃત્યુનું અંતિમ દૃશ્ય મનોમન ભજવતો રહે છે. પરંતુ વિધિવક્રતા તો એ છે કે મરણની સાચી પળોએ એને પ્રિયાનું નામ સુદ્ધાં યાદ આવતું નથી ધાર્યા પ્રમાણે ભજવી ન શકાતા અંતિમ દૃશ્યની ટ્રેજડી હળવાશની રગમાં નિરૂપાઈ છે.

વાસ્તવિકતાની પળોમાં નિર્ભ્રાન્તિનો મુકાબલો કરનાર 'મૃણ્મય' વાર્તાનો નાયક પોતાને મૃત્યુના ભયને પારખનારા ફિલસૂફ તરીકે માને છે. વાતવાતમાં મૃત્યુને પોતાની વાતોમાં ખેંચી લાવવાની એને આદત થઈ પડી છે. પોતાના મિત્ર સામે કોઈ મહાન સ્થિતપ્રજ્ઞની અદાથી મરણ વિશેના વિચારો એ રજૂ કરતો રહે છે. વાર્તાના અંતમાં, જ્યારે મિત્રના જ મૃત્યુના સમાચાર સાંભળે છે, ત્યારે એની સ્વસ્થતા કેવી તો પોકળ છે એનું ભ્રમનિરસન થાય છે.

'આગંતુક'નો નાયક પોતાના ગામ–વતન પ્રત્યે અદમ્ય આકર્ષણ ધરાવતો હોય એવી આભાસી લાગણી હંમેશાં વ્યક્ત કરતો રહે છે. પરંતુ ગામની વાસ્તવિક મુલાકાત વેળાએ એ લાગણી કેવી તો કૃતક અને આભાસી છે એનો બોધ મળે છે, આ વાર્તામાં નાયકની રૂડો નોસ્ટેલ્જિયાની કૃતક લાગણીનું નિરૂપણ માર્મિક બન્યું છે.

'અન્તરાલ' વાર્તાનાં પાત્રો સુકેતુ–કેતકી તથા અવિનાશ–રત્ના પહાડી પ્રદેશની સફર કરવા નીકળ્યાં છે, રસ્તામાં કાર ખોટકાઈ પડતાં શ્રીમંત કુટુંબનાં આ પાત્રોની વાતચીત તથા વર્તનમાં અહંકાર, દંભ તથા પ્રદર્શનવૃત્તિ ઊઘાડાં પડે છે એકમેક તરફ લાગણી અને ઉષ્મા હોવાનો દેખાડો કરનારાં આ પાત્રોનાં મનોજગત ઈર્ષ્યા, અસૂયા અને દૈન્યભાવથી ભરેલાં પ્રતીત થાય છે. વાર્તાના અંતે યોજાયેલા આ સંવાદમાં તેઓનાં દંભ, દૈન્ય અને ભીરુતા પર્દાફાશ થઈ જાય છે.

'ગભરાટ–બભરાટ તો ઠીક, હવે અડધું તો તમે સાથે હો એટલે... બાકી હું ને સુકેતુ હોઈએ તો કોઈ પ્રોબ્લેમ નહિ....પણ ઈટ વોઝ એ રેર એક્સ્પિરિયન્સ, નહિ કે સુકેતુ ?'

'અરે, સિમ્પલી એક્સાઈટિંગ...થ્રીલિંગ...કોઈ સેન્શેશનલ વાર્તા જેવું, યાર ! મજા આવી ગઈ ! ને આપણી પ્રેઝન્સ ઑફ માઈન્ડ ! કહેવું પડે ! ફટ દઈને ચઢાવી દીધો ડ્રાઈવરને જીપમાં..."

('અન્તરાલ' પૃ. ૧૦૬)

મૈત્રીના સંબંધથી જોડાયેલાં જણાતાં પાત્રો ભીતરથી પરસ્પર કેવા અન્તરાલ રચી બેઠાં છે એની વ્યંજના આ વાર્તાને કળામય બનાવે છે.

'ઇતિરા', 'આગંતુક', 'દૃશ્ય', 'અવલંબન', 'પાછળ રહી ગયેલું એક ઘર' –ઈ. મોટા ભાગની વાર્તાઓમાં પાત્રોની ચેતના વર્તમાનની એક એવી ક્ષણનો મુકાબલો કરી રહે છે જ્યાં તેઓનો વિષાદ એની તીવ્રતમ ઘનીભૂત દશાને પામ્યો હોય છે, આ ક્ષણ એ જ ટૂંકી

વાર્તાની ક્ષણુ છે. Pregnant Moment અથવા Significant Moment તરીકે ઓળખાતી આવી ક્ષણુને વાર્તાબદ્ધ કરવાની હથોટી વાર્તાકારને સહજ ઉપલબ્ધ છે. ટેકનિક કે રચનારીતિના કશા અભિનિવેશ વિના પણ 'અન્તરાલ' વાર્તાસંગ્રહની આવી કેટલીક કૃતિઓ આધુનિક યુગબોધને પ્રગટ કરનારી કળાત્મક વાર્તાઓ બની શકી છે– એમાં રહેલ સંવેદનની સચ્ચાઈને કારણે તેમજ ટૂંકી વાર્તાની જ બની રહેનારી એવી રહસ્યગર્ભ ક્ષણુની કળાત્મક માવજતને કારણે □

અંતરાલ: હિમાંશી શેલત, પ્ર. ચન્દ્રમૌલી પ્રકાશન, અમદાવાદ, મૂ. રૂા. ૧૪–૫૦ પૈસા.)

## આભાર સ્વીકાર

દાદાજી કાગળ મોકલે : કાવ્યસંગ્રહ : શશિશિવમ : પ્ર. નિર્મિતિ પ્રકાશન, ૭ ભૂમા, તપોવન સોસાયટી, સુ. મે. રોડ, આંબાવાડી, અમદાવાદ–૩૮૦૦૧૫.

બક્ષિસ : ગઝલસંગ્રહ : કિસ્મત કુરેશી મૂલ્ય રૂા. ૮. અંજામ : ગઝલસંગ્રહ : કિસ્મત કુરેશી, મૂલ્ય ૬ રૂપિયા. મુખ્ય વિક્રેતા, સુમન પ્રકાશન ૮૨, ડામર ગલી, મુંબઈ–૪૦૦૦૦૯.

અભિનયનો સંકેત મા ન સમજે તો યે રડવાને બદલે પ્રસન્ન રહે. ચૂલે દૂધ મૂકીને પાડોશણને જવાબ આપવા જાય એ જોઈને ય શાણા બાળકને શિખામણના બે બોલ બોલવાની ઈચ્છા થાય કે, દૂધ ઉતારીને પાડોશણને જવાબ આપવા જાવ–પણ ભાષા વિના એવો બોધ આપે શી રીતે! ચૂલે મૂકેલા દૂધ સામે જોઇને એં...એં...કરે તો માને ગેરસમજ થાય કે આને ખળખળતું ઉકળતું દૂધ પીવું છે એટલે એ સામેથી બબડે, દૂધ નીચે ઉતરે, ઠંડું પડે પછી પીજે–અધીરો ન થા! અભિનયની આવી નિષ્ફળતાથી એમને આ જગતના રંગમંચ પર હજી અભિનય કેમ ચાલે છે તેનું આશ્ચર્ય થતું. જગતનાં આશ્ચર્યો તો મોટા થઇને ખાસ વધારાનો ખર્ચ ન કરવો પડે એવી સગવડ અને કુતેહથી જોઈશું એવો એમનો મનસુબો તો ખરો જ! છતાં આ રસોડે જોવા મળતું આશ્ચર્ય એમને વધારે આશ્ચર્ય પમાડતું.

મા–બાપ જરા ઝઘડે ત્યારે એમને થતું કે બે હાંસલાં હોય તે ખખડે એ તો હવે સમજ્યા, પણ એકબીજાને ખખડાવે એ ઠીક નહીં, પણ શું થાય? મૂળે ભષાનો અભાવ અને અભિનય વિશે એમને એવી ગેરસમજ કે એ તો રંગમંચ પર જ હોય. એમને થતું કે ઘણો ખરો અભિનય રંગમંચની બહાર જ થતો હોય છે– પણ તે કહેવા માટે પણ ભાષા જોઈએ.

એમ લાગે છે કે શાણા માણસોનું બાળપણ ભારે મથામણ અને દ્વિધામાં પસાર થતુ હશે! કહેવા જાય પણ કહી શકે નહીં, અને કહેવા સિવાય રહેવાય નહીં એવો મૂળ સ્વભાવ! શાણપણથી સહેજે ઉકેલાય એવાં કામો માટે પણ મા–બાપને વેતરાં કરતાં જુએ એટલે વ્યાકૂળ તો થાય જ, પણ શું કરે! શાણા માણસો શરીરે એકવડા કેમ હોય છે? હમેશાં પ્રસન્ન રહેનારા વડીલનું બાળપણ ભાષાને અભાવે કેવું ગૂંગળામણું ગયું હશે એની કલ્પના પણ સ્તબ્ધ કરી મૂકે!

દુનિયામાં શાણા માણસો કેમ ઓછા છે એ પ્રશ્નનો જવાબ

## શાણાઓનું સંકટ / અલગારી

બ્રહ્માએ શરુઆત પછીનો આખો લોટ શાણાસમજુ સૌ કોઈને ડહાપણ–શિખામણના બોલ કહી શકે એવા લોકોનો બનાવ્યો અને એમને પૃથ્વી પર મોકલી આપ્યા. બાળક રૂપે જ અવતરવું પડે એવી કુદરતી અનિવાર્યતાએ તેઓ બાળક રૂપે જ જન્મ્યા, તો પણ માતાની ભૂખ ઉજાળવી એવો એમનો મૂગો સંકલ્પ. એઓ બોલતાં શીખ્યા ત્યાં સુધી એમને ખૂબ જ મૂંઝવણ થઈ, કારણ કે એમની મા ચૂલા પરથી ખદખદતા આંધણની તપેલી ઉતારે તે સાડીનો પાલવ હાથમાં લઈને પણ ચાચા નહીં એટલે હાથપગ પછાડે. એં એં કરે અને તમારે હાથમાં મસોતું લઈને ચૂલા પરથી આંધણની તપેલી ઉતારવી જોઈએ એમ સૂચવવા એમને એમ કરવું પડતું. આ જગતમાં ભાષાનો આટલો બધો અધિકાર ! એમને ગુસ્સો આવે પણ ભાષા નહીં તે વ્યક્ત શી રીતે કરે ! મોં ખોલે પણ એં...એં... ઈ...ઈ... સિવાય કશું ન નીકળે, ભાષાને કારણે જ અભિનયની કળા પરાજ્ય પામી છે એવું પણ એ લોકોને લાગ્યું જ હશે. અભિનય પણ ભાષા સહિત હોય તો જ શ્રોતા–દર્શકને બોધ થાય, એવી અસહાયતા ભાષાએ સર્જી છે એ જોઈને એમણે ખિન્ન થવું જોઈએ, પણ ખિન્ન થવાથી હૃદય અને મગજ પર એની બહુ અસર થાય છે, તે સારી હોતી નથી એટલે પોતાના

પાછા એમને લાંબી જિંદગી આપજો, બને તો એ સૌનાં મોઢાં મોટાં હોય એ ખાસ જોજો, 'મોટાં મોઢે મોટી વાત' એવા મેચિંગમાં લોકો વિશ્વાસ રાખે છે. માટે શાણા, ડાહ્યા માણસોને મોટાં મોઢાં અને લામ્બુ આયુષ્ય આપીને પૃથ્વી પર મોકલજો.

બ્રહ્માએ એમની શાણી શિખામણ સાંભળી અને દુનિયામાં શિખામણ આપનારા ઓછા અને બિનશાણા લોકો વધારે છે. □

૮–૧૦–'૮૮

## રન્નાદેનાં નવાં પ્રકાશનો

# નપુંષક કોલાહલ / અનાર્ય

ધ્વનિનો ય બોધ હોય છે. પણ આટલા બધા કોલાહલમાં શોરબકોર સિવાય કશો બોધ કેમ નથી? આપણી બોધશક્તિ કુણ્ઠિત થઈ ગઈ છે, બહેરાશ આવી છે—પણ હું કહીશ કે મૂઢતા આવી છે. કેટલી બધી અસ્પૃશ્યતા આ મૂઢતાથી આવી છે! એને પેલા વિવેચકો સંવેદનશૂન્યતા કહેવાના! જાણે એમને બધાં જ સંવેદનોનો બોધ નહીં થતો હોય! એ પોતે નીવડેલાઓનો આયાસ-હોટી, હુન્નર તપાસે છે, આ વાર્તામાં પદદલિતનો પ્રાણ ધબકે છે એવું તેવું ગોખેલું કહેવાના કેટલાક, લિસા થવા આવેલા પારિભાષિક શબ્દો પ્રયોજવાના, શાલીનતા પ્રગટ કરવા થોડું બાંધેભારે કહેવાના! પણ એ ચાની લારી પાસેથી પસાર થાય ત્યારે પાણી ભરેલી ડોલમાં કપ-રકાબી વીંછળતાં મેલાઘેલાં ચીંથરિયાં કપડાં પહેરેલા છોકરા સામે નહીં જુએ! જુએ તો યે આ છોકરો કદી યે મારા કલાસ-સુધી નહીં પહોંચે એવું સંવેદન એને નહીં થવાનું. વિવેચકો, જીવનમાં નહીં, શબ્દોમાં ગોઠવેલું સંવેદન શોધે છે– જુએ છે!

એક કાગડાનો ધ્વનિ આવ્યા કરે છે, એક દિશામાંથી આવતો હતો તેને બદલે હવે બીજી દિશામાંથી આવે છે. બહાર અગાસીમાં વપરાશ માટે પાણી રાખેલું છે. પીપના કિનારે પગ ગોઠવીને બેઠેલાં કબૂતર પાણીમાં ચાંચ મારી એને ઉછાળે છે, પછી

વળી ચાંચ બુડાડી પાણી પીએ છે. અને એ ઊડી ગયું તેથી એમની પાંખનો ફફડાટ સંભળાય છે. દૂર માર્ગ પરથી વાહનો ચાલ્યાં જાય છે એનો ઘરઘરાટ પણ સંભળાય છે. એવા તો કેટલાય શાંત ધ્વનિઓને ચીરીને એક બકરીના બચ્ચાનો વલોપાત સંભળાય છે અને બીજા તમામ ધ્વનિબોધ હતા ન હતા થઈ જાય છે.

પાછળ હળપતિઓનાં ચાર ઝૂપડાં છે. બધા જ કોઇ ને કોઈ ફૅક્ટરીમાં કામે જાય છે. સ્ત્રીઓ સુદ્ધાં. એક કુટુંબે કેટલાક દિવસથી બકરીનું બચ્ચું આણ્યું છે અને આંગણે બાંધ્યું છે. એ લોકો તો સવારે ચા–પાણી કરીને ચાલ્યાં જાય છે. રાત્રે પાછા ફરે ત્યારે બકરીના બચ્ચાને શોધવા જવાનો સમય કે ત્રેવડ નથી, એટલે આંગણે બાંધીને ચાલ્યા જાય છે અને બચ્ચું આખો દિવસ બેં બેં કર્યા કરે છે, એ આર્ત પોકાર મને વિહ્વળ કરી નાખે છે. વિહ્વળ થવા સિવાય કંઈ પણ કરી શકવા માટે હું અસહાય છું. 'એ ઝૂંપડામાં ક્યારેક ધોલ–થપાટ થાય છે. એક સ્ત્રીનો હૈયાફાટ રડવાનો ધ્વનિ આવે છે, વલોપાત સાંભળું છું–પણ પેલાની ત્રાસ આપવાની સ્વતંત્રતા અને મારી વ્યાકૂળ રહેવાની સ્વતંત્રતામાં હું દખલ કરી શકતો નથી હું સંવેદનશૂન્ય નથી થયો એવું આશ્વાસન શી રીતે લઉં ? હું પોતે અસહાય છું એની નિર્માલ્યતા જ હું અનુભવું છું.

આ બકરીનું બચ્ચું મોટું થશે કે એને વેચી દેવામાં આવશે કે દૂધ માટે એને રાખી લેવામાં આવશે અને છેવટે માણસો જે રીતે નિર્જીવ ચીજનો પોતા માટેનો એકપક્ષી ઉપયોગ વિચારે છે એ જ રીતે કોઈ જીવતા પ્રાણીનો ઉપયોગ પણ કરે છે. આ સ્થૂળ ઉપયોગની પેલે પાર પણ ઘણાં સૂક્ષ્મ પ્રશ્નો રહેલા છે, એની વિઘાતક આડ અસરો રહેલી છે એ ઉપયોગિતાવાદે ઉછેરેલી મૂઢતા વિચારવા દેતી નથી. 'એવો બધો વિચાર કરીએ તો જીવાય

નહીં' એવા ચાલતી કરવત જેવા જવાબ મળે છે. તો આપણે આવા, સંવેદનશૂન્ય જીવન માટે જીવીએ છીએ! મૂઢતા એ આપણો સલામત જીવનનો આધાર છે! પણ જે ત્વચા ગરમી ઠંડીથી બચવા જરઠ જાય છે તે સ્પર્શસુખ અને હવાની લહેરખી તેને પસવારે છે, એવું માધુર્યસુખ પણ ગુમાવે છે! એ જ સારું છે, એથી રોજિંદો કાર્યક્રમ એકધારો ચાલ્યા કરે છે! અરે, માણસનું જીવન તે શું પેલી આગગાડી જેવું છે, જે માત્ર ચાલવાનું અને નિયત સ્થાને થોભવાનું જ જાણે છે?

રસ્તે કોઈ વાહન અચાનક બ્રેક લાગવાથી ઘસડાતાં પૈડું ચીસ પાડી ઊઠે છે તે સાથે હૈયે ભયનો ધ્રાસકો પડે છે. કંઈક ન થવા જેવું થયું એવો ભય જન્મે છે, અને જઈને જોઉં છું તો કોઈની નજીક અડોઅડ વાહન લાવનારો બીજી ક્ષણે ધડધડાટ વાહન દોડાવી જાય છે—પેલા નજીક આવી ગયેલા માણસની સ્તબ્ધતા અને એના હૈયાના ફફડાટની પેલા વાહનસવારને કશી જ પડી નથી. એ તો માનતો હશે કે મારા માર્ગમાં આવતા ઘણા માણસો માટે આવું બને છે— , તો ચાલ્યા કરે! અને આ જ લોકો પાસે ફરિયાદોનું જંગી ટોળું ય છે. પેટ્રોલ પમ્પની ભીડ, રસ્તા પરની ભીડ, મિકેનિકનું મનસ્વીપણું, પૈસા ખર્ચતાં ય દરેકના મોઢે પોતાની ફરિયાદ છે, પોતાને કારણે જન્મતી ફરિયાદોનું નર્યું વિસ્મરણ છે.

પેલા સંસ્કૃતાચાર્યને શી ખબર કે એક વસતાટ એક ધ્વન્યાલોક છે! વિવેચકો તો ઓછાપણું સાંભળવા માટે પણ કાન માંડે છે! ધ્વનિ ન હોય તે પણ અક્ષરોમાંથી કાઢી બતાવે છે—પણ એ જે ધ્વન્યલોકમાં રહે છે એના ધ્વનિ એને સંભળાતા નથી. કોઈ સ્ત્રી સતી થાય છે ત્યારે આસપાસ ગાંડું ટોળું ઢોલક—મંજિરા, નોબત વગાડી, પોકારો કરી પ્રચંડ કોલાહલ કરી મૂકે છે, પેલી બળી મરતી સ્ત્રીની કારમી ચીસો સંભળાય નહીં અને કોઈના હૃદયને સ્પર્શે નહીં એ માટે! ભદ્રજનોએ પણ એવો સાંસ્કૃતિક

કોલાહલ રચ્યો છે કે જેથી આપણે સંવેદનો જન્માવતા અપરંપાર સૂક્ષ્મ ધ્વનિઓ સાંભળી શકીએ નહીં !' સુખનો એક અર્થ અસ્પૃશ્યતા છે !' સુખનો બીજો અર્થ જાત સાથેની છેતરપિંડી છે, સુખનો એક અર્થ દુઃખના અભાવની ભ્રાન્તિ છે, સુખનો અર્થ દુઃખદ દશ્યો આડે ચણેલી ભીત છે, ચીસનો અભાવ આપણો કોલાહલ છે, સુખનો અર્થ જરઠ ત્વચા અને ગાંધારીની આંખે બાંધેલા પાટા છે, સુખનો એક અર્થ રાગરામનું રટણ છે, રામનું રટણ જ વિદ્યમાન રાવણોને સંહારીને મને સુખી રાખશે એવી છલના છે.

મૂઢતાને હિજરાયેલા ચહેરા દેખાતા નથી, ચીસો ને કલ્પાન્તો સંભળાતા નથી. માત્ર પોતાનું દર દેખાય છે, દરની સલામતી દેખાય છે, અન્યાય અને પીડાના માર્ગો દેખાતા નથી. પણ જે રસ્તે જતાં કોઈ લંગડા વૃદ્ધને, રસ્તેથી જતી નનામીને જોતો નથી તે શું મંદિરમાં જઈને આરસપહાણના નારાયણને પણ જુએ છે ખરો ? દુર્ગંધથી અલિપ્ત રહેવા જે પોતાની ઘ્રાણેન્દ્રિયને સુન્ન કરી નાખે છે તે શું પુષ્પોની સુગંધને પણ જતી નથી કરતો ? સુખની ક્ષણો અને દુઃખનો પારાવાર હોય ત્યારે બીજું શું થાય ? આ હતાશ માણસનું પલાયન છે ! આ દુઃખનો પારાવાર આપણા પલાયન અને અસ્પૃશ્ય મૂઢતાને કારણે સર્જાયો છે, માણસે ઊભી કરેલી નાકાબારીઓમાંથી એ પારાવાર નહીં, પણ પારાવાર માણસો જ પલાયન કરી ગયા છે- એ આ ભાગેડુઓ જોશે ખરા ? □

૧૭, સપ્ટેમ્બર, ૧૯૮૭

# કંકાવટી

ફેબ્રુઆરી
૧૯૮૯

એલા આપ્યાહૂલિતા

જોવાન્ની રાબોની

તાદ્યુશ રાઝેવિચ

હેનરિક નોર્ડબ્રાંટ

ચ્યાંગ શાન જાંગ

સર્વેશ્વરદયાલ સકસેના

અલગારી

વિજય શાસ્ત્રી

રતિલાલ 'અનિલ'

ઇલા નાયક

આનાતોલી કિમ

દયા પવાર

મસાદ બ્રહ્લભટ

# કંકાવટી

ફેબ્રુઆરી ૧૯૮૯

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૩૯ : અંક ૩૫૪ : મૂલ્ય : ૩ રૂપિયા

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૨૫. બે વર્ષના રૂા. ૪૮. વિદેશ શિલિંગ ૪૦. (દરિયાઇ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ). મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫૦૦૨ સરનામે જ કરવો.



વર્ષાંતે ફાઈલમાં ખૂટતા અંકો મળ્યા નથી એવી ફરિયાદ યોગ્ય નથી. અંક ન મળ્યાની જાણ એ જ માસમાં કરવી.



તંત્રી–મુદ્રક–પ્રકાશક

રતિલાલ સૂ. 'અનિલ'

માલિક : આર. આર. રૂપાવાળા

ફોન : ૪૫૦૨૮

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫૦૦૨

મુદ્રણસ્થાન : નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દરપુરા, આંબાવાડી–સૂરત.

## કોને ખબર / બેલા આખ્માદૂલિના

કોને ખબર–ક્યાં સુધી
એક ક્ષણ કે કાળાંત સુધી
ભટકતા રહેવાનું છે મારે આ દુનિયામાં
આ ક્ષણ કે તે કાળાંત માટે
ધન્યવાદ આપું છું આ દુનિયાને
કંઇ પણ હોય, અભિશાપ નથી
બલકે આ સહજતાને આશીર્વાદ આપીશ
તમારાં દુઃખોની ક્ષણિકતા
અને મારા અંતની આખ્માદૂલિનાને

## ટેબલક્લૉથ / જોવાન્ની રાબોની

મિત્રોને કહેવાનો કોઈ અર્થ નથી
લગભગ બધા જ નારાજ થઇ જાય છે
અથવા હસીને પોતાનું માથું કૂટે છે
તમે પૈસાની તકલીફ વિશે કહો છો
અથવા દુબળા અને વૃદ્ધ થતા ગાયકોની
બહાર રાત ઘુવડના સાદ જેવી ગુંજે છે
અને આપણે બહુ ઓછા છીએ
ઢગલાબંધ અપરાધોની સંખ્યા વેઠવા માટે બહુ થો
એક ઇંડું અને બ્રેડ, ગ્લાસ ટેબલ પર રાખ્યાં છે
યંત્રણાના ઢગલાબંધ સૌમ્ય ઓજારોની જેમ.

## જાદુગર / તાદ્દ્યુશ રોઝેવિચ

ખમીશની બાંય કે કાનમાંથી
કોઈ દર્શકના
નીકળી ઝળકે છે એના હાથમાં
કાગળનું ગુલાબ–
'બિલકુલ જાણે અસ્સલ...'
( અથવા ખરેખર અસ્સલથી યે સાચું
વધારે શાનદાર )
કમી છે એમાં માત્ર
મધમાખીના ગુંજનથી
ઓસનાં ખામોશ બૂંદોની
બસ એટલું જ છે કે ધૂળ જામ્યે જાય છે.
સાલ દર સાલ નિર્જીવ પાંખડીઓ પર

## દુર્ગ-ક્ષિતિજ / હેનરિક નોર્ડબ્રાંટ

આગલા ગ્રીસ્મના સાગરમાંથી
બચ્યું છે માત્ર સૂર્યાસ્તનું પ્રતિબિંબ
પ્રતિબિમ્બમાંથી કેવળ (થોડા) ચહેરા
અને ચહેરામાં પણ કેવળ પ્રતિક્ષાની આતુરતા

એક દુઃખદ ઇતિહાસ / ચાંગહ્વાન જાંગ

એક રૂપરેખા

બહુ દિવસો પરની વાત છે બાળકો
જાળ અને ફૂંદો રહેતાં હતાં એક શહેરમાં

જાળ, ફૂંદાને ફસાવવાની કોશિશમાં હતી
અને ફરતો હતો ફૂંદો પણ
જાળ નાખવા માટે એ જાળ પર

ત્યારે માત્ર પથ્થર જીવતા હતા
ત્યારે કેવળ લોખંડ જીવતું હતું

આપણે ? હા, આપણે તો પથ્થરની યે ભીતર
આપણે હતા લોખંડ નક્કર લોખંડની ભીતર

અરે, એક દિવસ જીતી ગઈ એ જાળ, ફસી ગયો ફૂંદો.
અરે, એ જ દિવસે જાળ આવી ફસી ફૂંદાના ફૂંદામાં

અને ત્યારે એ, જાળ અને ફૂંદો, બંને
એક સાથે આવી પડયાં એક ખાડામાં.

□

## કેટલું સારું હોય છે / સર્વેશ્વરદયાલ સક્સેના

કેટલું સારું હોય છે
એકબીજાને જાણ્યા વિના
પાસે પાસે હોવું
અને તે સંગીત સાંભળવું
જે નસોમાં બજે છે

તે રંગોમાં સ્નાન કરવું
જે ખૂબ ઊંડે ચઢે ઊતરે છે
શબ્દોની શોધ શરૂ થતાં જ
આપણે એકબીજાને ખોવા માંડીએ છીએ
અને એમની પકડમાં આવી જતાં
એકબીજાના હાથોમાંથી
માછલીની જેમ સરકી જઈએ છીએ.

પ્રત્યેક જાણકારીમાં
કંટાળાનો સૂક્ષ્મ તાર છુપાયેલો હોય છે
કંઈ પણ બરાબર જાણી લેવું
પોતાની સાથે દુશ્મની વહોરવા જેવું છે.

કેટલું સારું હોય છે
એકબીજાની પાસે બેસી પોતાને ફંફોસવું
અને પોતાની ભીતરે
બીજાને પામવું.

ગત દેખો કે આગત દેખો,
એક સનાતન ગત દેખો !

અંગતને પારંગત દેખો !
દેખો, દેખો, રંગત દેખો !

જીદ જુઓ, ને મમ્મત દેખો,
કેવી જામી સંગત, દેખો !

દેખો, આશ્ચર્યવત્, દેખો,
કેવું ચડયું છે સત, દેખો !

કોણ ચહે છે સંગત, દેખો !
કોણ બને છે અંગત, દેખો !

બ્હાર પડી છે દુનિયા આખી,
મત દેખો ભૈ, મત દેખો !

આયામાં પણ એ જ વસે છે,
તદ્ભવમાં છે, સમતત્, દેખો !

આડું જોતો ચ્હેરો શું છે ?
લાગણીઓ છે સંમત, દેખો !

હું તે તું, ને તું તે હું,
એક હઠીલી આરત દેખો !

તાજમહલ જોનારા આવો,
ફૂલોનું પાણી પત દેખો !

## ત્રણ શે'ર / રતિલાલ 'અનિલ

રહિયે અબ ઐસી જગહ ચલ કર જહાં કોઇ ન હો,
હમસુખન કોઇ ન હો, ઔર હમજબાં કોઈ ન હો !
—ગાલિબ

એકાંત કે વેરાનમાં વસતી વિનાની વસતીમાં જવા માટે ગાલિબના જમાનામાં ચાલવું પડતું હતું, ત્યાં પહોંચવું પડતું હતું. આજે એવી તકલીફ પણ ઉઠાવવી પડતી નથી એ ગાલિબ જાણે તો આજના માણસને એ એની લાક્ષણિક શૈલીએ દાદ આપે ખરા !

હવે માણસ જ્યાં રહે છે ત્યાં જ વસતી હોવા છતાં વસતી નથી હોતી – બધાં હોવા છતાં માણસ પોતે એકલો હોય છે. એની વાત કરનારું અને એની ભાષા બોલનારું કોઇ નથી હોતું !

'જ્યાં' અને 'જહાં' વચ્ચે કશો ફેર નથી અનુભવાતો. જ્યાં જાવ ત્યાં આ એકલતાની જ દુનિયા છે. માણસને કોઈ ઈચ્છિત (!) સ્થિતિ પ્રાપ્ત કરવા માટે સ્થળાંતર કરવું પડતુ નથી સ્થગિત થયેલા લોકમાં પ્રવાસ હોય નહીં. ગતિ નથી ત્યાં સ્થૂળ ગતિ છલના કે ભ્રમના આશ્વાસન માટે હોય તો હોય દૂર દૂર જવા પછી પણ ક્યાંય પહોંચવાનું નથી, કોઈને મળવાનું નથી, કોઈ મળવાનું નથી, તો પછી ચાલીને ય એક વિષાદને વધારે તાજો અને ગાઢ કરવાનું જ રહે છે. એકલતા વિશે થોડો ય ભ્રમ રહેતો હોય તો હા, ચાલો, કોઈને મળો, વાત કરો, પોતાની ભાષામાં અને અનુભવો – વાત

કરનારે વાસ્તવમાં કશી વાત કરી નથી, એ બોલ્યો છે ખરો; બોલવાનો વિધિ કર્યો છે, કદાચ એ પારંગત નટનો અભિનય પણ હોય, એ બોલ્યો તે ભાષા મારી ભાષા જેવી નહોતી, એ ઔપચારિક હતી, હૃદયની ભાષા તો નહોતી જ – તો એક પ્રતીતિને ફરી ફરી તાજી કરવી હોય તો, ચાલો, આગળ જાવ, કોઈને મળો, વાત કરો અને એ પ્રતીતિને વધારે સઘન કરીને પાછા ફરો. ભૈ માણસ છીએ, વાસ્તવિકતા માણસનો ઈન્કાર કરતી હોય તો યે એના પર વિશ્વાસ કરવો પડે છે, ના, ના, ના – અહીં વસ્તી છે; ભાષા માત્ર મારા પૂરતી મર્યાદિત થઈ ગઈ છે એમ માનવા જેટલું મન સાવ નાનું શેં કરીએ ? મળીએ, માણસને મળીએ, વાત કરીએ... અને એ મળે છે પણ જાણે નથી મળતો, એ બોલે છે છતાં જાણે નથી બોલતો, એક અપરિચય વધારે પાકો થવા સિવાય કશું વિશેષ નીપજતું નથી. એક અદશ્ય શ્રદ્ધા, વિશ્વાસભાવને ફરી તાજો કરીને પાછા ફરવાનું મન થાય છે, વેદના અને અહેસાસ જાણે ઓછા હતા તે ફરી ભરપુર કર્યાં, વળી માણસમાંની આસ્થાએ જોર કર્યું, ફરી પગ ઊપડયા, હાથ લંબાયો, વાણી ફૂટી–પણ બધું જ જાણે પાછું પડયું. બોલ્યા પણ વાત ન થઈ, હાથ મળ્યા પણ અંતર અકબંધ રહ્યું, અને પોતે બોલેલા શબ્દોએ એકલા એકલા બબડવાના ગાંડપણનો અહેસાસ કરાવ્યો. માણસ પ્રત્યેનો નિશ્છલ પ્રેમ, એક અતૂટ વિશ્વાસ બીજા માણસ પાસે લઈ જાય છે, બલકે ફેંકે છે, ફેંકાઇએ. પણ વધારાનો વિષાદ લઇને જ પાછા ફરવાનું બને છે.

અબ તો ગભરા કે યે કહતે હૈં કિ મર જાયેંગે,
મર કે ભિ ચૈન ન પાયેં તો કિધર જાયેંગે !

સ્તબ્ધ કરી નાખતો આ શે'ર સાંભરે છે. નિયતિથી ભાગવાનું હોય નહીં. એનો સ્વીકાર વળી માણસ પરનો અવિશ્વાસ અંકે કરાવતો હોય, તો માણસ થઈને માણસ પરનો અવિશ્વાસ કેમ કરીને

સ્વીકારી શકાય. આ જે અજંપો છે તે માણુસ વિશેનો છે— એક માત્ર હું જ માણુસ રહી ગયો છે એવું અભિમાન નથી. માણસો તો અસંખ્ય છે, પણ કોણ જાણે હું જાણે બધા માટે પરાયો અને મારે માટે એકલો પડી ગયો છું, અને એ અજંપો મને વળી સમાધાનની લાલચથી દૂર કરે છે, છેતરાવા અને છેતરવા માટે પણ મળીએ, વાતો કરીએ એવો લોભ થાય છે, પણ શું કહેવું આ હૃદયને, એક જૂની પ્રતીતિને એ વધારે તાજી કરીને મને વધારે એકલો પાડી દે છે, આ જીવવું જાણે એકલતાના અહેસાસનું વધુ ને વધુ તીવ્રતર થઈને જીવવું છે. ભીંત સાથે વાત કરો, પોતાની હિલચાલના પડછાયા ભીંત પર પાડો—એ તો ગાંડપણ થયું—છતાં આ એકલા બોલવું અને હરવું ફરવું—એ સિવાય બીજું શું છે ? અને છતાં પાગલ ઠરવાનું નથી. માણુસને હવે બીજા માણસને પાગલ રૂપે જોવાની, એને પાગલ કહેવા જેટલીયે ફુરસદ નથી, એના પર હસવા જેટલાયે નિખાલસતા જાણે એ ગુમાવી બેઠા છે.

શું પોતાના બોલનો પડઘો પાડતી ભીંત, પોતાની હાસ્યાસ્પદ કે ભયજનક હિલચાલના પડછાયા ઝીલતી ભીંત પણ પોતે હોવાનો હાસ્યાસ્પદ અનુભવ કરાવે છે ? એટલે જ ગાલિબ બીજા શે'રમાં આમ કહે છે—

બે-દરો દીવાલ કા એક ઘર બનાના ચાહિયે,
કોઈ હમસાયા ન હો, ઔર પાસબાં કોઈ ન હો.

ભીંત હશે તો પોતાનો પડછાયો હશે, તે વળી પોતે એકલો નથી એવો ભ્રમ ઉપજાવશે, અને ભીંતો વળી રખેવાળ હોવાનો ભાસ ઉત્પન્ન કરશે. આમ છતાં એક એવું ઘર બનાવવું ઘટે—જ્યાં આ બધું ન હોય. ગાલિબ કદાચ કાચનાં ભીંત છાપરાના ઘરની વાત કરે છે ! પડછાયો પડે પણ કાચની ભીંતની બહાર નીકળી જાય ! અને છતાં એ પાસેની જમીન પર તો પડવાનો જ ! હા, આરપાર દેખી શકાતું હોય એટલે કાચની ભીંત હું તારી રખેવાળી કરું છું

એવો ઉપાલમ્ભ તો નહીં આપે...પણ કાચનું ઘર...પડછાયા વિનાનું ઘર...એકલા હોવા છતાં સાથે – સંલગ્ન હોવાનું છત્ર...આમે ય અલગ હોવાની સ્થિતિ છે તે ન હોવાનું છત્ર...

વિષાદનો એ જ સ્વર ત્રીજા શે'રમાં આગળ વધે છે —

**પડિયે ગર બીમાર તો કોઈ ન હોતી માર દાર,**
**ઔર અગર મર જાઇયે તો નોહા-ખાં કોઇ ન હો !**

માણસ વિનાની વસ્તીમાં માણસનું હોવું એ જાણે કોઈ બીમારી જ નથી ! માણસની મોટામાં મોટી બીમારી તો એ જ છે: પણ એ તો બીજાઓની બીમારી છે. ગાલિબ તો પોતાની શારીરિક માંદગીની વાત કરે છે... જેણે જીવતા માણસને જ સ્વીકાર્યો નથી તેઓ કેવળ માણસના શરીરને જ સ્વીકારીને તેની– શરીરની સારવાર કરવા આવે એ તો માણસની અવહેલના, એના અપરિચય અને અસ્વીકારને વધારે તીવ્ર કરે ! અને ગાલિબ ઇચ્છે છે કે આવી ઔપચારિક સારવાર કરનાર કોઈ ન હોય એ જ ઇચ્છનીય છે...; સ્વીકાર માણસનો હોય, એના શરીરનો નહીં, માણસ જેનાથી અપાર દર્દ અનુભવે છે, સાંત્વન તેનું હોય, શારીરિક પીડાનું નહીં... ના, ના, એ તો વધારે મર્માહત પીડા આપનાર નીવડશે અને મરી જાઉં તો કોઈ શોક કરનારું, મરશિયાં ગાનારું યે ન હોય. જે એકલો આવ્યો, વસ્તીમાં યે એકલો જ રહ્યો તે એકલો ગયો એનો વળી શોક વળી શો ! કરુણિકા રચવી ગાવી હોય તો આ માણસ–માણસ વચ્ચેની અસ્પૃશ્યતાની રચો ! રચો શું, ગાલિબે ત્રણ શે'રમાં પ્રકારાંતરે કરુણિકા જ ગાઈ છે... આ જ કરુણિકા 'તૂરીઝ' જુદી રીતે ઉપહાસનાં સ્વરે રચે છે. જનાજા પાસે લોકો ભેગા થઈ ગયા છે–જીવતો હતો ત્યારે નહીં, એટલે કવિ કહે છે—

દુનિયાના લોક કેવા 'મિલનસાર' હોય છે.... ◻

# ઉમાશંકર જોશીની ટૂંકી વાર્તા 'તરંગ' /

વિજય શાસ્ત્રી

'તરંગ' નામની ઉમાશંકરની વાર્તામાં અત્યારની નવી નવલિકાનાં વિકાસબીજ 'સેપારેશનાં કોઈને જણાશે' એવો અભિપ્રાય એક વિવેચક આપે છે તે યોગ્ય છે. વાર્તાના મોહનના પાત્રને અજિતના Subconscious રૂપે જોઈ શકાય. પછી અજિત અને મોહન વચ્ચે ચાલતો સમગ્ર સંવાદ પણ અજિત અને તેના અસંપ્રજ્ઞાત માનસ વચ્ચેનો જ સંવાદ છે એ સ્પષ્ટ છે. આ તો આપણું અર્થઘટન છે. અજિતને મન તો મોહન એ કાઈક સાચેસાચું પ્રેતરૂપે તત્ત્વ છે. પ્રેતસૃષ્ટિને અનુકૂળ આવે તેવી–પીપળો, અંધારું, મિત્રનું તરતમાં જ થયેલું મૃત્યુ, મોહનનો અવાજ વગેરે વિભાવોની સામગ્રીનો વિનિભોગ થયેલો છે.

એકાએક મૃત મિત્ર મોહનને સન્મુખ ઊભેલો જોઇ અજિતના હાથમાંથી દીવાસળી પડી જાય છે. એટલી અમથી ઘટના પણ વજ્રપાત શી બને છે. કેમ કે અજિત, મોહનના મૃત્યુ બાદ, મોહનની પ્રિયતમા સંયુક્તા (બંને મિત્રો સાથે યુક્ત છે એ સૂચવવા આવું નામ યોજાયું હશે ?) સાથે સમ્બન્ધ ધરાવે છે. તેનો અપરાધભાવ તેને પીડે છે.

આમ મિત્રના મૃત્યુ બાદ તેની પ્રિયતમા કે વાગ્દત્તા સાથે સંબંધ હોવો અને તજ્જન્ય અપરાધભાવ અનુભવવો એ અંશમાં રહેલી કરુણતા, વક્રતા અને નાટ્યાત્મકતા તો ખરી જ પણ અપરાધ-

ભાવને છાવરવા અજિત વડે સંયુક્તાને અપાતા આશ્વાસનનો દંભ પણ સમાન્તરે ચાલે છે. દાખલા તરીકે અજિત સંયુક્તાને પરણવા માગે છે તેની પાછળની બચાવપ્રયુક્તિ – Defence mechanism – યા યૌક્તિકીકરણ– Rationolization–એ છે કે એમ કરવાથી 'હા, એ સુખી થતી હોય તો ! અને તો કદાચ તું પણ સુખ અનુભવીશ.' પણ 'તું મારા જેવા મૃત માણસો સાથે આમ વાતો કરે છે, એવી તારી મગજની સ્થિતિમાં એક બિચારી કોડભરી બાળાના જીવનની જવાબદારી લેવાનો તને હક્ક છે ? * એવા મોહનના પ્રશ્ના ઉત્તરમાં "અજિતની પીઠમાંથી એક કંપારી પસાર થઈ' જાય છે, અને તે સંયુક્તાને પત્ર લખી નાખે છે કે —

'સંયુક્તા,

આજની આપણી મુલાકાત છેલ્લી રહે એ જ બરાબર છે. હું જાણીબૂજીને તારું જીવન ખરાબે ચઢાવું એવું તું મારે વિષે ન જ ઇચ્છે. તો કાલે આપણે મળતાં નથી. અને તે પછી પણ અનંતકાળ સુધી.

— અજિત."

આમ છતાં બીજે દિવસે અજિતથી ગયા વગર રહેવાતું નથી અને સામેથી સંયુક્તા પણ આવે છે, તે જોઇ અજિત પૂછે છે :

'તું આવી ખરી !'

'કેમ ન આવું ? તને એમાં આશ્ચર્ય શેનું થાય છે ?'

'કાગળ જોયા પછી પણ... !'

અહીં 'કાગળ' તે અજિતે લખેલો ( ઉપર ટાંકેલો ) કાગળ નથી પણ મોહને સંયુકતાને લખેલો કાગળ છે અને સંયુકતા 'કૂવામાં એની પાછળ જ' નાખી દેવાની વાત કરે છે. આમ કાગળ કયા તેની ગૂંચવણ ઊભી કરી અજિતનો પેલો પત્ર તો સંયુકતાને મળ્યો જ નથી એવું સૂચન સાંપડે છે. તદુપરાંત બીજું સૂચન એ પણ સાંપડે છે

× 'વિસામા' પૃ. ૧૦

* પ્રતિશબ્દ : પૃ. ૨૨૭

કે 'કાલ રાતનો અનુભવ એ કેવળ તરંગ હશે ?' લેખક પ્રશ્નાત્મક રીતે આ વાત મૂકે છે એટલે રહસ્યમયતાનું વાતાવરણ વધુ ઘૂંટાય છે.

આ વાર્તા વિશે ખુદ ઉમાશંકરે આપેલી એક કેફિયત નોંધપાત્ર છે. તેઓ કહે છે કે "કેટલીક વાર્તાઓ પાછળ મનોવૈજ્ઞાનિક રસ પણ કારણભૂત થવા સંભવ છે. છેલ્લી લખાયેલી વાર્તાઓમાંની 'તરંગ ?' મનોવૈજ્ઞાનિક વસ્તુને ઘૂંટાયેલા આયોજનથી મૂકવાનો પ્રયત્ન કરે છે."

'મનોવૈજ્ઞાનિક રસ' અલબત્ત આમાં અનુભવાય છે જ. અજિતને થયેલો અનુભવ વાસ્તવિક છે કે 'તરંગ ?' છે એ બાબતની સ્પષ્ટતા લેખકને પોતાનેય અભિપ્રેત નથી. એ વાસ્તવિક હોય પણ ખરો, ન પણ હોય અનું કેન્દ્ર અનુભવના સ્વરૂપમાં નથી રહ્યું પણ અનુભવનાં મનોવૈજ્ઞાનિક પરિમાણોમાં રહ્યું છે. અજિતના અપરાધભાવ, અપરાધભાવજન્ય સંયુક્તાને ન મળવાનો નિર્ણય, છતાંય બીજે દિવસે એ મત્રની સંયુક્તા પર શી અસર થાય છે તે જોવા જવાતું ન રોકાય એવું કુતૂહલ, સંયુક્તાના આગમન અને સાનુકૂળ પ્રતિભાવથી અજિતનો વધતો આત્મવિશ્વાસ–આ બધાં મનોસંચલનો આસ્વાદ્ય છે, નહિ કે અજિતનો અનુભવ એ વાસ્તવિક છે કે તરંગ ? એનો નિર્ણય.

## જંગલનાં રાતદિવસ / રતિલાલ 'અનિલ'

આમ તો દિવસે જંગલ અનેક પ્રકારનાં પક્ષીઓના ટહૂકારે ટહૂકા, ચિંચિકાર અને ગુંજનથી જીવનનો એક લય ઘૂંટયા કરતું હોય. પોતાની મોટી પાંખનો બોજ ઉપાડી જમીન પરથી મોર ઊડીને કોઈ વૃક્ષે બેસે એનો હેલારો પવનમાં લહેરાય, હોલો 'પ્રભુ, તું !' 'પ્રભુ, તું !' એવું રટણ કરતાં હોય ત્યારે લક્કડખોદ ચાંચના થપકારાને દોહરાવી દોહરાવી જાણે પૂર્ણવિરામનાં ટપકાંની પંક્તિ એકધારી લંબાવ્યા કરતો હોય. પણ રાત્રે પક્ષીજગત જંપી ગયું હોય ત્યારે જંગલનું જીવન સાવ જુદી રીતે જાગે ! દિવસનો પેલો ટહૂકા અને કલશોરનો લય તૂટી જાય, દિવસ પક્ષીઓનો અને રાત પ્રાણીઓની–એવી અજબ વહેંચણી થઈ ગઈ નહીં હોય ! હા, વાંદરાના ટોળાને એ વહેંચણી મંજૂર નહીં માણસની આગવી વિવાદ-શક્તિનો મને ક્યારેક સૂક્ષ્મ ભય દેખાય છે તે વાનરોમાંથી આવ્યો હશે ! એ મસ્તરામો આનંદનો રાસ શીખ્યાં જ નહીં ! એમને તો બસ આદિમ ઉલ્લાસ જ ફાવે ! પૃથ્વીની ઉદારતા પર એમનો એવો તો વિશ્વાસ કે અમે ગમે એટલાં ડાળ–પાંદડાં તોડી નાખશું તો યે એનો ભંડાર અક્ષય રહેશે ! આ ઉર્વરા ધરતી તો 'ખર્ચે ન ખૂટે' એવી છે...અને ખરેખર જંગલ એવું જ હોય છે. વસ્તીમાં વાનર જોવા એના કરતાં જંગલમાં વાનરો જોવા એ એક જુદો જ અનુભવ છે. એમને તો હવે નગરપ્રીતિ પણ છે ! એ નગરપ્રીતિએ જ વાનરે માણસમાં પોતાનું રૂપાન્તર નહીં કર્યું હોય ?

જંગલનો દિવસ આમ તો સાપનાં દર્શન થાય તો યે રમ્ય. એ વહી જતો હોય ત્યારે એના સુંવાળા શરીરનો લયમરોડ આંખમાં વસી ગયો હોય, આખું શરીર છુપાવીને માત્ર મોઢું અને ફેણ જ બતાવતો હોય ત્યારે એ ચાણાક્યિ લાગે. પક્ષીના માળે ઈંડું શોધવા ગયો હોય ત્યારે એ વિદેશી ગુપ્તચર લાગે. ઉનાળાની ચાંદની રાતે જમીન પર કીડી ચાલતી હોય તે ય દેખાય એવી રૂપા જેવા અજવાળામાં જંગલમાં ફરવાનું મન થાય તો યે ફરજિયાત કેદ ભોગવવી પડે, નહિતર ઉનાળાની રાતે ટાઢી થયેલી ધૂળ માટી પર ટાઢપ મેળવવા એ માર્ગમાં પડયા હોય. મને ઘણી વાર મુસ્લિમ ભાઈઓના રોજાનો મહિનો યાદ આવે. આખો દિવસ શાંત પણ રોજા ખૂલ્યા પછી એમની રાત જાગતી થઈ જાય ! આખો દિવસ ઉનાળાની અજંપાભરી તાવણીમાં લપાતા, છુપાતા ટાઢો વિસ્તાર શોધતા સાપ ઉકળાટ ન હોય એ રાતે ખુલ્લામાં આરામ કરે ! ઠંડી ધૂળ એમને માટે શીળું ગાદલું બની રહે.

જંગલની રાત રમ્ય, રૌદ્ર, ભયાનકના અણસારભરી 'રાત્રીની ભૂખ' એ પ્રાણી અને માનવના સંદર્ભે, એક જુદા જ નિબંધની અપેક્ષા રાખે છે !

રાત પડે છે. ધારો કે શિયાળાની ગોદડે વીંટાયેલી કાયાની રાત છે – અને જંગલની ટાઢની શહેરીઓને કલ્પના ન આવે ! અલબત્ત, કાર્તિકી અગિયારશે એ ગિરનારની પરકમ્માની લંબાયે જતી, ગાયે જતી, હાથમાં ફાનસ, માથે બોજ અને મુખમાં 'હરિના નામનો હો, એક જ આધાર છે.' એ ધૂન હોય ત્યારે ગિરનારી શિયાળુ રાત્રીની ટાઢનો અનુભવ નહીં, શરીરસ્પર્શી સાક્ષાત્કાર થાય !

રાત પણ કેવી વિવિધ ! જામતી રાત અને ભાંગતી રાત ! શિયાળની ભાંગતી રાત મિઠાઈના ભાંગતા ટુકડા જેવી યે લાગે ! પણ રળિયામણી રાત તે ચાંદની રાત. વૃક્ષોના પડછાયાઓની એક મૂંગી વસ્તી જમીન પર હોય ! મને તો લૈ, 'અમે બરફનાં પંખી'

નહીં, પણ 'અમે તો પડછાયાના માણસ !' એમ ગાવાનું મન થાય !

રાતે અને ખાસ તો શિયાળાની રાતે છાપરાના મોભને સ્થાને, ઉપર અચૂક ઘુવડ બેસે અને બસ, ઘૂ .... ઘૂ ... કર્યા કરે. પેલો લક્કડખોદ દિવસે એકધારો ચંચૂપ્રહારનો લય અવિરામ રાખે તો ઘૂવડ રાત્રીને એકધારા ઘૂ....ઘૂ...થી સીંચવાનો અખંડ પ્રયત્ન કરે. પણ ઉનાળાની રાત હોય તો ટટળતી ટિટોડી આખી રાત પોતાના અજંપાથી રાત્રીની નીરવતાને પોતાની તીવ્ર ચીસોથી ભરી દે ! એ મૂરખ સપાટ જમીન પર પથ્થર વચ્ચે ઇંડાં મૂકે, પછી મારું ઇંડું કોઈ સાપ આવીને ખંડિત કરશે કે દોડી આવતું પ્રાણી એને છૂંદી નાખશે–ભયના એવા હાહાકારથી આખી રાત ઇંડું મૂક્યું હોય એ જગ્યાની આસપાસ ફરતી ઊડતી ચીસો પાડ્યા કરે. આપણાં, માણસનાં ઇંડાં જેવાં ગભરુ સ્વપ્ન પણ આપણામાં ક્યારેક એવો જ હાહાકાર જગાડતાં નથી ? કોઈ કોઈ વાર આપણામાં વાનર હુપ્પ કરે છે, કોઈ વાર મોર ટહૂકો કરે છે, ક્યારેક ટિટોડી કલ્પાંત કરે છે, કોઈ વાર ઘુવડ પણ ઘુ...ઘુ...કરે છે, પણ માણસ હવે પક્ષીઓમાં નહીં એટલો પ્રાણીજીવનમાં જીવે છે–કારણ કે એ છે જ પ્રાણી ! એની આદિમતા હજી સાવ ઓગળી ગઈ નથી...તો, પેલું ડહાપણનું પક્ષી ઘુવડ...દિવસે એને ચૂપચાપ બેઠેલું જોયું છે. રાતે જ એ સાદ મોકળો કરે, એમ કેમ ? કોઇ સંસ્કૃત કવિએ ક્યાંક પ્રતીક કે ઉપમા લેખે એને પ્રયોજ્યું હોય તો આ સમજાય ! આપણે એને અપશુકનિયાળ ન માન્યું હોય તો યે કલ્યાણગામી કે સૂચક માન્યું નથી, પણ પશ્ચિમનું જગત તો એને ડહાપણનું પ્રતીક, ડાહ્યું પક્ષી માને છે. તો શિયાળાની રાત ખાસ ઘુવડની, ઉનાળાની રાતે ટિટોડીની, તો વર્ષાઋતુની રાત કોની ? બપૈયાની ! એ પક્ષીનો વિહ્વળ મંજુલ એકધારો સાદ જેણે સાંભળ્યો છે, તે જીવનમાં ક્યારેક પોતાની એક અવસ્થાની સ્મૃતિને પણ અનુભવશે. ગનીભાઈની એક પંક્તિના આ શબ્દો: 'કંઠ દીધો ખંખેરી' બપૈયાના અધીર રટણને તૂટી પડતું

સાંભળ્યું છે તેમને જ સાચા અર્થમાં સમજાશે. એ પહેલા ધીમેથી સાદ ઉપાડે, પછી તે અધીર ગતિ પકડતો પકડતો પંચમે જઈને છેવટે રણકતા ઘુઘરાનો લાંબો હાર તૂટી પડે એમ તૂટી પડે! અદ્ભુત! આ અક્ષરો અપૂર્ણ અને અમૂર્ત લાગે છે—બપૈયાના રણકતા કંઠને એ ન્યાય આપી શકતા નથી...પણ હાર્યો જુગારી બમણો રમે એવું હું નહીં કરું...આ વૃક્ષ પરથી પેલા વૃક્ષ પર કંઠ ખંખેરતા ખખેરતા ઊડી જતા બપૈયાનો મંજુલ વલોપાત રાત્રે વરસતા વરસાદે પણ સાંભળ્યો છે, ઘેરાતી ઊંઘને કહી દેતો : થોભ, મને મીંચેલી આંખે સાંભળવા દે...

રાત્રીએ જ બપૈયાનો વલોપાત, હાહાકાર જાગી ઊઠે! ટિટોડીનું માતૃવાત્સલ્ય રાત્રે હાહાકાર કરી ઊઠે તો બપૈયામાં એક અધીર આરત રૂપાના ઘુઘરાને તોડી તોડી ખંખેરતી ખણકાવ્યા કરે...પી...હુ...પી... હુ... એની અધીર ગતિ વધે તેમ પી અને હુ વચ્ચેનું અંતર ઘટતું જાય અને છેવટે પીહુ થઈને તૂટી જાય! એને માટે તો નર્યો અજંપો, પણ શ્રોતા માટે અજંપાની માધુરી જ...

પણ, મારે વાત કરવી છે રાતે જંગલને જાગતું કરી દેતાં પ્રાણીઓની... (અપૂર્ણ) □

૯–૨–'૮૯

## દૂર નજર નાખતાં– સુવર્ણા રાય / જાગૃત અવસ્થાની તરંગરમણા / ઈલા નાયક

માનવજીવનમાં અનુભવાતી વાસ્તવિકતામાં આપણું ભાવજગત, મનોજગત, સ્વપ્નજગત, તરંગજગત વગેરે ઘણું ભળેલું હોય છે વાર્તાકાર આપણી આ વાસ્તવિકતાની સંકુલતાને ભિન્ન ભિન્ન યુક્તિ–પ્રયુક્તિથી આકારવાનો ઉપક્રમ રચે છે. નજીવી દેખાતી પરિસ્થિતિ ક્યારેક ચિત્તનો કબજો લઈ લેતી હોય છે. ક્રિયા કે સ્થૂળ ઘટના નહિવત્ હોય ત્યારે વાર્તાની સંરચનામાં ચિદોન્માદ તન્દ્રા, સ્વપ્ન, તરંગ જેવાં તત્ત્વોનો વિનિયોગ રચનાત્મક ભાત ઉપસાવવા સર્જક પ્રયત્નશીલ હોય છે 'ગદ્યપર્વ' સપ્ટેમ્બર–૧૯૮૮ માં પ્રગટ થયેલી સુવર્ણા રાયની 'દૂર નજર નાખતાં' વાર્તા તરંગના ઉપકરણથી નિર્માણ પામતી કૃતિ છે. વળી એમાં ભાવનાશીલતા અને વાસ્તવિકતાના દ્વંદ્વ નિરૂપણથી કૃતિની વિશિષ્ટ ભાત ઉપસી છે.

અહીં જે સૃષ્ટિ દેખાય છે તે નથી અને જે નથી તે છે. એ આ કૃતિની રચનાગત ચમત્કૃતિ છે. કથામાં તરંગનો મુક્ત અને સહજ વ્યાપાર વિગત અને અનાગત સમયને એક નવા જ પરિપ્રેક્ષ્યમાં રજૂ કરે છે. સ્થળ શીર્ષકમાં સૂચવાય છે તેમ દૂરનું છે. દૂર નજર નાખતાં નાયિકાને નિર્જન વિસ્તારોના પટને ઓળંગીને પહોંચાય એવું સુક્કા રણમાં ફેરવાઈ ગયેલું ગામડું દેખાય છે. ફરવા જવાની ટેવવાળી નાયિકાને કિલ્લાનું કલાત્મક પ્રવેશદ્વાર દેખાય છે. અને તે તરંગમાં સરે છે. કમાનધારી તોતિંગ દરવાજે તેને ત્યાં પૂર્વે કોઈ ગામ

હોવાની નિશાનીરૂપ જણાય છે અને તે કલ્પના કરે છે કે ક્યારેક આ ગામડું લીલી હરિયાળી અને ફૂલોથી શોભતું હશે. નાયિકાનો તરંગ દૂરના ભૂતકાળને પ્રત્યક્ષ કરે છે. અને એ સાથે રહસ્યમય આબોહવા વીંટળાઈ વળે છે. ઈતિહાસની સ્મૃતિ સમો દરવાજો અને ગામડું બન્ને જુદા જુદા યુગના હશે એમ તેને લાગે છે. ચાલતાં ચાલતાં નિર્જન ગામના અડધા બંધાયેલા મકાન પાસે તે આવે છે તો ભીંત પરનું માણસના હાથે લખાયેલું લખાણ જોઈ તેને આશ્ચર્ય થાય છે લખાણમાં જમીન સુધારણાની, દુષ્કાળ નિવારણની, સિંચાઈની, જમીનની ન્યાયી વહેંચણીની, દવાખાનું બનાવવાની, કૂવા ખોદાવવાની, બાળનિશાળ શરૂ કરવાની, નાગરિકી તાલીમ કેન્દ્રની, પ્રૌઢશિક્ષણ શાળાની, વગેરે અનેક યોજનાઓ હતી. 'ખેતી' શીર્ષક, નીચે 'ખેતી એટલે મુક્તિ, ખેતી એટલે ધરતી, વગેરે ઘણી વાતો હતી. આ વિશે ગયા અઠવાડિયે થયેલી વિચારણા અનુસાર દરેકે કરેલા કામનો અહેવાલ આજ રાતની બેઠકમાં રજૂ કરવાની વિનંતિ હતી આ બધું જ નાયિકાના તરંગની નિષ્પત્તિ છે. 'તો લોકો ક્યાં ? ને ગામ ? ગામ ખરેખર ક્યાં છે ?' વગેરે પ્રશ્નો કપોલકલ્પિત સૃષ્ટિને સૂચવે છે. અહીં એક બાજુની નીરવ ભૂતકાળ અને બીજી બાજુ યોજનાઓનો કોલાહલ કરતો વર્તમાન નિરૂપી સાંપ્રત સમયની ગ્રામોધ્ધારની યોજનાઓની વંધ્યતા સૂચવાય છે. ભૂતકાલીત ગામ નાયિકાના મનોજગતમાં જીવંત બને છે. એક તરફ નિશ્ચેષ્ટ ગામડું અને બીજી તરફ નિર્જન મકાનની ભીંતો પર તરવરતી યોજનાઓ – આ બન્ને નાયિકાચિત્તની તોતિંગ દરવાજો જોઈને.સર્જાતી લીલા છે. આમ અહીં વાર્તામાં સ્વપ્નલોકની કપોલકલ્પિત સૃષ્ટિમાં રાચતી નાયિકા નથી, પણ જાગૃત અવસ્થામાં જ કપોલકલ્પિત સૃષ્ટિ રચતી નાયિકા છે.

આ બધું જોઈને રાજી થતી નાયિકા આગળ ચાલે છે ત્યાં એને પોતાનો પાલવ ભરાઈ ગયેલો લાગે છે. તે નચે નમીને જુએ છે તો એક નાનો છોકરો એની સાડી ખેંચતો હતો. અહીં નાયિકાને એ

નાના છોકરા રમણ દ્વારા એની ગ્રામસેવિકા બેનની વાત જાણવા મળી. રમણની બેનને મળવા નાયિકા કૂચ કરે છે. વેલીઓ, લતામંડપ વિવિધ ફૂલના રોપાઓ વચ્ચે શોભતી કુટીરમાં રમણ નાયિકાને લઈ આવે છે તો ત્યાં ઝાંપાની કમાન પર ફૂલપાંદડાંની ગોઠવણી પેલા દરવાજા પરની કોતરણી જેવી જ હતી. બહેન ત્યાં ન હતાં. રમણ બેનને મળવા નાયિકાને ખેતરમાં લઈ જાય છે. એક દરવાજા પાસે આવીને રમણ કહે છે, 'બેન અહીં છે.' અને નાયિકા ચમકે છે, "આ તો પેલો દરવાજો છે ! અહીંથી તો હું ગામની અંદર આવી હતી' અને નાયિકા જુએ તો ત્યાં રમણ પણ હવે નહોતો. કોઈ જ ન હતું, 'એક નાયિકા હતી, એક દરવાજો હતો. પવનનો સૂસવાટ હતો.'...... આમ દરવાજાથી આરંભાયેલી તરંગરમણા દરવાજા આગળ પૂરી જ થાય છે.

ગામડાંનું પહેલાં જમીનદારોએ શોષણ કર્યું; આજે રાજનેતાઓનું વર્ચસ તેમને બેઠાં થવા દે તેમ નથી ગ્રામસેવકો, ગ્રામસેવિકાઓ, ઉજ્જવળ ભાવિનાં મધુર સ્વપ્નો – બધું જ વ્યર્થ છે. ગામડાંઓ તો આજે પણ બિસ્માર જ છે. આવું કોઈ સંવેદન પ્રચ્છન્ન રીતે કપોલકલ્પિત સૃષ્ટિ દ્વારા કલાકૃતિમાં રૂપાંતરિત થયું છે. તેથી અહીં આભાસી સમયનું આલેખન છે. માનવસંસ્કૃતિના ભૂતકાળની છાપ જે નાયિકાચિત્ત પર છે તે તરંગરૂપે વર્તમાન સાથે જોડાય છે; અને તરંગ એક સંચાલક બળ બની રચનાગત અને સંવિધાનાત્મક સૌંદર્યની નિર્મિતિનું કારણ બને છે. આજની ગ્રામવિકાસની યોજના–ઓની નિતાન્ત નિષ્ફળતાની તીવ્રતર અનુભૂતિની એક ક્ષણ ! અનેક ભાવવળાંકોથી સુગ્રથિત આ કૃતિમાં નિરૂપક નાયિકાની સ્વસ્થ અને ભાવાન્વિત નિરૂપણ ભાષા, બાળકરમણની જુદા લહેકાવાળી ભાષા, અને પ્રચારજાહેરાત તંત્રની સરકારી ભાષાના ચતુર્વિધ દોર પર ઉપસી છે; અને આપણા રોજિંદા પરિચિત યથાર્થની અહીં રમણીય અભિવ્યક્તિ સધાયેલી છે. □

## ભાઈબહેન / આનાતોલી કિમ

અમને છેલ્લે મળ્યાંને એટલો બધો સમય થઈ ગયો હતો કે મને લાગ્યું જ નહીં કે આ મારી બહેન છે. સાવ સુકી, દોડી આવીને મને વળગી પડી.

'રસ્તામાં તકલીફ તો નથી પડી ને ?' હંમેશની જેમ આંસુ નીતરતી આંખે એણે મને પૂછ્યું.

'પ્રવાસ ઘણો સારો રહ્યો.'

મેં જોયું કે એ અસ્તવ્યસ્ત છે, એના શિરકેશ ધોળા થવા આવ્યા હતા. હાથમાં રમકડાં–પિસ્તોલ લઈ ઊભેલા બે ભાણેજોની આંખો રડતાં રડતાં લાલ થઈ ગઈ હતી. ત્રીજો દૂરના ઓરડામાં રોફીલા સાદે કંઇક કહેતો રહેતો હતો.

'થોડા દિવસ રહેશે ને ?'

'કહેવાય નહીં, જોયું જશે'

સાંજે બનેવી કામેથી પાછા ફર્યા. અમે બંનેએ થોડો દારૂ પીધો. એમણે મને કાલે માછલી પકડવા જવાનું નથી એમ કહ્યું. હું શુક્રવારે પહોંચ્યો હતો. ટાઢો પવન ફૂંકાતો હતો. બે દિવસ મોસમ ખરાબ રહી રવિવારે બનેવી સેફાપર પડીને છાપું વાંચતાં રહ્યા. વચ્ચે વચ્ચે શોરબકોર કરતાં બાળકોને ધમકાવતા. હું પણ બીજા ઓરડામાં આડો પડીને છાપું વાંચતો હતો બહેન નાસ્તો તૈયાર કરતી હતી. પછી રસોઈની તૈયારી કરવા લાગી. વચ્ચે વચ્ચે મારી

પાસે આવતી અને પલંગની કોરે બેસી કંઈ પણ બોલ્યા વિના રડતી, ફરી દોડીને રસોડે પહોંચી જતી એના હાથ બહુ પાતળા હતા બાંય વગરના બ્લાઉઝમાં એ બહાર ઝૂલતા દેખાતા મારા સ્મરણમાં તો એ હંમેશા માંસલ, ગોરી અને હસમુખ હતી.

સોમવારે સરસ તડકો નીકળ્યો. આખી ખાડીમાં પ્રશાંત જળના સફેદ સફેદ પટા ચમકતા હતા. કિનારાથી તે બંદર સુધી ગયો– એમાં આખો દિવસ નીકળી ગયો દૂર ખાડીમાં માછીઓની નાવો નાના નાના ધબ્બા જેવી દેખાતી હતી ખુલ્લા સાગર તરફ જતી સ્ટીમરો દેખાતી હતી અને એમના ભૂંગળાનો ઉદાસ અવાજ સંભળાતો હતો.

બીજા દિવસે ક્યાંય ગયો નહીં. ઘરમાં બેસી રહ્યો. ચાપેક (ચેક લેખક)ના બે ભાગ વાંચતો રહ્યો. બનેવી કામથી પાછા ફર્યા, બંને શેતરંજ રમ્યા, થોડો દારૂ પીધો. કોણ જાણે કેમ, બનેવીને હું ચિત્રકાર છું એ ખટકતું હતું. એમનો ખ્યાલ એવો હતો કે ચિત્રકારો અંધાધૂંધ પૈસા કમાય છે, હું તરત એમની સાથે સંમત થયો. બનેવી કહે, 'એ તું સમજે છે તે છતાં ચિત્રકાર કેમ થયો ?'

'નામ કાઢવાની ઇચ્છા થઈ હશે ? અથવા એશઆરામનું જીવન ગાળવું હશે ?' એ તો મારી પાછળ જ પડી ગયા.

'જુવાનીનો સમય હતો એટલે.'

'તો કેવું રહ્યું ? વાત બની ?' એમણે પૂછ્યું.

'ખાસ તો નહીં– પણ ઠીક કમાઈ લઉં છું.'

બહેને પતિનો ઊંચો સાદ સાંભળ્યો. રસોડાના બારણાના કાચ પાછળ એનો ગભરાટભર્યો ચહેરો દેખાયો, મેં ઇશારો કર્યો, એ ચાલી ગઈ.

બુધવારે મેં પૂછ્યું કે ખીંટી પાસેની ખીલી પર આ શેની ચાવીઓ લટકે છે ? બહેને કહ્યું, 'મારા સહેલીના ઘરની ચાવી છે. પતિ સાથે રજા ગાળવા ગઈ છે. કહી ગઈ છે કે ગરમ પાણી આવે ત્યારે ઘરમાં જઈને તપાસ કરી આવજે. મને થયું, તો પછી ત્યાં જઈને થઈ શકે તે ચિત્રકામ કેમ ન કરવું ? બહેનને આશ્ચર્ય થયું.

મેં કહ્યું, બાળકો વચ્ચે આવ્યા કરે છે. એ કહે, બે દિવસની વાત છે. રોગનિરોધના દિવસ પૂરા થઈ જશે એટલે નર્સરીમાં જશે.

'નારાજ ન થા,' મેં એના શિરકેશને આમ તેમ કરતાં કહ્યું,-'તો બે દિવસ હું ત્યાં રહીશ, બસ !'

'તો, એમ કર' એણે મન વગર કહ્યું.

તે દિવસે પાંચમા માળે એક ઓરડાવાળા મકાનમાં ગયો. ઈમારત બહુ લાંબી અને એની બારીઓ ખૂબ મોટી હતી સૌથી પહેલાં મેં બારી ખોલી. હવા ઘેરાયેલી હતી. ત્યાંથી બહારનું સરસ દૃશ્ય દેખાયું. ઊંચેથી જલતોઈ રેગ ખાડી સાવ સામે દેખાતી હતી. ડુંગરિયો રૂસી સાનફ્રન્સિસ્કો સીડીનાં પગથિયાં જેવા સાગર આગળ જઈને જાણે અદૃશ્ય થઇ જતો હતો. તડકાની ચમકથી આંખો બળવા લાગી હતી આકાશ અને પાણીમાં તડકાનું સ્પષ્ટ પ્રતિબિંબ પડવાથી એની ગહેરાઈમાં તડકો અસાધારણ બની ગયો હતો.

દૂર બંદર દેખાતું હતું. ત્યાં સ્ટીમરો દેખાતી હતી. શાનદાર, ચમકદાર લાઈનર પોતાના સફેદ આગ્નેય પડછાયાની આગળ વળી રહી હતી દૂર ભુરા રંગનાં બે યુદ્ધજહાજ લંગર નાખી શાંત-ઉદાસ ઊભાં હતાં.

ઓરડાના પોલિશ કરેલી ફર્શ પર ધૂળ જામી હતી. અંદરથી ઝાડુ લાવી તે કાઢી, કટકાથી લૂછી સાફ કર્યું. હળવા આછા રંગની સપાટી ચમકી ઊઠી, ખુરશીના પગના પડછાયા એના પર લંબાયા ઓરડામાં ફરીને મેં એના માલિકોને ઓળખવાનો પ્રયત્ન કર્યો—એમનો એક ફોટો મળ્યો નહીં. એ લોકો કેવા હશે એનું અનુમાન કરી શક્યો નહીં આસપાસ પડેલી ચીજો શકય તે સૂચવતી હતી.

મૂગા મૂગા મેં મારી તપાસ પૂરી કર્યા પછી હું ઠંડી ફર્શ પર સૂઈ ગયો 'સ્માન ગજ્યેતા' ઉપન્યાસ સામયિકના અંકોની થપ્પીનો મેં તકિયો કર્યો. ઓરડામાં સોફો નહોતો, બસ એક પલંગ હતો, તેના પર ગુલાબી ચાદર બિછાવી હતી. એ પરથી ઘરના માણસની

સુરુચિ સમજાતી હતી. પલંગ પર બે તકિયા હતા– એમાં હવા ભરી હોય એવું લાગતું હતું એ એટલા સફેદ હતા કે એને સ્પર્શ કરીશ તો ડાઘ પડશે એવો ડર લાગતો હતો.

ફર્શ પર સૂતાં સૂતાં સિગારેટની રાખ સર્પાકાર સાગરી શંખમાં ખંખેરતો હું ધુમ્રપાનમાં મગ્ન હતો, માથા નીચેથી 'રમાન ગજ્યેતા'-નો એક અંક કાઢીને વાંચવાનો પ્રયત્ન કર્યો અને છેવટે મને ઊંઘ આવી ગઈ. સરસ ઊંઘ આવી. આંખ ખૂલી ત્યારે અંધારું થઈ ચૂક્યું હતું, શહેર હજારો દીવાઓથી ઝગમગી ઊઠ્યું હતું. અંધારી ખાડીમાં સ્ટીમરોનો પ્રકાશ દેખાતો હતો, એનું પ્રતિબિમ્બ પાણીમાં પડતું હતું, બત્તી કર્યા વિના જ હું બહાર નીકળ્યો

મકાનથી નીચે જતી ઢોળાવવાળી પાકી સડક પર થઈને હું ટેકરા નીચે પહોંચી ગયો– એની આગળ પ્રકાશમાન પહોળો માર્ગ હતો, અહીં સિમેન્ટનાં પગથિયાં હતાં, ગામડી કપડાં પહેરેલી એક છોકરી માછલી વેચતી હતી, પ્લાસ્ટિકની શીટમાં એણે પોતાના પગ પાસે માછલી રાખી હતી. એ કોઈ કારણસર બેચેન હતી અને વારંવાર માથા પરનો સ્કાર્ફ સરખો કર્યા કરતી હતી, વિખરાયેલા શિરકેશ સરખા કરતી હતી એ છોકરી મારી બહેન જેવી જ મને લાગી. હું થોભીને માછલીને ધ્યાનપૂર્વક જોવા લાગ્યો– કંઈક વચલા વળની હેરિંડ માછલી જેવી નાની હતી, કેટલીક રૂપેરી પાંખવાળી કાસ્ત્રાપ્યોર્ક હતી. રસ્તાની રોશનીમાં એ ધૂંધળી ચમકતી હતી. લપેટેલી બાંયવાળું સફેદ ખમીસ પહેરેલો એક નાનો છોકરો મારી પાસે આવીને ઊભો રહ્યો. એણે યૂ ડી કોલોન છાંટયું હતું તેની સુગંધ આવતી હતી. ઘડિયાળમાં જોયું તો લગભગ દસનો સમય થયો હતો. ઘરે મારી રાહ જોવાતી હશે. મને જોરથી ભૂખ લાગી હતી.

બીજાના મકાન પર કબજો કર્યાને મને બે નહીં, દસ દિવસ થઈ ગયા હતા. બાળકોએ નર્સરી સ્કૂલે જવાનું ક્યારનું યે શરૂ કરી દીધું હતું. મારાં બહેન–બનેવી સવારે કામે ચાલ્યાં જતાં. હું ચાવીઓ

લઇને અહીં આવી જતો— બારીની બહાર સાગર જોઇશ કે ફર્શ પર શરીર લંબાવી 'રમાન ગજ્યેતા' વાંચીશ કે પછી ઓરડાના આ છેડેથી પેલે છેડે આંટા મારીશ

પહેલાં તો મેં કામ કરવાનો પ્રયત્ન કર્યો. 'જલાતોઇ રોગ' ખાડીનું જળરંગી ચિત્ર બનાવવાનો પ્રયત્ન કર્યો એક-બે દિવસ મથામણ કર્યા પછી મેં કાગળો ફાડી નાખ્યા, ખાડી પરના આકાશનું ચિત્ર દોરવું અશક્ય લાગ્યું એનું રૂપ એકધારું બદલાતું રહેતું હતું— ક્યારેક સફેદ ભૂરું અને ચમકદાર થઇને જાણે ઊડી જતું, તો ક્યારેક સાગરતળમાં મોતી પડયું હોય એવું ધૂંધળું થઈ જતું, તો વળી સ્લેટિયા ય થઈ જતું, વળી મખમલી યે લાગતું. મને થયું— બસ, આકાશને જોયા જ કરું ! કામ કરવા કરતાં જોયા કરવામાં વધારે આનંદ આવતો હતો. ચિત્રકાર તરીકે મારી સ્થિતિ અસહાય હતી. સામેનું દૃશ્ય મારા પૂરા અસ્તિત્વથી વધારે મહત્ત્વનું પ્રતીત થતુ હતું. ધીરજપૂર્વક ચિત્રની રૂપરેખા દોરવાને બદલે હું ભવિષ્યનાં જીવનના સમર્થ ચિત્રોનો સ્વપ્ન જોતો હતો.

કોઇવાર હું ટ્રોલીબસમાં બેસીને શહેરમાં ફરતો અને ઉપનગરમાં વહેલો પાછળ ફરતો તો, ફરી ટેકરીઓ પર ચાલ્યો જતો– ત્યાથી ઊંચાં ઊંચાં મકાનોની સંયોજના સરસ લાગતી. અહીંથી પેલા પરિચિત પાંચ માળના બિલ્ડીંગમાં ચાલ્યો જતો. પગથિયાં કુદાવતો પાંચમા માળે પહોંચી જતો અને અત્મિક શાંતિથી બારણાનાં બે તાળાં ખોલતો. બારણાની બીજી બાજુ અદૃશ્ય માલિક મારું સ્વાગત કરતા– તેઓ મોટા માણસ હતા. મકાનના સ્વામી ખીંટી પર ટાંગેલા જેકેટ રૂપે ત્યાં મોજૂદ હતા. જેકેટ જૂનું હતું. એની બાંયના છેડા ઘસાયેલા હતા. જેકેટનું ચામડું ઘડપણની કરચળીવાળું હતું. ગૃહસ્વામી ઈજનેર હતો. એને બધું હાથે જાતે બનાવવાનું ગમતું હતું– તેને જાતજાતની ચીજો બનાવવાનો શોખ હતો. વીજળીની શારડીથી ભીંતમાં છેદ કરવો, આરીથી પટ્ટી કાપવી કે પરદા માટે સ્ટેનલેસ સ્ટીલની પાઇપ કાપવી–

તે હંમેશા એવું બધું કાચ ચામડાનું જેકેટ અને ઘૂંટણ ઉંચો ટ્રેક સૂટનો ભૂરો પાયજામો પહેરીને ફરતો.

હું હાથ ધોવા માટે સ્નાનની ઓરડીમાં જતો તો ત્યાં માલિકણ મળી જતી. એ રંગબેરંગી રેશમી ગાઉન પહેરતી. સમજી વિચારીને ઓછી જગ્યામાં બનાવેલા બાજરૂ-બાથરૂમમાં મજાથી ઘૂમતી. હું મારા અતિક્રમણ માટે વિનયપૂર્વક એની માફી માગતો. એંજિનના સાબુના ફીણથી ભરેલા હાથને કારણે હું સંકોચાતો. એ વૉશબેઝિન અને બાથરૂમની ટાઈલ્સ અને કાચને સાફ કરીને એવાં તો ચમકાવતી કે એનાથી વધારે સ્વચ્છ ધવલ બીજું કશું નહીં હોય. કેટલાં યે ખાનાં અને શેલ્ફ પર પડેલી તમામ શીશીઓ અને ડબ્બાનો હું પૂરેપૂરો ખ્યાલ રાખતો હતો અને કપડા માટેની ટ્રંકને તો મેં એકવાર પણ પગ અડાડયો નથી.

મારા ટુવાલથી હાથ લૂછીને ત્રણ પગલાંના માપે હું બહાર આવ્યો તો બારણા પરના જાળીદાર વેન્ટીલેશનના ગોખલામાં મૂકેલી એ જોડ.સ્ત્રી દેખાઈ. સ્ત્રીની બંને પટથી વચ્ચે ધારને તીણી કરવા માટે ઉભારની જગ્યાએ ફ્રેમ પ્લાસ્ટિક લગાડવામાં આવ્યું હતું. દેખાવડી સ્ત્રીના માથે સરસ ક્વૉલિટીની ફીટ બાંધી હતી.

એ ફ્લેટના નિવાસી બે જ હતા- એક પુરુષ, એક સ્ત્રી. ત્રીજો હું- બહારનો અને વિના બોલાવ્યે આવેલો, એમને માટે બિન-જરૂરી- એ હું જાણતો હતો પણ સારું થયું કે કોઈએ મને અહીંથી ભગાડયો નહીં. હું ઓરડામાં પ્રવેશ કરતો, દંપતિના સ્વચ્છ બિછાના પરથી નજર હટાવી લેતો અને અપરાધી કૂતરા પેઠે ફર્શ પર શરીર લંબાવતો મને તરત શાંતિ મળતી. મને પસંદ એવાં પુસ્તકો ન હોવાનો મને રંજ હતો. અહીં પેલાં સામયિકો સિવાય કશું વાંચવાનું નહોતું સરસ લેમ્પ ઝુમ્મર જોઈ હું અર્થ વગરનું વિચારવા લાગતો છત પર સિગારેટનો ધુમાડો છોડતાં ભૂંડા શબ્દો બોલતો હું આવી રીતે નથી રહી શકતો એનું કારણ શું ? આવા

લેમ્પ ઝુમ્મર અને સરસ ટી–સેટ હું કેમ વસાવી શકતો નથી ? હું સ્વપ્ન જોતો મારા સામૂદાયિક ઘરે જઈને સૌથી પહેલાં ઓરડાની ફર્શ રંગીશ, બારીમાં ગુલદસ્તો મૂકીશ, અને કામ કરવાના ઓરડાને જાજમ અને બારીના પરદાથી શોભાવીશ.

પ્હો ફાટે ત્યાં સુધી ઉંઘતો પછી ઊઠીને ખુલ્લી બારી પાસે બેસી ચા પીતો. માલિકણનો એક કપ, ચાંદીની ચમચી અને કીટલી લઈ લીધી હતી. સ્ફૂજન, ટ્રેફી અને ડબલ રોટી હું છાપામાં લપેટીને લઈ આવતો હતો. બારી પાસે ઊભો રહીને ત્યાંના જૂના રહેવાસીઓની જેમ હું નીચે જીવાતા જીવનને સમજવા લાગ્યો હતો. સાયકલ જેવી સ્લેજમાં બેસીને બાળકો ખડખડ કરતાં ઘરબહાર નીકળ્યાં– એમની આગળ એ જ ઘુંઘરાળા વાળવાળા દાદા, નિકર પહેરેલા. એવામાં મને ધ્રુજારી આવી– જાણીતી, ઓળખેલી બે જોડિયા બહેનો સામેથી નીકળી. જાડા– એક સરખા પોશાકમાં હાથ પકડી, નીચી નજરે, કોઈને જોયા વિના રસ્તે જઈ રહી હતી. ખભેખભા મિલાવીને જોડેજોડે ચાલતી હતી. લાંબા સફેદ મોજાંમાં એમના પગ ચમકતા હતા, રાખોડી રંગના શિરકેશના બિલ્લા પાછળ પીઠે ઉછળતા હતા. છોકરીઓને જોતાં હું દરેક વખતે કમ્પી જતો, અને ચા પીવા લાગતો. એમનું માદક સ્મિત અને ઝૂકેલી આંખોમાં અને મુખ્યત્વે, એમની સમાનતામાં મને કશુંક અસ્વાભાવિક લાગતું. બહાર નીકળેલા ગોળ હોઠોમાથી શ્વાસ છોડતી એક જાડી અપંગ વ્યક્તિ ધીરે ધીરે ટેકરી ચઢતી હતી. એની સામેથી ભૂરું સ્વેટર અને ગુલાબી સ્કર્ટ પહેરેલી એક છોકરી ધીરે ધીરે લટકમટક કરતી જતી હતી. એના હાથ સ્કર્ટના ગજવામાં હતા. નૌકાશાળાનો એક જાડો વિદ્યાર્થી એની તરફ આવતો હતો. બંને ટેકરીના ઢોળાવ પરથી સાથે નીચે આવતાં હતાં.

સીધી કમર અને ગીચ પાડેલા શિરકેશવાળા ડોશી હમણાં જ ઘરમાંથી નીકળશે– તે પહેલા કલાસની વિદ્યાર્થિની જેવી દેખાય છે,

એટલે એના પર મને દયા આવે છે. એક બેંચના છેડે બેસી જશે. બીજી ડોશીઓથી એ જુદી બેસશે... કારણ કે પેલીઓ જોરજોરથી એમના કિસ્સા એકબીજીને સંભળાવે છે.

બીજા લોકો પણ અહીંથી પસાર થશે અને એ બધાં મને પરિચિત લાગશે. એકલો સાંજ પસાર કરતો હું એ સૌને જોતો રહીશ. વચ્ચે વચ્ચે ઠંડી પડેલી ચાના ઘૂંટડા ભરીશ. એકાદ વાર ખાડી પર દૂર દૂર જ્યાં દિવસ શમી ગયો છે ત્યાં નજર નાખીશ.

આ રીતે અહીંથી ખસીને બહેન પાસે જવાનું મન નહીં થાય. બનેવીને બર્દાસ્ત કરવાની ઈચ્છા પણ નહીં થાય. કોણ જાણે કેમ એમને મારા પ્રત્યે વેરભાવ છે. તો, મૂગા રહીને બહેનની ફરિયાદો સાંભળવાનું યે મન થતું નથી, ન તો રસોડાની વંધળાશમાં એનો નિરાશ બબડાટ. છતાં હું જઈશ, અંધકારમાં મારા પરિચિત રસ્તા પર શાંત વિસ્તારમાંથી પસાર થતો અને મને એ ભરેલા થેલા લઈ જતી સ્ત્રી સામે મળશે, હું એને મદદ કરવા કહીશ, એ પહેલાં તો ડરી જશે, પછી એક થેલો મને આપશે. હું એને એના ઘર સુધી મૂકી આવીશ. રસ્તે અમે વાત કરતાં જઈશું એટલામાં એકદમ, અચાનક, ઉતાવળમાં હું એને મારા વિશે કહેવા માંડીશ. તે પછી હું એકલો રહી જઈશ, એ જશે અને ફરી નહીં મળે. એ એકલી દીવા નીચેના પ્રકાશમાંથી નીકળીને અંધકારમાં ગુમ થઈ જશે. હું ક્યાં સુધી વિચારમાં ડૂબેલો ઊભો રહીશ કે કઈ દિશામાં જાઉં ?

પણ આ છેલ્લા શનિવારે હું મારા પ્રિય મિત્રો પાસે ચાલ્યો આવ્યો અને મને એકાએક લાગ્યું કે બધું સમાપ્ત થઇ જવું જોઈએ. મકાનમાં મારા તંબાકુની ગંધ વ્યાપેલી હતી. માલિકણનો લાલ કપ મારાથી તૂટી ગયો હતો. વળી એ લોકોની ધીરજ વણબોલાવ્યા મહેમાન વિશે ક્યાં સુધી રહેવાની. હું બારીબહાર શહેર અને ખાડી તરફ જોતો હતો. ત્યાં પાણીને હવા ઘેરેલી રહી હતી, લાંબાં વેંગણી વાદળ આકાશમાં છવાયાં હતાં, સુંદરતાના એ અપાર સમૂહને જોતો અને વિચારતો

હતો કે એ બધું મારું નથી. હવે અહીંથી ચાલ્યા જવું જોઈએ, અને કાયમ માટે અહીં, આ જ મકાનમાં રહેવાની મને પ્રબળ ઈચ્છા પણ થઈ. જે દુનિયાની સુંદરતમ ખાડી ઉપર આવેલું હતું. મને એવી યે ઈચ્છા થઈ કે મારો આત્મા આવો જ સ્વચ્છ અને આરામદેહ હોય, મારા મેજ પર પણ વેંગણી રંગનું પાતળા કાચનું ફ્લાવરવાઝ હોય, અને મેપલનાં લાલ લાલ પાંદડે સજાવેલું હોય.

હું ફર્શ પર આડો પડયો. પણ તોય, મને આરામ ન મળ્યો. શરીરમાં દર્દ થતું હતું. સખ્ત પાટલી પર વીતાવેલા દિવસો યાદ આવ્યા. હું ઊઠયો. બેચેનીથી ઓરડામાં આંટા માર્યા પછી બારીને સહેજ બંધ કરીને બહાર આવ્યો.

હું સ્ટેશન સુધી ગયો, ઈલેક્ટ્રિક ટ્રેનમાં બેઠો અને કોઈક સ્ટેશને ઊતરી ગયો. બાગને વટાવી સાગરના સ્નાનતટે પહોંચ્યા ત્યાં એટલાં બધાં લોકોને અવસ્ત્ર જોઈને આશ્ચર્યમાં ડૂબી ગયો. સપ્ટેબર શરૂ થઈ ચૂકયો હતો, હવા પણ ઠીક નહોતી, શરદ ઋતુ જેવી હવા હતી. ખાડીનું પાણી બાટલીકલરનું થઈ રહ્યું હતું. દૂર ડુંગરનો છેડો ભૂરો દેખાતો હતો. કિનારાથી થોડે દૂર બે-ત્રણ માથાં દેખાતાં હતાં, નાવમાં સ્ત્રી પુરુષ વિહાર કરતાં હતાં.

હું કિનારે ટહેલતો ટહેલતો છિપલાં વીણીને એમને એકસામટાં પાણીમાં ફેંકતો હતો. શા માટે એમ કરતો હતો તે જાણતો નહોતો. શા માટે ટહેલતો હતો ? આસપાસના લોકો વિશે હું કશું જ જાણતો નહોતો– આવી ઠંડીમાં એ લોકો નગ્ન ફરતાં હતાં સ્નાનની મઝા માણતાં હતાં. ખાડીના દૂરના છેડે આવેલી વસ્તીનું નામ હું જાણતો ન હતો.

ઊભા વાળવાળી એક વ્યક્તિ હાથમાં સાવરણો અને કચરો ભરવાનો ટોપલો લઈ બબડતી બબડતી આઈસક્રિમનાં રેપરો ઉડાવતી હતી. પ્રયત્ન કરીને રેતીમાંથી સિગારેટનાં ઠૂંઠાં ભેગાં કરતી હતી. બધું ભેગું કરીને સિમેન્ટની કચરાપેટીમાં નાખતાં ભૂંડા શબ્દો બોલતી

હતી. હું સમજવાનો પ્રયત્ન કરતો હતો કે એ વ્યક્તિ કોણ છે. હું એને એકી નજરે જોતો હતો. હું સત્તર લાખની વસ્તીવાળા શહેરમાંથી આવ્યો હતો—અને સત્તર લાખ સવાલ હતા—જેના સાચા જવાબ આપવાનું મુશ્કેલ હતું.

એ સ્નાનતટ પર ઉદાસીનતા હતી, મેં એ દિવસને ભૂલી જવાનો નિશ્ચય કર્યો, હજારો દિવસો ભૂલી ગયો છું તેમ આ એક દિવસ પણ ભૂલી જઈશ.

રવિવારે બનેવી સાથે બોલાચાલી થઈ ગઈ. માછલી પકડવાની જિકર ન થઈ હું ઘરે પાછો ફરતો ત્યારે એમનો સૂવાનો સમય થઈ જતો. આજ સુધી તો એમ જ, શાંતિપૂર્વક ચાલતું રહ્યું, પણ રવિવારે અમે બાઝી પડ્યા.

બનેવી ઓરડામાં પ્રવેશ્યા ત્યારે હું ત્રણ ભાણેજો સાથે ગમ્મત કરતો હતો. એમણે બાળકોને ભગાડી મૂક્યાં અને પોતે સોફા પર ગોઠવાયા અમે બન્નેએ થોડો દારૂ પીધો. જાડા બનેવી ઝડપી શ્વાસ લેતા હતા, અને ઉદાસ નજરે જોતા હતા. હું બાળકોની ખુરશી પર બેઠો હતો.

બનેવીએ પૂછ્યું, ‘હવે તારી રજા ક્યારે-પૂરી થાય છે ?’

મેં કહ્યું કે, ‘મારે રજા નથી હોતી, હું નોકરી કરતો નથી.’

‘ઘણી મઝા છે !’ બનેવી બોલ્યા.

‘ઠીક છે’ મેં પ્રતિવાદ ન કર્યો.

એવામાં અચાનક અમારી બોલાચાલી શરૂ થઈ ગઈ.

અભદ્ર રીતે આગળ ગરદન કરીને એકબીજાને સાંભળ્યા વિના અમે ઘાંટા પાડ્યા. ખુરશી પરથી ઊઠીને મેં બનેવીને મુક્કો મારી દીધો. એમણે સામેથી પકડી મારી નબળી છાતીએ નહોર માર્યા, લાલપીળી રેખાઓ ઊપસી એમણે મને પંપાળી, સ્વાર્થી, નકામો કહ્યો, મેં એમને નોકરશાહ, હેવાન અને બીજું કોણ જાણે શું કહ્યું. એકબીજાની ઘૃણાથી અમે કમ્પતા હતા.

પછી મને ભાન થયું, બેઠકમાંથી દોડીને અંતર દ્વારમાં બૂટ પહેરવા લાગ્યો. જોડાની પાસે જ બહેનની ચંપલ પડી હતી, જૂની ફેશનની, ઘસાયેલી એડીની– અભાગી, બહેન આવીને મને વળગી પડી.

'શું થયું ?' એણે ધીરેથી પૂછ્યું. એ દયનીય નજરે મને જોતી હતી, પછી રડવા લાગી : 'શું થયું ?

મેં ધીરેથી એના હાથ ખસેડયા અને બહાર નીકળી ગયો.

ટ્રોલીબસમાં બેસીને છેલ્લા સ્ટોપ સુધી ગયો. પ્રતિક્ષાલયમાં જઈને સ્ટોલ પરથી સિગારેટ ખરીદી, પછી ધક્કામુક્કી માટે લંગરમાં ચાલ્યો ગયો.

કિનારેથી સોએક મીટર દૂર વિશાલકાય સ્ટીમર જતી હતી. એનો પાછળનો કલર ઊડી ગયો હતો. મને એમ કે એ કિનારે આવે છે–એવામાં એક ફ્રોક પહેરેલી એક ડોશી રડતી રડતી આવી. એ રૂમાલ હલાવતી હતી. હું સમજી ગયો, સ્ટીમર આવતી નહોતી, જતી હતી. □

## સુધારો

ગયા અંકમાં 'એક શે'ર' લેખમાં ટાંકેલો શે'ર મૂળ આમ વાંચવો:

મારો અભાવ મોરની માફક ટહૂકશે,
ઘેરાશે વાદળો ને હું સાંભરી જઈશ.

## કેટલા બાજ ! / દયા પવાર

સઈબાઈ પોતાના આંગણે ભીંતને પીઠ ટેકવી બેઠી છે. એનું ધ્યાન ણણ ચૂગતી મરઘી અને એનાં બચ્ચાં પર છે. મરઘીનું એક ઈંડું નકામું નથી હોતું– એ એનું આશ્વાસન છે મરઘીની આસ-પાસ ફરતાં બચ્ચાંની ગણતરી સઈબાઈ કરે છે. એકાદ પણ ઓછું લાગે છે તો એના હૈયે આઘાત લાગે છે. પણ મરઘીની ઓથમાંથી બચ્ચું બહાર આવે છે કે એને રાહત અનુભવે છે. બચ્ચાં પણ સંતાકુકડી રમે છે. એવા વિચારે એ સહેજ હસે અને એ બચ્ચાંની ગણતરી છોડી દે છે.

સઈબાઈ દૂર દૂર આકાશમા જુએ છે. આ ઉમરે પણ એની આંખ બરાબર જોઈ શકે છે. આખું આકાશ લીંપેલા આંગણા જેવું ચોખ્ખું લાગે છે. ક્યાંય કાલિમાનું ટપકું યે નથી, કોઈ સમડી કે શિકારી બાજ નીચે આવી ચાંચમાં મરઘીના બચ્ચાને ઉઠાવી ન જાય — એનો ડર એના મનમાં રહે છે.

બેઠાં બેઠાં સઈબાઈના પગે ખાલી ચઢી ગઈ. હાથમાંની લાકડીને ભીંતે ટેકવી એણે કમરે ખોસેલી સૂડી– સોપારીની કોથળી કાઢી. તપકીર સૂંઘી, બચ્ચાં સામે જોવા લાગી. એમને જોતાં એને કેળવેલા લોટના એવ વણતાંના પિંડ સાંભર્યા, સ્નિગ્ધ, સુંવાળા, કેટલા સમયથી પોતે સેવ ખાધી નથી. મા–બાપ હતાં ત્યારની વાત જુદી હતી, એ દિવસ ગયા...

ધીરે ધીરે એની આંખ સામે એનું બાળપણ તરવરવા લાગ્યું. અબોધ અવસ્થામાં મામાના છોકરા સાથે એનાં લગ્ન થયાં કેવી રીતે લગ્ન થયાં ? સાજન કોણ કોણ, કેવા ? વરરાજા કેવો લાગતો હતો ? એને કંઈજ યાદ નથી.

એને તો ઘણા દિવસો સુધી એવું લાગેલું કે લગ્ન થયાં જ નથી. ગામમાં કોઈ વરઘોડો આવતો એ જોતી ત્યારે 'મારા લગ્ન કરો !' એવો ઉધમ મચાવતી. એની જીદ પૂરી કરવા વરરાજાની પાછળ ઘોડા પર એને બેસાડવામાં આવતી—એ બધું સાંભરતાં એને હસવું આવ્યું.

સાસરામાં વીતાવેલા દિવસો પણ એને સાંભરે છે. નાનપણથી જ એ મામાના છોકરાને જોતી આવી હતી પછી એ જ એના જીવનમાં પતિ રૂપે આવ્યો. ત્યારે, બચપણમાં એની મજાક કરતી એવી મજાક થઈ શકતી નહીં, હવે તો એની સાથે ડરીને બોલવું પડતું. એને એ યોગ્ય પણ લાગતું હતું. પિયરના સંવાદ એને સાંભરે છે. 'અરે, ખેતરે ભાખરી આપવા મામાને મોકલું ? દાદીએ પૂછ્યું હતું.

'ના રે, આખા રસ્તે એ રમતો રમતો જશે !'

'તો સોનીને મોકલું ?'

'ના, એને પણ નહીં !'

'તારી વહુને મોકલું ?' દાદીએ અકળાઈને પૂછ્યું.

'જા રે, તું કોઈ બીજાને મોકલ !' ટોણો મારતાં એનો પતિ બોલ્યો હતો. દાદી સમજી ગઈ. હવે ખેતરે સઈબાઈને જ મોકલાશે. ગઈકાલે જ જાણે આ બન્યું હતું, એવું વિચારી એ ભીતરમાં જ હસી.

આહ્લાદની એ વિચારણામાં સઈબાઈ હતી ત્યા મરઘીનો કલબલાટ અને ચીસ સાંભળી એની તંદ્રા ભંગ થઈ. એની આંખ સામે એક બાજ મરઘીના એક બચ્ચાને ચાંચમાં ઉપાડી ગયો.

'તારું મોત થાય !' સઈબાઈના મોઢેથી શાપનાં શબ્દો નીકળી ગયા છે. એટલાં તો બચે— એ ખ્યાલે એણે બચ્ચાંઓને ટોપલી નીચે

દોડી દીધાં, બચ્ચાંને પકડવા માટે એને ખાસ્સી મહેનત કરવી પડી.

એ ફરી આંગણે આવીને બેઠી. એક બચ્ચું ગુમાવ્યાનો અવસાદ હજી એના ચહેરે દેખાતો હતો વીતેલા અતીતનો તાર ફરી એના આંતરમન સાથે જોડાય છે. એક જ તરાપમાં બાજ મરઘીનું બચ્ચું ઉઠાવી ગયો – એવું જ એની સાથે બન્યું હતું. ગર્દનતોડ તાવે એના પતિનો ભોગ લીધો. એનું શરીર થરથરી ઊઠે છે. વીતેલા દિવસોની અનુભૂતિ જ એવી છે. સાસરે ગયાને બે માસ પણ થયા નહોતા, ત્યારની ઘટના છે. જિંદગી આખી અંધારી ગુફા જેવી છે એવો એને અનુભવ થયો હતો. સાવ કાલિમાભર્યો. દોરો સેંથો લઈને મા–બાપને શું મોઢું બતાવીશ એવા વિચારે એ ધ્રુજી ઊઠતી. એકાએક સઈબાઈએ કૂતરાનો ઘુરકાટ સાંભળ્યો. આવી બપોરે વળી આ મહારવાડામાં આવવા કોણ નવરું હોય ? એવા વિચારે એણે ચોતરાની દિશામાં જોયું. ભારે પગલે પાટિલ આવતો હતો. ક્યાંક એની પત્નીને પ્રસવપીડા તો નહીં ઉપડી હોય ? એના મનમાં વિચાર ઝબકી ગયો.

'સઈબાઈ ! આ કૂતરાંને તો ભગાડ ! ગામના માણસને પણ નથી ઓળખતાં !' કૂતરાં પર પથ્થર ફેંકતાં પાટિલ બોલ્યો

'પાટિલ, તું વળી ક્યારે મહારવાડામાં આવે છે કે એ તને ઓળખે !'

'હા, એ તો ખરું.' સઈબાઈએ આપેલા ગુણપાટ પર બેસતાં પાટિલ બોલ્યો:

'કેમ આવવું થયું ? તારી વહુ શું છૂટી ?'

'હજી મહિને તો કંઈ થાય નહીં, બાકી બધું બરાબર છે.'

'બાપદાદાની જાગીર છે. તને વળી શેની કમી હોય !'

'ગામના મહારો સુધરી ગયા છે બેઠક પર અંગ્રેજી પાટિયાં ચઢી ગયાં છે.' ચોતરા તરફ જોતાં પાટિલ બોલ્યો.

'અરે, તેં અંદર જઈને નથી જોયું ! મારો ભત્રિજો મુંબઈથી બુદ્ધની મૂર્તિ લઈ આવ્યો છે. એ ચોતરો નથી, બુદ્ધમંદિર છે !'

'તારો વળી કયો ભત્રિજો ? તારું તો કોઈ સગું વહાલું નથી !'

'એના બાપે મોઢામાં પાણી મૂક્યું ત્યારથી થયું કે એ ભત્રિજાના હાથનું પાણી પીવું.'

'એટલે, તારી ખેતીની જમીન તું ભત્રિજાના નામ પર કરશે !'

'તો શું મારી સાથે બાંધી જવાની છું ? આજ સુધી તો બરાબર સાચવી. એ જ તો મા–બાપનો વારસો છે.'

'સઈબાઈ ! એવું ગાંડપણ શા માટે કરે છે ? એ મુંબઈમાં, તું અહીં ! હાથપગ ચાલતા બંધ થઈ જશે ત્યારે તે શું તારી દેખભાળ કરશે ? આ, ગાંઠે દમડી હશે તો રોટલો પામશે !'

'મારો ભત્રિજો એવો નથી. વેલને વેલ જ વીંટળાય છે. પાણી કીચડને નથી છોડતું, કીચડ–પાણીને એવું થઇ ગયું છે

'જો સઈબાઈ, દસ હજાર તો હું ગણવા માટે તૈયાર છું. બરાબર વિચારી લે, પાછળથી પસ્તાશે !'

સઈબાઈ ક્યાંય સુધી તો શું ધારે છે એ એણે કળવા ન દીધું. આમ એ કઠોર હૃદયની છે. એની સામે પૈસાનો ઢગલો કરો તોયે પીગળે નહીં. ખંડુ પાટિલ પણ આ વાત જાણે છે. સઈબાઈ તડકાના ઝળહળતા પ્રકાશમાં ખોવાઈ જાય છે, અને ખંડુ પાટિલ ચાલવા માંડે છે. એ ગયો ને સઈબાઈને ખ્યાલ આવ્યો ખંડુ પાટિલની વાત માની લઉં ? ઠીક જ કહે છે. દસહજાર રૂપિયા હું મરું ત્યાં સુધી તો ચાલે. હજી સુધી તો ભત્રિજો મીઠો રહ્યો છે, પણ એના નામે ખેતર થઈ ગયા પછી આવો જ વર્તાવ કરશે ? અત્યાર સુધી તો ગામમાં છાતી કાઢીને ફરી છું, કોઈની સામે હાથ લંબાવ્યો નથી, ચટણી ને રોટલો ખાધો છે, પણ પોતાની કમાણીનો— કેવા ભયંકર દુકાળ આવ્યા, મંગળ સૂત્ર સુદ્ધાં વેચાઈ ગયું, તો પણ દુકાળિયાઓને અપાતી મદદ ન લીધી. લોકો કહેતા કે ડોસી

ગાંડી થઈ ગઈ છે. હું કોઈની પાસે માંગવા નથી ગઈ, પણ હાથ પગ ચાલતાં બંધ થઈ જાય તો કોના આશરે બેસીશ! ખેતર પાટિલને જ વેચી દઉં, પણ બાપદાદાનો વારસો કેમ વેચાય! સ્વર્ગમાં બેઠેલાં મા-બાપ શું કહેશે! ભત્રિજાનું દિલ દુઃખાવીશ તો મરતી વખતે મોઢામાં પાણી પણ નહીં મૂકે. સગાંઓ કપડાંમાં લપેટીને કૂતરાં બિલાડાની જેમ ફેંકી દેશે. જીવ જાય તો જાય, પરાયાને જમીન નહીં વેચું- એણે વિચાર્યું- પણ વિચારતાં વિચારતાં એ ઢગલો થઈ ગઈ.

ચા ની તલપ લાગી એટલે ઊઠી. આંગણે જઈ બાવળમાંથી દાતણની સળી કાઢી. ઘરમાં જવાનું જરાયે મન નહોતું, છતાં બધા વિચાર ખંખેરી એ ચૂલા પાસે ગઈ. રાખમાં ખોસેલું છાણું કાઢયું. ફૂંક મારીને સળગાવ્યું. ગોળની ચાથી એ કંટાળી ચૂકી હતી છતાં ગોળની કાંકરી જ એને પાણીમાં નાખવી પડી

અચાનક આખું ઘર કોઈના પડછાયાથી ઢંકાઈ ગયું. એણે બારણા તરફ જોયું. મુંબઈથી એનો ભત્રિજો આવ્યો હતો. કડક ઈસ્ત્રીવાળાં સફેદ ચમકતાં કપડામાં એને જોઈને ચકિત થઈ ગઈ.

'કચર! કયારે આવ્યો?' સઈબાઈએ પૂછયું.

'હમણાં જ બસમાંથી ઊતર્યો છું'' પગમાંથી મોજાં કાઢતાં એ બોલ્યો. સઈબાઈએ 'કચર' સંબોધન કર્યું તે એને ન ગમ્યું. એ નામે મુંબઈમાં એને કોઈ ઓળખતું નથી.

કચર એની સામે, પાથરેલી ગોદડી પર બેઠો. ગોદડીનો મેલ એના સફેદ કપડાં પર ન લાગે એ માટે એ સજાગ હતો. એણે છત સામે જોયું. બાઝેલાં જાળામાંથી એક પણ ખરે તો... એ ગભરાયો. એ વધુ વાર ત્યાં બેસી ન શકયો. એને પોતાનો ઓનરશીપ ફ્લેટ સાંભર્યો.

'તારી વહુને તો સારું છે ને!'

'હા, મઝામાં છે. એ પણ નોકરી કરે છે. પણ પગ ભારે છે. એટલે રજા પર છે.'

'અરે, તું એને અહીં કેમ ન લાવ્યો ? આખા ગામની સ્ત્રીઓને મેં છૂટકારો કરાવ્યો છે !' કહેતા સઈબાઈનો ચહેરો અભિમાનથી ખીલી ઊઠયો. એ તો એનું વારસામાં મળેલું કામ છે,

'ખાનગી દવાખાનામાં એનું નામ લખાવી દીધું છે.' એ બોલ્યો. વાસ્તવમાં એની ભણેલી વહુ અહીં એક મિનિટ પણ નહીં રહે.

'લે ચા પી !' પિત્તળની થાળીમાં ચા રેડી. એની આ રીતે ચા પીવાની ટેવ તો ક્યારની છૂટી ગઇ હતી.

'આ તો ગોળની ચા છે !'

'ભાઈ, ગામમાં કેટલાયે દિવસથી ખાંડ આવી નથી-આ મુંબઈ થોડું છે !' એના ગળે પણ ગોળની ચા ઊતરતી નહોતી. પાસેનાં ગામમાં જ ખાંડનું મોટું કારખાનું છે-પણ ગામમાં ખાંડ મળતી નથી. ચા પીધા પછી ખેતીની ચર્ચા શી રીતે કાઢવી એની ગડમથલમાં એ હતો. કાલ સુધીમાં ખેતરનું દાનપત્ર કરાવી લઈશ-એવા વિચારે એ અહીં આવ્યો હતો, ડોસી ક્યાંક ફસકી ગઈ તો... સગાંઓ હારબંધ દાવેદાર થઈને ચાલ્યા આવશે. કંઈ રીતે વાત કાઢવી એ એને સૂઝતું નહોતું.

તાત્યાને પોતાની બાજુ આવતા જોતા એ કંઈક વિચલિત થયો. એ જરૂર દાનપત્રનો વિરોધ કરશે ! એવો આભાસ એને થયો.

'મારી ચિઠ્ઠી મળી ગઈ હોય એવું લાગે છે.' તાત્યાએ જોડા ઉતારતાં કહ્યું.

'હા, એટલે તો તરત આવ્યો છું.' 'તો પછી શું વિચાર્યું છે, સઈબાઈ ? ખંડુ પાટિલ અહીં બહુ આંટા મારે છે એ મેં જોયું છે.'

'એમ જ આવ્યો હતો.'

'જો સઈબાઈ, હવે તું થાકી ગઈ છે. સગાવહાલાંએ જ મારા વાળ સફેદ કર્યા છે.'

'શું કહો છો !'

'મારાં મા-બાપને હજી પિંડદાન પણ થયું નથી. એમના આત્મા હજી આસમાનમાં ભૂખ્યા ભટકે છે. તારો ભત્રિજો આવ્યો છે, અત્યારે જ પિંડ દેવાનો મોકો છે.'

એ ભત્રિજાની સામે તાકી રહે છે. ભત્રિજો જમીન પર તાકી રહ્યો છે.

'કચર ! પિતૃનું પૂજન કરી નાખ ને, મારી પાસે તો કોડી પણ નથી.' સઈબાઈ બોલી.

'એમાં વળી ઝાઝો ખર્ચ નહી થાય. હજાર રૂપિયામાં તો આખો મહારવાડો જમી જશે.'

'તો પછી મોડું શેનું છે. કાલે જ માણસ ફેરવી દઈએ.' સઈબાઈ સામે જોઈને તાત્યા બોલ્યા.

'પણ, દાનપત્રનું શું થયું !' કચર બોલ્યો.

'પહેલાં પિંડદાન થઇ જાય, પછી દાનપત્ર !' સઈબાઈ શંકાશીલ મનથી કહે છે.

'સઈબાઈ, કંઈ ગાંડી થઈ ગઈ છે કે શું ? તારો ભત્રિજો શા માટે બદલાય ? ચાર માણસ વચ્ચે બેસે છે.'

'તો પછી તમને ઠીક લાગે તે કરો !' સઈબાઈ ખોવાયેલા ધીમા સાદે બોલી.

'જો સઈબાઇ, અમે પટવારી પાસે જઇ આવીએ છીએ. ખટ-પટ તો કરવી જ પડશે. સવારે સવારે ગરબડ નહીં જોઇએ.' કચરને ઉઠાડતા તાત્યા બોલ્યા.

કચર ઉત્સાહભેર ઊઠ્યો. મહારવાડામાં પિંડદાન કરવાનો ચોખ્ખો અર્થ એ હતો કે દસહજાર એકર એના હિસ્સામાં આવવાની હતી. આટલો સસ્તો સોદો એણે આજ સુધી કર્યો ન હોતો, એની આંખ સામે શેરડીના પાકથી લહેરાતું દસ હજાર એકરનું ખેતર તરી રહ્યું. જો કે સઈબાઈ ખૂબ જ ઉદ્વિગ્ન થઈ ગઇ. બહાર જતાં જ એનું દબાયેલું ડૂસકું ફૂટી પડયું. એને ચોખ્ખું લાગતું હતું કે મારી જમીન

હડપ થઈ રહી છે. કચર મારો ભત્રિજો નહીં, કોઈ બાજ છે- તે તરાપ મારીને મારું સર્વસ્વ લઇ લેવા માગે છે. ઘડપણમાં હાથપગ ચાલતા બંધ પડતાં જ એ રોટી માગવા ઘેરે ઘેર ફરે છે- અને ભીખ માંગતો એનો પોતાનો ચહેરો એની આંખ સામે તરી રહ્યો.

### ઉમાશંકર જોશી કાવ્યપારિતોષિક, ૧૯૮૮

ઉક્ત પારિતોષિક માટે કવિઓ/પ્રકાશકોને વિનંતી કે ૧૯૮૮ના વર્ષમાં પ્રગટ થયેલા એમના કાવ્યગ્રંથો ૧૫-૩-૮૯ સુધીમાં ડૉ. મણિલાલ હ. પટેલને પી. જી. ગુજરાતી વિભાગ સરદાર પટેલ યુનિવર્સિટી, વલ્લભ વિદ્યાનગર એ સરનામે મોકલી આપે.

ઘૂંટાતી વેદનાનું ગીત /
કન્યાવિદાય /

□ પ્રસાદ બ્રહ્મભટ્ટ

સમી સાંજનો ઢોલ ઢબૂકતો
જાન ઊઘલતી મ્હાલે.
કેસરિયાળો સાફો
ઘરનું ફળિયું લઈને ચાલે.
પાદર બેસી ફફડી ઊઠતી
ઘરચોળાની ભાત
ડૂસકે ડૂસકે હડસેલાતી
બાળપણાની વાત
પૈડું સીંચતા રસ્તો આખો
કોલાહલમાં ખૂંપે
શૈશવથી ચીતરેલી શેરી
સૂનકારમાં ડૂબે,
જાન વળાવી પાછો વળતો
દીવડો થરથર કંપે
ખડકી પાસે ઊભો રહીને
અજવાળાને ઝંખે.
સમી સાંજનો ઢોલ ઢબૂકતો જાન ઊઘલતી મ્હાલે
કેસરિયાળો સાફો ઘરનું ફળિયું લઈને ચાલે.

('કદાચ')
—અનિલ જોશી

અનિલ જોશી અને રમેશ પારેખના પ્રથમ કાવ્યસંગ્રહો, અનુક્રમે 'કદાચ' (૧૯૭૦) અને 'ક્યાં' (૧૯૭૦) થી ગુજરાતી ગીતકવિતાને સીલો વળાંક સાંપડે છે. બંને કવિઓ લયના ફુવારાઓ છોડી ગુજરાતી ગીતને હર્યુંભર્યું કરી મૂકે છે. લય અને તળપદું વાતાવરણ અનિલની ગીતકવિતાનાં મહત્ત્વનાં તત્ત્વો છે. 'કન્યાવિદાય'માં તેની કવિતાનાં આ તત્ત્વો સુંદર સુભગ આવિષ્કાર પામ્યાં છે.

કન્યાવિદાયનો પ્રસંગ માનવજીવનનો અત્યંત મહત્ત્વપૂર્ણ અને હૃદયસ્પર્શી પ્રસંગ છે. ભારતીય સાહિત્યમાં અનેક સર્જકોએ તેને પોતપોતાની ક્ષમતા પ્રમાણે આલેખવાનો પ્રયત્ન કર્યો છે. મહાકવિ કાલિદાસે 'શાકુંતલ'માં વર્ણવેલ આ પ્રસંગ તુરંત સહૃદયોના સ્મરણે ચડશે. આવા અત્યંત જાણીતા, ખૂબ ખેડાયેલા વિષય પર કાવ્યરચના કરવી એક રીતે પડકારરૂપ કહેવાય; કેમ કે તેમાં જો કશીક નવીનતા, તાજગી ન આણી શકાય તો કાવ્ય લીસ્સું, લપટું, રેઢિયાળ બની જવાની પૂરી સંભવાનાં. આ ભયસ્થાનોથી માહિતગાર અનિલે આ કાવ્યમાં એવી યુક્તિ–પ્રયુક્તિ અજમાવી કે કાવ્ય ન કેવળ એ ભયસ્થાનોને ઓળંગી ગયું પણ સાથે સાથે કવિત્વનો રમ્ય ઉન્મેષ પ્રગટાવી ગયું.

કન્યાવિદાયનો પ્રસંગ તો પ્રમાણમાં ઘણો મોટો અને વર્ણનોની અનેકવિધ શક્યતાઓથી ભરપૂર છે, પણ કવિએ તો અહીં ઊર્મિ-ગીતની મર્યાદિત પંક્તિઓમાં એ બધું ઠાલવવાનું છે. કહો કે ગાગરમાં સાગર ભરવાનો છે. તેથી કવિ આડીઅવળી વાત પર ગયા વિના કે ભૂમિકા બાંધ્યા વિના સીધા પ્રારંભિક બે પંક્તિઓમાં આખા પ્રસંગની મુખ્ય વિગતો આપી દે છે વિગતો આટલી છે લગ્નવિધિ પૂરો થયો છે, સાંજ પડી છે. અને ઢોલના તાલ સાથે વરરાજા કન્યાને લઈને જઈ રહ્યા છે, જાન વળાવાઈ રહી છે. આ વિગતોને કવિએ સુંદર કાવ્યાભિ-વ્યક્તિ આપી છે. પ્રથમ પંક્તિનો 'વર્ણાનુપ્રાસ અને વર્ણસંયોજન સાંજનું અને વિદાય લેતી જાનનું સુંદર શબ્દચિત્ર ખડું કરે છે.

બીજી પંક્તિમાં અનિલનું કવિત્વ સોળે કળાએ ખીલે છે. વર કન્યાને લઈને જાય છે એ વાત કવિએ અભિધાથી નહીં, લક્ષણા–વ્યંજનાની મદદથી સ્ફુટ કરી છે કેસરિયાળો સાફો એ વરરાજા છે એ તો લક્ષણાની મદદથી સમજાય છે પણ ઘરનું ફળિયું એ કન્યા છે એ સમજવા માટે વ્યંજનાનો સહારો લેવો પડે છે. ફળિયાનું ઘર તો સમજાય પણ ઘરનું ફળિયું વળી શું ? અહીં વિરોધાભાસ અલંકાર છે એમ કોઈ કહેશે, હા, એ તો છે, પણ એનું પ્રયોજન ? ઘર કરતાં ફળિયું મોટું હોય, વિસ્તૃત હોય એ આપણે જાણીએ છીએ. તેથી 'ઘરનું ફળિયું' એમ કહીએ ત્યારે ઘરની મોકળાશ, વિશાળતા ધ્વનિત થાય. પણ આ મોકળાશ વિશાળતા ઘરની ચાર દીવાલોમાં કેદ રહે એવી નથી, ફળિયા સુધી વિસ્તરે એવી છે. ઘરમાં રહેતી બાલિકા–કન્યા ક્યારેય ઘરની ચાર દીવાલોમાં સમાતી નથી, એ તો ફળિયા સુધી વિસ્તરે છે, છલકે છે ઘરનો ફળિયા સાથે સંબંધ સ્થાપિત કરવામાં પણ તેનું યોગદાન સવિશેષ હોય છે તેથી ઘરમાંથી જ્યારે કન્યા વિદાય લે છે ત્યારે માતાપિતાને લાગે છે કે ઘરનું ફળિયું વિદાય લઈ રહ્યું છે.

વિદાય ક્યારેય એક ક્ષણમાં પૂરી થતી નથી, અને એક ક્ષણમાં પૂરી થાય તો યે એ ક્ષણ ક્યાંય સુધી વિસ્તર્યા કરે છે, લંબાયા કરે છે. કન્યાના ઘરેથી વિદાય થયેલી જાન ગામને પાદર પહોંચે છે. ઘરેથી તો કન્યા દિલ કાઠું કરીને નીકળે છે, આંસુઓને પણ બને તેટલાં રોકી રાખવા મથામણ કરે છે પણ પાદર સુધી પહોંચતાં પહોંચતાં તો તેની બધી શક્તિ ખરચાઈ જાય છે, તેનું હૈયું હાથ નથી રહેતું અને આંસુઓનો બંધ તૂટી જાય છે. તે ધ્રુસકે ધ્રુસકે રડી પડે છે. આ વાત પણ કવિએ પ્રગટપણે નહીં, ગોપવીને કલાત્મક રીતે કહી છે. કવિ કહે છે કે પાદરમાં બેસીને ઘરચોળાની ભાત ફફડી ઊઠે છે. અહીં સજીવારોપણ અલંકાર છે એ તો ખરું પણ એથી વિશેષ પણ કંઈક છે ઘરચોળું તેને ધારણ કરનાર કન્યાનું

સૂચન કરે છે. પિતૃગૃહ ત્યજી શ્વસુરગૃહે પહેલી વાર જઈ રહેલી કન્યાના ફફડાટથી તેણે પહેરેલ ઘરચોળાની ભાત સુદ્ધાં ફફડી ઊઠે છે. કન્યાએ માંડ માંડ રોકી રાખેલાં આંસુ ઊભરાવાં લાગે છે અને તેનો વેગ સહન ન થવાથી ડૂસકાંનું રૂપ ધારણ કરે છે. આ ડૂસકાં કન્યાનું સ્ત્રીમાં થતું રૂપાંતર સિદ્ધ કરે છે કન્યાનું એક એક ડૂસકું તેના શૈશવને દૂરને દૂર હડસેલી તેને ગૃહિણી બનવા તરફ દોરી જાય છે. લગ્ન પૂર્વે બાલ્યાવસ્થામાં, કિશોરાવસ્થામાં કન્યાએ પાર વિનાનાં તોફાન મસ્તી કર્યાં છે, આનંદ કિલ્લોલ કર્યો છે, હસી–મજાક કર્યાં છે, પણ હવે તેણે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરી ગંભીરતાપૂર્વક ઘણી બધી જવાબદારીઓ વહન કરવાની છે. આ માટે તેણે તેના વ્યક્તિત્વને રૂપાંતરિત કરવું પડે છે. સુંદરમે તેમની એક વાર્તા 'આશા'માં સ્ત્રીના આ રૂપાંતરને દ્વિજ સાથે સરખાવ્યું છે. પક્ષીનો જેમ ઈંડામાંથી બહાર નીકળ્યા પછી નવો જન્મ થાય છે, ઉપનયન સંસ્કાર પછી બ્રાહ્મણનો નવો જન્મ થાય છે તેમ લગ્ન પછી સ્ત્રીનો પણ નવો જન્મ થાય છે. લગ્ન પૂર્વેની ક્ષણ સુધી તે બાળપણને લંબાવીને ટકાવી શકે છે પણ લગ્ન પછી તુરંત બાળપણ તેનાથી દૂર હડસેલાઇ જાય છે આ વાત કવિએ આ પંક્તિમાં સહજ રીતે સંક્ષેપમાં કહી છે,

કન્યાનું સ્ત્રીમાં થતું રૂપાંતર વેદનાપૂર્ણ અનુભવ છે. માણસ જાતે વેદનાને વીસરી જવા માટે, વેદનાને સહ્ય બનાવવા માટે એક યુક્તિ હજારો વર્ષોથી આવિષ્કૃત કરી છે. માણસજાત વેદનાને મહિમાન્વિત કરી તેનો ઉત્સવ ઉજવે છે. એ ઉત્સવના આનંદમાં, કોલાહલમાં વ્યક્તિની વેદના દબાઈ જાય છે, વિસરાઈ જાય છે. બાળકના જન્મની ક્ષણ સ્ત્રી માટે તો વેદનાની તીવ્રતમ ક્ષણ છે, પણ એ ક્ષણે જ થતી આનંદની કિકિયારીઓ, હર્ષોલ્લાસનો કોલાહલ તેને વેદના વીસરવા વિવશ કરે છે. સ્ત્રીમાં રૂપાંતરિત થતી કન્યાની વેદના કોલાહલમાં ખૂંપી જાય છે. કવિએ આ વાત જરા જુદી રીતે

કહી છે. ગામને પાદરથી વરવધૂની વ્હેલને વિદાય આપતાં પૂર્વે વ્હેલનું પૈડું સીંચવાની વિધિ થાય છે. એ વખતે ઢોલનગારાંનો નિનાદ અને સ્ત્રીઓનાં (ખાસ કરીને વરપક્ષની સ્ત્રીઓનાં – 'અમે ઈડરિયો ગઢ જીત્યા રે આનંદ ભયો' જેવાં) ગામડાંનો કોલાહલ કન્યાની વેદનાને દબાવી દે છે. પાદરમાં આખો રસ્તો કોલાહલમાં ખૂંપી જાય છે પણ કન્યા જેને પાછળ મૂકીને આવી છે એ શેરી સૂનકારમાં ડૂબી જાય છે. શેરી પણ કેવી? શૈશવથી ચીતરેલી. કોલાહલ અને સૂનકારને પાસપાસે મૂકી આપી, juxtapose સહોપસ્થિત કરી કવિએ આ પ્રસંગની બંને બાજુઓને સચોટ રીતે દર્શાવી છે.

શેરીના સૂનકારનો આપણે વિચાર કરીએ ત્યાં તો કવિ આપણું ધ્યાન માતાની વેદના પ્રતિ વાળે છે. અહીં પણ કવિએ ઉપર પ્રયોજેલી પ્રયુક્તિનો કુશળ વિનિયોગ કર્યો છે. કેસરિયાળો સાફો અને ધરચોળાના ભાતનું અર્થઘટન કર્યા પછી થર થર કંપતા દીવડાનો અર્થ સમજવો દુષ્કર રહેતો નથી. દીકરીને– જાનને વળાવવા જતી વખતે માતા હાથમાં દીવો રાખે છે (તેને રામણ દીવો કહે છે) એ જાણીતું છે, જાન વળાવી પાછી ફરેલી માતા વેદના, વ્યથાના અતિરેકથી થર થર કંપી રહે છે એ વાત કવિએ લક્ષણાની મદદથી 'દીવડો થર થર કંપે' કહી સૂચવી છે. અહીં સુધી તો સમજાય છે પણ પછીની પંક્તિનો ભાવ સંકુલ છે. તેનો અર્થ સરળતાથી પકડાતો નથી. કવિએ લખ્યું છે. '(દીવડો) ખરખી પાછે ઝીણાં કરીને અજવાળાને ઝંખે' અહીં વિરોધાભાસ તો છે. જે બીજાને અજવાળું આપે છે એ દીવડો જ અજવાળાને ઝંખે છે હજુ થોડીવાર પહેલાં સુધી જે માતા પુત્રીને આશ્વાસન આપતી હતી, દિલાસો આપતી હતી, તે જ માતા પુત્રીના વિદાય થયા પછી એવી ભાંગી પડે છે કે તેને પણ આશ્વાસનની જરૂર ઊભી થાય છે. જાણે દીવડાને અજવાળાની ઝંખના થાય છે! કવિએ આ વાત કેવી કુશળતા-

સૂચક વ્યંજિત કરી છે !

અંતમાં આરંભની પંક્તિઓ પુનરાવૃત્ત કરી કવિએ કન્યા-વિદાયનું દૃશ્ય આટોપી લીધું છે. આ પંક્તિઓનું પુનરાવર્તન કાવ્યમાં ઘૂંટાતી વેદનાને દ્વિગુણિત કરી તેને ચક્રાકાર ગતિ પ્રદાન કરે છે. કન્યાવિદાયની વેદના કન્યાથી માતા સુધી અને માતાથી કન્યા સુધી અથડાઈને, પડઘાઈને ભાવકોને, સહૃદયોને વિહ્વળ કરી રહે છે. જોઈ શકાશે કે કન્યાવિદાયના જગજૂના પ્રસંગને આધુનિક કવિ અનિલ જોશીએ તેમની સર્ગશક્તિ અને કવિત્વથી તાજગીપ્રદ રીતે નિરૂપી એક આહ્લાદક અનુભૂતિ કરાવી છે. □

□ જિંદગી, લાલ આંખે ભૂરું આકાશ જોવાની મથામણ છે.

□ માણસ અનુભવે એકલો, સ્મૃતિએ સામૂહિક છે.

□ શાશ્વતના પગ ઐતિહાસિક અને માથું ભવિષ્ય છે.

□ ઈતિહાસ મરેલાને જ 'પ્રાસંગિક' માને છે.

□ પોતાને માટે પ્રાર્થના કરવા જેટલો દરેક માણસ 'ભગત' હોય છે.

□ બજારમાં 'સરેરાશ' બેઠા છે અને 'સરેરાશ' જ ફરે છે.

□ સિદ્ધાંતવાદી ટેલર માત્ર ગણવેશ જ શીવે છે.

# ગુજરાત રાજ્યે હાંસલ કરેલી પ્રગતિની ઝાંખી

મુખ્ય મંત્રી શ્રી અમરસિંહ ચૌધરીના નેતૃત્વ હેઠળના રાજ્ય મંત્રીમંડળે જુલાઇ ૧૯૮૫ના પ્રથમ સપ્તાહમાં રાજ્યનો શાસનદોર સંભાળ્યો હતો ત્યાર બાદ સૌથી કપરા એવા દુષ્કાળની કુદરતી આફતને કારણે ત્રણ ત્રણ વરસ સુધી લાખો અમોલ પશુઓ અને કરોડો લોકોનું જીવન ટકાવી રાખવા લેવાયેલા અનેકવિધ પગલાંની સાથે સાથે ઔદ્યોગિક વિકાસ, કૃષિ ઈત્યાદિકમાં વૃદ્ધિ સહિત અન્ય વિકાસકાર્યો પ્રત્યે પણ પૂરતું ધ્યાન આપવામાં આવ્યું છે, તો વહીવટ સુધારણા માટે પણ શ્રી ચૌધરીએ નૂતન અભિગમ અપનાવ્યો છે. દાંડીયાત્રાનું આયોજન, સરદાર સરોવર પારયોજનાની મંજૂરી મેળવ્યા પછી તેને દસ વર્ષમાં પૂર્ણ કરવા માટે અવિરત પ્રયાસો સહિતની અનેકવિધ બાબતોમાં શ્રી ચૌધરીની આગેવાની હેઠળની સરકારે છેલ્લાં સાડા ત્રણ વર્ષ જેટલા સમયગાળામાં યશસ્વી કામગીરી બજાવી છે.

આ સમય ગાળામાં વિવિધ પ્રાપ્ત થયેલી સિદ્ધિઓની રૂપરેખા અત્રે પ્રસ્તુત છે.

## કૃષિ અને ગ્રામવિકાસ

પાકવીમા યોજના અન્વયે ખેડૂતોને વીમાના દાવાની રકમની ચૂકવણી ત્વરીત બનાવવા પગલાં લેવામાં આવ્યાં છે અને પ્રથમ હિસ્સા પેટે રૂપિયા ૧૦૫ કરોડના દાવાઓ મંજૂર કરવામાં આવ્યા છે, બાકીની રકમ પણ કેન્દ્ર સરકાર દ્વારા તુરત મંજૂર થઇ જશે.

# વાચકોને, સંસ્થાઓને

દક્ષિણ ગુજરાતમાંથી વર્ષોથી એકધારા, નિયમિત પ્રગટ થતાં 'કંકાવટી' માસિકે શુદ્ધ સાહિત્યિક સામયિકનું સ્વરૂપ ધારણ કર્યું તેથી ગુજરાત સુપરિચિત છે. કવિતા, વાર્તા ગદ્યખંડ, નિબંધિકા અને વિવેચનની સાથે સમકાલીન સાહિત્યનો પરિચય, સહકાર આપનાર લેખકો દ્વારા અપાય છે.

આપને અંગતપણે અને આપની સંસ્થાને આવા સાહિત્યિક બની રહેવાના ધ્યેય સાથે પ્રગટ થતાં 'કંકાવટી'ના ગ્રાહક બની આપવાની અપેક્ષા.

વાર્ષિક લવાજમ : રૂપિયા ૨૫

૭, આનંદનગર, સગરામપરા–૨

માર્ચ
૧૯૮૯

શૂ થિંગ

ભગીરથ બ્રહ્મભટ્ટ

અંજુમ વાલોડી

પંકજ શાહ

રતિલાલ 'અનિલ'

સાંદીપનિ

જયંત કોઠારી

વિજય શાસ્ત્રી

નિર્મલ વર્મા

અજ્ઞેય

ઈલા નાયક

# કંકાવટી

માર્ચ ૧૯૮૯

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૩૯ : અંક ૩૫૫ : મૂલ્ય : ૩ રૂપિયા

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૨૫. બે વર્ષના રૂા. ૪૮. વિદેશ શિલિંગ ૪૦. (દરિયાઇ ટપાલથી), સાડા ૭ પાઉન્ડ (હવાઈ ટપાલ). મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫૦૦૨ સરનામે જ કરવો.



વર્ષાંતે ફાઈલમાં ખૂટતા અંકો મળ્યા નથી એવી ફરિયાદ યોગ્ય નથી. અંક ન મળ્યાની જાણ એ જ માસમાં કરવી.



તંત્રી–મુદ્રક–પ્રકાશક

રતિલાલ મૂ. 'અનિલ'

માલિક : આર. આર. રૂપાવાળા

ફોન : ૪૫૦૨૮

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫૦૦૨

મુદ્રણસ્થાન : નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દરપુરા, આંબાવાડી–સૂરત.

## ફેલાયો છે પ્રકાશ / શૂ થિંગ

કૃપા કરીને મને આશીર્વાદ આપો
મારી બારી પાસેથી પસાર થતાં
હમણાં મારો પ્રકાશ ઝગી ઊઠયો છે

પ્રકાશ ઝગ્યો છે
આ ઉદાસ રાતમાં
હોડી પર સવાર માછીના દીવાની જેમ
મારા આ ઓરડાની તુલના, કૃપા કરી
તોફાનમાં ડાલમડોલ નાવ સાથે કરો
હમણાં મારો પ્રકાશ ઝગી ઊઠયો છે

પ્રકાશ હમણાં ઝગ્યો છે –
પરદા પર મારો પડછાયો છે
એક ઝૂકેલા વૃદ્ધ જેમ
કોઈ જોશીલી મુદ્રા નથી
ફક્ત એક ઝૂકેલી કમર
છતાં, મારું હૃદય વૃદ્ધ નથી થયું
કેમ કે પ્રકાશ હમણાં ઝગ્યો છે

પ્રકાશ છે
સન્માન અને ગર્વ સાથે
પ્રત્યેક દમનને નજર પરખે છે
ખુલ્લું હોય કે છૂપું
એનું એક વ્યક્તિત્વ બની જાય છે
આશીર્વાદ આપો, મને આશીર્વાદ આપો
કેમ કે હમણાં મારો પ્રકાશ ઝગ્યો છે.

ગીત / ભગીરથ બ્રહ્મભટ્ટ

કીડીએ કાગડાના કાનમાં કીધું,
કે જીવીએ ના ઝાઝા ગુમાનમાં,
કાગડાએ હળવેથી ઠેંક્યુ કીધું,
ને પાછળથી ઉલાળી ચાંચ,
કાગડાએ કક્કાને કોતરી ખાધો,
હવે બુઠ્ઠાણું બચ્યું છે વાંચ !
બાધા પણ કાગડાની ન્યાતમાં ભળી, કાગપણું આવ્યું ગુલતાનમાં,
કાગડાએ મનગમતું ખાધું પીધું
અને કાગડાએ લીધું છે રાજ,
કીડીઓની આડે બસ અંધારાં ચણાવી
કાગડાએ ટાળ્યો અવાજ.
ગડાઓ કાગડાની જાનમાં ઊભા, ને કીડીઓ પણ સમજી લે સાનમાં

ગઝલ / અંજુમ વાલોડી

તે શુષ્કતાનું આંખમાં વાતાવરણ હતું;
મૃગજળ વિનાનું એક વ્યથાઓનું રણ હતું!
વીતી ગયું એ કોઈના દર્શનની આશામાં;
નહિતર જગતમાં જીવવું કેવું કઠણ હતું!
ના ઝાંઝવાંને ઝાલી શક્યું કોઈપણ રણે,
પગલાંમાં એના ચોકડી ભરતું હરણ હતું.
નહોતી સ્વયંની એમ તો કાંઈ ખબર છતાં
આ વિસ્મૃતિના શહેરમાં તારું સ્મરણ હતું!
ફરતી રહી'તી રાત બધી ઊંઘતી નજર;
સમણાની આંખમાંય સતત જાગરણ હતું.
મંઝિલ નજરથી દૂર નહોતી કદી છતાં
મારાં ચરણના ભાગ્યમાં કેવળ ભ્રમણ હતું.
ભમતી રહી'તી પ્યાસી નજર શૂન્યમાં. અને
વિશ્વાસની સુરાથી હૃદય તૃપ્ત પણ હતું!
'અંજુમ', હસીને વાત ઉડાવી દીધી બધી;
દીવાનગીમાં એટલું તો શાણપણ હતું.

ગઝલ / અંજુમ વાલોડી

દિન પ્રભુ ન દેખાડે કોઈને કદી એવા :
થાય મન જો રડવાનું, આંસુના પડે વાખા !

એક ઊર્મિનાં સર્જન, એક લાહ્યના તણખા–
રૂપ કેરી ચંચળતા, પ્રેમ કેરી વ્યાકુળતા.

જીવવાની લિજ્જતથી બેખબર છે, જે રૂહે છે,
મોત કેરી ચિંતામાં, જિંદગીથી બેપરવા.

ઝાંઝવાંના સરવરમાં શ્વાસને ઝબોળી મેં,
તૃપ્તિ ના મળી તો યે, હાય, મારી મૃગતૃષ્ણા !

સાથ સાથ ચાલે છે, પણ ન કાંઈ બોલે છે;
જાણે કોને શોધે છે માનવીના પડછાયા ?

શબ્દની સરળતામાં, અર્થની ગહનતામાં,
બુદ્ધિ શોધતી રૂહે છે જિંદગી તણો મહિમા !

માત્ર એક ડગ માંડી આંણી લીધું નક્ષ જેણે,
એવા જનનાં પગલાંને ચૂમતા રહ્યા રસ્તા.

બત્તી સૂની શેરીની ઝોકું ખાઈ ગઈ થાકી;
જાગતાં રહ્યાં કેવળ હું ને મારી એકલતા !

## સરવાળા સુધી / પંકજ શાહ

સાંજ લંબાતી રહે છે એક પડછાયા સુધી,
આવજો પાછા તમે ક્યારેક અજવાળા સુધી.

આ નગરમાં કોણ, કોની વાત સાંભળશે હવે,
આંખ તો તાકી રહે છે રોજ દરવાજા સુધી.

રાહ જોવાનો સમય આજે અધૂરો હોય પણ,
મન, સહજ દોડી જશે એકાદ ભણકારા સુધી.

જોતજોતામાં, સમેટાયા, વિખેરાયા ફરી,
એકલા બેસી રહ્યા આકાશ બદલાતા સુધી.

આપણા સંબંધ પાછળ કારણો 'પંકજ' ઘણાં,
બાદબાકી ગામની બે-ચાર સરવાળા સુધી.

ગઝલ / 'અનિલ'

સર્વના અસ્તિત્વને ઉદ્ભવ મળે.
હર કળીને ફૂલનો સંભવ મળે.

એ જ નાજુક લડખડાતો રવ મળે,
કોઈ વેળા એ રીતે શૈશવ મળે.

આ નજર તો ક્યાંય પણ ઠરતી નથી,
ક્યાંક સૂકો, ક્યાંક લીલો દવ મળે

નામ છે કેવળ, મધુવનનું અહીં,
ગોપી થઈએ તોય ના માધવ મળે.

જે નથી જીવતો, જીવું છું એ જ હું;
કલ્પનામાં તો બધો વૈભવ મળે!

એ ન પૂછો કેમ ના સાબૂત રહ્યો ?
થાય છે – ખંડેરને ગૌરવ મળે!

જિંદગી ને મોત તો સરખાં જ છે,
માનવીને અવ મળે કે તવ મળે.

જિંદગીમાં છે નીરવતા એટલે –
ચિરપ્રતિક્ષિત કોઈનો પગરવ મળે.

ચાલ જીવ તું જ્યાં નથી કોઈ ક્ષિતિજ.
માનવી નહિ તો પછી રાઘવ મળે.

## ઉગવું અને આરોપવું / સાંદીપનિ

આ સૂકી ભૂમિમાં ન જોઈ શકાય પણ કલ્પી શકાય એવાં, ઘાસનાં બીજ પડેલાં છે અને પહેલો વરસાદ પડશે કે તે કોળી ઊઠશે, ફરતાં પશુનું ધ્યાન એ તરફ જશે. માનવીની સૂકી મનોભૂમિમાં શેનાં બીજ પડેલાં છે એ કોઈ જાણતું નથી. બને છે એવું કે ટ્રાન્ઝિસ્ટર લઈને ફરું છું. સમાચાર સાંભળું છું, પણ ત્યાં એ એકાએક ઘરઘરાટ કરવા માંડે છે, અનુભવે જાણું છું કે આટલામાં ક્યાંક સાવ નજીક ઈલેક્ટ્રિક કનેક્શન હશે, એ વીજળીનાં મોજાં રેડિયોના ધ્વનિને મળે છે અને અમે સ્નેહીજન નહીં, અજાણ્યા ભેટી ગયા છીએ એવા ભાવે રેડિયોનો અવાજ ઘરઘરાટ કરવા લાગે છે. આપણામાં શેનાં બીજ પડેલાં છે, તે આપણે જાણતાં નથી. જગતભરના માણસોના પ્રથમ પ્રેમસંવેદનો વિચારો.

એક વ્યક્તિ પર અનાયાસ નજર પડી અને ભીની મોસમ શરૂ થઈ ને પેલાં સુપ્ત બીજ કોળવા લાગ્યાં એવો અનુભવ શું અજાણ્યો છે? કોઈ જાણે છે તો તે શાણો હોય તો, કહે છે : આ નિંદામણ છે, ઉખેડી નાખ, ફેંકી દે! કદાચ તેઓ એમ પણ માનતા હોય કે આ તો પેલા ઊગી નીકળતા ઘાસ જેવો 'પશુખોરાક' છે : પણ શું એ પશુખોરાક હોય છે? નીતિમાનો, વાવવા પહેલાં ઊગેલું હોય તે નિંદામણ છે, એમ સમજી તેને ઉખેડી ફેંકવાનો ઉદ્યમ કરે છે.

આપણે, આપણા પોતાથી યે અપરિચિત હોઈએ છીએ!

આપણો પોતાનો પરિચય, આ દુનિયા છોડી જઈએ ત્યારે પણ અધૂરો હોય છે : પોતાને જાણવા માટે પણ અનાયાસ થતાં અન્યના પરિચય જરૂરી છે. પેલો રેડિયો તો વીજળીનાં મોજાંના સ્પર્શે ઘરઘરાટ કરવા માંડે છે, પણ તમે એક સમારંભમાં ફરો છો, બસ કોઈ હેતુ વિના, બધા ફરે છે, હસે છે, સ્મિત કરે છે, આગળ વધે છે એમ આપણે પોતે પણ વિહરીએ છીએ...અને એકાએક પ્રસન્નતા થવા માંડે છે. અંતરમાંથી કશીક ખુશબૂ આવવા માંડે છે—એ કયા વેવ, કયાં મોજાં ? પોતામાં જ રહેલા કશા અપરિચિતનો પરિચય થવા લાગે છે. ધૂંધળું ધૂંધળું લાગે છે... કદાચ ઘરે ગયા પછી કે એ આખો પ્રસંગ વીસરાઈ ગયા પછી એકાએક મનમાં પ્રકાશ પડે છે : ઓહો, પેલી વ્યક્તિને જોયા પછી જ કંઈ અનુભવાવા લાગ્યું હતું : એ ક્ષણ પોતાને નવા સ્વરૂપે જાણવાની હોય છે... માણસ અને ટ્રાન્ઝીસ્ટર રેડિયોમાં એ તફાવત છે કે માણસ અનાયાસ કોઈની કે કશાની નજીક જાય છે કે એને અદશ્ય મોજાં સ્પર્શે છે અને અસમજની મીઠી ગૂંગળામણ, મૂંઝવણ શરૂ થવા માંડે છે...

કોઈ સમારંભમાં, કોઈ સ્થાને ઉત્સાહભેર જઈએ છીએ, શરુઆતનો થોડો સમય તો એમ જ પસાર થાય છે પણ પછી અનાયાસ ત્યાંથી ખસી જવાની અનાયાસ ઈચ્છા થાય છે, કોઈ અપેક્ષા લઈને નહીં, બસ એમ જ ગયા હોઈએ અને એમ થાય તો કશીક અણપ્રીછી ઈચ્છા હતી, તે અહીં પૂર્ણ થઈ નથી, એટલું જ ખસી, નીકળી જવાની ઈચ્છા થાય ત્યારે માનવું જોઈએ. ત્યાં ક્યાંક એવાં વેવ છે– જે સૂચવે છે– અહીંથી ખસી જાવ. એ સ્થાન રમણીય પણ હોય, વ્યક્તિ પણ ઉપેક્ષા કરવા જેવી ન હોય, બલ્કે પોતે ખસી જવાની મથામણમાં હોઈએ ત્યારે બીજી વ્યક્તિઓ, પેલી વ્યક્તિને ઉમળકાભેર મળતી હોય, બીજી કોઈ વળી મારો વારો ક્યારે આવે, એની ઉત્સુકતાથી પ્રતીક્ષા કરતી હોય ! ખસી જવાની ઈચ્છા એ પણ પોતાનો એક નવો પરિચય હોય છે– વિચારો તો એનું પગેરું મળે.

આપણે કે આપણું મન અનાયાસ કે પ્રયાસપૂર્વક અન્યની સમીક્ષા, વિશ્લેષણ કરતું રહે છે, પરંતુ આવું અણધાર્યું બને ત્યારે પોતાની, પોતાના અણધાર્યા માનસિક વલણ, વર્તન અને અણગમાની સમીક્ષા કરવી જોઈએ– પોતાને જાણવાની આ પણ એક સાદી રીત છે.

પ્રશ્ન ઉગવા અને આરોપવાનો છે. મનોભૂમિ ઉર્વર છે. આપણે તરંગ તુક્કા કે તોર–મિજાજની વાત નથી કરતાં– પણ સૂક્ષ્મપણે, અનાયાસ આપણો પોતાનો આપણને જ પરિચય કરાવતું જે અનાયાસ ઊગે છે, તેને છુપાવીએ– સંતાડીએ છીએ, પ્રગટપણે અજાણ્યા રહેવાનું છળ કરીએ છીએ તે અને આપણા તરફથી તેમ બીજાઓ તરફથી આપણામાં આરોપવાના પ્રગટ અપ્રગટ પ્રયત્નો થાય છે એની વાત છે.

બાળકો પર સારા સંસ્કારો પાડવા જોઈએ એવું બધા એકમતે કહેવાના ! 'પાડવાના' શબ્દ પર વિચાર કરો એમાં આરોપવાનો ભાવ છે ! સંસ્કાર પાડનારા કેમ માની લે છે કે બાળકોના ચિત્તમાં, મનમાં કશું ઊગતું જ નથી ? પ્રશ્ન એ છે કે તટસ્થ દૃષ્ટા કે અવલોકનકાર રૂપે જે જે ઊગે તે જુઓ, એને સંસ્કારવાની જરૂર લાગે તો તે માટેની કળાત્મક, સાહજિક રીત શોધી કાઢો, આને સુધારવાનો છે, મારે એને મદદ કરવાની છે એવા મિશનરી કે સેફ્ટી ગાર્ડ તરીકે નહીં, સ્નેહાળ મિત્ર રૂપે અને તમે જોશો કે અમે જે આરોપવા માગીએ છીએ તેનો અંશ, એનામાં જે અનાયાસ ઊગતું દેખાય છે તેમાં છે જ, તેને માત્ર દેખીતી દખલ જેવો પ્રયત્ન ન લાગે એ રૂપે સંસ્કારવાની જરૂર છે એની કળા ડેલ કાર્નેગીનાં પુસ્તકોમાંથી નહીં મળે, કારણ કે એમાં કળાના અવિષ્કારો નહીં, યુક્તિઓનો સંભાર છે. માણસમાંનો આપણો સાહજિક રસ તે સરખો સમાન હોય તેનાં નહીં, તે પોતીકા વૈશિષ્ટ્યથી ઓપતો હોય તેમાં હોઈ શકે ! પણ શાણાઓ એવી વિશિષ્ટતાથી જ વહેમાય છે ! માણસના મનમાં અમુક અવસ્થાએ માત્ર ઘાસ જ ઊગે છે એ વહેમ

છે. આપણે શ્વાસનો પણ ઉપયોગ કરીએ છીએ, અને શ્વાસ પણ કેટકેટલું વિવિધ, અનેક પ્રકારનું હોય છે. દર્ભાસન પર બેસતા ઋષિઓનો એવે વખતે ખ્યાલ આવવો જોઈએ. બધી જ ચિત્તભૂમિમાં કેસર જ ઊગવું જોઈએ એવો આગ્રહ નિંદામણ અને બીજારોપણના પ્રપંચમાં પડે છે. કાઢવું અને વાવવું, ઉખેડવું અને આરોપવું આ ક્રિયા જ એવી છે કે જે પાત્ર એનું ક્ષેત્ર બન્યું હોય તેને એથી અણખટથી માંડીને અસૂયા પણ થઈ શકે, અને નિંદામણ જ બળપૂર્વક વધારે ગતિએ ઊગવા મથે, એવું પરિણામ પણ આવે! અને સમયજીવી તો સમયની સાથે જ નષ્ટ થાય છે! ડીંગલી આપોઆપ છૂટી જાય અને નાની સાયકલની લેહ લાગે એવું બનતું નથી જોયું? સમય પહેલાં નાશ કરવાનો ઉદ્યમ અવળું પરિણામ પણ આણી શકે. માત્ર કેટલાંક વૃક્ષોને જ માળી તે ઈચ્છે તે આકાર આપી શકે છે, શું ત નાળિયેરીને કદી પણ હાથી કે હરણનો આકાર આપી શકે ખરો? પણ આપણી શાણી કહેવાતી આરોપણવિધિ કુટુંબ એક એવો પબ્લિક બાગ છે, જેમાં હાથી, હરણ જેવા આકાર જ વૃક્ષને આપી શકાય એવું અજ્ઞાન સેવે છે! ભાઈ, કુટુંબ કંઈ પબ્લિક પાર્ક નથી, એ કેમ ભૂલી જાવ છો?

માર્કેટમાં શેનો યશ છે, શેનો ભાવ છે એ ગણતરી બજારુ છે, જીવનની નથી. જીવનના શિક્ષણનો આધાર-પાયો એ હોઈ શકે નહીં, પણ માણસ જાણે જીવવા માટે નહીં, ખપી જવા માટે સર્જાયો છે એવી રીતે, એ રીતે એનામાં આરોપી આરોપીને એને તૈયાર કરવામાં આવે છે, એ વળી સંસ્કાર અને શિક્ષણ પણ કહેવાય છે! આવકાર્ય શું અગાઉથી નક્કી કરી શકાય છે? આ વૃક્ષ પર પોપટનું ટોળું જ આવીને બેસશે એમ કહી શકાય ખરું? હા, ત્યાં પોપટોની વસ્તી હોય તો એમ બને જ, પણ એ જ વૃક્ષ પર ક્યારેક આશ્ચર્ય પમાડે એવું અજાણ્યું પક્ષી આવીને બેસે, કલશોર કરીને આપણને આશ્ચર્યવત્ કરી મૂકે!

સર્જકને માટે માટે ઊગવું, સ્ફુરવું ખૂબ જ મહત્ત્વનું છે, એ એણે સાક્ષીભાવે જોવું જોઈએ, પોતાની ટેવ, હઠોટી, આકર્ષણ, બાહ્ય દૃષ્ટિ– આ વ્યસનોથી એને પર રાખવું જોઈએ, કળાકૃતિ રૂપે એનો સંસ્કારઘાટ કર્યો હોઈ શકે એનો જ વિચાર કરવાનો હોય, માન્યતા–ઓનું એના પર આરોપણ કરવાનું હોય નહીં, માન્યતાનું આરોપણ ન વર્તાય એવી યુક્તિ કળાઘાટ આપવાની પ્રક્રિયા નથી, નથી. ઊગ્યું તેને સંસ્કારવું પણ તે જેની માગ હોય તે અનુસાર, બજારની, માન્યતાની, માન્ય વિવેચકોની માગ હોય એ અનુસાર નહીં– એ તો મૂળ પોતાનો સ્વભાવ અને પરિચય ગુમાવી દે એવાં આરોપણો થયાં–વિનસની મૂર્તિને પેલા કાપડના સ્ટોરમાં કપડાં અને ફેશનથી શણગારેલી મૂર્તિ પરનાં આરોપણોની જરૂર ખરી ? 'વ્યવહારમાં એ જ ચાલે' કહેનારો સર્જક ઓછો, વેપારી વધારે છે, ભલે એ શુભ મંગલનાં આરોપણો કરતો હોય. પ્રતિષ્ઠા શેની છે, આદર શેનો છે, એવી ગણતરી ન હોય, માન્યતાનાં ધોરણો શાં છે, એ વિચાર ન હોય, હોય તો એ ધંધાદારી છે, કલાકાર નથી, સર્જક નથી.

સાહિત્યમાં આધુનિકતા ને પરંપરિત પરમની પતિષ્ઠાનાં ધોરણો આરોપણ બને છે ત્યારે સર્જક રહેતો નથી તે તે વર્ગ દ્વારા ગાઈ વગાડીને કુલેકે ચઢાવાય તે સામાજિક કે મહાજનિયો, માર્કેટિયો વહેવાર હોય, વાંચકને અને સાહિત્યને એમાં કશું વિશેષ કે સર્જકની મુદ્રાજએ ઉપજેલું મળતું નથી. એવાઓ ક્રાન્તદષ્ટા વિશેષણને યોગ્ય નથી. મંગળ–અમંગળ પણ પોતીકાં હોવાં જોઈએ. સમાજ પાસે, પરીક્ષકોની પેનલ પાસે કૃતિને જવાનું છે એનો ઈન્કાર ન હોય, તે સાથે એમની કોઈ સત્તા સર્જનમાં પ્રવર્તતી નથી એ પણ જાણવુ જોઈએ. સામાજિક અને શૈક્ષણિક સાંસ્કારીક, સાંસ્કૃતિક સત્તા સર્જનમાં નિર્ણાયક નથી, એટલું સામાન્ય દર્શન જેના પાસે ન હોય તે ભલે સારો ઉત્પાદક બને, સમાજને તો સાવરણીનો પણ વ્યવહારુ ઉપયોગ હોય છે. 

## સિગ્નલ બની ગયેલા હાથની વેદના / રતિલાલ 'અનિલ'

પહલે હર બાત પે હમ સોચતે થે,
અબ ફ્કત હાથ હીલા દેતે હૈ.
—બાકી સિદ્દીકી

ટ્રેન ઉપડે છે અને બંને દિશામાં વિદાય આપતા હાથ ઊંચા થાય છે. 'આવજો !' શબ્દ હવામાં લહેરાય છે, ટ્રેન ધીરે ધીરે ગતિ પકડે છે અને એ ગતિ નજીકના ચહેરાને દૂર દૂર લઈ જતા આછો ને આછો કરતી જાય છે પણ બારીબહાર લંબાયેલો હાથ તો ક્યાંય સુધી દેખાયા કરે છે. કોઈનું જવું અને કોઈનું પાછા ફરવું સારઝલ્લું થતું જાય છે. બદામી રંગનો વિદાય આપતો હાથ અદૃશ્ય થાય છે, વિદાય આપનાર ઘરે પાછો ફરે છે અને ગુલામ મોહંમદની કવિતા કહે છે કે, એને ઘર 'ખાલી પરબિડિયા જેવું' અનુભવાય છે...

વિદાય માટે ઊંચો થતો, હાલતો હાથ એવા તો કેટલાંય પ્રસંગો સંભારી આપે છે. સિગ્નલની જેમ યંત્રવત્ ઊંચો થતો હાથ પણ નજર સામે તરે છે અને વિષાદની લાગણી હૃદયને ઘેરી વળે છે. કેટલીક વિદાય વિષાદઘેરા સ્મરણને તાજાં કરે છે.

ગયું, ગયું, ગયું જ તે,
રહ્યું, રહ્યું, રહ્યું જ તે...

—એ કાવ્યપંક્તિને સંભારી આપે છે. વિદાયની સાથે સ્મરણો અને વિચાર જન્મે છે, પણ કેટલીક વિદાય માણસને વિચાર–

શૂન્ય કરી દે છે. હાથ જાણે યાંત્રિક સિગ્નલ થઇ જાય છે... એક નિયમ કામ કરે છે. માણસની ઊર્મિ, લાગણી, ભાવના એ હાથને પ્રેરતી, ઊંચો કરાવતી નથી. પેલા સિગ્નલને તો કોઈ સ્મૃતિ નથી કે કોણ ગયું અને કોણ આવ્યું... એ તો યાંત્રિક તટસ્થતામાં જકડાયેલો છે. માણસ તો વિચારપૂર્વક, લાગણી અને ભાવના પર મણમણનો બોજ મૂકીને પણ વિદાયની ફરજ બજાવે પણ એ ફરજે જે લાગણી, ભાવના પર અંકુશ મૂકયો તે તો વિદાય પછીની શૂન્યતામાં પેલા શતદળ કમળની જેમ ધીરે ધીરે ઊઘડે છે અને એ સ્નિગ્ધતામાં પણ ઉદાસીનતાની ઝાંય વ્યાયેલી હોય છે. વિદાય માત્ર સ્મરણો તાજાં નથી કરતી; ભૂતકાળની તે વ્યક્તિ સાથે ઘટેલી ઘટનાને જ તાજી કરતી નથી, એક હૃદય–મનને પોતામય કરી લેતા વિચારથી માણસને પેલા ધુમ્મસ જેવી ભીનપથી ઘેરી લે છે...

પાકિસ્તાનનો ગઝલકાર 'બાકી' સિદ્દીકી કયા વિદાયના અવસરે ઊંચા થતા હાથની વાત કરે છે ? સિગ્નલ જેવા બની ગયેલા યાંત્રિક હાથની વાત કરે છે, એનો સદર્ભ તો આ શે'રમાં સૂચવાતો નથી, એ કામ કવિએ ભાવક પર છોડયું છે ત્યારે કવિ કયા હવામાન; વાતાવરણમાં આમ બોલે છે ? તાનાશાહીમાં સપડાયેલા એક પ્રજાજનનો આ શોકઉદ્‌ગાર છે. પ્રજા માટેના આંતરિક, અંગત કહેવાતા ઈશ્વર/અલ્લાહ અને ધર્મ વિશે વિચારવાની જવાબદારી જ્યાં સરકાર લઈ લે છે ત્યારે અંગતતાનું સાધારણીકરણ થઈ જાય છે .. અંગતતાનું સાધારણીકરણ એ આજના માણસની બહુ ઘેરી વેદના છે... હોંશે હોંશે પોતાના લગ્નની કંકોતરી વહેંચતા ઉજમાળા અને ઉધમાતિયા જુવાન જુવતીને ખબર નથી કે બીજા સંકોચાઈને જ પોતાની ફળદ્રુપતા, પ્રજનનશક્તિને સંકોરીને સધન કરે છે...

સરમુખત્યારોને હાથ નહીં, સિગ્નલની જરૂર છે.. બસ,, એ. ઊંચા

થઈને અમને ગતિમાં રહેવાનો સંકેત કરે એટલું જ બસ છે... અમે તો અમારી, ઇચ્છાથી ઊપડવાના, તમારે તો જાહેરમાં હાથ ઊંચા કરવાનો, હાથ હલાવવાનો અભિનય પણ નહીં, માત્ર મજૂરી કરવાની!

અગાઉ એમ બધી વાતનો વિચાર કરતાં, આ કરીએ કે નહીં, કરવા જેવું છે કે નહીં, કરવું તો શા માટે? એનો શો અર્થ! માણસ જેમ કર્તા અને ક્રિયાપદ હોય તેમ કશું કે ઘણું ન કરવાનો અકર્તા થવાનો પણ એનો અંગત અધિકાર છે, પણ સરમુખ્ત્યારો કોઇની ઇચ્છા જાણવા થોભતા નથી, એમને તો માત્ર એલાન અને આદેશની ભાષા જ બોલતા આવડે છે.

કવિ કહે છે કે પહેલાં અમે બધી વાતનો વિચાર કરતા, હવે માત્ર હાથ ઊંચા કરી દઈએ છીએ– આ ઉદ્ગારમાં પણ પોતે અવશપણે, યંત્રવત્ શું કરે છે એનો વિચાર ઝળકે છે, અને સંકેત કરે છે કે અત્યારે અમે અવશપણે આ શું કરી રહ્યા છીએ તેનો જ અમને વધારેમાં વધારે વિચાર આવે છે.... યંત્રો વિચાર કરતાં નથી, પણ કેટલાક માણસોને યંત્રવત્ વર્તવાની અસહાય સ્થિતિમાં મુકાવું પડે છે તો, તેનો ય વિચાર કરે છે, તે વિચારજન્ય લાગણી પણ અનુભવે છે...અને એ જ તો માણસના સ્વતંત્ર ભાવિની આશા છે! **વિચારહીન સ્થિતિમાં જીવવાનું ભાન પણ એક વિચાર છે,** અને એ જ્યારે ઊંચો ઊઠે છે ત્યારે એ હવાનું મોજું થઈ જાય છે, એ આગળ વધે છે અને સંભવ છે કે વિચારની આંચ આકાશને યે સ્પર્શે. એ જ ગઝલના બીજા શે'રમાં 'બાકી' સિદ્દીકી કહે છે,

બાજ ઓકાત હવા કે ઝોંકે,
લૌ ચિરાગોંકી બઢા દેતા હૈ.

દીવો સળગતો હોય તો એની હોય એટલી જ ઓકાત/હેસિયત, હવાનું ય એવું જ. પણ હવા દીવેટની આંચને ઊંચી કરી દે છે, આંચને વ્યાકૂળ કરી દે છે, એ 'વ્યાકૂળ'ને કોઈ 'ચંચળ' ન કહે!

માણસ વિચારથી જીવે છે. 'જીવતા મરેલા જેવા છીએ' એ

સ્થિતિનું ભાન, એ વિચાર જ કહે છે કે માણસ વિચાર વિના જીવી શકતો નથી ! અને, એ વિચાર જીવે છે એ જ ક્યારેક માણસ યંત્રવત્ નહીં, જીવતા માણસની જેમ ખરેખર જીવવા માંડશે–એવી શ્રદ્ધા સંપડાવે છે.

**ન હોવાનું ભાન પણ હોવા વિશેની આશા છે,** ભવિષ્યની અમાનત છે. કેદખાનામાં વિચાર પર તો કશું બંધન નથી. દેહ કેદખાનામાં હોય તો યે સ્વેચ્છાએ ઊડતાં, કિલકાર કરતાં આકાશને માપવાનું ઉલ્લસિત સાહસ કરતાં પક્ષીઓને એ જોઈ શકે છે, સાંભળી યે શકે છે.

વાસ્તવિક્તાનો વિચાર ઘડીક ગભરાવી મૂકે છે, પણ માણસના વિચારે કેદ ન થઈ જવું જોઈએ. **સ્થિતિ એ નિયતિ નથી** એવું જ્ઞાન વિચાર સંપડાવે છે, સ્થિતિ બદલી શકાય છે, એ વિચારની દેન છે. **વિદાયના શોકમાં જ આગમનની આતુર શ્રદ્ધા મિશ્ર થઈ ગયેલી હોય છે.**

વિચાર કરવો એ માનવ–અસ્તિત્વની પહેલી શરત છે, માણસ વિચારથી જીવે છે, એ યંત્રવત્ વર્તે ત્યારે ય એ યાંત્રિક્તાની સભાનતા એનામાં રહેલા સ્વતંત્ર માણસને ફરી માણસની જેમ પોતાની ઈચ્છા પ્રમાણે વર્તતો કરવાનું ભવિષ્ય સંપડાવશે. વિચારની જ્યોત અખંડ રાખો, એ જ અંધકારની કેદમાંથી પ્રકાશની સ્વતંત્ર દુનિયામાં લઈ જશે. □

૨૯–૯–’૮૮

# મધ્યકાલીન કૃતિનું સંપાદન : હસ્તપ્રતવાચન / જયન્ત કોઠારી

મધ્યકાલીન સાહિત્યકૃતિના સંશોધનનું કામ હસ્તપ્રતવાચનથી આરંભાય છે. મધ્યકાલીન હસ્તપ્રતો લખાઈ તો છે નાગરી લિપિમાં, પરંતુ એના કેટલાક વિશિષ્ટ મરોડો છે, જોડાક્ષરોની ચોક્કસ વ્યવસ્થા છે, પાછળથી કરવામાં આવતા સુધારા વધારાની આગવી પદ્ધતિ છે, કેટલીક લેખનરૂઢિઓ પણ છે, સંશોધકે સૌ પહેલાં આનું જ્ઞાન મેળવવું પડે. શ્રી લક્ષ્મણભાઈ ભોજકે ચાર્ટ સાથે મધ્યકાલીન લિપિનો પરિચય તૈયાર કર્યો છે. એમાં ઘણી ઝીણી માહિતી છે પણ હજુ છટકી ગયેલી વીગતોને ઉમેરીને એમણે એક પુસ્તિકા તૈયાર કરવી જોઈએ એવું મારું એમને ઘણા લાંબા સમયથી સૂચન છે. અહીં હું એમાં નહીં જઉં પણ મધ્યકાલીન લિપિ ઉકેલતાં આવડયા પછી પણ કેટલીક સમસ્યાઓનો સામનો કરવાનો આવે છે એ વિશે વાત કરીશ.

મધ્યકાલીન લિપિજ્ઞાન પછીયે કયો અક્ષર વાંચવો તેનો સંભ્રમ થાય એવાં સ્થાનો રહે જ છે. મધ્યકાલીન લિપિના કેટલાક અક્ષરોની આકૃતિઓ મળતીભળતી છે (જે લક્ષ્મણભાઈએ બતાવેલી છે), તે ઉપરાંત લેખનમાં મુદ્રણ જેવી સુરેખ સુનિશ્ચિતતા સંભવિત નથી તેથી એક અક્ષરની આકૃતિ બીજા અક્ષર જેવી લાગવાનું બની જતું હોય છે. કોઈ વાર લહિયાની એવી ખાસિયત પણ હોય. કોઈ વાર શાહી

ખવાઈ જવા વગેરે કારણથી પણ એક અક્ષર બીજા અક્ષરને મળતો થઈ જાય.

આનો ઉપાય શો ? સામાન્ય રીતે સંદર્ભ આપણી મદદે આવતો હોય છે 'પ' નહીં પણ 'ય' જ, 'લ' નહીં પણ 'ભ' જ સંદર્ભમાં બેસે, તો આપણો માર્ગ સરળ થઈ જાય છે પણ પરિસ્થિતિ હમેશાં આટલી ચોખ્ખી નથી હોતી. સંદર્ભ ખોટા વાચનને અવરોધક ન બને, આપણે બળતો અર્થ બેસાડી શકીએ એવું પણ હોય, દાખલા તરીકે, રાજકીર્તિકૃત 'આરામ શોભારાસ'માં એક કડી પહેલાં આમ વંચાઈ

તસુ પટ્ટધર સાહસધીર પાયપખાલણુ જાંણે નીર,
પંચ મહાવ્રત પાલણુ વીર શ્રી પુણ્યચંદ્ર ગિરુઆ ગંભીર.

પાદપ્રક્ષાલનની વાત આપણને પરિચિત હોવાથી 'પાયપખાલણુ' વાંચવામાં કશો અવરોધ આવતો નથી, પરંતુ આખી કડીના અર્થનો આપણે વિચાર કરીએ ત્યારે મૂંઝવણ થયા વિના રહેતી નથી. આ તો ગુરુગુણનું વર્ણન કરતી કડી છે. ગુરુને પાદપ્રક્ષાલન કરનાર નીર કેવી રીતે કહી શકાય? શિષ્યને માટે એમ કહી શકાય ખરું. ગુરુને તો પાપનું પ્રક્ષાલન કરનાર – એને ધોઈ નાખનાર નીર સાથે સરખાવી શકાય. જાણકારને તો યાદ પણ આવે કે મધ્યકાળમાં દેવ–ગુરુને માટે આવી ઉક્તિ અવારનવાર પ્રયોજાય છે. આથી એમ લાગ્યું કે પાઠ 'પાયપખાલણુ' નહીં 'પાપપખાલણુ' જોઈએ, આ લહિયાનો દોષ ગણવો જોઈએ. પણ બીજે તબક્કે હસ્તપ્રતને ધ્યાનથી જોતાં પકડાયું કે, હસ્તપ્રતમાં જેને પહેલાં 'ય' તરીકે વાંચ્યો હતો એને 'પ' તરીકે વાંચી શકાય એવું છે જ, કેમકે આજે આપણને થોડો 'ય' જેવો લાગે એવો 'પ' એ હસ્તપ્રતમાં આજુબાજુમાં જ જોવા મળે છે. વિશેષ તપાસ કરતાં નજરે ચડ્યું કે હસ્તપ્રતમાં 'ય' તો આનાથી સ્પષ્ટ જુદી રીતે લખાયેલો છે એટલે અહીં 'ય' વાંચવાને અવકાશ જ નથી, 'પ' જ વાંચવો જોઈએ છેવટે 'પાયપખાલણુ' એ લેખનનો નહીં, વાચનનો જ દોષ ઠર્યો

એ જ કૃતિમાં જ્યાં 'વિનયચંદ્ર' ગુરુનામ વંચાયું હતું ત્યાં

(૨૪૮)–વગેરે વાચનદોષો, મૂળ પ્રત જોતાં દેખાયા છે તે મધ્યકાલીન લિપિવાચનની મુશ્કેલીઓનો સંકેત કરે છે.

આગળ આપણે ચર્ચેલાં ઉદાહરણોમાંથી એ સ્ફુટ થાય છે કે વાચનદોષનો ઉપાય કેટલેક અંશે હસ્તપ્રતમાં જ રહેલો હોય છે. મળતાભળતા અક્ષરોના લેખનમાં લહિયાની એવી કોઈક નાનકડી ખાસિયત ઘણી વાર હોય છે જે બે અક્ષરોના સંભ્રમ વખતે ચાવીરૂપ બને. અક્ષરનિષ્ણાતની ચકાથી આપણે લહિયાની આવી બધી ખાસિયતો પકડવી પડે. કેટલીક વાર લહિયાઓ વિલક્ષણ પ્રગટ કરે છે. દાખલા તરીકે, સાહિત્યકોષની કામગીરી દરમ્યાન ફાર્બસ ગુજરાતી સભાની હસ્તપ્રતયાદીમાં એક કવિનું 'અણાત્ર' એવું નામ નોંધાયેલું મળ્યું. આવું નામ હોવા વિશે શંકા થઈ. કૃતિના અંતભાગની ઝેરોક્ષ નકલ મળતાં એમાં આવી પંક્તિ મળી : 'કહે કવિ અણાત્રવર્ધ (ધે), કરજોડી'. આમાં 'અણાત્ર' કવિનામ વંચાય એવું હતું પણ 'વર્ધ' કે 'વધે'નો કશો અર્થ બેસતો નહોતો અને 'અણાત્ર' નામ હોઈ શકે એ તો મનમાં બેસતું જ નહોતું. આથી ભાયાણીસાહેબનું માર્ગદર્શન માગ્યું. એમણે પ્રતનું પાનું જોઈને શોધી કાઢ્યું કે 'ણ'ને સ્થાને 'ણા' લખવાની આ લહિયાની ખાસિયત છે, તેથી 'ણ' દેખાય છે ત્યાં આપણે તો 'ણા' વાંચવાનો છે. તેથી પંક્તિ આપણે આમ વાંચવાની છે : 'કહે કવિઅણ ત્રવધે (–ત્રિવિધે) કર જોડી.' 'કવિઅણ' (=કવિજન, કોઈ અજ્ઞાતનામા કવિ)ના નામથી મધ્યકાળમાં ઘણી કૃતિઓ મળે છે, તેવી આ છે.

દેખીતી રીતે જ આવા દાખલાઓમાં સામાન્ય લિપિજ્ઞાન પૂરતું ન થાય, હસ્તપ્રત જ આપણને એનું લિપિવાચન શિખવાડી શકે. 'ણ'ને વધારાના કાના સાથે લખવાની આ ખાસિયતના જેવી એક બીજી ખાસિયત તને વધારાની માત્રા સાથે – તે એમ લખવાના કેટલીક હસ્તપ્રતોમાં જોવા મળી છે ત્યાં તેને આપણે 'ઐ' તરીકે નહીં, 'એ' તરીકે જ વાંચવાનો હોય છે. 'ઈ' – 'ઇ' પણ કોઈક

ચાર ક્ષિ – ક્ષી એમ લખાયેલા મળે છે તે પણ આ જ પ્રકારનો દાખલો છે.

લખાયેલો એક અક્ષર હોય અને વાંચવાનો બીજો હોય એવી કેટલાક અક્ષરોની બાબતમાં મધ્યકાલીન રૂઢિ છે. મધ્યકાળમાં 'ખ'ને માટે ષ લિપિચિહ્ન હતું એ જાણીતી વાત છે. ષલકતી અને મેષલાને આપણે 'ખલકતી' અને 'મેખલા' તરીકે જ વાંચવાના હોય છે. પણ તત્સમ શબ્દોમાં આપણને મૂંઝવણ થવાની. પુરુષોત્તમ, કાષ્ઠ જેવા શબ્દોમાં આપણે 'ષ' જ વાંચવાનો રહે પણ વિષ, ઋષિમાં 'વિખ' 'રુખિ' એમ પણ અવશ્ય વાંચી શકાય. મયૂખની સાથે પ્રાસમાં પીયૂષ આવે ત્યારે કવિને 'પીયૂખ' અભિપ્રેત છે એમ અર્થ થાય. 'ષ' અને 'ખ'નો વિવેક મધ્યકાલીન ભાષારૂઢિનો લાંબો અભ્યાસ માગે.

મધ્યકાલીન લિપિમાં વ–વ નો કેટલેક અંશે અભેદ છે. એટલે કે અભિપ્રેત હોય 'બ' અને લખાય વ, તેમ અભિપ્રેત હોય 'વ' અને લખાય વ. 'બ્રાહ્મણ'ને સ્થાને વ્રાહ્મણ ને 'બાપ'ને સ્થાને વાપ લખાય, તો વિલંબ'ને સ્થાને વિલંવ ને વિહૂણઉ'ને સ્થાને વિહૂણઉ લખાય. વાંટઇ વ્રાહ્મણ સીરણી માં આપણે 'બાંટઇ' (=વહેંચે છે) ન વાંચી શકીએ કે રાઇરાણી અતિ વાધ્યઉ પ્રેમમાં 'વાધ્યઉ' ન વાંચી શકીએ તો આપત્તિ થાય. છતાં જવ, અપૂરવ, વધાવિયઉ જેવા શબ્દોમાં વ નો 'વ' કરવો કે કૃતિમાં હિંદી ભાષાની છાંટ તરીકે એ શબ્દોને એમને એમ સ્વીકારી લેવા તેની દ્વિધા આપણને થવાની. કૃતિમાંના સામાન્ય ભાષાવલણને અનુસરીને જે–તે નિર્ણય કરવો પડે અને છતાં એ આખરી નિર્ણય ન હોઈ શકે.

મધ્યકાળમાં 'જ'ને સ્થાને ય લખવાની પણ એક રૂઢિ હતી. આપણે તો ત્યાં 'જ' જ વાંચવો જોઈએ. યયુર્વેદી તે આપણે માટે 'યજુર્વેદી' છે ને યો યી તે 'જો જી.' આમ છતાં યોગને 'જોગ' તરીકે ને યતનને 'જતન' તરીકે વાંચવું કે કેમ એ પ્રશ્ન રહેવાનો.

મધ્યકાલીન કૃતિના સંપાદનમાં પહેલો તબક્કો તો હસ્તપ્રતનો જેમ છે તેમ વાંચવાનો છે. જે છે તે વાંચવું એ પણ કેટલું અઘરું કામ છે ને એ કેટલી સજ્જતા તથા કાળજી માગે છે એનો ખ્યાલ હવે આવ્યો હશે. અનુભવ તો એવો છે કે જેટલી વાર મૂળ પ્રત સાથે આપણી વાચનાનાને મેળવીએ તેટલી વાર કોઈક નાનો મોટો વાચનદોષ પકડાયા કરે છે, આથી જ મધ્યકાલીન કૃતિનું સંપાદન કરનારાઓને એમ કહેવાનું પ્રાપ્ત થાય છે કે

૧. હસ્તપ્રત ખૂબ ધીમેથી અને ધૈર્યપૂર્વક વંચવી.

૨ પોતાના વાચનને એકબે વખત મૂળ સાથે મેળવી જવું.

૩. બને તો લિપિવાચન સારી રીત જાણનાર કોઈ અન્ય વ્યક્તિ પાસે પણ પોતાનું વાચન ચકાસાવડાવી લેવું

આપણે કરેલા વાચન પછી મૂળ હસ્તપ્રત સુધી જવાનું ભાગ્યે જ કોઈ અભ્યાસી માટે શકય હોય છે, તેથી આપણી જવાબદારી ઘણી વધી જાય છે. વાચનની ભૂલની શકયતા અલ્પતમ કરી નાખવાનો આપણો પ્રયત્ન હોવો જોઈએ.*

---

*ટૂંક સમયમાં પ્રસિદ્ધ થનાર 'સાહિત્યિક તથ્યોની માવજત' એ ગ્રંથના એક લેખનો અંશ.

## નર્મદચન્દ્રક

નર્મદ સાહિત્ય સભા તરફથી, નિર્ણાયક સમિતિએ ૧૯૮૩થી ૧૯૮૭ સુધીના પાંચ વર્ષ દરમ્યાન પ્રગટ થયેલા કવિતાવિષયક ગ્રન્થોમાં 'પડછાની પેલે પાર' ગ્રન્થને સર્વોત્તમ સ્વીકારી તેના લેખક શ્રી ચન્દ્રકાન્ત શેઠને નર્મદચન્દ્રક આપવાનું જાહેર કર્યું છે.

## સૌન્દર્યશાસ્ત્રીય અભિગમ / વિજય શાસ્ત્રી

સૌંદર્યશાસ્ત્રીય અભિગમમાં શાનો શાનો સમાવેશ થઈ શકે તે વિશે જેરોમ સ્ટોલ્નિટ્ઝ કહે છે કે કળાની કૃતિઓ અને પ્રકૃતિના પદાર્થો, સુંદરતા દાખવતી વસ્તુઓ અન બીજી રીતે મૂલ્યવાન જણાતી વસ્તુઓ જેવી કે નાજુકતા, ઉદાત્તતા અને હાસ્યાસ્પદતા ધરાવતી બાબતોનો સમાવેશ થઈ શકે. ટૂંકમાં કોઈપણ પદાર્થને અમુક ચોક્કસ પ્રકારના દૃષ્ટિકોણથી નિહાળવામાં આવે ત્યારે તે સૌંદર્યશાસ્ત્રીય અભિગમ બને છે, જેમાં પદાર્થને નર્યા આનંદના પ્રયોજનથી જ નિહાળવામાં આવે છે સ્ટોલનિહઝના શબ્દોમાં "We look at it for no other reason than simply to look and enjoy it. (પૃ. ૦૭)

પરંપરાગત સૌંદર્યશાસ્ત્ર આવો અભિગમ ધરાવતું નહોતું. સૌંદર્યલક્ષી અનુભવ એટલે શું એ પ્રશ્ન પરંપરાગત સૌંદર્યશાસ્ત્રના કેન્દ્રમાં નહોતો, પરન્તુ સૌંદર્યશાસ્ત્રનો ઉપયોગ જૂના જમાનામાં જે તે પદાર્થોની ગુણવત્તા દર્શાવવામાં થતો. જે ગુણવત્તાને કારણે જે તે પદાર્થ 'સુંદર' પણ ગણાતો અને જે ગુણવત્તાના અભાવને લીધે જે તે પદાર્થ સૌંદર્યરહિત પણ ગણાતો. પછી આ પદ્ધતિ આગળ ચાલતી અને 'ગુણવત્તા'માં શાનો શાનો સમાવેશ કરી શકાય તે નક્કી કરતી. અને આવી ગુણવત્તાધારક વીગતો નક્કી થઈ જાય એટલે પત્યું. કેમ કે એવી ગુણવત્તાનો અનુભવ એ સૌંદર્યલક્ષી અનુભવ કહેવાતો.

આ પરંપરાના સૌંદર્યશાસ્ત્રની કેટલીક દેખીતી મર્યાદાઓ હતી. જેમ કે અમુકતમુક વિશિષ્ટ સૌંદર્યલક્ષી ગુણવત્તાને આધારે કળા અને સૌંદર્યનું મૂલ્યાંકન કરવામાં મોટી મુશ્કેલી એ છે કે આવો માપદણ્ડ એકાંગી હોવાથી એની કસોટીએ પાર ન ઊતરતી કૃતિઓની આપોઆપ બાદબાકી થઈ જાય છે સૌંદર્યનાં અમુક જ ધોરણો હોય એવું નક્કી કરી દેવાથી એ ધોરણોથી પર જતી છતાં સુંદર બનતી કૃતિઓને આપણે પુરસ્કારી શકતા નથી. એક જમાનામાં 'સંવાદિતા'ના ગુણને કલાકૃતિનું મહત્ત્વનું લક્ષણ ગણવામાં આવતું હતું. અને સંવાદિતા વગરની કૃતિઓને સૌંદર્યક્ષેત્રની બહારની ગણવામાં આવી હતી. આમ અમુક ચોક્કસ શૈલી યા રુચિ યા સમયગાળાને સર્વકાલ માટે આદર્શ રૂપ ગણવામાં આવે તે અસંગત જ કહેવાય. આવા અવ્યાપ્તિના દોષમાંથી ઊગરવા માટે આપણે નવી વ્યાખ્યા પાસે જવું પડે.

કલાની કૃતિનું આકલન એકથી વધુ રીતે થઇ શકે છે. સામાજિકતાના ધોરણે, નૈતિકતાના ધોરણે વગેરે વગેરે. પણ એવી બધી રીતિઓ અપનાવવાથી કૃતિના અંતવર્તી મૂલ્યને અનુભવી શકતા નથી. When we approach the work as a sociologist or moralist we do not grasp its intrinsic value' (પૃ. ૩૦) કૃતિને કશા પણ Pre-occupation વગર નિહાળવી જરૂરી છે. સૌંદર્યશાસ્ત્રીય અનુભવ અન્ય અનુભવો કરતાં વિશિષ્ટ હોય છે પણ સૌંદર્યમૂલક અનુભવને વિશિષ્ટ અનુભવ તરીકેનું સ્થાન અઢારમી સદી સુધી મળ્યું નહોતું. ત્યાં સુધી તો કળાને બિનસૌંદર્યનિષ્ઠ સંજ્ઞાઓ વડે જ મુલવવામાં આવતી હતી. જેમ કે કળાનાં સમાજમૂલ્ય, ધાર્મિક મૂલ્ય, નૈતિક મૂલ્યને મહત્ત્વ અપાતું રહ્યું હતું. પણ અઢારમી સદી પછી કળાકૃતિની અંતવર્તી રૂપરચનાને કેન્દ્રમાં લાવવામાં આવી તેની પાછળ કળાકારની સમાજમાં બદલાતી સ્થિતિએ મોટો ભાગ ભજવ્યો છે.

ક્રમશઃ કલાકાર સમાજથી વિખૂટો પડતો ગયો છે. ગ્રીક સમયમાં અને મધ્યકાળમાં ગણાતો તેમ કળાકાર કોઈ કારીગરની હરોળનો ગણાતો બંધ થયો છે. કળાકારની સર્જકતા સમાજનાં અન્ય કાર્યોથી વેગળી થતી આવી છે. એનો સૌથી મોટો દાખલો સંગીતકલાનો છે. શરૂમાં સંગીતની કલા અન્ય પ્રવૃતિઓની દાસીરૂપ હતી જેમ કે વર્ક–સોંગ્ઝ, સેરિમોનિયલ મ્યુઝિક, સોંગ્ઝ ઑફ વૉર વગેરે. જાણીતા જર્મન સંગીતકાર Johann sebastian Bach (1685–1750) પોતાનાં સંગીતસર્જનો 'sing the praises of God' કરતાં હોવાનું જણાવતા. પણ સામાજિક અને સાંસ્કૃતિક પરિબળોએ ધીમે ધીમે કળાકારને સમાજથી અળગો કરવા માંડ્યો. ઔદ્યોગિક સમાજના વિકાસથી કળાકાર ઊબાઈને દૂર ચાલ્યા ગયા. Mass societyનાં ધોરણોનો કળાકારો વડે પ્રતિકાર થવા લાગ્યો. કેમ કે તેનાથી પોતાની બહુમૂલ્ય વૈયક્તિકતા અળપાતી હોવાનું તેને લાગતું હતુ. આ બધાં કારણે કળા અને સમાજ વચ્ચે વિચ્છેદ થવા માંડ્યો એટલે કળાની વિભાવના પણ બદલાઈ કે–'Art exists simply to be enjoyed for its own sake.' 'It is valuable for itself.' અને ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં આરંભાયેલી 'કળા ખાતર કળા'ની હિલચાલે તેને બળ આપ્યું. 

[જેરોમ સ્ટોલનિટ્ઝકૃત 'ઍસ્થેટિક્સ ઍન્ડ ફિલોસોફી ઑફ આર્ટ–ક્રિટિસિઝમ' ગ્રંથને આધારે પૃ. ૨૯ થી ૩૨]

## ડિંબર / નિર્મલ વર્મા

આગલી રાતે રૂનને લાગ્યું કે આટલાં વરસો પછી કોઈ જૂનું સપનું ધીમા પગલે એની નજીક આવી રહ્યું છે. આ જ બંગલો હતો, ખૂણે ખરેલાં પાંદડાં ભેગાં થયાં હતાં...એ ધીરે ધીરે ફાટકમાં પ્રવેશી અતળ મૌનમાં લૉન ડૂબી છે. શરુઆતની માર્ચની વસંતી હવા ઘાસને હલાવી નમાવી જાય છે, પસવારી જાય છે...ઘણાં વરસો પહેલાંની એક રેકર્ડની ધૂન છતરી નીચેથી આવી રહી છે :–ગંજીફાનાં પત્તાં ઘાસ પર વિખેરાયેલાં પડયાં છે...એવું લાગે છે કે શમ્મીભાઈ હમણાં જ ખિલખિલાટ હસી પડશે અને મોટી બહેન જેલી કયારી ખોદતાં પૂછશે, 'રૂની, મારા હાથ તો, જો, કેટલા લાલ થઈ ગયા છે...'

આટલાં વરસો પછી રૂનીને લાગ્યું કે પોતે બંગલાની સામે ઊભી છે અને બધું જ પહેલાં જેવું જ છે...માર્ચના પેલા એક દિવસ જેવું જ કશું જ બદલાયું નહોતુ, એ જ બંગલો છે, માર્ચની સૂકી, ગરમ હવા સનસન્ વહે છે, સૂના પરદાની રીંગ ધીરે ધીરે ખનકે છે, અને પોતે ઘાસ પર બેઠી છે...બસ, હવે જો હું મરી જાઉં એને વિચાર આવ્યો હતો.

પણ એ બપોર એવી નહોતી કે ઈચ્છવા માત્રથી કોઈ મરી જાય. લૉનના ખૂણે ત્રણ વૃક્ષો હતાં, ઉપરની કુનગીઓ એકબીજામાં ગૂંચવાઈ જતી હતી. હવા વહેવાથી એમની વચ્ચે આકાશનો ભૂરો ટુકડો ઢંકાઈ જતો હતો, તો કદી ખૂલી જતો હતો. બંગલાની છત

પરના એરિયલના તાર જુઓ (રૂની શ્વાસ પર શરીરને લંબાવીને એવી જ રીતે જુએ છે તો લાગે છે કે એ કેવી રીતે હાલે છે ધીરે ધીરે... પલક માર્યા વિના જુઓ, ભલે એમાં આંસુ આવી જાય... (રૂની એ જ રીતે જુએ છે....) તો લાગે છે કે, જાણે વચ્ચેથી તાર કપાતો જાય છે, અને બે કપાયેલા તારની વચ્ચે આસપાસની ભૂરી ચોરી આંસુની સપાટી પર આછી આછી તરવા માંડે છે...

શનિવારની રાહ આખું અઠવાડિયું જોવાતી. એ જેલીને પોતાના સ્ટેમ્પ આલ્બમનાં પાના ઊથલાવી બતાવતી, જેલી ચોપડીમાંથી આંખ ઊંચી કરીને પુછતી– આર્જેન્ટાઈના ક્યાં છે ? સુમાત્રા ક્યાં છે ? એ જેલીના પ્રશ્નો પાછળ વિસ્તરેલી અસીમ દૂરતાના ધૂંધળા છેડે જઈને ઊભી છે... રોજ રોજ નવા દેશોની ટિકિટોથી આલ્બમનાં પાનાં ભરાતાં જતાં અને શનિવારની બપોરે શમ્મીભાઈ હોસ્ટેલથી આવતા, તો જેલી ખુરશી પરથી ઊભી થઈ જતી, એની આંખોમાં સ્વચ્છ જ્યોતી નિખરી આવતી અને એ રૂનીના ખભા ઝંઝેડીને કહેતી 'જા, અંદર જઈને ગ્રામોફોન લઈ આવ.

રૂની ક્ષણેક થોભે છે – પોતે અંદર જાય કે થોભે ? જેલી એની મોટી બહેન છે, એની અને જેલીની વચ્ચે ઘણાં વર્ષોનું સૂનું લાંબું અંતર છે. એ અંતરના બીજા છેડે જેલી છે, શમ્મીભાઈ છે, પોતે એમાંથી કોઈને ય સ્પર્શી શકતી નથી એ બંને પોતાથી અલગ જીવે છે... ગ્રામોફોન તો માત્ર એક બહાનું છે. મને અંદર મોકલી એ એકલી શમ્મીભાઈની સાથે રહેશે અને ત્યારે... રૂની ઘાસ પર દોડે છે બંગલાની દિશામાં... પીળા પ્રકાશમાં ભીના શ્વાસ પર પડેલો ગુલાબી તડકો હૃદયના ધબકારા, હવા–હવા દૂર આવેલા પેલા એરિયલને પસવારી જાય છે, આંખમાંથી સરીને પાંપણ પર કમ્પે છે, જાણે એ હૃદયની ધડકન છે, અને પાણીમાં ઊતરી આવી છે.

શમ્મીભાઈ હોસ્ટેલથી આવે છે ત્યારે બધાં લોનની વચ્ચે છત નીચે બેસે છે, ગ્રામોફોન જૂના સમયનું છે. શમ્મીભાઈ પ્રત્યેક

રેકર્ડ પૂરી થયા પછી ચાવી આપે છે, જેલી પીન બદલે છે અને પોતે, રૂની ચૂપચાપ ચા પીએ છે. પવનનો એક જોરદાર હેલારો આવે છે અને છત્રી ધીરે ધીરે ડોલે છે, એના ચાનાં વાસણો, ટિકોજી અને જેલીના સોનેરી વાળને ધીરે ધીરે સરખા કરીને પસવારે છે અને રૂનીને લાગે છે કે કોઈ દિવસ હવાનો એટલો જોરદાર હેલારો આવશે કે છત્રી ધમ્મ કરતી નીચે પડી જશે અને ત્રણેય એની નીચે દબાઈને મરી જઈશું

શમ્મીભાઈ પોતાની હોસ્ટેલની વાત કરે છે ત્યારે પોતે અને જેલી વિસ્મય અને કુતૂહલથી એકી નજરે એના ચહેરે એના હાલતા હોઠોને જોયા કરે છે. સંબંધમાં શમ્મીભાઈ ભલે કંઇ જ ન લાગતા હોય, પરંતુ એમની સાથેની પિછાન એટલી જૂની છે કે એમની વચ્ચે ક્યારેય પારકા પોતીકાનું અંતર આવ્યું નહોતું હોસ્ટેલમાં જવા પહેલાં એ આ શહેરમાં આવ્યા હતા ત્યારે અબ્બાના કહેવાથી કેટલાક દિવસ ઘરે રહ્યા હતા. હવે જ્યારે શનિવારે એ મળવા આવે છે તો પોતાની સાથે જેલી માટે યુનિવર્સિટીની લાયબ્રેરીમાંથી અંગ્રેજી નવલકથા અને મિત્રો પાસેથી માગીને કેટલીક ગ્રામોફોન રેકર્ડ લઈ આવે છે.

આજે આટલાં વરસો પછી પણ જ્યારે એને શમ્મીભાઈએ એને આપેલાં અજબ ગજબનાં નામ યાદ આવે છે ત્યારે હસી પડયા વિના રહેવાતું નથી. એમની નોકરડી મેહરુના નામ સાથે ચાર ચાંદ લગાવી શમ્મીભાઈએ જ્યારે એને સદીઓ પહેલાંની સુકુમાર શાહજાદી મેહરુન્નિસ્સા કયારે બનાવી દીધી એ કોઈ જાણતું નથી. એ રેહાના-માંથી રૂની બની ગઇ અને બહેન પહેલાં બેબી બની, તે પછી જેલી આઈસક્રીમ અને છેલ્લે બિચારી માત્ર જેલી રહી ગઈ શમ્મીભાઈએ આપેલાં નામ આટલાં વરસ પછી પણ લોનના ઘાસ અને બંગલાની દીવાલો સાથે વીંટળાયેલી વેલ-લતાઓની જેમ, ચિરંતન અને અમર છે.

ગ્રામોફોન પર ફરતી રેકર્ડ પર ફૂલ પાંદડાં ઊગી આવે છે, એક અવાજ એને, પોતાના નરમ, ખુલ્લા હાથોથી પકડીને હવામાં વિખેરી નાખે છે, સંગીતના સૂર ઝાડીમાં હવા સાથે રમે છે, ઘાસ નીચે સૂતેલી ભૂરી માટી પર પતંગિયાનું નાનકડું હૃદય ધડકે છે....માટી અને ઘાસ વચ્ચે હવાનો માળો કમ્પે છે....અને કેટલીક ચીજો એવી છે...અને ગંજીફાનાં પાનાં પર જેલી અને શમ્મીભાઈનાં શિર ઝૂકે છે...ઊંચાં થાય છે. જાણે બંને ચાર આંખોના સાંવરા જળાગારમાં એકબીજાની છાયા જોતાં ન હોય.

અને શમ્મીભાઈ જે વાત કહે છે, એ પર વિશ્વાસ કરવો, ન કરવો—એનો કશો અર્થ નથી. એમની સામે જાણે બધું છૂટી જાય છે, બધું જ ખોવાઈ જાય છે. અને કેટલીક ચીજો એવી છે, જે ચૂપ રહે છે અને રૂની એ પર રાત્રે સૂતાં પહેલાં વિચારે છે, ત્યારે લાગે છે કે ક્યાંક એક ઊંડો ધૂંધળો ખાડો છે, તેમાં પોતે લપસતી લપસતી બચી જાય છે, અને અંદર નથી પડતી તો મોહ રહી જાય છે એમાં ન પડવાનો, અને એને જેલી પર રડવું આવે છે, ગુસ્સો આવે છે. જેલીમાં એવું તે શું છે કે જે શમ્મીભાઈ એનામાં જુએ છે, તે રૂનીમાં નથી જોતા? અને શમ્મીભાઈ જ્યારે જેલી સાથે રેકર્ડ વગાડે છે, પત્તાં રમે છે, (મેજની નીચે પોતાનો પગ, એના પગ પર મૂકી દે છે) તો એ પોતાના ઓરડાની બારીના પરદાની આરપાર ચૂપચાપ જોયા કરે છે, જ્યાં એક અજબ જેવી રહસ્યમયતામાં ડૂબેલું ઝલમલ જેવું સ્વપ્ન છે અને પરદાને હટાવીને પાછળ જોવું, એ શું ક્યારેય શક્ય નહીં બને?

મારું પણ એક રહસ્ય છે એ તે જાણતા નથી, કોઈ જાણતું નથી. રૂનીએ આંખો મીંચીને વિચાર્યું, હું ચાહું તો ગમે ત્યારે મરી શકું છું, પેલા ત્રણ વૃક્ષોના પાછળ, ઠંડા ભીના ઘાસ પર, જ્યાં હવામાં ડોલતું ઓરિયલ દેખાય છે.

હવામાં ઊડતી શમ્મીભાઈની ટાઈ... એમનો હાથ, જેની પ્રત્યેક

આંગળીની નીચે કોમળ સફેદ ત્વચા પર લાલ લાલ ખાડા દેખાય છે, નાના નાના ચન્દ્ર જેવા ખાડા, જેને અગર સ્પર્શો, મુઠ્ઠીમાં ભીંસો, ધીરે ધીરે ચસવારો તો કેવું લાગે ? ખરેખર, કેવું લાગે ? પરંતુ શમ્મીભાઈ નથી જાણતા કે રૂની એમના હાથને જોઇ રહી છે, હવામાં ઊડતી એમની ટાઈ, એમની ઉઘાડમીંચ થતી આંખોને જુએ છે.

એવું કેમ લાગે છે કે એક અપરિચિત ડરની ખાટી ખાટી જેવી ખુશબૂ ધીરે ધીરે પોતાને ઘેરી રહી છે. એના શરીરનાં એકેએક અંગની ગાંઠ ખૂલતી જાય છે, મન અટકી જાય છે, અને લાગે છે કે પોતે લોનની બહાર નીકળીને ધરતીના છેલ્લા છેડે આવી ગઈ છે અને એ માત્ર હૃદયના ધબકારા સાંભળે છે, તે સાંભળી એનું માથું ચકરાય છે ( શુ પોતાને જ એવું થાય છે ? જેલીને પણ એવું જ થતું હશે ? )

'તારું આલબમ કયાં છે' શમ્મીભાઇ ધીરેથી એમની સામે આવીને ઊભા. એણે ગભરાઈને શમ્મીભાઈની સામે જોયું. એ હસતા હતા.

'જાણે છે, એમાં શું છે ?' શમ્મીભાઇએ એના ખભે હાથ મૂક્યો. રૂનીનું હૈયું ધક્ધક્ થવા લાગ્યું. કદાચ પોતે રાત્રીના એકાંતમાં સૂતાં પહેલાં વિચારે છે એ જ વાત શમ્મીભાઈ કહેવાના છે. કદાચ આ કવરમાં એક કાગળ છે, શમ્મીભાઈએ અને માટે, ચૂપચાપ એને માટે, માત્ર એને માટે લખ્યો છે. એની ગરદન નીચે ફ્રોકની ભીતરમાં ઊઠેલા કાચા ગોળાકારમાં મીઠી મીઠી લાગતી સોય ચૂભી રહી છે, જાણે શમ્મીભાઈના અવાજે એની ખુલ્લી પાંસળીઓને ધીરેથી ઊંચી કરી દીધી છે. એને લાગ્યું કે ચાની કીટલીની ટિકોજી પર જે લાલ-ભૂરી માછલીઓ કાઢવામાં આવી છે, તે હમણાં જ ઉછળીને હવામાં તરવા લાગશે અને શમ્મીભાઇ બધું જ સમજી જશે...એમનાથી કશું જ છાનું નહીં રહે.

શમ્મીભાઈએ ભૂરું કવર મેજપર મૂક્યું અને એમાંથી ટિકિટો

ફાટીને વિખેરી.

'આ તારા આલબમ માટે છે.'

એ એકાએક કશું સમજી ન શકી, એને લાગ્યું કે મારા ગળામાં કશુંક અટકી ગયું છે, પોતાના એક શ્વાસ અને બીજા શ્વાસની વચ્ચે એક અંધારી ખાઇ ખૂલતી જાય છે.

જેલી, માળીના પાવડાથી માટી ખોદતી હતી, તે એની પાસે આવીને ઊભી, અને હથેળી લંબાવીને બોલી, 'જો રૂની, મારા હાથ કેટલા લાલ થઇ ગયા છે.'

રૂનીએ મોઢું ફેરવી લીધું...પોતે રડશે, બરાબર રડશે, ભલે ગમે તે થઈ જાય

ચા પતી ચઈ હતી. મેહરુનિસ્સા પત્તાં અને ગ્રામોફોન અંદર લઈ ગઈ અને જતાં જતાં કહેતી ગઈ કે ઘરમાં ચાલો. પરંતુ રાત પડવાને હજી વાર હતી, અને શનિવારે આટલા વહેલા ઘરમાં જવાને કોઈ જ ઉત્સાહી નહોતું. શમ્મીભાઇએ સૂચવ્યું કે થોડી વાર માટે વૉટર-ટેન્ક સુધી ફરી આવીએ. એ સામે કોઇએ વાંધો ન લીધો. તેઓ થોડી જ મિનિટોમાં બંગલો વટાવીને મેદાનની ઉબડ ખાબડ જમીન પર ચાલવા લાગ્યાં

ચારે તરફ દૂર દૂર સુધી ભૂરી સૂકી માટીની ટેકરી વચ્ચે ઓરડીઓ હતી, પથરા વચ્ચે સૂકું ઘાસ હતું, સડી રહેલાં પીળાં પાંદડાંથી એક અજબ, નશીલી જેવી, બોઝીલ, કડવી ગંધ આવતી હતી. તડકાના મેલા પડ પર હવે જાણે વિખરાઈ ગયા જેવી હતી.

શમ્મીભાઈ ચાલતાં ચાલતાં સહસા અટકી ગયા. 'રૂની કયાં છે ?'

'હમણાં તો આપણી આગળ ચાલતી હતી.' જેલીએ કહ્યું. એનો શ્વાસ ઊંચો છે અને વચમાં જ તૂટી પડે છે.

બંનેની આંખ મેદાન પર અને ફરી વળે છે...માટીની ઢગલી પરથી પીળી ધૂળ ઊડે છે, પણ રૂની કયાં છે ?' ઓરડીઓમાંથી પવન સરકી જાય છે, પણ રૂની કયાં છે? પાછળ વળીને જુઓ તો

પગદંડીઓની પાછળ વૃક્ષો પાછળ બંગલો છુપાઈ ગયો છે, લોનની છત્રી છુપાઈ ગઈ છે. કેવળ વૃક્ષટોચનાં પાંદડાં દેખાય છે. કુનગીઓની લીલાશ સફેદ ચાંદીમાં પીગળવા લાગી છે. તડકાની સફેદી પાંદડાં પરથી ચાંદીનાં બૂંદ જેવી ટપકે છે.

બંને ચૂપ છે...શમ્મીભાઈ વૃક્ષની ડાળખીથી પથ્થરની આસપાસ વાંકી આકૃતિ દોરે છે. જેલી એક ચોરસ પથ્થર પર રૂમાલ પાથરીને બેઠી છે. દૂર મેદાનના કોઇ છેડેથી સ્ટોનકટરનો ઘરઘરાટ હવામાં તરતો આવે છે, મુલાયમ રૂમાં ઢાંકેલા અવાજ જેવો, જેના અણિયાળા ખૂણા ભરાઈ ગયા છે.

'તને અહીં આવવાનું ખરાબ તો નથી લાગ્યું ને ?' શમ્મી-ભાઈએ જમીન તરફ માથું ઝૂકાવી પૂછ્યું.

'તમે જૂઠું બોલ્યા હતા.' જેલીએ કહ્યું.

'કેવું જૂઠું, જેલી ?'

'તમે બિચારી રૂનીને બહેકાવી હતી, એ હવે કોણ જાણે ક્યાં આપણને શોધતી હશે.'

'એ વૉટરટેન્ક તરફ ગઈ હશે, થોડી વારમાં જ પાછી આવશે.' શમ્મીભાઈ એની તરફ પીઠ કરી ડાળખીથી જમીન પર કંઈ લખતા હતા.

જેલીની આંખો પર એક નાનકડું વાદળ ઘેરાઈ આવ્યું છે-શું આજ સાંજે કંઇ નહીં બને ? શું જીવનમાં હજીયે કંઈ નહીં થાય ? એનું હૃદય રબરની પેઠે ખેંચાતું હતું... ખેંચાતું જતું હતું.

'શમ્મી !....તમે અહીં મારી સાથે કેમ આવ્યા ?' અને એ વચ્ચે જ અટકી ગઇ. એની પાંપણે રહી રહીને ધીમો રવ થાય છે અને મીંચાઈ જાય છે, આંગળીઓ આપોઆપ મુઠ્ઠીમાં વળી જાય છે, પછી અવશપણે આપોઆપ ખૂલી જાય છે.

'જેલી, સાંભળ.'

શમ્મીભાઈના હાથમાંની ડાળખી કમ્પે છે. શમ્મીભાઈના આ-શબ્દો વચ્ચે કેટલા પથ્થર છે, વર્ષો-સદીઓજૂના, ખામોશ પથ્થર.

ફટલી ઉદાસ હવા છે, માર્ચનો આછવાતો તડકો છે. આટલાં વર્ષો પછી સાંજ આવી છે અને કદી પાછી નહીં ફરે. શમ્મીભાઇ...! પ્લીઝ...! પ્લીઝ...! જે કંઈ કહેવું છે તે અત્યારે કહી નાખો !' શું આ સાંજે કંઈ નહીં થાય ? શું જીવનમાં ક્યારેય કંઈ નહીં થાય ?

બંને બંગલા તરફ ચાલવા લાગ્યાં ઉબડ ખાબડ જમીન પર એમના મૂગા પડછાયા આછવાતા તડકામાં સંકોચાવા લાગ્યા... 'થોભો !' ઓરડી પાછળ છુપાયેલી રૂનીના હોઠ ફફડી ઊઠયા....ઊભા રહો, એક ક્ષણ ! લાલાશ પડતાં લીલાં પાંદડાંની ઓથમાં ભુલાયેલું સ્વપ્ન ડોકિયાં કરે છે. સહેજ હુંફાળી હવા, માર્ચનો તડકો, બહુ દિવસો પહેલાં સાંભળેલી રેકર્ડોના જાણીતા. શ્વાસ પર ફેલાઈ ગયેલાં ટ્યૂન... બધું જ બે શબ્દોમાં સ્થિર થઈ ગયું છે. શમ્મીભાઈ ડાળખીથી જમીન પર લખી દીધું હતું, 'જેલી...લવ.'

જેલીએ એ શબ્દો ન જોયા. આટલાં વર્ષો પછી પણ જેલી નથી જાણતી કે એ સાંજે શમ્મીભાઈએ કમ્પતી ડાળખીએ જેલીના પગ પાસે શું લખ્યું હતું, આજે આટલા લાંબા અરસા પછી, સમયની ધૂળ એ શબ્દો પર જામી ગઈ છે... શમ્મીભાઇ, પોતે અને જેલી– ત્રણે એકબીજાથી દૂર દુનિયાનાં અલગ અલગ ખૂણે ચાલ્યાં ગયાં છે, પરંતુ આજે ય રૂનીને લાગે છે કે માર્ચની એ સાંજની જેમ જ પોતે ઓરડી પાછળ છુપાયેલી ઊભી છે, (શમ્મીભાઈ સમજેલા કે એ વૉટરટેન્ક તરફ ગઇ છે) પણ, એ આખો સમય શ્વાસ રોકીને નિસ્પંદ આંખે એમને જોઈ રહી હતી, પેલા પથ્થરને જોતી હતી, જેના પર થોડા સમય પહેલાં શમ્મીભાઈ અને જેલી બેઠાં હતાં... આંસુઓની પાછળ બધું ધૂંધળું પડતું જાય છે...શમ્મીભાઈનો કંપતો હાથ, જેલીની અધમીંચી આંખો...શું પોતે એ બેની દુનિયામાં કદી પ્રવેશી નહીં શકે ?

ક્યાંક ક્ષોભથી ભરેલું જળ છે અને એની છાયા છે, એણે પોતાને જોઇ અને આંખો મીંચી દીધી. એ સાંજના તડકાની પાર

એક આછું જેવું દર્દ છે, આકાશના પેલા ભૂરા ટુકડાની જેમ, જે આંસુના એક બૂંદમાં ઊતરી આવ્યું હતું. સાંજથી પર, વરસો સુધી સ્મૃતિનું ઉદ્‌ભ્રાન્ત પંખી કોઈ સૂની ક્ષણે ઢાંકેલી ધૂળ પર ઊડતું રહેશે, ત્યાં કેવળ એટલું જ લખેલું છે : 'જેલી...લવ.'

તે રાતે નોકરડી મેહરૂનિસ્સા છોટી બીબીના ઓરડે ગઈ તો તે સ્તંભિત થઈ ગઈ...એણે રૂનીને કયારેય આવી જોઈ નહોતી

'છોટી બીબી, આજે અત્યારથી જ સૂઈ ગયાં ?'

રૂની ચૂપચાપ આંખો મીંચીને સૂતી છે. મેહરુ વધારે નજીક આવી. માથે હાથ મૂકી ફેરવ્યો, 'છોટી બીબી, શી વાત છે ?'

અને ત્યારે રૂનીએ પાંપણ ઊંચી કરી, લાંબી ક્ષણ સુધી છત સામે જોતી રહી, એના પીળા ચહેરા પર એક રેખા ખેંચાઈ આવી... જાણે એ એક ઉંમર હોય, અને એની પાછળ બાળપણ રહી ગયું હોય..

'મેહરુ...બત્તી બુઝાવી દે–' એણે સંયત, નિર્વિકાર ભાવે કહ્યું. 'જોતી નથી, હું મરી ગઈ છું !'



## સાભાર સ્વીકાર

**વાસ્તવવાદ અને નિસર્ગવાદ** : લેખક સતીશ વ્યાસ : પ્રકાશક : યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ, અમદાવાદ–૩૮૦ ૦૦૬. કિંમત રૂા. ૯–૦૦

**રસિકપ્રિયા** : કાલિદાસ ચિત્રસંપૂટ : ચિત્રકાર શ્રી વાસુદેવ સ્માર્ત, પ્રકાશક પોતે, રૂપાયન, ૧૧, સોમનાથ સોસાયટી, ઉમરાનાથ, સૂરત–૨૯૫૦૦૭. મૂલ્ય રૂા. ૧૯

## બદલો / અજ્ઞેય

અંધારા ડબ્બામાં સામાન નાખી, ગોદમાં લીધેલા આબિદને બારીમાંથી બેઠક પર પટકી, મોટી છોકરી ઝુબેદાને ઉપર ચઢાવી સુરૈયાએ પોતે અંદર પ્રવેશી ગાડીના ચાલવા સાથે લાંબો શ્વાસ લઇને પાક પરવરદીગારને યાદ કર્યા તે સાથે એણે જોયું, ડબ્બાના બીજા ખૂણે બે આકાર બેઠા હતા, ચાદર ઓઢીને, તે મુસલમાન નહીં, શિખ હતા ! ચાલતી ટ્રેને સ્ટેશનની લાઈટની રહી રહીને જે ઝલક પડતી હતી, એથી એને લાગ્યું, એ શિખોની અપલક આંખોમાં અમાનુષી એવું કંઈક છે. એમની દૃષ્ટિ જાણે મને જુએ છે પણ શરીર પર અટકતી નથી, સીધી ભેદતી ચાલી જાય છે અને તીખી ધાર જેવી અલગતા એમાં છે, એને કોઈ સ્પર્શી શકતું નથી, સ્પર્શે તો કપાઈ જશે ! પ્રકાશ એ માટે પૂરતો નહોતો, પણ સુરૈયાએ કલ્પનાની આંખે જોયું કે એ આંખો લાલઘુમ છે, અને... અને... એ કમ્પી ઊઠી. પણ ટ્રેન ઝડપભેર ચાલતી હતી, હવે બીજા ડબ્બામાં જવું અશક્ય છે. કૂદી પડવાનો ઉપાય ખરો, પણ આટલી ઝડપી ગતિએ કૂદી પડવું, બાળકો સાથે, તે કોઈ બારીમાંથી ફેંકી દે એથી બદતર હશે ! એ વિચારતી અને ઉપર ઝૂલતી ભયની સાંકળના હેન્ડલને જોતી, અનિશ્ચિત જેવી બેસી ગઇ.... આગળના સ્ટેશને જોયું જશે... એક સ્ટેશન સુધી તો કોઈ ભય નથી, કમમાં કમ આ વિસ્તારમાં એવો કોઇ બનાવ બન્યો નથી.

'તમે ક્યાં સુધી જવાનાં છો ?'

સુરૈયા ચોંકી, મોટો શિખ પૂછતો હતો. એનો અવાજ કેવો ઘોઘરો હતો ! જો કદાચ એ સ્ટેશન પછી એને મારીને ટ્રેનની બહાર ફેંકી દેશે, અને અહીં 'તમે' કહે છે... એ વિડમ્બના પર એ વિચારતી હતી એટલે જવાબમાં વિલમ્બ થયો. શિખે ફરી પૂછ્યું, 'તમે કેટલે દૂર જવાનાં ?'

સુરૈયાએ બુરખો મોઢા પરથી ઉઠાવીને પાછળ નાખી દીધો હતો, તે સહસા મોંઢા પર ખેંચતાં કહ્યું, 'ઈટાવે જાઉં છું.'

ક્ષણેક વિચારીને શિખે પૂછ્યું, 'સાથે કોઇ નથી ?'

ક્ષણ પછીની કલ્પના સુરૈયાએ કરી, હિસાબ કરે છે કે મને મારવા માટે કેટલો સમય લાગશે... યા, રબ ! આગલા સ્ટેશને બીજા મુસાફરો આ ડબ્બામાં આવે તો સારું, અને કોઇ લગભગ ઓળખીતું હોય તો આમને કંઇ ડર રહે ! આજકાલ તો સફરમાં પાસે બેસે એ પાડોશી, કોઇ છરો ભોંકી દે તો આગલા સ્ટેશન સુધી બેસી રહેવાનું, કોઈ બારી પર આવીને પૂછે, 'કોઇ ચીજની જરૂર તો નથી ?'

એણે કહ્યું, 'મારો ભાઇ છે... બીજા ડબ્બામાં...'

આબિદે ચમકીને કહ્યું, 'ક્યાં મા ! મામા તો લાહોર ગયા છે...'

સુરૈયાએ એને ધમકાવ્યો, 'ચૂપ રહે !'

થોડીવાર પછી શિખે પૂછ્યું, ઇટાવેમાં તમારા માણસો છે ?'

'હા.'

શિખ ફરી ચૂપ રહ્યો. થોડી વાર પછી બોલ્યો, 'તમારા ભાઈએ તમારી સાથે બેસવું જોઈએ, આજકાલની પરિસ્થિતિમાં કોઈ પોતાના માણસથી અલગ, બીજે બેસે ?'

'હા.'

સુરૈયા મનમાં જ વિચારવા લાગી કે કમબખ્ત જાણી તો નથી ગયો કે મારી સાથે કોઈ નથી ?

શિખ સ્વગત બોલ્યો : 'પણ, મુસીબતમાં કોઈ, કોઈનું નહીં,

બધા પોતાના...'

ટ્રેન ધીમી પડી. નાનું સ્ટેશન હતું. સુરૈયા અસમંજસમાં બેસી હતી. ઊતરી જાઉં કે બેસી રહું ? ડબ્બામાં બે માણસ ચઢ્યા. સુરૈયા મનમાં જ બોલીઃ હિન્દુ ! અને પોતાની થેલી પોટલી સમેરવા લાગી.

શિખે પૂછ્યું, 'શું તમે ઊતરશો ?'

'થાય છે કે ભાઈની પાસે જઈને બેસું.' માણસ આવા વખતે પણ ખોટું બોલે છે... અને એ જૂઠનો પરદો ય કેવો બારીક ? ડબ્બો બદલવા માટે ખુદ ભાઈજ ન આવે ? પણ હોય તો આવે ને ?

શિખે કહ્યું, 'તમે બેસી રહો. અહીં તમને કોઈ ભય નથી. હું તમને મારાં બહેન સમજું છું અને આમને મારાં બાળકો... હું તમને અલીગઢ સુધી સહી સલામત પહોંચાડી દઈશ. એની આગળ તો કશો ભય નથી, અને ત્યાંથી તો તમારા ભાઈ પણ આવી જશે.'

એક હિન્દુ બોલ્યો, 'સરદારજી, એ જાય છે તો જવા દો ને ! તમારે શું ?'

સુરૈયા વિચારી ન શકી કે આનો શો અર્થ કરવો ? પણ ટ્રેન ચાલુ થઈ ગઈ એટલે આપોઆપ જ બેસી રહેવાનો નિર્ણય થઈ ગયો.

હિન્દુએ પૂછ્યું, 'સરદારજી, તમે પંજાબથી આવો છો ?' 'જી !'

'તમારું ઘર ક્યાં આવ્યું ?'

'શેખપૂરામાં હતું. હવે તો અહીં જ છે એમ સમજો.'

'અહીં ? એટલે ?'

'જ્યાં છું ત્યાં જ ઘર છે. રેલ્વેના ડબ્બાનો ખૂણો !'

'ત્યારે તો તમે નિરાશ્રિત છો...' હિન્દુ ધીમેથી બોલ્યો, અને ગ્લાસમાં કંઈ રેડી સામે ધર્યો.

'જી હું નથી પીતો...'

હિન્દુએ જરા દિલચસ્પીથી કહ્યું, 'તમારા ઘરના માણસો પર તો

બહુ વીત્યું હશે...'

શિખની આંખોમાં ક્ષણેક અંગારા ચમકી ગયા, પણ એ ચૂપ રહ્યો

હિન્દુએ સુરૈયા સામે જોઈને કહ્યું, 'દિલ્હીમાં કહે છે કે, એમણે હિન્દુઓ અને શિખો પર ખૂબ જુલ્મ કર્યો. કેવી કેવી વાતો થાય છે મોંઢે આણતા શરમ આવે છે. ઓરતોને નગ્ન કરીને...'

શિખે કોકડું વળીને બેઠેલા છોકરાને કહ્યું, 'તું ઉપરની બર્થ પર જા.' સત્તરેક વર્ષના પાતળા શરીરનો એ છોકરાએ આળસ મરડી ઉપલી બર્થ સામે જોયું ત્યારે એની આંખોમાં પણ પિતાની આંખનું પ્રતિબિમ્બ ઝલકી ઊઠ્યું. એ ઉપલી બર્થ પર આડો થયો, નીચે શિખ પગ લંબાવીને બારીબહાર જોવા લાગ્યો.

અટકી ગયેલા હિન્દુએ વાત લંબાવી, 'બાપ, ભાઈઓની સામે બહેન–દીકરીને નગ્ન કરીને...'

શિખે કહ્યું, 'બાબુ સાહેબ, અમે જે જોયું છે તે તમે અમને શું કહેવાના...' આ વખતે એ અવાજ બહુ સ્પષ્ટ હતો, પણ હિન્દુ મહાશય તો એમની ધૂનમાં હતા, એમને તો જાણે ટેકો મળ્યો હોય તેમ બોલ્યા, 'તમે ઠીક કહો છો... અમે તમારું દુઃખ શી રીતે સમજી શકીએ! હમદર્દી બતાવીએ, પણ હમદર્દી કરતાં દુઃખ કેટલું મોટું! જે શિખોની નજર સામે એમની વહુ દીકરીઓને...'

શિખે સંયમથી કમ્પતા સાદે કહ્યું, 'વહુ–દીકરી સૌની હોય છે, બાબુ સાહેબ!'

હિન્દુને લાગ્યું કે મારી વાત આમની સમજમાં આવી નથી. એ બોલ્યો, 'હવે તો હિન્દુ ને શિખ પણ ચેતી ગયા છે, બદલો લેવો ખરાબ છે, પણ કોઇ કયાં સુધી સહે! દિલ્હીમાં એમણે બરાબર મોરચો સંભાળ્યો છે, કયાંક તો ઈંટનો જવાબ પથ્થરથી આપવા જેવું બન્યું છે. સાંભળ્યું છે કે, કરોલ બાગમાં કોઈ મુસ્લિમ ડૉકટરની છોકરીને...'

આ વખતે શિખનો સાદ રૂક્ષ અને કડક હતો, 'બાબુસાહેબ, ઓરતની બેઈજ્જતી સૌને માટે શરમની વાત છે. અને બહેન...' એ સુરૈયા તરફ વળી બોલ્યા, 'તમારે આ સાંભળવું પડે છે તે માટે માફી માગું છું.'

હિન્દુ અટકી અટકીને બોલી 'ઊઠયો, શું ..શું...શું ? મેં એમને થોડું કહ્યું છે ?' પછી પૂછયું, 'એ તમારી સાથે છે ?'

'હા !'

'ત્યાં કોઈ તમારું છે ?'

'મારું ત્યાં કોણ હોય ? છોકરો તો મારી સાથે છે.'

'ત્યાં કેમ જાવ છો ? રહેશો ?'

'ના, કાલે પાછો ફરીશ.'

'તો ફરવા માટે જાવ છો ?'

ફરવા !' શિખે ખોવાયેલા સાદે કહ્યું, 'ફરવા !' પછી સ્વસ્થ થતાં કહ્યું, 'ના, અમે ક્યાંય જતા નથી ક્યાં જવું તે વિચારીએ છીએ, અને ક્યાંક ટકવા જેવું ન મળે ત્યાં સુધી આ ચાલતી ટ્રેનમાં જ કંઈ વિચારી શકાય છે.'

સુરૈયાના મનમાં જાણે કોઈએ કહ્યું, 'અલીગઢ .. અલીગઢ... બિચારો શરીફ છે...' એણે કહ્યું, 'અલીગઢ સારી જગ્યા નથી, તમે શા માટે જાવ છો ?'

હિન્દુભાઈએ જાણે દયા બતાવી, 'ભલું પૂછો...'

'મને વળી સારું શું ને ખરાબ શું !'

'છતાં, તમને ડર નથી લાગતો ? કોઈ છરો મારી દે... રાતે...'

શિખે હસીને કહ્યું, એને કોઈ છૂટકારો માની શકે છે, એ તમે વિચાર્યું છે ?'

'તમે તે કેવી વાત કરો છો !'

'ત્યારે શું કહું ! મારશે પણ કોણ ? મુસલમાન કે હિન્દુ. મુસલમાન મારશે તો ઘરના લોકો જ્યાં પહોંચ્યા છે ત્યાં હું પણ

પહોંચીશ...હિન્દુ મારશે તો સમજીશ કે આટલી જ કસર બાકી હતી- દેશમાં ફેલાયેલો રોગ શિખરે પહોંચી ગયો હવે આરોગ્યનો માર્ગ શરૂ થશે ..'

'પણ ભાઈ, હિન્દુ શા માટે મારે ? હિન્દુ ગમે તેવો ખરાબ હોય, એવું કામ નહીં કરે.'

સરદારજીને એકાએક ગુસ્સો આવ્યો, એમણે તિરસ્કારથી કહ્યું, 'માફ કરજો બાબુસાહેબ ! હમણાં જ તમે ભારે રસથી દિલ્હીની વાત કરતા હતા, તમારી પાસ છરો હોત, તમારે માટે કોઇ ભય નહોત તો તમારી સાથે બેઠેલા ઉતારુને તમે જવા દેતે ? અને વચ્ચે પડયો હોત તો મને ?' હિન્દુ કંઈ બોલવા જતો હતો પણ શિખે અધિકારપૂર્વક ઈશારો કરી એને રોકતાં કહ્યું, 'હવે તમે સાંભળવા જ માગો છો તો સાંભળો. તમે મારા તરફ હમદર્દી બતાવો છો કે હું શરણાર્થી છું હમદર્દી મોટી વાત છે, હું મને ન્યાલ થયો સમજતે, તમે એને લાયક હોત તો. પણ તમે મારુ દુઃખ શી રીતે જાણી શકો, તમે તો એકી શ્વાસે દિલ્હીની વાત રસપૂર્વક કરતા હતા ! મારા તરફ તમે હમદર્દી બતાવી શકયા હોત, તમે જે વાત કહેવા માટે તમારી જબાન બંધ થઈ ગઈ હોત તો... શિર નમી ગયું હોત ! ઓરતની બેઈજ્જતી, ઓરતની બેઈજ્જતી છે. હિન્દુ હોય કે મુસ્લિમ- એ ઈન્સાનની માની બેઈજ્જતી છે. શેખપુરામાં અમારી સાથે જે થયું તે થયું, પણ હું જાણું છું કે એનો બદલો કદી લઈ ન શકું ! હું બદલો આપી શકું છું, અને તે એ કે મારી સાથે જે બન્યું તે બીજા કોઈની સાથે ન બને. એ માટે હું દિલ્હી અને અલીગઢ વચ્ચે આ તરફ અને તે તરફ લોકોને સલામત પહોંચાડું છું; મારા દિવસો પણ પસાર થાય છે અને કંઈક બદલો પણ ચૂકવી શકું છું, અને એમાં કોઈ દિવસ કોઈ મારી નાખશે તો બદલો પૂરો થઈ જશે- ચાહે મુસલમાન મારે કે હિન્દુ મારે ! મારો હેતુ માત્ર એટલો જ છે કે, ચાહે હિન્દુ હોય, ચાહે શિખ હોય મુસલમાન હોય- મેં

જે જોયું છે તે કોઇને જોવું ન પડે, અને મરવા પહેલાં મારા ઘરનાં માણસોની જે ગતિ થઈ, તેવી કોઇની વહુ–દીકરીઓની ન થાય !'

એ પછી ડબ્બામાં લાંબા સમય સુધી સન્નાટો છવાયેલો રહ્યો. અલીગઢ આવતાં ટ્રેન ધીમી પડી ત્યારે સુરૈયાને થયું કે શુક્રિયાના બે શબ્દ કહું, પણ એના મોંઢામાંથી બોલ જ ન નીકળ્યા.

સરદારજીએ અડધા ઊઠીને ઉપર બર્થ પર સૂતેલી છોકરીને કહ્યું, 'ઊઠ, અલીગઢ આવી ગયું.' પછી હિન્દુ મહાશય તરફ વળીને કહ્યું, 'બાબુ સાહેબ, કંઇક આકરું બોલી ગયો હું તો માફ કરજો, અમે તો તમારે શરણે છીએ !'

હિન્દુ મહાશયના ચહેરા પરથી ચોખ્ખું લાગતું હતું કે શિખ ડબ્બામાંથી ન ઊતરતે તો એ પોતે ઊતરીને બીજા ડબ્બામાં જઇને બેઠા હોત. ▣

**મોતી અને માળ** : સુવિચાર અને વિવરણ : શાંતિભાઈ મેરાઈ, પ્ર પોતે ૧૭, અજિતનાથ નગર, વ્યારા જિ. સૂરત, મૂલ્ય ૮ રૂપિયા.

## રન્નાદેનાં નવાં પ્રકાશનો

રન્નાદે પ્રકાશન, ૨૬૪૫ મહાલક્ષ્મીની પોળ, રાયપુર, અમદાવાદ ૩૮૦૦૦૧ તરફથી પ્રગટ થયેલાં નવાં પ્રકાશનો–

**પીળું ગુલાબ અને હું** : નાટક : બીજી આવૃત્તિ–નાટક, વિશેનાં અવલોકનો સહિત : પ્ર અસાઈસત સા. સભા ઊંઝા, સહિત રન્નાદે, મૂલ્ય ૩૦ રૂપિયા.

**સદ્‌માતાનો ખાંચો** : વતનની સ્મૃતિકથા, ઉશનસ, મૂલ્ય ૪૭ રૂપિયા.

**બગીચો** : લઘુ નવલ : સુભાષ શાહ, મૂલ્ય ૧૯ રૂપિયા.

**લોકસાહિત્ય** : એક અભ્યાસ : ડૉ. કુમુદ પરીખ, મૂલ્ય ૩૦ રૂપિયા.

# શિવલાલ કાકા–જ્યોતિષ જાની

## વિ–હાસરીતિથી લીલામય આવિષ્કાર / ઇલા નાયક

બાહ્ય વાસ્તવનાં સર્વમાન્ય કાર્યકારણો આજની ટૂંકી વાર્તામાં અપ્રસ્તુત બન્યાં છે. અલ્પ કથાંશો અને અગણિત સંવિધાનરીતિઓ એમાં પ્રયોજાય છે; અને એ રીતે આજના વિક્ષિપ્ત મનુષ્યની સંકુલ-તાની પ્રત્યેક ક્ષણ વિશિષ્ટ કલા–નિર્મિતિનો આધાર બને છે. આથી જ જ્યોતિષ જાનીની 'શિવલાલ કાકા' વાર્તામાં કથાનક કરતાં વિશેષ-વાર્તાનો ઘાટ– એની વિશિષ્ટ સંરચના– જ ધ્યાનપાત્ર બને છે. નાટ્યપ્રવિધિને કારણે રચના નાટ્યવાર્તાની નજીક જતી જોવાય છે. કર્તાની 'પંદર આધુનિક વાર્તાઓ'માંની 'ચોથી નાટ્યવાર્તા' નાટ્યરીતિએ જ લખાયેલી છે. એ વાર્તામાં નાયક–નાયિકા ઉપરાંત લેખકના 'સ્વ'માં રહેલ નાટ્યકાર સાથેનો સંવાદ સાક્ષીભાવે નિરૂપાયો છે. જ્યારે 'શિવલાલકાકા' વાર્તામાં નાટ્યભ્રમ દ્વારા જુદી જ તરાહ ખપમાં લીધી છે. દૃશ્ય બદલાવું, પ્રોમ્પટર, એન્ટ્રી, ફરતું રંગમંચ, હોલ, ગ્રીનરૂમ, પ્રેક્ષક ગેલેરી, ઈન્ટરવલ વગેરે ઉપાદાનો દ્વારા નાટ્યાત્મકતા સંયોજીને વાર્તાપુદ્ગલ રચાય છે

શિવલાલ કાકાએ ભત્રીજા જસવંતને ભાગીદારીમાં છેતરીને પચાસ હજાર રૂપિયા બનાવેલા તે સાબુના કારખાનામાથી ગઇકાલે રાતે જ આણેલા– આટલા નાનકડા કથાંશને કેન્દ્રમાં રાખી એની આસપાસ

કપોલકલ્પિતના અનેક તંતુઓ વીંટળાયા છે. સ્વપ્નની જેમ અહીં બધું મનસ્વી રીતે ઘટે છે. પણ શિવલાલ કાકાની ગુનાહિત વૃત્તિમાંથી જન્મતો ભયનો કેન્દ્રિય ભાવ કથામાં આંતરસૂત્ર બની રહે છે. પાંખાળો ઘોડો, રાક્ષસ, ડાકણ વગેરે નિરૂપણો પરિકથાનો પરિવેશ રચી અદ્‌ભુતની સૃષ્ટિ સર્જે છે. વાસ્તવ અને કપોલકલ્પિતની સહોપસ્થિતિ સંકુલતાનો અનુભવ કરાવે છે કપોલકલ્પિતની ભીતર વળી કપોલ–કલ્પિત યોજી વિશિષ્ટ ભાત નિર્માણ કરી છે. અહીં પ્રત્યેક ક્ષણ વિસ્મય સ્તરે પ્રતીકાત્મક પરિમાણ ધારણ કરે છે. વાર્તાકારે અર્થસંદિગ્ધતા માટે જ જાણે પ્રતીકો યોજ્યાં છે. અને તેથી પ્રતીકોનો નિશ્ચિત અર્થ તારવી શકાતો નથી. છતાં તે ભાવાત્મક યથાર્થતાનો અર્થ સાંગોપાંગ રજૂ કરે છે. પ્રતીકો જસવંતના અજાગ્રત મનને પ્રતિબિંબિત કરે છે. રાક્ષસભય અને આસુરી તત્ત્વનું પ્રતીક છે તો ડાકણ અને માછી શિવલાલકાકાના પત્ની પ્રત્યેના અણગમાનું સૂચન કરે છે. ચામાચીડિયાના પ્રતીકની કામગીરીની સંદિગ્ધતા નોંધપાત્ર છે.

વાર્તાનો આરંભ 'વર્ષો વીત્યાંની વાત છે.' કહી પારંપારિક કથારીતિએ થયો છે પણ પછી પ્રયોગશીલતા તરફ ગતિ કરે છે. કથાનો સૂત્રધાર છે ભત્રીજો જસવંત. તે વાસ્તવિક જીવનમાં કાકાને કશું પણ કરી શકવા અસમર્થ છે તેથી 'અણગમતી કથા સંભળાવતાં હું પાવન થઈશ' એમ કહે છે. અહીં 'અણગમતી' અને 'પાવન'નું વિરોધી સહઅસ્તિત્વ સાર્થ અને પ્રભાવક બને છે. કૃતિનાં અંગાંગમાં વ્યાપેલું કપોલકલ્પિત જસવંતની ઈચ્છાપૂર્તિની (wishful thinking) આવિષ્કાર સૃષ્ટિ છે. ખરેખરો જસવંત (real self) અને કાલ્પનિક જસવંત સાથે વ્યક્ત થયા છે, અને એ રીતે જસવંતના સ્વ (I) અને સ્વ–નહીં (not I) ના આંતઃસંબંધોનું સંઘર્ષબલ વાર્તાની આધાર–શિલા બને છે. જસવંત શિવલાલ કાકાના વ્યક્તિત્વને જુદા જુદા કોણથી ચહેરે છે બન્નેના પાઠ બદલાઈ જાય છે શિવલાલનો પાઠ, શિરજોરી કરવાનો, તે જસવંત કરે છે અને વાસ્તવમાં શિરજોરી કરતો શિવલાલ

અહીં તાબેદારી સ્વીકારે છે. આમ આ પાત્રો પ્રવાહિતા ધારણ કરી અન્યોન્યમાં પરિણમતાં નિરૂપાયાં છે. ટૂંકી વાર્તાના સીમિત ફલક પર તેમની વ્યક્તિતા પરિવર્તિત થઈ અર્થવ્યંજનાનો વ્યાપ સાધે છે.

નવું નકોર ધોતિયું પહેરી, મૂછો ઉપરના એક રૂપેરી વાળને કાતરતા શિવલાલ કાકા ગામમાં ધાડ પડવાના સમાચાર મળતાં, બાપ-દાદાએ આશરો લેવા તૈયાર કરાવેલા ભોંયરામાં સરકી ગયા ત્યારે તેમના ઉપર શા શા ચમત્કારો વીત્યા તેની કથા જસવંત પોતે કહે છે. જસવંતની કપોલકલ્પનાની આંગળીએ વાચક અજાયબ સૃષ્ટિમાં પ્રવેશે છે. ભોંયરામાં ભુકાનીધારી શિવલાલ કાકા પાંખાળા ઘોડાની પીઠ ઉપર વળગી, ધ્રુજતા ધ્રુજતા આંખો મીંચી ઊડતા રહ્યા. જોજનો કાપ્યા પછી પાંખાળો ઘોડો પુરાણા કિલ્લાના દરવાજા પાસે થંભી ગયો. કિલ્લામાં રહેતા રાક્ષસ પાસે કાકાએ આશરો માગ્યો ત્યારે કિલ્લાની આસપાસ ગોઠવાયેલા પ્રેક્ષકો ખડખડાટ હસ્યા. આમ બદલાતાં દૃશ્યો, રહસ્યમય વાતાવરણ અને અર્થસંદિગ્ધતા સાથે પ્રયોગશીલ નાટ્યભ્રમ સંતર્પક બન્યો છે. કાકાને લીંબુનું શરબત આપતી ડાકણ ગંદી ગોબરી માખી બની કાકાના નાકને ટેરવે બેસે છે. માખીનો ચહેરો એમની પત્ની જના લક્ષ્મીના મોંને મળતો આવે છે. આમ ડાકણનું માખીમાં રૂપાંતરિત થવું એ ઘટનામાં દ્વિગુણિત કપોલકલ્પના વાસ્તવને સ્પર્શે છે. અહીં શિવલાલકાકાની પત્ની તરફની ઘૃણા સૂચિત રીતે અંકિત થયેલી જોવા મળે છે. પડદા પાછળથી આવતી પ્રોમ્પટરની વાણી રાક્ષસને ક્ષુબ્ધ કરે છે અને તે કિલ્લામાં આંટા મારે છે. જસવંતે બતાવેલા 'શિવલાલપુરાણ'ને લઈને રાક્ષસ પ્રેક્ષક-ગેલેરીમાં આવે છે ત્યારે ડાકણો વચ્ચે બેઠેલા શિવલાલ કાકાની આંખ ઘડીક મીંચાયેલી હતી. રાક્ષસના કાનમાં જસવંતે 'શિવલાલપુરાણ'નું છસો બેતાળીસમું પાનું ઊઘાડવાનું કહેતાં જ રંગમંચનું દૃશ્ય બદલાય છે. અહીં 'શિવલાલપુરાણ'ના શબ્દ-પ્રયોગ દ્વારા 'શિવપુરાણ'ની પેરડી નોંધપાત્ર છે 'પુરાણ' શબ્દ લાક્ષણિક અર્થમાં પ્રયોજાયો છે. શિવલાલ

કાકાના ભૂતકાળના કાળા ધંધાનું ઇંગિત પડેલું છે.

બદલાયેલા દૃશ્યમાં શિવલાલ કાકા ઊંધે માથે ચામાચીડિયાની જેમ લટકતા હતા. અને વેશપલટો કરીને આવેલો ભત્રીજો જસવંત તેમને પડકારી રહ્યો હતો. બન્ને વચ્ચે જે સંવાદ રચાય છે તેમાં શિવલાલ કાકાના વ્યક્તિત્વની અણગમતી બાજુઓનો કાલ્પનિક નિકાલ છે. ભત્રીજા સમક્ષ બધું જ કરવાનું કબૂલ કરતા શિવલાલ કાકા કહે છે, "મારા વહાલા ભત્રીજા ! ભગવાનને અરજ ગુજારજે કે કોઈ પણ અવતાર આલે...પણ એક ચામાચીડિયાનો...' આ સાંભળી પ્રેક્ષક-ગેલેરીમાં હસતા રાક્ષસના દંતશૂળ ખરી પડયા, અને તે ફૂણો ફૂણો માનવી બની ગયો. અંતે સ્ફૂટ થાય છે કે, ધાડપાડુઓની વાત તો ઉપજાવેલી હતી. આ તો જસવંતના મનની તરકીબે સર્જેલી સૃષ્ટિ હતી. શિવલાલ રાક્ષસ કરતાં ય બદતર છે એવું આંતરસ્તરમાં પડેલું વિધાન બહિર્સ્તર પર જીવંત સંવિધાનમાં પ્રગટ થયું છે. શિવલાલ અને રાક્ષસના વ્યત્યયની ભોંય પર કથાસૃષ્ટિ રચાયેલ છે.

અહીં ભાષા દ્વિવિધ સ્તરે પ્રયોજાયેલી છે નોટું, ધરુજતા ધરુજતા, હસીયો, લાગીયો, ઘોડાધોડ, હાંઉ જેવા શબ્દપ્રયોગો વસ્તુને તળપદા પરિપ્રેક્ષ્યમાં મૂકી પાત્રના ગુણવિશેષને પ્રગટ કરે છે અને સાથેનો સંસ્કૃત અંશ આધુનિકતા સાથે જોડે છે.

અનેક દૃશ્યોમાં વહેંચાયેલી આ વાર્તા કપોલકલ્પિતની ખંડિત છાપશ્રેણી જેવી લાગે છે. પણ તેમાં વાસ્તવનો એક દોર સતત રહેલો અનુભવાય છે. વાર્તા વિ-હાસરીતિથી (comic mode) કહેવાયેલી છે. કપોલકલ્પનાના લીલામય આવિષ્કાર દ્વારા વાર્તાને નિષ્પન્ન કરવામાં જ્યોતિષ જાનીનો પ્રયત્ન અહીં બલિષ્ઠ રીતે સફળ થયેલ જોવાય છે. 

## બોરકૂટો / ભગીરથ બ્રહ્મભટ્ટ

સોસાયટીમાં માથે ટોપલો રાખી જ્યારે જ્યારે બોરવાળી પ્રવેશે છે, અને બૂમ મારે છે 'એ…ઈ…લ્યો બોર…!' ત્યારે મારા મુખના ગલોફામાં ઠળિયા ઘુમરાવા લાગે છે બોર કરતાં એના ઠળિયાને મમળાવવાનું મને વ્યસન થઈ ગયું છે. દાઢ નીચે ઠળિયો ચગળાય છે ને ઊભું થાય છે સ્વાદનું સ્મૃતિવન.

ઘણો નાનો હતો ત્યારે બોરડીવાળા ખેતરમાંથી મિત્રો સાથે બોર વીણી લાવતો. લાલચટ્ટાક બોર. એ વખતે બોરના સ્વાદ કરતાં મીઠીએ બનાવેલો બોરકૂટો મને બહુ ભાવતો.

મીઠી. માયાળુ છોકરી. મળતાવડી. તોફાની. અમે નવમા સુધી ભણ્યા સાથે સાથે. બોરને એના ખોળામાં નાખી નાવણિયે જતી, પથ્થર ઉપર બોરાં રાખી એને કૂટતી, ક્યારેક ખાંડણિયાનો ઉપયોગ કરતી– પછી એમાં મીઠું મરચું ઉમેરતી. તૈયાર કરતી ટેસ્ટી બોરકૂટો…

બોરકૂટો ઘણા વખતથી ખાધો નથી પણ એનો સ્વાદ અકબંધ સાચવી શક્યો છું.

પછી તો મીઠી લગન કરીને, નિશાળમાંથી નામ કઢાવીને જેવી ચાલી ગઈ હતી ત્યારે મારી સ્થિતિ પણ બોરકૂટા જેવી જ…

આજે જ્યારે જ્યારે બોર નિહાળું છું અને બોરકૂટાનો સ્વાદ સાંભરી આવે છે– અને ગલોફામાં ઘુમરાય છે સ્મૃતિઓ.

હવે મને સમજાય છે કે કાળની કરચલિઓ બોરની બહારની શોભા બગાડી શકે છે, ઠળિયાની નહિ. 

## વાંચકોને, સંસ્થાઓને

દક્ષિણ ગુજરાતમાંથી વર્ષોથી એકધારા, નિયમિત પ્રગટ થતા 'કંકાવટી' માસિકે શુદ્ધ સાહિત્યિક સામયિકનું સ્વરૂપ ધારણ કર્યું તેથી ગુજરાત સુપરિચિત છે. કવિતા, વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા અને વિવેચનની સાથે સમકાલિન સાહિત્યનો પરિચય, સહકાર આપનાર લેખકો દ્વારા અપાય છે.

આપને અંગતપણે અને આપની સંસ્થાને આવા સાહિત્યિક બની રહેવાના ધ્યેય સાથે પ્રગટ થતા 'કંકાવટી'ના ગ્રાહક બની સહકાર આપવાની અપેક્ષા.

વાર્ષિક લવાજમ : રૂપિયા ૨૫
૩, આનંદનગર, સગરામપરા–૨

---

## 'કંકાવટી' માસિક નિયમ મુજબ ફોર્મ નં. ૮

૧ પ્રકાશનસ્થાન : ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત–૩૯૫૦૦૨
૨ મુદ્રકનું નામ : રતિલાલ મૂ. 'અનિલ'
નાગરિકતા : ભારતીય
સરનામું : ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત–૩૯૫૦૦૨
૩ પ્રકાશકનું નામ : નાગરિકતા : સરનામું નં. ૨ મુજબ.
૪ સંપાદકનું નામ : રતિલાલ 'અનિલ'
નાગરિકતા ભારતીય
સરનામું : ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત–૩૯૫૦૦૨
૫ માલિકનું નામ : રજનીકાન્ત રતિલાલ રૂપાવાળા
૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત–૩૯૫૦૦૨
હું રતિલાલ મૂ. 'અનિલ' આથી જાહેર કરું છું કે ઉપરની વીગત મારી જાણ અને સમજ પ્રમાણે સાચી છે.

સહી : રતિલાલ મૂ. 'અનિલ' : પ્રકાશક

કલમ



હેઠળ કરવેરામાં રાહત

**છ વર્ષીય રાષ્ટ્રીય બચત પત્રો**

# કંકાવટી

મુકેશ વૈદ્ય

વિષ્ણુ ખરે

અંજુમ વાલોડી

બાલુભાઈ પટેલ

બ

જે. કૃષ્ણમૂર્તિ

રતિલાલ 'અનિલ'

વિજય શાસ્ત્રી

લોકડિયો

વોલ્ફગંગ બોર્ખર્ટ

જ્ઞાનપ્રકાશ વિવેક

ઈલા નાયક

ગણ્યા ગણાય નહીં.
જણ્યા જણાય નહીં.
ભૂખ્યાડાંસ કરુણાનીતરતા જીવ આ
હશે કંઇ પાંચસો હજાર કે ચોર્યાસી લાખ?
સામે ખુલ્લા સફેદ અવકાશમાં
રહી રહીને ઊભો થતો પડછાયો
મને ચોપગો સાબિત કરે છે.
ને જીવ મુઠ્ઠીમાં લઈ નાસતો
કેન્વાસ ફોડી વિમુક્ત થવા તરફડું છું.
( ૩૦–૧૨–’૧૯૮૮ )

## છોકરી / વિષ્ણુ ખરે

કરુણાન્ધ મા અને કાયર પિતા વિશે વિચારતી છોકરી ઘરેથી નીકળે છે ત્યારે એને જાણી જોઇને સપાટ બનાવેલી પોતાની છાતી પર પશ્ચાતાપ નથી થતો, પાડોશીઓના અડધાં શિવેલાં કપડાંનો વિચાર આવે છે,

અને જયારે એ પાછી ફરે છે, માત્ર ઊભા રહેલાં વૃક્ષોની આર્ત છાયાઓમાં ધૂળથી ખિન્ન વલયોને પ્રેરતી, ત્યારે ઓફિસની અશ્લીલતાઓને ઉતારી ટાંગે છે ખીંટી પર અને મોડી રાત સુધી ફાનસના કડવા પ્રકાશમાં શોધે છે જૂનાં પુસ્તકો વચ્ચે એક પીળો કાગળ.

કુણાલી મુક્તક / અંજુમ વાલોડી

આ વસંતો તો પાંખડીઓને
ફૂલનું રૂપ માત્ર આપે છે;
કિન્તુ એ તો છે અમ નજર કે, જે
ફૂલમાં રૂપરગ સ્થાપે છે,



દિલ લગાવ્યું ન વિશ્વના બાગે,
સર્વ બંધનથી મુક્ત થૈ ચાલ્યા;
એ ઘડી ઘૂમી પ્રાતવાયુ જેમ-
ફૂલને રૂપરંગ દૈ ચાલ્યા.



ઉડ્ડયનમાં છે એવી લિજ્જત કે,
જંપતો હું નથી જરા માળે;
તટ ઝરણનો કદી ખૂંદું છું, કદી
જૈને બેસું છું પુષ્પની ડાળે.



લૈને અન્યોની પાંખનો આશ્રય,
ક્યાં સુધી તું રહેશે મૂંઝવણમાં ?
શીખી લે મુક્ત રીતે ઊડવાનું,
તારી ગણના તો છે ઉડુગણમાં.

## ગઝલ / બાલુભાઇ પટેલ

વાત જયારે જયાં તમારી નીકળી,
જાણે ખુશ્બૂની સવારી નીકળી !

જે વિશે હું ગામમાં કહેતો ફર્યો,
છેવટે એ વાત મારી નીકળી !

ભીંત તૂટી ગૈ ને બાકોરું પડ્યું,
લોક માને છે કે બારી નીકળી.

છે ત્વચામાં કેટલી ઉત્તેજના,
હાથ અડક્યો ને ધ્રુજારી નીકળી.

'બાલુ', એ ખુશ્બો મને વીંધી ગઇ,
ફૂલની કલગી કટારી નીકળી.

## ગઝલ / બ

ચીસ જેવી યાદ જ્યારે નીકળી;
એકધારી, એકધારી નીકળી.

સાંજના ફેલાઈ ગઇ ત્યાં લાલિમા,
ક્ષિતિજે આભા તમારી નીકળી

કાનમાં તારાઓ રવરવતા રહ્યા,
રાત કાળી તો સિતારી નીકળી !

બારણાનો કોઈ બીજો અર્થ છે ?
શક્યતા રૂમઝુમ પધારી, નીકળી.

ને અમારે તો દશેરો થૈ ગયો,
સ્વપ્નમાં નાજુક સવારી નીકળી !

33170

ગપ્પ-શપ્પ / જે. કૃષ્ણમૂર્તિ

ગપ્પાં મારવામાં સમય કાઢવાની વૃત્તિ અને સદા ચિંતાગ્રસ્ત બની રહેવાની વૃત્તિ, એ બંને માનવીય વૃત્તિઓમાં કેટલી અદ્દભુત સમાનતા છે બને વૃત્તિઓ અસ્વસ્થ ચિત્તની ઉપજ છે. અસ્વસ્થ મન સદૈવ વિચિત્રતાથી ભરેલી નવી નવી શોધ અને નવી નવી વૃત્તિઓ ચાહે છે, કોઈ ને કોઈ વિષયમાં બરાબર ગૂંચવાયેલા રહેવાનું ઈચ્છે છે, અધિકાધિક ચમત્કારપૂર્ણ સંવેદનની તરસ એને લાગેલી રહે છે, એ જ રીતે તત્કાલીન કુતૂહલની તૃપ્તિ કરનારા વિષયોની અખંડ આવશ્યક્તા પણ અનુભવાયા કરે છે. એ બધી તરસ ગપ-શપથી અંશત પૂરી થાય છે.

ગપ-શપમાં રમમાણ રહેવાની આ વૃત્તિ ઉત્કટતા અને વ્યાકુળતાથી સાવ વિપરિત છે. ગપ્પાં મારતી વખતે આપણે બીજાઓ વિશે મોજમાં અથવા કુત્સિત ભાવે વાત કરીએ છીએ, તે વાસ્તવમાં પોતાથી ભાગવા માટે જ કરીએ છીએ. પરંતુ આ રીતે નિરંતર પોતાથી ભાગીને આપણે ચિત્તને વધારે અસ્વસ્થ બનાવી મૂકીએ છીએ. વસ્તુત પોતાના મનની અસ્વસ્થતા જ આપણી પલાયનવૃત્તિનું સાચું સ્વરૂપ છે. પોતાની એ અખંડ અસ્વસ્થતાને કારણે જ અનેક લોક બીજાઓના ઝમેલાની ચર્ચા કરવામાં વિશે મગ્ન રહે છે. અનેક પત્રો-સામયિકોમાં ગપ-શપ શિર્ષકની કોલમ પણ હોય છે, એ જ રીતે હત્યા, મારપીટ, તલાક વગેરે સનસનાટીભર્યા સમાચારોની સામગ્રી કેટલાયે લોકો

ઉત્સુકતાપૂર્વક વાંચે છે. બીજાઓના ઝમેલાની ચર્ચા કરવાની રુચિ જ લોકોના આ પ્રકારના વાચનથી પ્રગટ થાય છે.

બીજાઓનો આપણા વિશે શો મત છે, તે જાણવા માટે આતુર રહીએ. આમ પણ આપણે બીજાઓ વિશેની તમામ પ્રકારની જાણકારી પ્રાપ્ત કરવાને ઉત્સુક રહીએ છીએ. પોતાને વિશે અનુકૂળ મત ઊભો કરવા અથવા બનેલા મતને કાયમ રાખવાને માટે, અથવા બીજા લોકો આપણાથી મોટા નથી એ પ્રમાણિત કરવા માટે આપણે મોટા ગ્રન્થોનો અથવા આપ્ત પુરુષોનો આધાર લઈએ છીએ અને એમની પૂજા કરીએ છીએ. એ પ્રવૃત્તિમાંથી શિષ્ટતા અને સત્તાની પૂજાનું નગ્ન અથવા સૂક્ષ્મ રૂપ પેદા થાય છે. એ કારણે આપણે વધારે ને વધારે બહિર્મુખ બનતા જઈએ છીએ. અંતરતમ સાવ રિક્ત થઈ જાય છે, અને આપણે જેટલા બહિર્મુખ થતા જઈએ છીએ, એટલી જ વધારે ઉત્તેજક સંવેદનાની અને મનને ગૂંચવાયેલું રાખનારા વિવિધ પ્રકારોની આવશ્યકતા આપણને પ્રતીત થવા લાગે છે. આખર આપણું મન કદી શાંત રહેતું નથી. કોઈ પણ વિષયની ગહેરાઈમાં જવાનું સામર્થ્ય જ એમાં રહેતું નથી. □

## ગુંગો / વિષ્ણુ ખરે

એ હજી ઊડતા ન શીખેલો નાનો કાગડો છે ઘેરાયેલો અને ગભરાયેલો, એની પાંખ આછી કાળી છે, મેલું શરીર કંઈક વધારે ઉજળું, તે લંગડાતો કૂદે છે અને ચીસ પાડવા માટે મોઢું ખોલે છે તો અંદર લાલ દેખાય છે.

છોકરાઓએ એના પર પથ્થર ફેંક્યા અને એ પાંખો ફફડાવતો આમતેમ નિષ્ફળપણે ધૂસે છે, ઉપર ચકરાતા કાગડા અને પાછળ બાંધેલાં કૂતરાઓનો શોરબકોર એટલો તીવ્ર છે કે ગભરાયેલી માતાઓ ઘર પાછળ નીકળી આવી અને ડરેલી એ છોકરાઓને રોકે છે

ગુંગાની મા નથી કે એ એને રોકે, એ ઝડપ મારીને નાના કાગડાને હાથમાં પકડી લે છે, અને આતંકિત અને ઉત્તેજિત છોકરા અને સ્ત્રીઓ વચ્ચેથી ભાગી જાય છે પોતાના બારણા તરફ, છોકરાઓનું ટોળું એની પાછળ છે અને કાગડા શોરબકોર કરતા એમની સાથે ઊડે છે

ગુંગાના હાથની પકડ સખ્ત છે, નાનો કાગડો એને આશ્રય સમજ્યો હશે પરંતુ હવે એ અસહાયતા અને આતંકની અંતિમ દશામાં છે પાંચ આંગળાંઓમાં ભિંસાયેલો ચૂપચાપ. ગુંગાની આંખ કાગડાની આંખમાં જુએ છે, કાગડાનું ગરમ શરીર અને ગભરાયેલું હૃદય ધડકે છે હજી એની પકડમાં અને જ્યારે પણ એ હાલે છે તો ગુંગો એના માથે મારે છે એ કારણે એની ચાંચ ખૂલે છે, જેનો અંદરનો રંગ ગુગાના મોઢાનાં પેઢાં જેવો લાલ છે.

નીચે ચકરાતા કાગડાઓથી બચીને ગુંગો કાગડાના બચ્ચાને છુપાવે છે બંગલાના ગેરેજમાં, એને હાથમાં લઈને થોડીવાર સુધી જોઈ રહેતો, મારતો અને પુચકારતો, અને હવે કાગડાનું બચ્ચું ચુપ છે, એને જો ભગજ હોત, જે ગુંગા પાસેથી દસ વર્ષ પહેલાં છીનવાઇ ગયું હતું, તો આ ક્ષણે એ વિચારતે કે આ કોના કર્યાની સજા કોણ એને કરે છે

લોખંડના બારણા પાસે છોકરા ભેગા થાય છે, ઉપર ચકરાતા કાગડાઓના શોરમાં કંઈક પરેશાની છે, ગુંગાના હાથમાંના કાગડાના બચ્ચાએ ગરદન ઢાળી દીધી અને ગુંગો એની આંખ ખોલવા માટે એને હલાવે છે, દોડીને બારણા પાસે ચુપચાપ ઊભેલા છોકરાઓ પાસે આવે છે, તેઓ હવે નિર્જીવ બનેલા કાગડાના બચ્ચાને લેવા ઇચ્છતા નથી, ગુંગાની પીઠ પર ધબ્બો મારી કાગડાના બચ્ચાને ગટરમાં ફેંકી દેવા કહે છે

ગુંગો જાય છે પોતાની મુઠ્ઠીમાં પડેલા સૂતો હોય એવા કાગડાના બચ્ચાને લઈને નત્ મસ્તકે, માથે કાગડા ચકરાય છે, પણ હવે એને ભય નથી, ગટર પાસે પહોંચીને એ એને ફેંકી દે છે, ઘાસ ઊગેલા પાણીમાં 'છબ્બ' એવો અવાજ થાય છે

ગુંગો ઊભો રહી જુએ છે, મીંચાયેલી આંખ, બંધ ચાંચ અને ભીની પાંખ, પાર્કની જમીન પર દૂર ઊડતા કાગડા બેસી ગયા છે

ગુંગો પાછો ફરે એની રાહ જોતાં છોકરા પરેશાન થઈ ગયા— પેલો શું કરે છે એ જોવા પાર્કમાં આવ્યા

ગુંગાને ગટર પાસેના નાના તૂટેલા પુલ પર પર કાગડાના બચ્ચાને હાથમાં લઈ રડતો જુએ છે. □

## ટેબલ / વિષ્ણુ ખરે

ઓગણીસસો અડતાળીસની આસપાસ બધી ચીજો સસ્તી હતી, અને ફર્નિચરની બે ત્રણ શૈલીઓ જ પ્રચલિત હતી ત્યારે મુરલીધર નાઝરે એક ફોલ્ડિંગ ટેબલ બનાવડાવ્યું, જેનું ઉપલું પાટિયું બહાર નીકળી આવ્યું હતું અને પાયા અંદરની બાજુએ વળેલા હતા, તેના પર એમણે ડેપ્યુટી કમિશનર ગિલ્મોર સાહેબ બહાદૂરને પોતાની ખાસ અંગ્રેજીમાં કાગળો લખ્યા, નાના બજારની રામલીલામાં ભાગ લેનારાં બાળકોનો પોશાક, ચહેરા અને હથિયારોનો હિસાબ લખ્યો, અને ધઉંવરણી ગોરાણીને મહોબ્બતનામું લખવાનું વિચાર્યું, તે એમના ઘરના નીચેના ભાગમાં જ રહેતી હતી, અને તેને ઉર્દૂ ભાષા આવડતી નહોતી એટલે મનોમન મહોબ્બતનામાં લખતા અને ફાડતા રહ્યા. અને એક ઉનાળુ તપતી સાંજે કોણ જાણે શું થયું કે ઘરે પાછા ફરી બિછાને પડી એવા લંબાયા કે બીજી સવાર ન જોઈ શકયા અને એ રીતે એક નવજુવાન પરણેલો છોકરો, બે યુવાન અવિવાહિત છોકરીઓ અને વહુ અને પૌત્રને કહેવાય છે તેમ પોતાની પાછળ રડતાં કકળતાં પરંતુ વાસ્તવમાં મૂફલિસ દશામાં છોડી ગયા.

ટેબલ, નાઝર મર્હૂમ કામ કરતા હતા અને જે લગભગ નવું હતું, તે એના પુત્ર સુંદરલાલને વારસામાં મળ્યું, જેનું એક માત્ર સ્વપ્નું ડોકટર બનવાનું હતું, તે છોકરાનો બાપ નહીં, જેને કસમયે જ એની ઘરવાળીએ એના માથે લાદ્યો હતો, જમાના મંદીનો હતો,

નોકરી મળતી નહોતી. કોઈએ સૂચવ્યું કે મિલિટરીની હોસ્પિટલની ટુકડીમાં ભરતી થઇ જા, ત્યાં ડોકટર બનાવી દેવાય છે એટલે એ મેડિકલ કોરમાં દાખલ થઈ ગયો અને બર્મા ફ્રન્ટ પર એકાદ વર ચોરી છૂપી ઘાયલ થયો અને મોકલ્યો પોતાના ઘરવાળી પર એક રોફીલો ફોટો, રામકુમારીએ એને ટેબલ પર મૂકયો અને પાળતી રહી તપેદિલની ઉધરસી રાત્રીઓમાં (નણંદોમાંની એક મિઠાઈવાળના ઘરમાં બેસી ગઇ અને બીજી મરી ગઈ — અવિવાહિત છોકરીઓ અચનક મરી જાય છે એમ) સામે પુષ્પો ધરતી રહી, અગરબત્તી સળગાવતી રહી અને પાસે પેલું હારમોનિયમ પણ મૂકયું, જે કલકત્તેથી માંડલે જતી વખતે સુંદરલાલે મોકલાવ્યું હતું અને તે લેવા માટે રાજકુમારી બાળકો સાથે ગઇ હતી પહેલી અને છેલ્લી વાર રેલવે માલગોદામમાં અને પહેલી તથા છેલ્લી વાર જ બળદગાડામાં બેસીને એ છોડાવીને ઘેર આવી હતી.

દેખીતું છે કે મહાયુદ્ધ દરમ્યાન ટેબલ હોવા છતાં હારમોનિયમ અને ફોટો પેલા ખૂણામાં પડી રહ્યા અને લશ્કરમાં છટણી થઈ ત્યારે સુંદરલાલ માજી જમાદાર મેન્શન્ડ ઈન ડિસ્પેજેસ જ્યારે ઘરે પાછા ફર્યા ત્યારે ટેબલ પર પડેલા પોતાની છબિ અને બિછાના પર રામકુમારીને જોઈને એમણે પોતાનો ચહેરો એવી રીતે સંકોચ્યો કે જેને બર્માનાં જંગલોમાં સ્મિત સમજવાની એને ટેવ પડી ગઈ હતી, અને બોલ્યો : 'સારું.'

પરંતુ કંઇ પણ (જેમાં રામકુમારીનો પણ સમાવેશ થતો હતો) સારું ન થયું અને વિધુર સુંદરલાલે, જે લાગણીના વિરૂપ પ્રદર્શનમાં માનતો ન હતો, પોતાની છબિ ટેબલ પરથી હટાવી લીધી, તે સાથે રામકુમારીની છબિ પણ ત્યાં રાખી નહીં, કેમકે એવી કોઈ છબિ હતી જ નહીં પછી એક વ્યાજબી અંતરાલ બાદ તેઓ ટેબલ પર અરજી લખવા બેઠા અને બેકાર, મજૂર, કલાર્ક અને માસ્તરમાંથી પસાર થયા પછી હેડમાસ્ટર બન્યા અને એ જ ટેબલ પર

ફરળના જ્યોતિષીને જન્માક્ષરની નકલો, ઉપશિક્ષણ પ્રધાનની દરખાસ્ત, હાઇસ્કૂલ બોર્ડ સેક્રેટરીને પરીક્ષાના અહેવાલ, વિભાગીય શિક્ષણ નિરીક્ષણના બદલી કરવા માટેની દલીલો અને હાથ નીચેનાઓની કૉન્ફિડેન્શિયલ લખતા રહ્યા ( એ બધું કરતી વખતે એક અશક્ય અને કરુણ અવાજ કાઢતા અલગ અલગ સમયો પર અલગ અલગ શાસ્ત્રીય રાગોનાં નામ યાદ કરતા હતા, ) પચાસ વર્ષની અપેક્ષાકૃત અલ્પાયુમાં સરકારી હૉસ્પિટલમાં મર્યા અને પોતાની વિધુર ગૃહસ્થીનો સામાન ટેબલ સહિત છોડી ગયા.

પોતાના છોકરાને– જે હવે મોટા શહેરમાં ગંજો અને બેડોળ થતો જતો મધ્યમ કક્ષાનો ઑફિસર હતો, તેણે બીજો તમામ સામાન કાઢી નાખ્યો, માત્ર પેલું ટેબલ, તે ફોલ્ડિંગ હતું અને સહેલાઇથી ફેરવી શકાતું હતું તે પોતાની સાથે લઇ ગયો, અને ફર્નિચરવાળાએ કહ્યુ કે આ તો જૂનું થઇ ગયું છે, એના પર સનમાયકા ચઢાવવું પણ નકામું છે, ત્યારે એણે એના પર બિનજરૂરી પુસ્તકો, જૂના કાગળો, નકામી દવાઓ અને કંપનીઓનાં સૂચિપત્રો, તૂટેલા તેમ ગુમ થયેલાં તાળાંઓની ચાવીઓ, જાપાની દૂરબીન, અને ટાઇપરાઇટરની રીમનો મૂકી દીધી, જેમાં એની ત્રણ વરસની છોકરીને ખૂબ જ રસ હતો તે ટેબલના પાયદાન પર ચઢીને ઊભી થઈ એ જ રીતે એ આશ્ચર્યલોકને વિસ્તરેલી આંખે જોતી હતી, જે રીતે ચોવીસ વર્ષ પહેલાં આ ગંજો અને કુંદાળો થતો જતો મધ્યમ વર્ગનો ઑફિસર અરીસામાં જોતો હતો, અંદરથી જીભનો ટેકો કરી જમણા ગાલને ઉપસાવીને દાઢી બનાવતી વખતે જોતો હતો (તીખું નાક અને જડબાની લંબાઈમાં મહૂમ મુરલીધરની એ અસર પિછાનતો) અને ટેબલ હાલવાને કારણે થોડો થોડો હાલતો હતો.



## પેટ્રોમેક્સ / રતિલાલ 'અનિલ'

સાંજટાણે શેરીમાંથી વરઘોડો પસાર થયો. એણે મને કાલિદાસની દીપશિખા ઉપમા સુધી નહીં, પણ મારા બાળપણ સુધી મને પહોંચાડી દીધો. એક જ યુવતી સ્વયંવર મંડપમાં ફરતી હતી અને એક જણ આગળ અજવાળું કરી પોતાનો પ્રકાશ લઈને આગળ વધી જતી, પણ વરઘોડામાં વીસેક પેટ્રોમેક્સ હતી, બંને બાજુ દસ દસ...એટલે હું દશ વાર પ્રકાશ્યો અને દસ વાર ઓલવાયો ! ગગડતાં ઢોલ ત્રાંસા અને ખોલાશ વચ્ચે મારામાં પ્રાણમય ક્રિયા બની તે આ. વરઘોડો ગયા પછી મેં ઘરમાં બત્તી કરવાને બદલે બેસી રહેવાનું મારાથી બન્યું અને હું મારા બાળપણમાં પહોંચી ગયો. ત્યારે હજી વીજળીના દીવા આવ્યા નહોતા. ઘરે ઘરે ગ્યાસતેલના ડબ્બાદીવા અને ચીમની હતી. એ બધી પ્રકાશની રૈયત કહેવાય, પણ લગ્ન-અધરણી જેવા અવસર આવે ત્યારે પેલી સૂસવાટા અને ક્યારેક ફુંફાડા મારતી મહારાણી પેટ્રોમેક્સ આવે-બધું ઝળાંહળાં થાય ! એમાંય ગ્યાસતેલ જ પુરાય છે છતાં એનું અજવાળું રૂપેરી કેમ એનું આશ્ચર્ય બાળમાનસને થતું.

કન્યાના મંડપે કન્યાવિદાય પછી સોપો પડી જાય. ગોઠવેલી ખુરશીઓની થપ્પી થઈ જાય, પાથરણાં યે સમેટાય. એકાદ જણ બધું સાચવવા મંડપના પાટ પર જ આડો થાય ત્યારે ઘડી પહેલાં જ્યારે લગ્નગીતો ગવાતાં અને વિદાયનાં ડૂસકાં સંભળાતાં ત્યાં નરી

નીરવતા છે એટલે પેલા પેટ્રોમેક્સના સૂસવાટા બરાબર સંભળાયા કરે છે ! એને પંપ મારવામાં આવે છે એટલે એ પ્રગટે છે ત્યાં સુધી એવો અવાજ આવ્યા જ કરે અને સરવા કાનોને એનું ઓત્સુક્ય રહ્યા કરે. આ આગિયો ડબ્બો, આ ચીમની સૂસવતી નથી ને આ કેમ સૂસવે છે એનું કૌતુક થતું; પછી થાય કે આ ડબ્બા ને ચીમનીમાં કોઈ હવા પૂરતું નથી તો તે સૂસવેય કોના જોરે ! પ્રાયમસ અને પેટ્રોમેક્સ–બંનેને સૂસવવા અને સસડવાની ટેવ. એમના અસ્તિત્વને બંધ આંખે પણ અનુભવી શકાય. 'હવા નીકળી ગઈ' અને 'શ્વાસ ઊડી ગયો' એ વાક્યો બાળપણમાં ખાસ, પ્રસંગે પ્રસંગે સાંભળેલા. ચીમની ઓલવાય તો કોઈ એમ ન કહે કે હવા નીકળી ગઈ, પણ પેટ્રોમેક્સ ઓલવાય તો કહે કે, 'હવા નીકળી ગઈ !' માણસ મરે તો કહે, 'શ્વાસ ઊડી ગયો !' આ બે વાક્યોએ માનવ અને પેટ્રોમેક્સના જીવનમરણ સાથે કશોક સબંધ છે એવો આછો અણસાર આપેલો. 'પ્રાયમસ પર પાણી મૂકો, હમણાં જ સસડી જશે !' એવા શબ્દો પણ રસોડે સાંભળેલા, 'પાણી ગરમ કર' એમ નહીં, 'પાણીને સસડાવી નાખ' એવો ચોખ્ખો આદેશ. ચૂલે પાણી ગરમ થાય અને પ્રાયમસ પર સસડે ! પેટ્રોમેક્સ અને પ્રાયમસ આમ સગોત્ર લાગે. પેટ્રોમેક્સ શું પ્રકાશને સસડાવી નાખતી હશે ? એવો પ્રશ્ન પણ બાળમાનસને થતો ! શબ્દોનો સ્પર્શ જેવો બાળપણમાં હતો એવો આજે નથી. ખાસ કરીને ઘરનાં અભણ બહેનો બોલતાં એ શબ્દો કોરા મોરા, માંજેલાં ત્રાંબાનાં વાસણ જેવા ચકચકતા, વાસણનો ઝગમગાટ આંખે આવે એમ પેલા શબ્દોનું કૌમાર્ય એમને ઓજવન્તા કરી મૂકે

વરઘોડો રાત્રે આઠ ઉપડવાનો હોય તેના અડધા કલાક પહેલાં બત્તીવાળા, ઓલવાયેલી પેટ્રોમેક્સ લઈને આવી જાય ! મોવડી પુરુષ હોય પણ સ્ટૂલ પર માંડેલી પેટ્રોમેક્સ કાઠિયાણી બહેનો માથે ઊંચકીને આવે. એ બત્તીને સળગાવવાની તૈયારી ચાલે એનું બાળમાનસને બહુ

ભારે કૌતુક. સ્પીરીટની ગંધથી ઘ્રાણેન્દ્રિય ભરાય, ધરાય અને એક જાતનો કેફ ચઢે ! ગ્યાસતેલથી મોટેરું કોઇ બળતણ હોય છે એની પ્રતીતિ પણ ત્યારે થઈ. 'બત્તી' શબ્દ તો અમે સાંભળેલો ! 'દીવાબત્તી કરો, સાંજ થઈ !' 'બત્તી સાફ કરી ? મોગરો કાઢ્યો ?' એવું યે સાંભળેલુ. મોગરાનાં ફૂલ તો રોજ ઘરનાં દેવલાં માટે આવતી ફૂલ-પાંદડીમાં આવતાં, આ બત્તીનો મોગરો એ વળી શું ? એવી ઉત્સુકતા અનુત્તર જ રહેતી, પણ પેટ્રોમેક્સવાળો 'મેન્ટલ' શબ્દ બોલે ને મનમાં નવી ચાનક જાગે ! મોટેરાઓએ અમને અમારી કોઇ હરકત પર કોઈ બાલીશ પ્રશ્ન પર અમને 'મેન્ટલ ગેપ' કહેલા ને શબ્દ સાથે અહીં તંતુ જોડાય. 'મેન્ટલ ગેપ' એટલે અંધારું એવી કંઈ આછી સમજ પડે.

પેટ્રોમેક્સની વાટને જાળીવાળી ઊંધી ઘાઘરી પહેરાવવામાં આવે છે એવું બાળમાનસે નોંધેલું અને આશ્ચર્ય અનુભવેલું. મેન્ટલ કેવું રૂપેરી સુંવાળું છે એ આંખ નોંધતી અને એની કુમાશ અનુભવવા માટે આંગળાંનાં ટેરવાં વ્યાકૂળ થાય. પણ 'આઘો ખસ !' એવો ઉભાલમ્ભ જ મળે !

વરઘોડો ઉપડવાની દસેક મિનિટ પહેલાં પેટ્રોમેક્સને પ્રગટાવવા અને ભડકાવવાનાં કામો ચાલે ! ભડકાવ્યા વિના એનો પ્રકાશ અંતિમ કક્ષાએ ન પહોંચે એવું લાગે ! પેટ્રોમેક્સવાળો કોઇક કળ દ્વારા 'ભપ્પ્' દઈને પેટ્રોમેક્સને ભડકાવે— એ જોવામાં બહુ રસ પડે ! ફાનસ કે ચીમનીના વાટને ઊંચી કરી, તેજ કરી ફરી નીચે ઉતારી દેવાતી એ તો જોયું હતું, પણ આ મેન્ટલને ઊંચું નીચું કર્યા વિના કેમ ભડકાવાય છે એ સમજાય નહીં–બધી કરામત અંદર પુરાયેલી હવાની હશે–એવું સમાધાન કરી લેવાતું

વરઘોડો ઉપડવાનો હોય તે પહેલાં બધી પેટ્રોમેક્સ 'ઓકે' થઈ ગઈ હોય અને એક જ સ્થાને સસડતી ટોળે ઊભી હોય એ દૃશ્ય આંખમાં જાણે વસી ગયું છે. સૌના સસડવાનો અવાજ ભેગો

થાય ત્યારે એમ લાગે કે વાર્ષિક પરીક્ષાના ખંડમાં બધા છોકરા પ્રશ્નપેપર આવે તે પહેલાંના સમયમાં મૂગા મૂગા સસડતા બેઠા છે! મોટપણે તો એ દૃશ્ય વાદવિવાદ માટે ભેગા થયેલા પ્રખર બ્રાહ્મણો વાદવિવાદ પહેલાનાં મૌન સમયમાં આમ મૂગા પણ અંદરમાં ફાટફાટ છે, બોલવા પહેલાની તૈયારીમાં એવું લાગે!

ફાનસ, ચીમની અને પેટ્રોમેક્સમાં જે જીવન્તપણું અનુભવાય છે તે આ વીજળીનાં દીવામાં અનુભવાતું નથી. એ જડપણું એક જ સરખા પ્રકાશે જીવે છે અને ઓલવાય છે તે ચપ્પ દઈને! માણુસના જીવન અને મરણ સાથે જાણે વીજળીના દીવાને કશો જ સંબંધ નથી. ફાનસ ભડકે છે, ઝાંખું પડે છે, ભડકે છે, ભપ્પ ભપ્પ કરે છે, તેજ થાય છે અને જીવતા માણુસ સાથે એ જીવતું લાગે છે. ઓલવાવું શબ્દનો અર્થ એને બુઝતું જોતાં સમજાય છે, આ વીજળીદીવો ઓલવાતો નથી, ઑફ થઈ જાય છે! અરે ભાઈ, એ આ ફાનસ, ચીમની અને પેટ્રોમેક્સની જેમ જીવ્યો નથી તો પછી મરી શી રીતે ગયો? ઉત્સાહ શમતો હોય અને ધીરે ધીરે વિષાદની છાયા ચહેરા પર ઊતરતી હોય ત્યારે અરીસામાં જોશો તો આ ઓલવાતા દીવાની વાત સમજાશે! 'અલ્યા હમણાં તો બહુ ઉછાળા મારતો હતો ને! એકાએક ઓલવાઈ કેમ ગયો?' એવા શબ્દો મેં બાળપણુમાં સાંભળ્યા હતા અને સમજાયા હતા, કારણ કે મેં ઓલવાતું ફાનસ, ઓલવાતી ચીમની અને ઓલવાતી પેટ્રોમેક્સ જોઈ હતી! દીવો તો જાણે અકસ્માતમાં મરી જતો હોય એમ ચપ્પ દઈને ઑફ થઈ જાય છે. કાલિદાસે અવિસ્મરણીય ઉપમા 'દીપશીખા' દ્વારા આપી પણ અમારી અભણુ માતા, બહેનો 'અલ્યા, ઓલવાઈ કેમ ગયો?' 'બહુ ભડકે છે તે ક્યાંક ઓલવાઈ જશે!' કહેતી તે કંઈ કાલિદાસની પ્રતિભાથી સાવ અલિપ્ત નહોતી, 'પેટ્રોમેક્સ જેવો સસડે છે.' 'પ્રાયમસ જેવો સસડે છે.' કહેનાર અભણુ બહેનો પણુ સાદૃશ્ય ઉપમા સર્જવા જેટલી કવિ પ્રતિભા ધરાવતી હતી પેલાં 'પ્રકાશિયાં'

ઓલવાય ત્યારે વાતાવરણમાં એક ગંધ પ્રસરે – લાઈટ ઑફ થઈ જાય તેનાં બેસણાં ઊઠમણાં નહીં, એની ઐન્દ્રિય નોંધ નહીં, વીજળીનું અજવાળું ડ્રાઇક્લિનિંગ ઇસ્ટ્રી કરેલા વ્હાઈટ કપડાં જેવું છે, પણ ફાનસ, ચીમનીનું અજવાળું પટેલનાં પંચિયા, પાણકોરા જેવું. પેલી દેવછબિમાં મુખારવિંદ આગળ પ્રકાશનું પ્રભામંડળ હોય એમ આ ફાનસ, ચીમનીને પોતાનું પ્રભામંડળ હતું – આ વીજળીદીવો યુરોપિયન જેવો ને કંઇક અંશે સામ્યવાદી છે, એ માહિતી કે સૂચક માહિતી આપે છે, કોઈ મિથ એની પાસેથી મળતી નથી પેલા દીવા માણસની જેમ જીવતા, ભડકતા. ઊંચે જતા, ઝાંખા પડતા, ઓલવાતા અને મૃત્યુની ગંધ જેવો, મૃત્યુ આકાશે લઈ જાય છે એમ ઊંચે ધુમાડો છોડતા ! પ્રકાશ જ ઊંચે નથી જતો, ધુમાડો, ઉચ્છ્વાસ પણ ઊંચે જાય છે એવું સમતોલ જ્ઞાન આપતા. એ દીવા સંસ્કૃતિની નજીક હતા–આ વીજળીદીવા પોતે જ સપાટ ઈસ્ત્રી કરેલી કાંજીવાળી સભ્યતા છે. એનો પ્રકાશ આરસપહાણ જેવો નહીં, ધોળેલા ચૂના જેવો છે. એમાં પેલા ચીની રેશમની સુંવાળપ અને કુમાશ નથી માણસે સૌ પ્રથમ દીવો સળગાવ્યો હશે ત્યારે એ ગોળાકાર સમજ્યો હશે ! સૂર્યના પ્રભામંડળની કલ્પના એ પરથી જ એણે કરી હશે તે છેવટે સુદર્શન ચક્ર સુધી પહોંચી હશે અને પ્રભામંડળ અને સુદર્શન ચક્ર વચ્ચેના અંતરાલમાં એણે પ્રકાશની કેટકેટલી પૃથ્વીગતિ જોઈ હશે. સુદર્શન ચક્રની આગળ પ્રકાશની કોઈ ગતિ નથી, એવું સ્વીકારી લેવાયું લાગે છે.

સમ્મમ્ કરતી રાત, નર્યું એકાન્ત અને લગ્નમંડપે સૂસવતી પેટ્રોમેક્સ-આ અનુભુતિ મારા ચિત્તમાં જોડાઈ ગઇ છે અને કન્યાવિદાય પછીનું એ પ્રકાશિત ખુલ્લી રાત્રીનું એકાન્ત વર્ષોથી અનુભવું છું, પણ એ સાક્ષાત્કાર શબ્દોમાં ઊતરી શકતો નથી, મારી ચેતના પેટ્રોમેક્સની જેમ ઝાખી થવા આવી છે ? □

૯–૪–'૮૯

# જગતનું આકલન-સૌંદર્યશાસ્ત્રની દૃષ્ટિએ

/ વિજય શાસ્ત્રી

સૌંદર્યશાસ્ત્રીય આકલન સમજવા માટે સૌંદર્યશાસ્ત્રીય અભિગમનું સ્વરૂપ જાણવું જરૂરી છે. કેમ કે જગતને જોવાના દૃષ્ટિકોણનો સમસ્ત આધાર અભિગમ પર રહેલો છે. જેરોમ સ્ટોલ્નિટ્ઝના મતે 'An attitude is a way of directing and controlling our perception' (પૃ. ૩૨) આપણે હમેશાં અમુક બાબતો પ્રત્યે સવિશેષ ધ્યાન આપીએ છીએ જ્યારે બીજી કેટલીક બાબતોની સદંતર ઉપેક્ષા જ કરીએ છીએ, પરાપૂર્વથી ચાલી આવતો 'human-beings are simply passive receptors for any and all external stimuli' ખ્યાલ ખોટો છે. ખરેખર તો એ પદાર્થ કે બાબતને ધ્યાન આપવા માટે આપણે અલગ તારવી કાઢીએ છીએ એ પદાર્થ કે બાબત આપણા કશાક હેતુ યા પ્રયોજનનો વિષય હોય છે. અને તેથી બાહ્ય પરિવેશનાં કયાં તત્ત્વો આપણે માટે સહાયક છે અને કયાં નથી ને પણ આપણે અલગ તારવી દઈએ છીએ. તેથી એ સાવ સ્વાભાવિક છે કે વ્યક્તિએ વ્યક્તિએ હેતુઓ બદલાતા હોવાથી વ્યક્તિએ વ્યક્તિએ જગતને જોવાની, આકલન કરવાની પદ્ધતિઓ પણ બદલાતી રહેવાની, એક વ્યક્તિ અમુક પદાર્થો કે બાબતોને મહત્ત્વ આપતી હોય છે જ્યારે બીજી વ્યક્તિ તેની સદંતર ઉપેક્ષા જ કરતી હોય છે. જેમકે સ્કાઉટમાં

ભાગ લેનારો રસ્તા પરના ચિહ્નો પ્રત્યે ખાસ ધ્યાન આપશે જ્યારે નિરુદ્દેશે ભ્રમણ કરનારના ધ્યાનમાં પણ તે નહીં આવશે.

આમ એક ચોક્કસ પ્રકારનો અભિગમ, સ્ટોલનિટ્ઝ જેને set કહે છે તે આપણાં ધ્યાનનું, આપણા હેતુઓ મુજબ નિયમન કરે છે. આપણા હેતુઓ આપણા વર્તનના પણ નિયામક બનતા હોય છે. એટલે કે આપણા હેતુની સિદ્ધિ થાય એ રીતે આપણે પ્રતિભાવ પાડતાં અને કાર્ય કરતાં પણ શીખવે છે. આ જ ન્યાયે જે જે બાબતો આપણી ધ્યેયસિદ્ધિની આડે આવતી હોય તે તમામને દબાવી દેવા, દૂર કરવા પણ આપણે મથીએ છીએ. આ જ અભિગમ ધરાવવો એટલે કશાકની તરફેણમાં યા વિરુદ્ધમાં હોવું. ટૂંકમાં 'An attitude organize s and directs our awarness of the world' (પૃ ૩૩) પણ સૌંદર્યલક્ષી અભિગમ એક એવો અભિગમ છે જે મોટા ભાગના લોકોનો અભિગમ મોટેભાગે વ્યવહારુ હોય છે. એટલે કે અમુક વસ્તુ મને શું કામમાં આવશે ? એનો પ્રશ્ન પૂછીને જ જે તે વસ્તુનો આપણ સ્વીકાર–અસ્વીકાર કરીએ છીએ. જેમ કે ફાઉન્ટનપેનનો ઉપયોગ લખવા માટે કરીએ છીએ પણ ફાઉન્ટનપેન પોતે કેવી છે એ પ્રત્યે ધ્યાન આપતા નથી. ધસી આવતા વાહનથી બચવા માટે દૂર ભાગીએ છીએ એટલે એ વાહનના રંગ–રૂપાદિને જોતા નથી. આમ જગતના પદાર્થોને આપણે કશાક હેતુના સાધનરૂપ જ ગણીએ છીએ. પરિણામે જેને પદાર્થનો આપણો અનુભવ / આપણુ આકલન સ્ટોલનિટ્ઝના શબ્દોમાં limited and frag mentary –મર્યાદિત અને વિશૃંખલ હોય છે એટલા માટે જ રોજર ફ્રાયે પોતાના 'Vision and De sign' પુસ્તકમાં કટાક્ષમાં કહેલું કે– 'In actual life the normal person really only reads the lables as it were on the objects around him and troubles no further' (પૃ. ૨૫) આપણા વ્યવહારુ અને ભૌતિક હેતુઓ માટે ખપવામાં આવે એટલા જ પદાર્થને અને પદાર્થના

એટલા જ ભાગને આપણે જોતા હોઈએ છીએ તેથી જેરોમ સ્ટોલ્નિટ્ઝે કહેલું કે - (It is astonishing how little of the world we really see (પૃ ૩૪)

પણ કેટલીક વાર આપણે પદાર્થને તે કેવો છે, તેના રૂપરંગ કેવાં છે એ દૃષ્ટિએ પણ જોતા હોઈએ છીએ. આને સૌંદર્યશાસ્ત્રીય અભિગમ કહેવાય. DW Prall પોતાના ગ્રંથ 'Aesthetic Judgement' પુસ્તકમાં કહે છે કે જેમ કોઇ મુસાફર ચાળીસ–પચાસ માઇલની ગતિએ વાહન હાંકે છતાં રજાઓમાં ટેકરીઓ, વૃક્ષો અને સમુદ્રનું સૌંદર્ય માણે તેમ વ્યવહારજીવનમાંથી સમય કાઢીને માનવી સૌંદર્ય–શાસ્ત્રીય અભિગમ ધરાવતો હોય છે. (જુઓ Prall ના પુસ્તકનું પૃ : 31)

□

[જેરોમ સ્ટોલનિટ્ઝના ગ્રંથ 'એસ્થેટિક્સ એન્ડ ફિલોસોફી ઓફ આર્ટ–ક્રિટિસિઝમ'માંના 'હાઉ વી પરસિવ ધ વર્લ્ડ' પ્રકરણને આધારે]

દુષ્કાળ, ભૂકમ્પ અને યુદ્ધની ભયાનકતા આપણે ખુલ્લી આંખે જોઈ શકીએ છીએ, પરંતુ ભાષા કેવી ચૂપચાપ અને કેવી અદૃશ્ય રીતે ધ્વસ્ત થઈ જાય છે એ તરફ બહુ ઓછા લોકોનું ધ્યાન જાય છે એકાએક એક દિવસ લાગે છે કે જે શબ્દોથી ક્યારેક અંધકારના ખૂણા ઉજાગર થતા હતા, તે એકેક કરતા બુઝાતા જાય છે–એ પોતે અંધકારનો એક ભાગ બનતા જાય છે. આપણે પેલી શિશુ અવસ્થામાં પહોંચી જઈએ છીએ–જ્યાં શબ્દને નવેસરથી પ્રથમ વાર પિછાનવો પડે છે.

— નિર્મલ વર્મા

## ખરચી ખૂટી ને માયા તૂટી.... / લોકકવિ

ગોધરા બાજુના ભીલ ગોવાળિયાનું એક જૂનું લોકગીત છે. છોડી ને છોરો તેમનાં ઢોર ચરાવવાં જાય છે ત્યાં ભેગાં મળે છે અને છોડી કહે છે: 'આપણે સાથે એ છોરા; તારાં રેડાં ને મારાં પાડિયાં ચારીશુ" તારા દાળિયા અને મારાં મહુડાં ભેગાં મળીને ખાઈશું. છોડીને આમ ભેગાં પાડાં ચારતાં છોરા સાથે માયા લાગે છે અને એની સાથે જતાં રહેવાનું દિલ થાય છે— પણ ચિંતા થાય છે, જતાં રહીશું તો ખાઈશું શું ? 'સાથે પૈસા ટકા લઈ લઈશું' એવું આશ્વાસન લે છે, પછી 'જઈશું તો ખરાં, પણ કયા મારગે ?' બસ, ગોધરાની સડકે હાલ્યા જઈશું... ત્યાં ગોધરાનો દાણી, દાણ માગે છે, કહે છે, રાત્રે જઈશું તો ચોર થઈશું એવી ચિંતા છે... ગોધરા પહોંચે તો છે, પણ સાથે લીધેલા પૈસા ટકા તે વળી ભીલ ગોવાળિયા પાસે કેટલા હોય ? એ ખૂટી પડે છે અને ગીતની છેલ્લી લીટીમાં નિ:શ્વાસ સરી પડે છે:

**ખરચી ખૂટી ને માયા તૂટી રે !**

સાવ સહજ બને એવી ઘટના છે અને નરવા જીવની તરવી નિખાલસતાથી કહેવાય છે. એક છોરી પોતાની વાત કહે એવી સહજતાથી, કશી આળ પંપાળ વિના કહેવાઈ છે અને સોળ પંક્તિમાં તો એ પૂરી થાય છે. જે કંઈ બને છે સ્વાભાવિક છે, એનો સ્વીકાર પણ સહજ અને સ્વાભાવિક છે, પછી નિર્ણય અને ગમન અને

પરિણામ માત્ર ચાર લીટીમાં આવી જાય છે.... બાર લીટીમાં વિસ્તરેલી વાત માત્ર ચારી લીટીમાં ખતમ થઈ જાય છે એ આદિવાસીઓની નિર્ધનતાની કરુણ વાત છે. 'ખરચી ખૂટી ને માયા તૂટી'... પછી શું થયું એ પ્રશ્નનો જવાબ મળે નહીં—સામાન્યપણે જે થાય છે તે જ થયું હશે. જેટલી ભોળી વાણી એવો જ છેલ્લે ભોળો નિઃશ્વાસ... ન કોઈ હાયપીટ, અશ્રુધારા— 'બસ, ખરચી ખૂટી ને માયા તૂટી!' પરંપરા જ એવી ચાલી આવે છે. માયા તો હોય પણ એનો સ્થૂળ આધાર ખૂટે તો શું થાય? માયા તો કંઈએ ખૂટી જતી નથી... પણ ખરચી ખૂટે છે અને 'માયા તૂટી રે!' એમાં છેલ્લે આવતા રેમાં જેટલો નિઃશ્વાસ અને હૈયાની ચીસ સાંભળી શકો તે સાંભળો.... લોકગીતની આ નિર્દંભ વાણી છેલ્લે આવતા 'રે' જેવો નિઃશ્વાસ મૂકે છે, એક શૈલી, એક લઢણ કે રૂઢિ જેવો 'રે' અહીં ખૂબ જ સાર્થ નીવડે છે.

આપણે શું છીએ એ આપણે ત્યારે જ જાણી શકીએ, જ્યારે આપણે એ જાણી લઈએ કે આપણે શું હોવું જોઈએ, પણ આપણે શું હોવું જોઈએ, એ ત્યારે જ જાણી શકાય છે. જ્યારે આપણે જાણતા હોઈએ કે આપણે શું છીએ.

— ટી. એસ એલિયેટ

## એ મંગળવાર / વોલ્ફગંગ બોર્ખર્ટ

અઠવાડિયે એક મંગળવાર આવે છે એક વર્ષમાં પચાસ મંગળવાર આવે છે.

યુદ્ધમાં કેટલાયે મંગળવાર આવે. તે મંગળવારે તે મોટા અક્ષર પાડવાનું શીખતી હતી. શિક્ષિકાએ ફ્રેમ વગરના મોટા કાચના ચશ્મા પહેર્યા હતા. કાચ એટલા મોટા હતા કે આંખો નાની લાગતી હતી. બેતાલીસ છોકરીઓ બ્લેકબોર્ડ સામે જોતી અક્ષર લખતી હતી.

'ઘરડા ફ્રિત્સ પાસે પતરાનું એક ટમ્બલર હતું ... મોટી બર્થા પેરિસ પહોંચી ગઈ હતી.... યુદ્ધમાં દરેક બાપ સૈનિક હોય છે...'

ઉલાએ નાકે જીભ અડાડી. શિક્ષિકાએ એને હળવો ધબ્બો માર્યો ઉલા, તેં 'બાર' શબ્દ વચ્ચેનો અક્ષર 'ઓ' બતાવ્યો છે, પણ ત્યાં 'એ' હોય છે. જેમ 'ગૈવ' શબ્દમાં 'એ' હોય છે. આ વાત તને કેટલી વાર સમજાવી? શિક્ષિકાએ બુલા ઉછાળીને ઉલાને નામે ક્રોસની નિશાની કરી. કાલે સારા અક્ષરે એ વાકય તું દસ વાર લખી લાવજે, સમજી?— ઉલાએ 'હા' કહી.

બહાર મેદાનમાં કાગડા રોટીના ટૂકડા પર મંડયા હતા

લેફ્ટેનેન્ટ એલર્સને બટાલિયન કમાન્ડરને તેડાવ્યો.

'હેર એલર, તારે લાલ રૂમાલ ઉતારી નાખવો પડશે.'

'જી હા, સર!'

'હા એલર્સ, આવો રૂમાલ કંપની નં. બેમાં પસંદ કરવામાં આવતો નથી.'

'તો શું, મને કંપની નંબર બેમાં મોકલવામાં આવે છે!'

'હા, અને એ લોકો લાલ રૂમાલ પસંદ કરતા નથી, આ રૂમાલ બાંધશે તો તારું કામ નહિ ચાલે. એ સામેનું એ કંપનીના લોકોનું વલણ બહુ કઠોર છે આખી કંપની તારી સાથે કોઈ સંબંધ નહીં રાખે. કેપ્ટન નેસ આવું કંઇ જ પહેરતા નથી.'

'શું નેસ જખમી થઈ ગયા છે?' 'ના, ના નેસ તો માંદા પડયા છે. કહે છે કે એમની તબિયત સારી નથી કેપ્ટન થયા ત્યારથી નેસ બહુ ઢીલા થઈ ગયા છે. કંઈ સમજાતું નથી. પહેલાં તો એ બહુ ચુસ્ત રહેતા હતા. વારુ એલર્સ, મારા જૂના દોસ્ત, ત્યાં સાવધાનીથી રહેજે. નેસે એમને ખૂબ જ ચૂસ્ત ટ્રેનિંગ આપી છે. અને આ રૂમાલ ગળે બાંધવો છોડી દીધો છે. બરાબર છે?'

'બિલકુલ બરાબર, સર.'

'હા, અને રાત્રે તમે સળગતી સિગારેટનો ખાસ ખ્યાલ રાખજો. એ આગિયા બિન્દુ જોતાં કોઇની યે આંગળી, નિશાન તાકીને, ઘોડો દાબશે. ગયા અઠવાડિયે પાંચ માથાં ગોળીથી વીંધાઈ ગયાં હતાં. એટલે આ વાત ખાસ ધ્યાનમાં રાખજે.'

'જરૂર, સર'

કંપની બેમાં જવા લાગ્યો તો કેપ્ટન લેફ્ટેનેન્ટ એલર્સે લાલ રૂમાલ ગળેથી કાઢી નાખ્યો. સિગારેટ સળગાવી. 'કંપની કમાન્ડર એલર્સ' એણે જાહેર કર્યું.

એક ગોળી છૂટી. એ મંગળવારે હર હેનસેને ફ્રાઉલેન ઝેબેરિનને કહ્યું : 'પ્યારી ઝેબેરિન, આપણે હવે નેસને માટે ફરી કંઈ મોકલવું જોઇએ થોડી સિગારેટ, થોડી ખાવાની ચીજ અને થોડાં પુસ્તક, કદાચ પગમોજાંની જોડી પણ. ત્યાં ભારે ઠંડી પડે છે.'

'શું આપણે હાલ્ડેલીનનાં પુસ્તકો મોકલીએ છીએ, હેર હાલ્ઝેન?'

'ના, ના, એ તો સાવ ખોટું. આપણે હળવાં પુસ્તકો મોકલવાં જોઈએ. વિલ્હેલ્મ ખુશ કે એવાં જ કોઇ એને એવાં જ પુસ્તકો પસંદ છે. તું તો જાણે જ છે, એને હસી, મજાક બહુ પસંદ છે. ઝેવેરિન, આપણો નેસ કેવો હસે છે...'

'હા, એ તો ખૂબ હસે છો' ફ્રાઉલેન ઝેવેરિને કહ્યું – 'એ મંગળવારે...'



કેપ્ટન નેસને સ્ટ્રેચર પર નાખીને ડિલાઉઝિંગ સ્ટેશને લઇ ગયા. બારણે નોટિસ હતી : 'જનરલ હોય કે ગ્રેનેડિયર, અહીં સૌનું મુંડન થાય છે.'

એનું પણ મુંડન થયું. મેડિકલ ઑર્ડરલીની આંગળી પાતળી અને લાંબી હતી – કરોળિયાના પગ જેવી. આંગળીના સાંધા કંઈક લાલ થઈ ગયા હતા એણે કેપ્ટન નેસના શરીરે કશુંક ચોપડ્યું, તેમાંથી કેમિસ્ટની દુકાને હોય એવી ગંધ આવતી હતી. પછી પેલા ઑર્ડરલીએ એની નાડ જોઈ અને એક મોટા ચોપડામાં લખ્યું : ટેમ્પરેચર ૪૧·૬, નાડ : ૧૧ . બેસુધ. અનુમાન : ટાયફસ તાવ. મેડિકલ ઑર્ડરલીએ ચોપડો બંધ કરી દીધો. એના પર લખ્યું હતું : સ્મોલેન્સ્ક મિલિટરી હોસ્પિટલ – ચેપી રોગો માટે. નીચે લખ્યું હતું : ચૌદસો દર્દી માટે.

ઑર્ડરલીઓએ સ્ટ્રેચર ઉપાડ્યું. પગથિયાં ચઢતી વખતે નેસનું માથું આમતેમ થતું હતું–મૂંડાવેલું માથું. એ વાત પર એને ઘણું હસવું આવતું હતું. એક સ્ટ્રેચર ઑર્ડરલીને સળેખમ થઈ ગયો હતો.

એ મંગળવારે—

ફ્રાઉનેસે પાડોશીના બારણે ઘંટડી વગાડી. બારણું ખૂલ્યું ત્યારે એના હાથમાં કાગળ હતો. એને કેપ્ટન બનાવી દેવામાં આવ્યો હતો કેપ્ટન સાથે કંપની કમાન્ડર પણ. એણે લખ્યું છે, અને ત્યાં તાપમાન ૪૦ ડિગ્રી ઓછું થઈ ગયું છે. કાગળ નવ દિવસ પછી પહોંચ્યો હતો.

ફ્રાઉનેસને મળે, કેપ્ટન નેસનો પત્ર.' પત્ર પર લખ્યું હતું.

એણે પત્ર ઊંચો કરી બતાવ્યો પણ પાડોશીઓએ એના પર ધ્યાન આપ્યું નહિ. 'તાપમાન ૪૦ ડિગ્રી જેટલું ઘટી ગયું છે' એણે કહ્યું બિચારો ૪૦ ડિગ્રી તાપમાન.... એ મંગળવારે ...



બ્રિગેડના ડોક્ટરે ચેપી રોગોની સ્મોલેન્સ્ક મિલિટરી હોસ્પિટલના ચીફ મેડિકલ ઓફિસરને પૂછ્યું, 'રોજ કેટલા દર્દીઓ આવે છે ?'

'અડધો ડઝન'

'આ તો ભયંકર કહેવાય !' બ્રિગેડ ડોક્ટર બોલ્યા.

'હા એ તો ખરું જ.' ચીફ મેડિકલ ઓફિસરે કહ્યું.

વાત કરતી વખતે બંને એકબીજા સામે જોતા નહોતા.

એ મંગળવારે —

નર્સ એલિઝાબેથે પોતાના મા-બાપને લખ્યું : ભગવાનની મદદ વિના એનાથી બચવું મુશ્કેલ છે. પણ જ્યારે જૂનિયર મેડિકલ ઓફિસર આવ્યો તો એ તરત ઊભી થઈ ગઈ. તે એટલો તો ઝૂકીને ચાલતો હતો કે જાણે આખા રશિયાનો બોજ એના સ્કંધે ન હોય.

'શું હું એને કોઈ બીજી દવા આપું ?' નર્સે પૂછ્યું.

'ના.' મેડિકલ ઓફિસરે કહ્યું એટલો ધીમે એ બોલ્યો જાણે બોલતાં એને શરમ લાગતી હોય. અને પછી કેપ્ટન નેસને ઉપાડીને બહાર લઈ જવામાં આવ્યો. બહાર જમીન પર કોઈ ચીજ ધડામ કરતી પડવાનો અવાજ આવ્યો. એ લોકો દરેક વખતે આમ જ જમીન પર પટકે છે. મરી ગયેલા માણસને શું એ લોકો ધીરેથી જમીન પર ન મૂકી શકે ? 'દરેક વખતે તેઓ મૂર્દાને આમ જ જમીન પર પટકે છે' એકે કહ્યું, અને પાસે ઊભેલા કોઈએ ગાવા માંડ્યું.

જૂનિયર મેડિકલ ઓફિસર દરેક દર્દીને જોતો ગયો. એ દરરોજ દર્દીને જોતો હતો. દિવસે અને રાતે. એ બહુ ઝૂકીને ચાલતો હતો,

જાણે એના સ્કંધે આખા રશિયાનો ભાર ન હોય. બહાર સ્ટ્રેચર ઓર્ડરલી કોઇ ચીજ સાથે અથડાઈને પડી ગયો. નંબર ચારને તેડ સળેખમ થઈ ગયો છે.

એ મંગળવારે —

સાંજના સમયે ઉલા ઘરમાં બેસી મોટા હરફે લખતી હતી –

– યુદ્ધના સમયે બધા જ બાપ સૈનિક હોય છે.

– યુદ્ધના સમયે બધા જ બાપ સૈનિક હોય છે.

એણે મોટા હરફે આ વાક્ય દસ વાર લખ્યું. 'બાર' શબ્દ વચ્ચેનો અક્ષર 'એ' એણે 'ગ્રેવ'ના 'એ' જેવો લખ્યો.

( બીજા વિશ્વયુદ્ધ સમયની જર્મન નવલિકા ) □

સંકટની ઘડીએ પોતાની પરંપરાનું મૂલ્યાંક કરવું એ એક ખુદ પોતાનું મૂલ્યાંકન કરવું છે, પોતાની અસ્મિતાની જડો શોધવાની છે. આપણે કોણ છીએ–આ એક દાર્શનિક પ્રશ્ન ન રહેતા ખુદ પોતાની નિયતિ સાથે પહોચી વળવાનો તાત્કાલિક પ્રશ્ન બની જાય છે.

— નિર્મલ વર્મા

## અમિત્ર / જ્ઞાનપ્રકાશ વિવેક

એ રવિવારે મારી આંખ વહેલી ખૂલી ગઈ. મને મારી આંખો પર ગુસ્સો આવ્યો— રાજધાનીમાં રવિવારને આવી રીતે સેલીબ્રેટ કરાય ? સેલીબ્રેટ એટલે સાડા નવના સુમારે ઊઠવું.

આ સેલીબ્રેટ પર અનાયાસ ગુલાંટીનું ધ્યાન ગયું હતું. એક રવિવારે એના ઘેર ગયો હતો. સમય સાડા નવનો. ત્યારે ટી. વી. પર મહાભારત સીરિયલ આવતી નહોતી. મેં વારંવાર કૉલબેલ દાબ્યો... બારણું ખૂલ્યું નહીં. મને થયું કે આ બંધ બારણું મારું અપમાન કરે છે. અપમાનની લાગણી વકરી, મેં નોનસ્ટોપ બેલ વગાડ્યો. મહાનગરમાં આમ કરવું એ કુવડમાં ખપાવે. પણ હું મૂળે કસ્બાનો માણસ. મારી પ્રત્યેક ચાલાકીમાં કુવડપણું છુપાયેલું હોય છે એટલે ફ્રેન્ડ્સ મને જીનિયસ કહે છે. કુવડ કહેવા કરતાં જીનિયસ કહેવો એ સારું છે.

ગુલાંટી ઊઠ્યો. બારણું ખોલતાં એણે બગાસાં ખાધાં, આળસ મરડી. મોઢાની વાસી ગંધની મને ભેટ ધરી પછી બોલ્યો, 'ગુડ મોર્નિંગ, મિસ્ટર કુમાર, આટલા વહેલા કેમ આવવું થયું, કાંઈ કામ હતું ?'

હવે મૈત્રીની નિશાની બદલાઈ ગઈ છે. હવે પ્રેમ પણ જમા-ખોટનો પ્રશ્ન બની ગયો છે. વિના કારણે કોઈના ઘેર જવું એ આરોપીના

પિંજરામાં ઊભો કરે છે. પછી ખુલાસા કરવા પડે છે, 'યાર, અહીંથી પસાર થતો હતો, થયું કે મળતો જાઉં. કંઈ પૂછવું હતું...' વિગેરે. એટલે કે કારણ ન હોય તોયે શોધીને બતાવવા પડે કે કેમ આવવું પડ્યું.

એ પણ શું દિવસ હતા ! ગુલાબની પાંખડી જેવા ! દિવસોને સિક્કાની જેમ ઉછાળી શકાતા અને સિલકમાં રાખી શકાતા. દિવસ હતા કે મોરપંખ ! નાજુક, મુલાયમ, જિંદગીની કિતાબમાં રાખવા જેવા ! દિવસો અભિવ્યક્તિ હતા, તે મારી અનુભૂતિને શબ્દો પગરવ આપતા હતા. વાતાવરણની પગદંડીઓ પર વાર્તાઓ બિછાવતા હતા ! સાત દિવસોમાં એક દિવસ આવે રવિવાર ! સન્ડે એટલે સૂરજનો દિવસ !

રવિવારે આપણે, આપણે હતા. હું બરાબર તમે–બરાબર આપણે રવિવારે આપણે એકમ નહીં, સમૂહ હતા. સવારે ઊઠતા, ભારે નાસ્તો કરતા, આલુના પરાઠા અને દહીં ! પછી નીકળી પડતા રોડ રોલરની જેમ. કૉલોનીના લોકો જોડાતા જતા, પછી ધમાચકડી મચાવતા. ત્યારે ઘરમાં 'દૂરદર્શન' નહોતું અને હવે–જિંદગી સ્પૉન્ડર્સ પ્રોગ્રામ જેવી થઈ ગઈ છે– અને દોસ્તી સ્પૉન્ડર્સ જિંદગીના ચહેરા પર ચીટકેલી જાહેર ખબર !

ગુલાંટીએ 'પ્લીઝ, કમ ઑન' કહ્યું, હું ઘરમાં ગયો. શ્રીમતી ગુલાંટી પડખાં ફેરવીને ઊઠી અને આળસમાં જ બોલી, 'મિસ્ટર કુમાર ગુડ મૉર્નિંગ !' 'મિસ્ટર કુમાર' શબ્દો મને ખરાબ ન લાગ્યા. પહેલાં એમાં પરાયાપણાનો ભાવ અનુભવાતો હતો, ત્યારે હું હજી ગામડિયો મટી ગયો ન હતો. હવે કોઈ મિસ્ટર કહે છે તે સારું લાગે છે.

શ્રીમતી ગુલાંટી નાઈટીનો હૂક બંધ કરીને બાથરૂમ ગઈ. ગુલાંટી પાસે આવીને બેઠો. મેં કહ્યું, 'બહુ મોડા ઊઠે છે...'

'સન્ડે છે... અમે સન્ડેને આ જ રીતે સેલીબ્રેટ કરીએ છીએ.'

સેલીબ્રેટ શબ્દ હું ગુલાંટી પાસેથી જ હું શીખ્યો હતો, પણ મારી આંખો એ શીખી નહોતી. હું ઊઠવા લાગ્યો ને પત્ની પાસે આવીને

બેઠી. મને ભય લાગ્યો. હું ઝટ બેઠો થઈ ગયો. 'નાસ્તામાં શું બનાવું ?' એણે પૂછ્યું.

મેં કહ્યું, 'સનૈક્સ...આમલેટ–બ્રેડ !' સનૈક્સ બોલતા શબ્દ જીભને યોગાભ્યાસ કરવો પડે છે, પણ એ બોલતાં સભ્યતાનાં વિરાટ દર્શન થાય છે. 'આલુ પરાઠા' બોલવામાં એ કયાં ? હું પણ મહાનગરનો જીવ થઈ ગયો છું 'આલુ પરાઠા' બોલતા જાણે મહાનગરની ખાઉ ગલીમાં જમતો હોઉં એવું લાગે છે.

'શો પ્રોગ્રામ છે આજનો ?' પત્નીએ પૂછ્યું 'પ્રોગ્રામ' શબ્દ મેં દાંત વચ્ચે દબાવ્યો. હું જાણે આઇ. સી. એસ અધિકારી હોઉં અને ક્ષણે ક્ષણનો કાર્યક્રમ ડાયરીમાં ન નોંધતો હોઉં !

પ્રોગ્રામ શું ? થોડો સમય ટી. વી જોઈશ, પછી મિત્રોને મળવા જઈશ. હું સાવ જૂઠું બોલ્યો. વ્યસ્ત ન હોવું છતાં વ્યસ્ત દેખાવું એ કળા છે. 'કેટલાક મિત્રોને મળવું છે.' વાસ્તવિકતા એ છે કે મારા બધા મિત્રો ધીરે ધીરે અજાણ્યા થતા ગયા છે એક મિત્રનું ફરી અપરિચિત થઈ જવું – મિજાજની ખુલ્લી બારી પર કરોળિયાનું જાળું.

એકવાર એક મિત્ર બસમાં મળી ગયો. એણે પોતાની ટિકિટ લીધી, મેં મારી ટિકિટ લીધી. તે પછી અમે મળ્યા અને હાથ મેળવ્યા પછી ચૂપ થઇ ગયા. કહેવા–સાંભળવા જેવું કંઈ હતું જ નહીં.

હું ફરી મારા વર્તમાનમાં આવી ગયો હતો. થયું–અખબાર લઇ આવું, પછી નિરાંતે બેસીને ટેલિવિઝન જોઈશ, ન્યૂઝ એજન્સીની બહાર એકે બીજાને પૂછ્યું, પંજાબમાં કેટલા મર્યા ?

અખબાર વાંચનારે કહ્યું, 'નવ મર્યા, સાત એક પરિવારના અને બે ઉગ્રવાદી.' પછી એ હસ્યો, 'વાહ, શું કાર્ટૂન છે ! કેટલું ધારદાર, કેટલું કડવું !'

મારા મોઢાનો સ્વાદ કડવો થઈ ગયો. મોત માત્ર એક 'આંકડો' છે...એમાં કશી સંવેદના નથી, કશી પ્રતીતિ નહીં, કશી સહાનુભૂતિ

નહીં...મરનાર અને મારનારને એક સાથે જોડી દેવામાં આવે એ કેવો ભયાનક વિચાર છે...આપણું માનસ કયાં પહોંચી ગયું છે...ગુનેગાર અને નિર્દોષ એક જ ગણતરીમાં આવી જાય છે...પછી કાર્ટૂન જોઇને અટ્ટહાસ્ય પણ થાય છે .

ઘેર જઈને હું ટેલિવિઝન સામે બેસી ગયો હતો....જાહેર ખબર પછી જાહેર ખબર. જે એોકે સાબુથી સ્નાન કરે, તે કમળ સમાન ખીલે! આજે હું પણ એ જ સાબુથી નાહ્યો હતો. 'કમળ-જેમ ખીલવા'નો અહેસાસ મારા હાથને મોઢા સુધી લઈ ગયો. હાથ ચહેરાને સ્પર્શ્યા— નાગ ફનીના છોડને સ્પર્શ્યો હોય એવું લાગ્યું. મને મારા ચહેરા પર દયા ઉપજી, એોકે સાબુ પર ગુસ્સો.

પત્નીએ પાસે ચાનો કપ મૂકયો. કપની ડાંડી તૂટી ગઈ હતી. કપને કયાંથી પકડવો એનો વિચાર કરતો હતો ત્યાં દૂરદર્શન પર દૃશ્ય અવતર્યું. ખૂબસૂરત પત્ની, ખૂબસૂરત ડ્રોઈંગ રૂમ. ખૂબસૂરત મેજ ખુરશી અને ખૂબસૂરત ચાનો કપ— બોન ચાયનાનો! હું તૂટેલી દાંડીનો કપ જોતો હતો. જાહેર ખબરે મને ચીઢવ્યો હતો જાહેર ખબર બદલાઈ—પ્રાચીન ઈમારત! ખૂબસૂરત નવયુવાન, ખૂબસૂરત સૂટમાં સજ્જ, પગથિયાં ઊતરતો હતો, એક સુંદરીએ એને જોયો હતો. જોતાંની સાથે એની સાથે ઊભી રહી અને એની થઈ ગઈ...

ત્રણ દિવસ પર મારા શર્ટને ઈસ્ત્રી કરતો હતો. ઈસ્ત્રી બહુ ગરમ હતી, કોલર કાળો પડી ગયો હું ઉદાસ થઈ ગયો. એક બાજુનું ખમીશ કમોતે મરી જાય તો બાજુ ઉદાસ થઈ જાય એ જરૂરી છે. મને યુક્તિ સૂઝી. મેં પત્નીને કહ્યું કે કોલરની સાઈડ બદલી નાખ! દાઝેલા કોલરવાળું શર્ટ પહેરેલું જોઈ મારી સામે તિરસ્કારની નજર નાખી એક તોછડો શબ્દ બોલી એક યુવતિ ચાલી ગઇ.

એક પછી એક શીતલ પીણાંની જાહેર ખબરો આવી હતી-- યૌવન, ઉલ્લાસ, મસ્તી, પાંચ તારા હોટલનો સ્વિમિંગ પુલ, અર્ધનગ્ન નારીશરીર, બાટલીમાંથી ઊભરાતું પીણું ને ફીણ ... જ્યાં સુકામણા

હશે ત્યાં પણ આ જ જાહેર ખબર આવી હશે, પીવાના પાણીનો અભાવ હશે ત્યાં પણ .. અહીં જુદાં સુકામણાં છે. દૂર દૂર સુધી રેતી જ રેતી, પશુનાં હાડપિંજર, કૂતરાનું રુદન, આકાશમાં ચકરાતી સમડી, લોકોની આંખોમાં અંધકાર અને ભય .... ચહેરે મઢેલો સુકામણાનો આતંક. બીજી બાજુ દૂરદર્શની ચહેરા, સ્વિમિંગ પુલ, અટ્ટહાસ્ય, મસ્તી, યુવક–યુવતીઓ, ઠંડાં પીણાં, બાટલીમાંથી ઊભરાતાં ફીણ, નૌકાવિહાર, સાગર, રમત, ઉલ્લાસ... ક્યાં છે જીવનની વાસ્તવિકતા અહીં કે ત્યાં? ક્વિનાઈનની ગોળી પર સાકરનું પડ....

શિરદર્દની ગોળીઓની જાહેર ખબર. આપણા માથાના દુઃખાવાની ચિંતા પણ દૂરદર્શન કરે છે...ફ્રિજ થયેલી સંવેદના પૂછે છે, કંઈ લેતા કેમ નથી ?

દૂરદર્શનને ઠપકો આપતો હતો અને એના જ દર્શન કરતો હતો ! પોતાની સાથે પ્રપંચ. મહાનગરનું એક સંસ્કરણ, કુંઠિત, અમિત્ર, સીરિયલ પૂરી થયે પત્નીએ યાદ દેવડાવ્યું, 'આજે તો તમારે મિત્રોને મળવા જવાનું છે ને !' 'હા, પરંતુ...' 'પરંતુ શું ?' અને થયું– હું અ–મિત્ર છું એ પત્ની ન જાણે તો સારું...સચ્ચાઈની રેતી પર ચાંદની પાથરતાં કહ્યું, 'જાઉં જ છું'... મિત્રો ફરિયાદ કરે છે કે હવે તો તું મળવા આવતો જ નથી.'

'જાવ છો ત્યારે કોઈ મિત્રને ત્યાં જ લંચ લેશો ને ?' પત્નીએ પૂછ્યું.

'હા, લંચ ટાઈમે કોઈ એમ જ જવા નહીં દે...' કહ્યું ત્યારે કશુંક ચૂભતું હતું.

વિનાકારણ રખડવું એ પણ એક યાતના છે– બહાર એ અઢી કલાક ગાળવાના હોય ત્યારે તો ખાસ.

એ જ બજારો, એ જ દુકાનો, એ જ શો-કેસ અને રસ્તા. હું એટલે ફાલતુ માણસ. શો–કેસમાં મૂકેલી મિઠાઇઓ જોતાં મોઢું કડવું થઈ ગયું. રેડીમેઈડ ગારમેન્ટની દુકાન સામે ઊભા રહી બોલ્યો : પથ્થર

બરબપોર દોઢનો સમય, પત્નીએ મારા જોગી રસોઈ નહીં જ કરી હોય. ઘરેથી નીકળતાં મેં જ કહ્યું હતું કે દોસ્તને ત્યાં જમીને આવીશ.

એકાએક વિચાર આવ્યો–મલબાર ચાલ્યો જાઉં ! મને તસલ્લી થઈ. રસ્તો ઓળંગી હું મલબાર રેસ્ટોરામાં ગયો. ખાસ્સી ભીડ હોય તો સારું કે મને બેસવાની તક મળે.

મેં હાફ ચ ઉમિન લીધા, પેટ ભરાયું નહોતું, પણ તૃષ્ણા બાકી હતી. પેટ ખાલી ન રહે એની લાલચ પણ ખરી, મેં ઉપમા મંગાવી. અડધું ખાધા પછી લાગ્યું કે જબરજસ્તીથી પેટમાં ધકેલું છું.

હું ઘરે પહોંચ્યો. બેલ દબાવતાં પહેલાં ચહેરા પરથી કુણ્ડાની ધૂળ ઉતારી મોંઢે ચાંદીનું વરખ ચઢાવી દીધું, એ પર ભીનું સ્મિત ફેલાવી દીધું.

કપડાં બદલતો હતો ત્યાં પત્નીએ પૂછ્યું, 'દોસ્તોને ત્યાં જઈ આવ્યા ?

'હા, ગુલાંટી તો મળ્યો નહીં, પછી વિનયને ત્યાં ચાલ્યો ગયો. એ બહુ નારાજ થયો ભાભીને કેમ સાથે લાવ્યાં નહીં ?'

'લંચ લીધું કે નહીં ?'

'લંચ લીધા વિના એ વળી આવવા દે ખરો ? પાલક પનીર, દાળ, રાયતું, કચુંબર અને અથાણું પણ ખરું.'

'એમ ?' પત્નીએ આશ્ચર્યથી કહ્યું.

'એમ નહીં તો કેમ ?'

પત્ની રહસ્યભર્યું હસી પછી બોલી, 'મલબારમાં ચાઉ મિનનો શો રેઈટ છે ?

'મને ખબર નથી ' મેં કહ્યું.

'અને ઉપમાનો રેઈટ ?' પત્ની એટલું કહીને વ્યંગમાં હસી.

'તું . તું... શું કહેવા માગે છે ?' મારા અવાજમાં કમ્પ હતો. પગ નીચેથી જમીન સરકતી હોય એવો કમ્પ.

'હમણાં મિસિસ ચોપરા આવી.'

ચાવો અને પોતાને ગેરી પેક માનો...તસ્સવ્વુર એટલે મરિચિકા ફેલાવી હરણની જેમ દોડો. પણ પાણી ? તે તો આંખમાં છે

વાસ્તવની ધારદાર અણિયાળી ચટ્ટાન પર પાછો ફર્યો. દોસ્તને ક્યાં જાઉં ? કયા દોસ્તને ત્યાં ?

દોસ્ત ! મારા ઓફિસટેબલ પર ડાયરી છે તેમાં મિત્રોના ટેલિફોન નંબર નોંધેલા છે. મને ટેલિફોન નંબર યાદ આવ્યા, દોસ્તો નહીં. ટેલિફોન પર હલ્લો હલ્લો કરી શકાય પણ એમની ઘરે ન જઈ શકાય...ચાલતાં ચાલતાં મને હોળીનો અનુભવ સાંભર્યો. મેં જૂનાં કપડાં પહેર્યાં હતાં, રસ્તે નીકળી પડયો હતો–મિત્રો મળશે એવું ધારેલું. એકબીજા પર રંગ નાખીશું, બગલગીર થઈશું સાથે બેસી ગપ્પાં મારીશું, ચા પીશું...કેટલાયે રસ્તા ઓળંગી ગયો. અઢીએક કિલોમીટરનું અંતર કાપ્યું, બ્લૉક, બી બ્લૉક, સી. બ્લૉક....લોકો હતા, ભીડ હતી, ઉમંગ હતો. નાચતા ગાતા ઉછળતા રંગ નાખતા અટ્ટહાસ્ય કરતા લોકો.... પણ હું એકલો હતો. ફૂટપાથ પર ચાલતો હું પોતે એક ટાપુ જેવો હતો, અને ટાપુ સરકતો હતો...હું ફરી ઘર પાસે પહોચી ગયો. મારા પર કોઈએ રંગ નાખ્યો નહતો. હોળીના દિવસે બહાર જઈને કોરોધાકોર પાછા ફરેલો અ–મિત્ર...એક છોકરાએ પાણી ભરેલો કુગ્ગો મારા પર ફેંકયો એટલું જ ! અરે એણે મારો ચહેરો કેમ રંગી ન નાખ્યો ! પાણીનો કુગ્ગો એ કંઈ હોળી ખેલ્યાની સાબિતી નથી બનતો...મને થયું : હું સ્મશાનયાત્રામાંથી પાછો ફર્યો છું... હું એક સૂની ગલીમાં ઘૂસ્યો, એ બંધ બજાર હતુ, મેં ગજવામાંથી રંગ કાઢયો, પોતે જ મોઢે મસળ્યો, કપડે છાંટયો...પોતાની સાથે હોળી રમતો કોઈએ મને જોયો હોત તો મારી મજાક કરી હોત, પણ હું જે પીડા અનુભવતો હતો એ મારા સિવાય કોણ સમજવાનું હતું ?

કયાં જાઉં ? વર્તમાનમાં પાછા ફરતા મેં મને જ પૂછયું. ઘણા માર્ગો બજારોમાં ફરી વળ્યો હતો. તાપ હતો. પરસેવો થતો હતો.

બરબપોર દોઢનો સમય, પત્નીએ મારા જોગી રસોઈ નહીં જ કરી હોય. ઘરેથી નીકળતાં મેં જ કહ્યું હતું કે દોસ્તને ત્યાં જમીને આવીશ.

એકાએક વિચાર આવ્યો–મલબાર ચાલ્યો જાઉં ! મને તસલ્લી થઈ. રસ્તો ઓળંગી હું મલબાર રેસ્ટોરામાં ગયો. ખાસ્સી ભીડ હોય તો સારું કે મને બેસવાની તક મળે.

મેં હાફ ચ ઉમિન લીધા, પેટ ભરાયું નહોતું, પણ તૃષ્ણા બાકી હતી. પેટ ખાલી ન રહે એવી લાલચ પણ ખરી, મેં ઉપમા મંગાવી. અડધું ખાધા પછી લાગ્યું કે જબરજસ્તીથી પેટમાં ધકેલું છું.

હું ઘરે પહોંચ્યો. ખેલ દબાવતાં પહેલાં ચહેરા પરથી કુણ્ડાની ધૂળ ઉતારી મોંઢે ચાંદીનું વરખ ચઢાવી દીધું, એ પર ભીનું સ્મિત ફેલાવી દીધું.

કપડાં બદલતો હતો ત્યાં પત્નીએ પૂછ્યું, 'દોસ્તોને ત્યાં જઈ આવ્યા ?

'હા, ગુલાટી તો મળ્યો નહીં', પછી વિનયને ત્યાં ચાલ્યો ગયો. એ બહુ નારાજ થયો ભાભીને કેમ સાથે લાવ્યા નહીં ?'

'લચ લીધું કે નહીં ?'

'લંચ લીધા વિના એ વળી આવવા દે ખરો ? પાલક પનીર, દાળ, રાયતું, કચુંબર અને અથાણું પણ ખરું.'

'એમ ?' પત્નીએ આશ્ચર્યથી કહ્યું.

'એમ નહીં તો કેમ ?'

પત્ની રહસ્યભર્યું હસી પછી બોલી, 'મલબારમાં ચાઉ મિનનો શો રેઈટ છે ?

'મને ખબર નથી ' મેં કહ્યું.

'અને ઉપમાનો રેઈટ ?' પત્ની એટલું કહીને વ્યંગમાં હસી.

'તું . તું... શું કહેવા માગે છે ?' મારા અવાજમાં કમ્પ હતો. પગ નીચેથી જમીન સરકતી હોય એવો કમ્પ.

'હમણાં મિસિસ ચોપરા આવી.'

'આવી હતી તો એમાં હું શું કરું ?'

'મિસ્ટર અને મિસ્ટરા ચોપર મલબાર રેસ્ટોરાંમાં બેઠાં હતાં. તમે એમને જોતાં નહોતા, વચ્ચે કાંઈ આડ આવી ગઈ હશે. એમણે તમને ચાઉમિન અને ઉપમા જમતા જોયા હતા...'

મને લાગ્યું કે પત્નીએ મારા વ્યક્તિત્વનાં ચીંથરાં કરી નાખ્યાં છે. હું ટુકડે ટુકડા થઈ ગયો. હું વિખેરાઈ ગયો. હું ભાગતો હતો વિખરાયેલા અસ્તિત્વને વીણતો અને જોડતો. □

## નવાં પ્રકાશનો

**ચન્દ્રમૌલિ પ્રકાશન** : ૨૪૫, ઇન્દ્રકોટ, દોશીવાડાની પોળ, કાળુપુર, અમદાવાદ–૩૮૦૦૦૧ તરફથી પ્રગટ થયેલાં નવાં પ્રકાશનો.

**ઘિમાંગસુંદર એણી પેર ડોલ્યા** : કાવ્યસંગ્રહ : હરીશ મિનાશ્રુ, મૂલ્ય ૧૯ રૂપિયા

**અને ભૌમિતિકા** : કાવ્યસંગ્રહ : ભીખુ કપોડિયા, મૂલ્ય ૧૯ રૂ.

**જેમતેમ** : કાવ્યસંગ્રહ : ઈન્દુ ગોસ્વામી, મૂલ્ય ૧૯ રૂપિયા

**સાતમી ઋતુ** : કાવ્યસંગ્રહ : મણિલાલ પટેલ, મૂલ્ય ૨૦ રૂ.

**નિર્વાણ** : કાવ્યસંગ્રહ નીતિન મહેતા, મૂલ્ય ૧૯ રૂપિયા.

**પ્રાથમ્ય** : કાવ્યસંગ્રહ જયદેવ શુક્લ, મૂલ્ય ૧૯ રૂપિયા

**સાક્ષાત** : લેખસંગ્રહ : પુરુરાજ જોશી, મૂલ્ય ૧૯ રૂપિયા.

# પ્રોફેસર : એક સફર—ઘનશ્યામ દેસાઈ
# વાસ્તવને આંચ આવ્યા વિના વિશિષ્ટ વાસ્તવનિરૂપણ / ઈલા નાયક

ઘનશ્યામ દેસાઈનો 'ટોળું' વાર્તાસંગ્રહ આજના વાર્તાસાહિત્યમાં અતિ વિલક્ષણ અનુભવનો પરિચાયક બને છે. તેમણે યથાર્થકલ્પ નિરૂપણ દ્વારા માનવ-ચરિતનું અને એના ભાવાત્મક અનુભવનું પ્રતીકાત્મક રૂપનિર્માણ કર્યું છે આ માટે તેઓ પોતીકું નિરાળું રચનાતંત્ર ઊભું કરે છે, અને ઘટના નહીં, પણ સંઘટનમાં ભાવક પ્રવેશ કરે એવું વાર્તાવિધાન રચી આપે છે. વિશિષ્ટ વાસ્તવના તરંગોને ઉપસાવવામાં કપોલ કલ્પિતનું તત્ત્વ એમની વાર્તાઓમાં વિવિધ સ્તરે પ્રયોજાયેલું જોવાય છે.

તેમની 'પ્રોફેસર : એક સફર' વાર્તા નકશીકામભર્યા ભાષાકર્મની ભૂમિ પર રહીને આધુનિક વાર્તાનો અનુભવ કરાવે છે અહીં કપોલ કલ્પિત વર્ણનના સ્તરે સક્રિય છે. અર્થ પારદર્શિતાથી અભિવ્યક્ત થયું છે. પ્રોફેસર મૃત્યુની સમીપ પહોંચીને પાછા ફર્યા હોવાની સંભાવના નકારી શકાય નહીં. એમની ચેતના સમેટાતી સમેટાતી ફરીથી ઉપર આવે છે જમીનથી નીચે જઈ પછી સપાટી પર આવી ઊંચે જવાની વાત છે, મૃત્યુ પછીની સફરનો સંદર્ભ પણ હોવાની સંભાવના છે. વાર્તાકારે રંગોનાં વિરોધી વિશ્વને ખપમાં લીધાં છે શ્રેય અને પ્રેય કે જીવન અને મૃત્યુના પ્રદેશનો સંકેત આપતો ભૂરો અને લીલો રંગ એક પ્રકારના સાહિત્યિક તનાવને વિસ્તારે છે. આથી ઊભો થતો પ્રતીક-વ્યાપાર સીધી રેખામાં ન હોવાથી એનું એકમેવ અર્થઘટન હાથવગું બને એ શક્ય નથી. ક્યારેક અર્ધસ્ફુટ કે અલ્પસ્ફુટ સંકેતો પણ પ્રાપ્ત થાય. ક્યારેક પ્રતીકો રૂપાંતર પણ પામે. પણ કૃતિની

સમગ્રતામાંથી પ્રાપ્ત થતા સંદર્ભો સૂચક બને છે. ભૂરો અને લીલો રંગ તો પ્રજાના અચેતન માનસની સપાટી સુધીનો અણસાર આપે છે.

વાર્તામાં નાયક પ્રોફેસર છે અને એ ધીમે ધીમે ભૂરા રંગની ઉપરની સપાટીના બિંદુથી લીલા રંગની નીચેની સપાટીના પ્રતિબિંદુ તરફ જઈ ફરી પાછા મૂળ બિંદુએ વિશેષ અનુભવ લઈને આવે છે. લીલા રંગના પ્રતિબિંદુ તરફ એ પાછા ફરે એવું કહી શકાય તેમ નથી. વાર્તાને અંતે ચક્રાકાર ગતિની પણ એક શકયતાનો સંભવ સૂચિત હોઈ શકે.

વાર્તાને આરંભે પ્રોફેસર બધી દિશામાં જુએ છે. તેમણે ઉપર જોયું અને અવકાશથી ગભરાઇને એના મૂંઝાર થી નીચે ઊતરવા માંડ્યું. આકાશના ભૂરા રંગ કરતાં પાણીનો ઘેરો લીલો રંગ તેમને ગમે છે. પરંતુ આરંભનું આ લીલા રંગનું આકર્ષણ જ અંતે એમને નવા મૂંઝારાના બિંદુ સુધી પહોંચાડે છે પ્રોફેસરને અવકાશથી મૂંઝારો છે પરંતુ એ જ અવકાશ માટે એ પાણી ઉપર આવે છે નીચલી સપાટીએ શૂન્યનો એમને ભય લાગે છે. આથી જ દરિયાઇ ઘોડાના મુખમાંના પરપોટા ફૂટવાથી શૂન્યાવકાશ ફેલાવાના ભયે તેઓ આંખો બંધ કરી દે છે. પરપોટા દૂર કરીને પ્રોફેસર આગળ વધે છે શૂન્યમાંથી ભાગી છૂટવાનો પ્રયત્ન છે પણ શૂન્ય એ જ અહીં તો અંતિમ પરિણતી છે. તેઓ આગળ વધે છે તો ઠેર ઠેર શબોથી ઊભરાતી, દુર્ગંધ મારતી જલનગરી નજરે પડે છે, અને અકથ્ય વેદના અનુભવે છે. એવામાં પાણીની પારદર્શક લીલાશમાંથી કોઈક ભૂરા રંગનાં કિરણો આવતાં દેખાય છે. ધીમે ધીમે બધે ભૂરાશ પથરાવા માંડે છે. તેમના વ્રણ રુઝાતા જાય છે અને શિર પાણીની સપાટીની બહાર આવી જાય છે. તેઓ હવે પાછા નીલ પ્રકાશ સમીપ જવા પ્રયત્ન કરે છે. અંતે આકાશને ચંદરવે તેમનું શિર અડે છે. વિજયનો આનંદ તેમના મોં પર છવાઈ જાય છે.

અહીં બાહ્ય ઘટનાને સ્થાને આંતરિક ચિત્રાંકનો જ પ્રધાનપદે છે.

વાસ્તવિકતા સ્વપ્ન કે દિવાસ્વપ્નને રૂપે જાણે કે આવે છે. કતનિક શબ્દકેમેરો પાણી અંદરનાં દૃશ્યોનું સૌંદર્ય (under water photography) આબેહૂબ વ્યક્ત કરે છે, અને કદાચ ગુજરાતી વાર્તા-સાહિત્યની આ અપૂર્વ ક્ષણ છે દૃશ્યોની શબ્દચિત્રણા છબીકલાની સમીપ પહોંચી વિસ્મિત કરે છે. તાજગીભરી સ્પર્શ, દૃશ્ય અને શ્રાવ્ય કલ્પનશ્રેણી ઈન્દ્રિયપ્રત્યક્ષતાનો આહ્લાદક અનુભવ કરાવે છે. પ્રોફેસર પોતે લીલા થઈ જાય છે અને સઘળું લીલું જોઈ તેમને જે આનંદ થાય છે તે વાક્યોના લયથી અનાયાસપણે આકારિત થયો છે. "ફરીથી લીલો અવાજ... કે લીલી જમીન ? કે લીલી હથેળી ? કે લીલું આકાશ ? કે લીલી દિશાઓ......... કેવો લીલો એનો રંગ હતો ! પગ, પેટ, આંગળીઓ, કાંડું, સાથળ, ઘૂંટી, ડૂંટી............ બધું જ ઘેરા લીલા રંગનું હતું, 'હાથ પછાડવાથી પાણી ઊડવા માંડયું, ચમકારા થયા, આંખો અંજાઈ ગઈ' જેવાં દૃષ્ટાંતો ભાષા-સૌંદર્ય પ્રગટાવી કૃતિનું વિશિષ્ટ સ્થાપત્ય નિર્માણમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. વાર્તાની ભાષા ભાવાશ્લિષ્ટ, નાનાર્થ પ્રત્યક્ષતા જેવાં સાહચર્યોથી સૌંદર્યપરક બની છે વાક્યબંધ ભાવ, ગતિ અને અર્થને સમર્પક છે. જેમ કે, 'તેમણે હાથ વીંઝયા, પગ ફંફોળ્યા, અફાળ્યા, દાંતથી કેટલીક વેલોને કાપવાનો પ્રયત્ન કર્યો.'માંનો દ્રુત લય બંધનની અકળામણને સૂચિત કરે છે. કૃતિની ભાવમય ભાષાની કક્ષા એને જીવંતતાનો ગુણ અર્પે છે. ભાષાના વિનિયોગની રીતમાં આગવાપણું જોવા મળે છે. ભાષા સ્થાપિત ધોરણેથી ફંટાય છે. અર્થપ્રધાન માધ્યમનું દૃશ્યપ્રધાન માધ્યમમાં રૂપાંતર થયું છે, વેલાઓનું વર્ણન દૃશ્યાત્મક છે, 'અહીં પાતળા વેલાઓ એકબીજામાં ગૂંચવાઈ ગયા હતા...... એક સુંદર બેનમૂન જાળી રચાઈ ગઈ હતી, જાતજાતના વળાંકો લેતી, એકબીજામાં ગૂંચવાતી, ગૂંથાતી, અટવાતી અનેક જાતની ડિઝાઇનો રચતી વેલોને તે આંખ ભરીને જોઈ રહ્યા. કેટલીક વેલોને નાના નાના ફણગા ફૂટયા હતા......'

આ પછી વેલાઓના પાશમાં પ્રોફેસર ધીમે ધીમે સપડાય છે તે ચિત્રમાં ગુણ ઉમેરાય છે જલના માધ્યમમાંથી દેખાતી લચીલીક્તાનો ઉપયોગ રબ્બર જેવી દીવાલના વર્ણનમાં થયો છે. અહીં વાસ્તવત આંચ આવ્યા વિના વિશિષ્ટ વાસ્તવ નિરુપાય છે. શબોથી ઊભરાતી, દુર્ગંધ મારતી કુરૂપ નિશ્ચેતન જલનગરીનું ચિત્ર પ્રતીકાત્મક સ્તરે ચિત્રસૌંદર્યનો નમૂનો પૂરો પાડે છે. આમ અનેક પરિમાણમાં પ્રયુક્ત ભાષાની રમણીયતા નોંધપાત્ર છે.

આ વાર્તામાં તથાકથિત ઘટના નથી પણ પ્રોફેસરના મનના અજ્ઞાત સ્તરનાં સંવેદનનો સંતર્પક આકાર છે. વાર્તાકારે કેટલાક ઘટકતંતુઓ અર્થસંદિગ્ધતાની સમૃદ્ધિ માટે જ છોડી દીધા છે. આકાશનો નીલ રંગ, પાણીનો ઘેરો લીલો રંગ, વિષ, નીચે ઊતરવું, ઊંચા થતા જવું, જલનગરી વગેરે સંકેતશ્રેણીઓથી વાચક દૃષ્ટ–અદૃષ્ટ રેખાઓનો અર્થવ્યાપ નોંધપાત્ર છે. મનુષ્યજીવન સુંવાળાં બંધનોથી ગ્રસિત થયેલું છે. બંધનોની આ નગરી આપણી લિપ્સા, વાસના, તૃષ્ણાઓનાં શબોથી ઊભરાય છે. પરિણામ વેદનામાં આવે છે, અને અંતે એમાંથી છૂટકારો મેળવવાની મથામણો — જીવનની ગતિ છે. પ્રોફેસરનો અનુભવ વિશેષ સહુના અનુભવનું માત્ર નિદર્શન નથી કરતો, એમાં પ્રોફેસરની સફર સાથે સમગ્ર માનવજાતિની સફર નિહિત છે. સમયહીન અવકાશમાં જાણે કે કલ્પનો અને પ્રતીકોનાં વિવિધરંગી પરિમાણો સર્જાયાં છે. વાર્તા પ્રોફેસરના આંતરવિશ્વના અનુભવોનું પ્રમાણ બને છે. પ્રોફેસરનો આરંભનો આનંદ અને અંતનો આનંદ એ સાવ નોખી ઘટનાઓ છે. આરંભનો લીલા રંગની નવપ્રાપ્તિનો આનંદ – આ બે આનંદ વચ્ચેનો અવકાશ એ વાર્તાનો સર્જક અવકાશ છે. ટૂંકમાં કૃતિ વાચકને સતત સક્રિય રાખે છે. વાર્તાના રચનાસંવિધાનમાંથી ઊપસતી સૌંદર્યપૂર્ણ ભાત વાચકના સંવિદ્‌માં વિસ્મયની એક ચમક મૂકવા સમર્થ બની છ. □

## ગદ્યશોખ / રતિલાલ 'અનિલ'

આ ધ્વનિવાહક શબ્દો મને સંબંધવાચક શબ્દો લાગે છે. બીજા શબ્દો જાણે અજાણ્યા મહેમાન થઈને આવ્યા હોય અને એમને ઔપચારિક રીતે આવકાર્યા પછી પણ એ કોણ? એવો પ્રશ્ન મનમાં રહ્યા કરે છે. મારા શરીરે એક પણ ઘરેણું રાખ્યું નથી.–મને ઘરેણાંની અણખટ છે. કહેશો કે એલર્જિ છે! તમે અંગ્રેજી ભણેલા ખરા ને! હું તો નર્યો અભણ એટલે મને તો ઘરેણાંની અણખટ થાય એમને મેં 'અંગભૂત' સ્વીકાર્યા નથી અને સફેદ કપડાં સિવાય બીજો કોઈ રંગ મારા અંગને જચ્યો નથી, એવી જ રીતે આડમ્બરી અને અલંકારી ભાષાનો વિલાસ પણ મને અણખટ કર્યા કરે છે.

હું કવિતામાં સૂક્ષ્મ ધ્વનિ અનાયાસે સાંભળતો ક્યારે થાઉં? આ સનનન્ ધનનન્ ધડાધડ ઝટપટ, સેળભેળ દડદડ, ડળક, ડળક, મરક મરક, ધડક ધડક એવાં ધ્વનિવાહક શબ્દોને સાંભળી શકું, એમના ધ્વનિ મને સ્પર્શે તો. આપણે સ્થૂળ પરથી સૂક્ષ્મ પ્રતિ જવાનું છે, તો એ યાત્રા પણ આવા શબ્દોથી શરૂઆત કરીને કાવ્યમાં ધ્વનિ સુધી પહોંચી શકીએ. 'થનથન ગોપાળ' શબ્દ અનુભવું છું, એનો ધ્વનિ સાંભળું છું, એક મૂર્તિ, એક દૃશ્ય આંખ સામે આવે છે અને ધીમેથી મરકી જવાય છે.

પ્રેમાનંદે લખ્યું છે માણભટ્ટે ગાયું : 'તડાક ટોડલો તૂટ્યો' ત્યારે એ ઘટના આંખ સામે બની હોય એટલી સાક્ષાત્કારી થઈ ગઈ, પણ આજ તો બિટનિક કવિ પીળું પચાક, લ.લ ચટાક બોલે

લખે છે ત્યારે એ એની ચાલાકી લાગે છે- સાક્ષાત્કારી ભૂમિકા રચાતી નથી. ઓકળી, ઓળીપો એમ વીતેલા દિવસો, સમયને ઓશિયાળું વહાલ કરવા જઈએ અને ભોંઠા પડીએ તેમ બોલી નાખનારા પણ વાચકની સામે ભોંઠા પડે છે. આપણા સપાટ રૂમાલ પર એક ફૂંદણું ગૂંથીએ તે ડાઘ જેવું લાગે છે—આવા શબ્દના વ્યસની ઉપયોગથી આપણે શોખ પોષીએ ત્યારે એવું બને છે. આપણે એકાએક ગુસ્સે થઈએ છીએ, ખદ્‌ખદ્‌ થઈને ઢાંકણીને વરાળ દ્વારા ઊઠ બેસ કરીને ઉભરાતા નથી; ને પછી મેઘાણીભાઈ કે મડિયાની મોહિની·માં આવી જઇને એવા શબ્દો પ્રયોજીએ ત્યારે માણેક નથી તો લાલ, લાલ લવિંગિયા મરચાની નથણી ચૂની બનાવીએ—એવી ગરીબી એ હોય છે.

નરાતર શહેરી બની ગયેલો માણસ શહેરને છેડે આવેલી ગોકુળ જેવી ગામઠી હોટલમાં ઝાંખા અજવાસમાં, ઉપજાવેલા ગામઠી વાતાવરણમાં ગામઠી વાનગી આરોગવા ઊપડી જાય એ એનો શોખ હોય, અને આપણા કેટલાક શહેરી લોકોને પણ પીળું ધમરક, લાલ ચટ્ટાક એવા શબ્દો પ્રયોજવાનો શોખ થાય છે– પણ એ ધોળા રૂમાલમાં પડેલા ડાઘ જેવા લાગે છે. ગદ્યના સળંગ વણાટમાં કારીગરીપૂર્વક ઉપસાવેલી ભાત જેવા એ લાગતા નથી. શહેરમાં કદાચ ઝૂંપડપટ્ટીમાં દીવો રાણો થતો હશે, બાકી તો લાઇટ ઑફ થાય છે. શમ્આ માત્ર પરંપરિત શાયરીમાં પ્રજ્વળે છે, જીવન ગડીબંધ નથી અને ગડી ઉકેલવાની નવરાશ, ધીરજ અને કર્મ– ચારુતા નથી– પછી ગડીબંધ સમય ક્યાંથી આવવાનો ? કોકડાં હવે ખાદીનાં હાથવણાટનાં કપડાં પહેરો તો કંઇક સમજાય – હવે તો તાણાનાં સીધાં બીમ ભરાય છે, કોકડા બનતાં જ નથી, તો ગૂંચવાય શી રીતે ? ઔદ્યોગિક રૂપાંતરે જેમ આપણે વધારે ને વધારે સપાટ બનતા ગયા છીએ તેમતેમ આપણી ભાષા પણ વધારેમાં વધારે સપાટ બનતી ગઈ છે. એમાં ભાગીગળનો શોખ લાગે તો

એ શોખ જ હોય છે. મોડર્ન બંગલામાં લગનટાણે કપડાંનાં રંગીન તોરણ ટંગાય, ચાકળા મંડાય– એવું ઉત્સવિયું આપણે કરીએ એમાં રોજિંદા જીવનથી જુદા પડવાનું તો છે, પણ સપાટ ભાષામાં એવા શુદ્ધ શોખ ખાતર ઉપસાવીએ ત્યારે તે અણખટ કરે છે. ભાષાના વણાટમાં એ આવતા નથી, ચાકળા ચંદરવામાં આભલાં ગૂંથાયેલાં હોય છે, જોડાયેલાં હોય છે, બંધબેસતાં થયેલાં હોય છે– પરંતુ સપાટ ગદ્ય પર ભાતીગળ શબ્દો ચોંટાડેલા ચાંદલા જેવા છે. પહેલાં બહેનો લલાટે ચાંદલા કરતી, હવે તૈયાર સિન્થેટિક ચાંદલાં ચોંટાડે છે– ભાતીગળ શબ્દોનો શોખપ્રેરિત ઉપયોગ એવો છે, એટલે અડવો લાગે છે આખા શહેરમાં રાત્રે વીજળી ઑફ હોય ત્યારે આકાશ કાળું ડિબાંગ લાગવું જોઈએ, પણ લાગતું નથી; કારણ કે આપણી આંખમાં વીજળીનાં અજવાળાં અંજાયેલાં હોય છે, અને શહેરનું તો આકાશ જ ખંડિત હોય છે. કનૈયા કે મીરાંના કાળા કામળા જેવું એ રાત્રે ક્યાં હોય છે! એટલે આપણું કામ સપાટ થઈ ગયેલી ભાષાને તેના તે જ અંગમાં લોહીસંચાર કરવાનો છે, એના ચહેરે શરમની લાલી કે લોહીનાં ટશિયાં ફૂટે એ માટેની મથામણ કે ખોજ કરવાની છે પણ આપણે ભાષાને અવળ સવળ, ઉંધમાની, બોલકી, દેખાવ કરતી કરીએ છીએ અને એનો સ્વભાવ અને દેદાર બદલવાનો ઉધમાત કરીએ છીએ, એમાં વૈચિત્ર્યની મઝા હોય છે, તો મારા જેવાને એ બધું જોઈને વિષાદ પણ થાય છે. આપણો સર્જક ઉતાવળો થઈને ઊંધું ચત્તું તો કરી નાખે છે– પણ જે છે તેમાં જ કઈ રીતે જીવ આવે એની ધીરજભરી, થકવી નાખે, પણ પરિણામે પરિતોષ આપે એવી લાંબી પ્રક્રિયામાં જોડાતો નથી સરખામણીએ બાહ્ય સમૃદ્ધિ સાથે આંતરિક નીરસતા કેમ આવતી ગઈ, આપણે બોલતા હતા તે અપૂરતું હોય તેમ, ગ્રામોફોન, તે પછી રેડિયો, ટી.વી લાઉડ સ્પીકરોને બોલતાં કર્યાં અને એમ આંતરિક નીરસતા વધતી ગઈ એ પ્રક્રિયા કેટલા લાંબા કાળથી આપણને ખૂંચે

નહીં, બલકે સ્વીકાર્ય એ એ રીતે સ્થિર થઈ ગઈ! હવે એની અકળામણ છે, ઉકળાટ છે– તો ઊંધું ચત્તું કર્યે ખોયું છે તેની પ્રાપ્તિ નહીં થાય. છે એનો મોહ નથી એટલું જ આપણે ઉધમાતમાં પ્રગટ કરીએ છીએ. ‘આ બધાં સૂરસૂરિયાં છે’ એમ કહીએ તો પણ તમને એનો બોધ થવાનો નથી. લવિંગિયા ફટાકડાને તમે એકેક કરીને છૂટા પાડ્યા નથી, દીવાની આંચે એને ધર્યા નથી, અને ફસ, ફૂસ્સ સર્‌ર્‌ર્‌ર્ થતું અનુભવ્યું નથી, તો આ સૂરસૂરિયાં શબ્દ પણ તમે જે કંઈ કરો છો એનો સાક્ષાત્કારી બોધ ન કરાવે. આપણે મ્યુઝિયમમાં મૂકેલી ચીજો ખરીદી લાવીને ઘરકામમાં પ્રયોજતા વાપરતા નથી, તો પછી જે સપાટ ભાષામાં તેના વણાટમાં અનાયાસ આવી જઈને ઉપસતા નથી એવા ભાતીગળ જાનપદી ભાષાના શબ્દો પ્રયોજતા, એ પોતે જ દૂરના ગામડેના માણસને મુંબઈના કોટ વિસ્તારમાં મૂકી દો અને એ જેમ ભોંઠપ અને ઓશિયાળાપણું અનુભવે એવી સ્થિતિ સર્જશે.

બ. ક. ઠા.ને ‘કમજાત’ શબ્દ બોલવા વારો નહીં આવ્યો હોય, પણ એ બોલ્યા હોત તો ‘કજાત’! એટલે જ તો, ‘મને કુટેવ તે પૂછું’’ બોલે છે. ‘કટેવ’ બોલનારો ‘કમજાત’ બોલવાનો જ નહીં.

સાર્વજનિકતા એ સગવડતા અને અંગતપણે નીરસતા છે. સાર્વજનિક ભાષા એટલે જ અંતરંગપણે નીરસ છે. ગાળ–બોલતી પ્રજાની જીભે એનો ભૂંડો સ્વાદ પણ નથી, તો સુભાષિતો બોલનારાને પણ એનો સાકરસ્વાદ નથી, આપણે માની લીધેલો અર્થ છે– પ્રતીતિ નથી. આપણા વિવેચનની ભાષા એક કાળે એટલી બધી આડમ્બરી અને બાલની છાલ જેવી બની કે એમાં વિવેચકનો સામર્થ્યખેલ તો બરાબર દેખાયો, પણ મૂળ કામને બહાને બીજું ઘણું કામ તે જ અગત્યનું હોય એવું થયું અને અથાણું ચાટનારો જીભે ચટકારો બોલાવે એવા શબ્દો પર સ્વાદિયાઓએ ચટકારો પણ બોલાવ્યો, પણ એ શબ્દો પેલા ચાકળા ચંદરવા અને બાપુની તલવાર

જેવાં ભીંતે જ શોભે છે—જેનો ઉપયોગ નહીં, તે શોભા ! પણ જેના સમસ્ત જીવનમાં જ એક સુઘડ શોભા બની રહેતી હોય તેને વળી ચાકળા—ચંદરવાની શી જરૂર ! એ તો મૂળભૂત અભાવના સૂચક છે ! નિબંધિકાઓ હવે ચાલાક થઈને લોકપ્રિય થવાના ન્યૂઝ પ્રિન્ટના રસ્તા પર દોડે છે ત્યારે એક નવી ચબરાકી, શોખ બનતો જાય છે એવું લાગે છે. તે ગદ્યનાં ઈમિટેશન ઘરેણાં બનશે, પણ આપણી ચિંતા તો ગદ્યના કથળેલા શરીરબાંધાની છે– તે આવા ઊંટવૈદાથી ફરી બાંધો બંધાશે ? □

૯–૪–'૮૯

ખંડેરનો ઝુરાપો : પત્નીની પ્રથમ પુણ્યતિથિએ પત્ની સ્મૃતિ-વિરહનાં ૨૫ કાવ્યોનો સંગ્રહ, લેખક શ્રી રતુભાઈ દેસાઈ, અસ્ત-ગતાની આરતી : એ નામના લેખકના આગલા કાવ્યસંગ્રહ અંગેના વિવિધ ભાવ, પ્રતિભાવોનો સંગ્રહ : મૂલ્ય સદ્ભાવના

સર્વનામ : દલિતો વિશેના કાવ્યો, નાટિકાઓ, વાર્તા, લેખોનો સંગ્રહ : સંપાદકો : નીરવ પટેલ અને ચંદુ મહેરિયા, પ્ર. સ્વમાન : ફાઉન્ડેશન ફોર દલિત લિટરેચર, ૪ –હેમાંગ પાર્ક, વેજલપુર, અમદાવાદ–૩૮૦૦૫૧, મૂલ્ય ૨૦ રૂપિયા,

## નંદિગ્રામ

અત્યારની નિષ્ઠુર યંત્ર–સંસ્કૃતિથી ગ્લાનિ અનુભવતા દરેક વિચારવાન સંવેદનશીલ મનુષ્યને આજે બે ઈચ્છા તીવ્રપણે રહ્યા કરે છે: પોતાનો આંતરિક વિકાસ સાધવાની અને સમાજને કંઈક ઉપયોગી પ્રદાન કરી, સમાજ પ્રત્યેનું ઋણ ચૂકવવાની નંદિગ્રામ એવું સ્થળ છે, જ્યાં આ બન્ને ઈચ્છાઓ પૂરી થઈ શકે એવું વાતાવરણ સર્જવાનો પ્રયાસ થઈ રહ્યો છે. પૈસા પાછળની આંધળી દોટ અને દંભ, ભ્રષ્ટાચાર તથા અમાનવીયતાનાં પ્રધાન લક્ષણોવાળી વર્તમાન જીવનરીતિથી ભિન્ન એવી, શારીરિક, માનસિક, આર્થિક, સામાજિક, આધ્યાત્મિક – દરેક સ્તરે નરવી સાત્વિક જીવનશૈલી શોધવી, એ રીતે જીવવા ઈચ્છતા સચેતન મનુષ્યો સાથે રહે અને સાથે કામ કરે એવી વ્યવસ્થા ઊભી કરવી અને એ દ્વારા નવીન સમાજરચના માટે એક નમૂનારૂપ એકમ રચવા પ્રયત્નો કરવો, એ નંદિગ્રામના સર્જન પાછળનો હેતુ છે.

આજે મોટાં શહેરોમાં વસતિનું દબાણ અકલ્પ્ય હદે વધી રહ્યું છે. હવાનું પ્રદૂષણ, ભીડ અને ઘોંઘાટ, સમયની ભીંસ, સ્વાર્થ અને શોષણની રમત, છીછરાં મનોરંજનની ક્ષણિક ઉત્તેજનાઓની સતત માંગ, સ્પર્ધાત્મક જીવનના ભાગરૂપ તાણ અને તંગદિલી – આ બધી બાબતોને જીવનની સહજતાને ગૂંગળાવી નાખી છે. શહેરનો માણસ ધનથી સમૃદ્ધ છે, પણ તે તંગ છે, સ્વકેન્દ્રી છે, માણસથી વિમુખ

અને પ્રકૃતિના નિર્મળ આનંદથી વિખૂટો પડેલો છે.

શહેરોમાં અઢળક સંપત્તિ છે, સત્તાનું કેન્દ્રીકરણ છે, કલા, સાહિત્ય, સંસ્કારની પ્રવૃત્તિઓ પણ શહેરને આશ્રયીને જ રહેલી છે. બીજી બાજુ ગામડાંમાં ગંદકી, ગરીબી, અજ્ઞાન અને આળસ છે. શહેર કરતાં વધુ કોમી ભેદભાવ અને ખટપટો છે. દવા, શિક્ષણ, રોજગારી જેવી પાયાની જરૂરિયાતોની ઓછપ છે.

શહેર અને ગામડાં વચ્ચેની સર્વ સ્તરની આ ખાઈને શક્ય તેટલી પૂરવા માટે પ્રયત્નો કરવા જોઈએ, ભૌતિક મૂલ્યોને બદલે માનવ–મૂલ્યોની ઉચ્ચતા સ્થાપવી જોઈએ એવું દરેક વિચારવાન વ્યક્તિને લાગે છે. આ માટે સમયના કાંટા પાછા ફેરવી ઔદ્યોગિક સંસ્કૃતિ પહેલાંની અણવિકસિત પરિસ્થિતિમાં પાછા જવાનું નથી, પણ ઔદ્યોગિક–વૈજ્ઞાનિક પ્રગતિના કલ્યાણકારક અંશો ગ્રહણ કરી એનાં અનિષ્ટોને ઓળંગી આગળ જવાનું છે. આવી પરા–ઔદ્યોગિક સંસ્કૃતિના વિચારને નાના ધોરણે મૂર્ત સ્વરૂપ આપવાનો પ્રયોગ નંદિગ્રામ કરવા ઈચ્છે છે.

## આયોજન અને પ્રવૃત્તિઓ

આ પ્રયોગ માટે ગુજરાત રાજ્યમાં વલસાડ સ્ટેશનથી ૨૦ કિ.મી. દૂર ત્રીસ એકર જેટલી જમીનમાં નંદિગ્રામે કાર્યની શરૂઆત કરી છે. યોજના એમ છે કે નંદિગ્રામ વસાહતમાં વિવિધ કૌશલ્ય ધરાવતા કેટલાક લોકો કાયમી વસવાટ કરે અને નંદિગ્રામની જીવનશૈલી અનુસાર સેવા ને સાધનાની પ્રવૃત્તિઓ કરે. આ ઉપરાંત બીજા અનેક મિત્રો, જેઓ શહેર છોડી શકે એમ ન હોય, પણ જેમને થોડો થોડો સમય અહીં રહી કામ કરવું હોય તેમને માટે પણ નંદિગ્રામનાં દ્વારો ખુલ્લાં છે. કોઈ વાદ કે રૂઢિગત ચોકઠામાં બંધાયા વગર જેમને આપણાં પછાત ભાંડુઓ માટે કંઈક કરવાની તમન્ના છે તેવા તરવરાટભર્યા યુવક યુવતીઓ માટે, તેમ જ કોઈ ચોક્કસ ધર્મ, સંપ્રદાય કે ગુરુ–પરંપરાની કંઠી બાંધ્યા વગર અધ્યાત્મને માર્ગે આગળ વધવાની ઈચ્છા

ધરાવતા સાધકો માટે અહીં વ્યવસ્થા છે. જનસમાજમાં વ્યાપક સદ્‌ભાવના અને સત્પ્રવૃત્તિ માટેની ઈચ્છાને અહીં વ્યવસ્થિત કાર્યમાં નિયોજી શકાય તેવી નંદિગ્રામની આયોજના છે.

નંદિગ્રામનો પાયો આધ્યાત્મિક છે. એ માટે અહીં ભજન, ધ્યાન, પ્રાર્થના, સ્વાધ્યાય, સત્સંગ થાય છે, આધ્યાત્મિક વિષયો પર શિબિર યોજાય છે. ઉચ્ચ સાધના માટે 'પંચશુદ્ધિભવન' બાંધવાનું છે.

અન્ય પ્રવૃત્તિઓમાં બાળ–સંસ્કારકેન્દ્ર, આરોગ્યકેન્દ્ર, ગોશાળા, ઔષધીય વનસ્પતિ–ઉછેર, પુસ્તકાલય, મહિલા–ઉદ્યોગ કેન્દ્ર વ. નું આયોજન છે આ ઉપરાંત ધ્યાનમંડપ, વિશેષ સાધકો માટે મૌન એકાંત–કુટીરો, ભજન–સંશોધન–કેન્દ્ર, અતિથિઓ માટે સાધક–ભવનનું પણ આયોજન છે.

નંદિગ્રામના સભ્યો અને જાહેર પ્રજા તરફથી મળેલા અનુદાન વડે અત્યાર સુધીમાં જમીન–પ્રાપ્તિ ઉપરાંત બે બોરિંગ, પાણીની પાઈપલાઈન, હેન્ડપંપ, જમીન ફરતી કાંટાળા તારની વાડ, કાર્યાલયનું મકાન, નાનું અતિથિગૃહ, ગોડાઉન, કાચા–પાકા રસ્તાની સગવડ ઊભી થઇ છે. શુભેચ્છકો અને સેવા–સંસ્થાઓની સહાય વડે અવાર-નવાર મેડિકલ કેમ્પ યોજાય છે. ઉનાળામાં છાશકેન્દ્ર અને પાણીની પરબ ચાલે છે. નિયમિત રીતે મફત દવાખાનું ચાલે છે. નજીકનાં આદિવાસી કુટુંબોને રાહત દરે અનાજ અપાય છે, તેમ જ તેમના અન્ય પ્રશ્નોને ઉકેલવાના પ્રયત્નો થાય છે. દસ મહાવિદ્યા, માંડુક્ય ઉપનિષદ, ભજન–અભ્યાસ ઈ. વિષયો પર અવારનવાર શિબિરો યોજાય છે.

પર્યાવરણ જાળવણી માટે અને પ્રજામાં વૃક્ષપ્રેમ ખીલવવા માટે નંદિગ્રામમાં 'સ્મૃતિવન' ની યોજના બની છે. જન્મદિન, લગ્નદિન જેવાં આનંદપ્રસંગની સ્મૃતિ સાચવવા કે પ્રિયજનને ભાવઅંજલિ અર્પવા ૨૦૦ રૂ આપીને એક વૃક્ષ ઉગાડવાનું આયોજન છે. આ સ્મૃતિવનમાં ગુજરાતમાં ઊગતા દરેક પ્રકારના વૃક્ષનો એક–એક નમૂનો હોય એવો પ્રયત્ન છે.

બાળકો માટે સંસ્કાર કેન્દ્ર 'વિક્રમશીલા'નું આયોજન થઈ રહ્યું છે. વિક્રમ એટલે શક્તિની ઉપાસના, શીલ એટલે ઊંચા મૂલ્યોનુ અનુસરણ. આ કેન્દ્રમાં શાળાબાહ્ય શિક્ષણ દ્વારા બાળકોની સર્વાંગી વિકાસ માટે વિવિધ પ્રવૃત્તિ થશે. ગામડાંનાં બાળકોને અહીં પોતાની પ્રતિભા અને વ્યક્તિત્વની ખીલવવાની તક મળશે. આ પ્રોજેક્ટના ભાગરૂપે અત્યારે અવારનવાર બાલોત્સવ યોજી બાળકોને રમાડવા-જમાડવા સાથે રમતગમત દ્વારા શિક્ષણ આપવામાં આવે છે. શહેરનાં બાળકોને પ્રકૃતિનો પરિચય અને સાંનિધ્ય મળે અને ભારતના ગ્રામસમાજની ઝાંખી થાય તેમ જ શહેર અને ગામડાંના બાળકો વચ્ચે આદાન-પ્રદાન ને આત્મીયતા રચાય તે માટે 'વિક્રમ-શીલા'ની અંતર્ગત 'પ્રેમસગાઈ' નામનો પણ પ્રોજેક્ટ આગળ ઉપર હાથ ધરવામાં આવશે.

ચોમેર વ્યાપી રહેલા ક્લેશભર્યા કલુષિત વાતાવરણ વચ્ચે નંદિગ્રામ એક સ્વચ્છ શીળી ધરા બનવાનું સ્વપ્ન સેવે છે. બાહ્ય ક્રિયાકાંડની બહુલતા અને કોમી ભેદભાવથી વિકૃત બનતી જતી ધાર્મિક્તાને સ્થાને મનુષ્યને પ્રતિદિન વધુ સારો થવા પ્રેરતી, અંગત સાધના પર આધારિત શુદ્ધ આધ્યાત્મિક્તા, ભૌતિકવાદી સંસ્કૃતિને સર્વ-પ્રત્યેની કલ્યાણ-ભાવના પર મંડિત માનવીય સંસ્કૃતિ, અનેક પ્રકારની કૃત્રિમતાઓથી પ્રદૂષિત થઈ રહેલા જીવનને પ્રકૃતિના ખોળામાં પાંગરતું સહજ જીવન—

આવી જીવનશૈલી રચવાનો નંદિગ્રામનો મનોરથ છે. 

# કંકાવટી

૧૯૮૯ મે

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૩૯ : અંક ૩૫૭ : મૂલ્ય : ૩ રૂપિયા

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૨૫. બે વર્ષના રૂ. ૪૮. વિદેશ શિલિંગ ૪૦. (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ). મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫૦૦૨ સરનામે જ કરવો.



વર્ષાંતે ફાઈલમાં ખૂટતા અંકો મળ્યા નથી એવી ફરિયાદ યોગ્ય નથી. અંક ન મળ્યાની જાણ એ જ માસમાં કરવી.



તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

માલિક : આર. આર. રૂપાવાળા

ફોન : ૪૫૦૨૮

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫૦૦૨

મુદ્રણસ્થાન : નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દરપુરા, આંબાવાડી–સૂરત.

## શ્રીમાનને પૃચ્છપરછ / જ્યાં તારદ્યુ

શ્રીમાન મને માફ કરો, આમ તમારી પાછળ પડી જવા માટે, તમે માથા પર કેવો વિચિત્ર ટોપ પહેર્યો છે !

–શ્રીમાન, તમે ભૂલો છો, કેમ કે મારે માથું તો છે જ નહીં, પછી તમે શી રીતે કહો છો કે મારા માથે ટોપ છે ?

–અને આ લેબાશ શું છે, જેમાં તમે વીંટાયા છો ?

–શ્રીમાન, મને ખેદ છે, મારે શરીર નથી અને જ્યારે શરીર જ ન હોય ત્યારે હું કપડાં શું પહેરું ?

–અત્યારે હું વાત કરું છું અને શ્રીમાન, તમે જવાબ આપો છો, એટલે હું પ્રશ્ન કરવાની હિંમત કરું છું, શ્રીમાન, એ લોકો કોણ છે, જેમને હું ભેગા જોઉં છું અને તેઓ પ્રતીક્ષા કરતા દેખાય છે, આગળ વધવા પહેલાં ?

–શ્રીમાન, એ વૃક્ષો છે એક વિશાળ મેદાનમાં, તેઓ હાલી શકતાં નથી, કેમ કે તેઓ જોડાયેલાં છે.

–શ્રીમાન, શ્રીમાન, શ્રીમાન, અમારા માથા પર આ અગણિત આંખો શું છે– એ આખી રાત જોયા કરે છે ?

–શ્રીમાન, એ સિતારા છે, તેઓ પોતા પર જ ફર્યા કરે છે અને ક્યાંક કશું જ જોતા નથી.

–શ્રીમાન, આ ઘાંટા, આ ચીસો શેની છે, ક્યાંકથી આવતી ? લાગે છે કે, કોઈ હસે છે; લાગે છે, કોઈ રડે છે; લાગે છે, કોઈ પીડાથી ચીસ પાડે છે ?

શ્રીમાન, એ દાંત છે—સમુદ્રના દાંત; તે ચટ્ટાનોને કરડીને ખાઈ રહ્યા છે ભૂખ-તરસ વિના જ, વળી કોઈ જાતની ફરના વિના.

—શ્રીમાન, આ બધી ક્રિયાઓ શું છે—અગ્નિનાં આ આવર્તન, આ વાયુની હેરફેર, સિતારાઓની અદલાબદલી, પીટાતાં નગારાં, વીજળીના કડાકા—જાણે લશ્કર જાય છે યુદ્ધને માટે, કોઈ શત્રુ જ નથી, તો યે ?

—શ્રીમાન, આ પદાર્થ છે—તે સ્વયંભૂ છે અને પોતે નાના નાના જીવો રચે છે યુદ્ધ માટે.

—શ્રીમાન, અચાનક આ, અચાનક આ મને ચકિત કરતું અહીં કોઈ નથી, તો પણ હું તમારી સાથે વાત કરું છું અને તમે મને જવાબ આપો છો.

—શ્રીમાન, આ તો એવી ચીજો છે જે ન તો જુએ છે, ન તો સાંભળે છે, પણ તે સાંભળવા ચાહે છે, બોલવા ચાહે છે.

—શ્રીમાન, આ બધા વચ્ચે આ બિમ્બ શું છે ? કદી મુક્ત, કદી બંધન...

આ વિશાળ વિચાર—જ્યાં આકૃતિઓ આવે છે, જાય છે, જ્યાં રંગ ચમકતા રહે છે, એ શું છે ?

—શ્રીમાન, આ અંતરિક્ષ હતું, અને અંતરિક્ષ મરી રહ્યું છે. □

## કોનું મકાન છે ? / અમર પાલનપુરી

રોનક છે એટલી કે બધે તારું સ્થાન છે,
નહિતર આ ચૌદે લોક તો સૂનાં મકાન છે.

દીવાનગીએ હદ કરી તારા ગયા પછી,
પૂછું છું હર મકાનને, કોનું મકાન છે ?

દિલ જેવી બીજે ક્યાંય પણ સગવડ નહીં મળે,
આવી શકે તો આવ, આ ખાલી મકાન છે.

થાશે તકાદો એટલે ખાલી કરી જશું,
કીધો છે જેમાં વાસ, પરાયું મકાન છે.

બાળે તો બાળવા દો, કોઇ બોલશો નહીં,
નુકસાનમાં છે એ જ કે, એનું મકાન છે.

કોને ખબર આ દિલ કે એ ક્યારે ધસી પડે,
દુનિયાથી દૂર ચાલ કે જૂનું મકાન છે.

એને કનાતનું પૂર ડૂબાડી નહીં શકે,
જીવન 'અમર'નું એટલું ઊંચું મકાન છે.

( પ્રગટ થનારા 'ઊઝરડા' સંગ્રહમાંથી )

## વિશેષણ વગરનો માણસ / રતિલાલ 'અનિલ'

દર્દ મિન્નત-કશે-દવા ન હુઆ,
મૈં ન અચ્છા હુઆ, બુરા ન હુઆ.
—ગાલિબ

વિશેષણ વિનાનો માણસ જાણે કશું જ નથી, એવું જન-સામાન્યનું જ માનસ નથી, બલ્કે વિશેષોનું પણ એ જ માનસ છે. 'વિશેષ' છે તેઓ અનેક વિશેષણોથી વિભૂષિત છે, અને તેઓ જેમને વખાણે છે તેમને માટે પણ શોધી શોધીને અને અપેક્ષિત વિશેષણ ન જડે તો પોતે જાતે પણ એમને માટે વિશેષણ સર્જીને ઓળખાવે છે. સાહિત્યકારોમાં તો જાણે વિશેષણો ચોંટાડવા-ચીટકાડવાની સ્પર્ધા ચાલતી હોય છે ! એકલો 'પુરુષ' જાણે કંઈ જ નથી, એની આગળ કોઈ વિશેષ સૂચક શબ્દ ન લાગે ત્યાં સુધી જાણે તે અધૂરો દેખાવાનો ભય કે શંકા એમને રહેતી હશે ! એની સરખામણીમાં પ્રશસ્ય મહિલા માટે એમને કોઈ વિશેષણ સૂઝતું નથી ! 'વિદૂષી' વિશેષણથી આગળ એમની સર્જક ઉદારતા જતી જ નથી કે પછી પ્રાજ્ઞપુરુષ તો કહી શકાય, પણ પ્રાજ્ઞ સ્ત્રી શબ્દ સારો ન લાગે એ માટે ચૂપ રહેતા હશે ! 'પ્રજ્ઞા પુરુષ' હોય, પણ 'પ્રજ્ઞા સ્ત્રી' નહીં– સ્ત્રી પોતે જ એવી વિશેષ વ્યક્તિ છે કે તેની આગળ 'વિદ્યા' શબ્દ મૂકીએ તે ઠીક ન લાગે ! 'વિદ્યાપુરુષ' શબ્દ બરાબર ગોઠવાઈ જાય છે– પુરુષની વિશેષતાસૂચક એટલાં બધાં વિશેષણો સાહિત્યપુરુષોએ પ્રયોજીને વહેતાં

સૂકયાં છે કે તેઓ પુરુષ પક્ષપાતી અને નારીની ઉપેક્ષા કરનારા રૂપે આપોઆપ ઉઘાડા પડે છે ! જાણે જે કંઇ વિશેષ છે તે પુરુષમાં જ છે, અને સ્ત્રી માત્ર સ્ત્રી જ છે એવો પક્ષપાત પુરુષ માટે વિશેષણ યોજનારા બતાવે છે વાસ્તવમાં એ નર્યો આડમ્બર, ચિટ્ઠી ચોંટાડવાની ટેવ, હથોટી છે. જાણે આ જગતમાં કેવળ માણસ, 'માત્ર માણસ' એ ઉપેક્ષાનું પાત્ર છે એવું એ પરથી આડકતરી રીતે સૂચવાય છે. સંસ્કાર પુરુષોથી જાણે આપણો સમાજ હકડેઠઠ છે– કયાંય સંસ્કાર સ્ત્રી જ દેખાતી નથી ! પુરુષને સતત ઉપસાવતા રહેવાની ભદ્ર ચાતુરી કે ભદ્ર યુક્તિમાં આપોઆપ જ નારીઉપેક્ષા પ્રગટ થઈ જાય છે. અરે, 'ભદ્ર પુરુષ'ના ઉલ્લેખો કેટકેટલા જોવા મળે છે ! પણ 'ભદ્ર નારી' એવા ઉલ્લેખો જાડા કાચનો ગ્લાસ લઈને છાપેલા શબ્દો વાંચવાનો પ્રયત્ન કરો– તે જડે તો નોંધો. અમુકને સતત ઉપસાવતા રહેવાની ચાલાકીમાં જ અન્યની ઉપેક્ષા ખુલ્લી પડી જાય છે. પ્રજાની પરખ-શક્તિ પર, વિવેક પર વિશ્વાસ રાખો– માત્ર પોતા પર નહીં, માત્ર માણસ રૂપે માણસને, એનાં વિશેષ કાર્યોને જુઓ, મૂલવો, એ પરથી તે આપોઆપ પ્રગટ થશે– તે શું છે એ અછતું નહીં રહે. હળદરના ડબ્બા પર 'હળદર'ની ચિટ્ઠી અને 'હિંગ'ના ડબ્બા પર 'હિંગ' એવી ચિટ્ઠી ચીટકાડનાર બહેનો છે ખરી, પણ મોટા ભાગની બહેનો ચિટ્ઠીવિહોણા બાટલા, બોક્ષમાં, ડબ્બામાં કરિયાણાની ચીજો ભરે છે અને તેની સાથે રહેલી વાસ, ગંધ આદિથી જ જાણી લે છે કે એ શેની ડબ્બી છે, તેમાં શું છે. ત્યારે કોઇ કહે કે આ 'સંસ્કૃતિ પુરુષ' છે, તો પ્રજામાં માણસને ઓળખવા પિછાનવાની ક્ષમતા જ નથી એવો અવિશ્વાસ જ પ્રગટ નથી થતો ? તો પોલિસ– સમાચારમાં રોજ રોજ જે નામો ઝળકે છે એની આગળ 'વિકૃતિ પુરુષ' જેવું વિશેષણ કેમ ન હોય ? પણ તે વરવું લાગે– તો પેલું પણ વરવું લાગવું જોઇએ ! ધાણાજીરુ મીઠું ઉમેરી સાદી છાસ પીવાનું રાખીને પણ તેના પર વિશેષણો ભભરાવ્યા વિના સાદું નામ સ્વાદિષ્ટ

નહીં લાગે–એવો અવિશ્વાસ રાખવાની જરૂર નથી. સંભવ હોય કે કેવળ 'નામ'ને 'વિશેષ' રૂપે ખપાવવાની એ 'ભદ્ર યુક્તિ' પણ હોય. ગુણચિંતન અનાયાસ જ વ્યક્તિનાં લક્ષણો, ગુણ પ્રગટ કરે છે અને એ દ્વારા તેને પમાય પણ છે–માટે સામી વ્યક્તિના વિવેક પર વિશ્વાસ રાખો, કેન્વાસિંગમાં ધંધાદારી ગંધ આવે છે, ઘઉં કાંકરા જુદા પાડવા જેવું લાગે છે વાસ્તવમાં જુદા પડતાં ઘણા કાંકરા નથી હોતા માણસ હોય છે. પ્રકૃતિવિદ પેલા પુરુષને તમે 'પ્રકૃતિપુરુષ' કેમ નથી કહેતા? આકાશ સામે નેજવું કરીને વરસાદની આગાહી કરતા ખેડૂતને 'પ્રકૃતિપુરુષ' કેમ કહેતા નથી? નામ પાડવાની કળામાં કોઈ ભાઈના દીકરા સુધી પહોંચીને અટકી જાય એ તો વિવેક છે, પણ સાહિત્યકાર પોતાના ન્યાતિલાથી અટકી જાય તો એમ જ કહી શકાય કે તે 'જ્ઞાતિપુરુષ' છે! આવાં તર્કો–કુતર્કોને શા માટે અવકાશ રહેવો ઘટે? માત્ર માણસ હોવાનું ગૌરવ શું ઓછું છે? પૂર્ણપુરુષ–અપૂર્ણપુરુષની આ શબ્દલીલા શીદને?

ગાલિબનું મુખ્ય લક્ષણ અને ગૌરવ એનું કેવળ 'માનવીપણું' છે. એના એ માનવીપણાને કારણે જ એ જે છે તે છે, એની કવિતાનું આકર્ષણ જ નહીં, એનું ચિરંજીવપણું પણ એના પ્રગટ માનવીપણામાં છે. 'હું કોઈ દવાનો આભારી ન થયો' એમ એ કહે છે એટલે એ બીમાર પણ નથી, પછી એને સ્વસ્થ માનવો હોય તો માનો– એ વાત એ ભાવકો પર છોડી દે છે! એ સ્પષ્ટ કહે છે: 'હું સારો યે ન થયો, ખરાબ પણ ન થયો' એટલે કે બસ 'માણસ' રહ્યો! અને ગાલિબની પ્રતીત થતી મહાનતા પણ એમાં જ છે. ધર્મ મને પકડી રાખે અને અને ધર્મ જેનો વિરોધ–નિરોધ કરે છે તે મને આકર્ષે છે– હું ધર્મ-અધર્મની ખેંચતાણમાં સપડાયેલો માણસ છું–એમ એક શે'રમાં એ કહે છે ત્યાં પણ એની નિર્મળ તટસ્થતા, કેવળ 'માણસ' રૂપેની સ્થિતિ જ પ્રગટે છે. 'તું શરાબી ન હોત તો લોકો તને વલી સમજતે' એમ એ કહે છે તેમાં યે પોતાને શું અપેક્ષિત છે

એવો પક્ષ પ્રગટ કરતા નથી– માત્ર દુનિયા જે અર્થોમાં માણસને તેની પ્રવૃત્તિથી ઓળખે છે એટલું જ પ્રગટ કરે છે.

માણસને સુધારવાની, વિશેષ બનાવવાની, સ્વસ્થ બનાવવાની સ્થૂળ વૈદકશાસ્ત્રમાં વર્ણવેલી દવાની અને તેનો આભારી નહીં થવાની વાત અહીં ગાલિબ નથી કરતા–અચ્છા-બુરા શબ્દો દ્વારા નીતિશાસ્ત્રોએ જે દવાઓ માણસ માટે બતાવી છે, તેની કોઈ દવા, તેવો કોઈ નુસ્ખો મેં અપનાવ્યો નથી; કેવળ માણસ રહ્યો છું–સારો યે નથી થયો–ખરાબ પણ નથી થયો ! ચંડિદાસ મુખર થઈને કહે છે : 'માણસ બધાંથી ઉપર છે.' પણ ગાલિબ વિના કહ્યે એ જ સત્ય તરફ નિર્દેશ કરે છે. ધર્મ, નીતિ–માણસ માટેની કોઈ દવાનો આભારી ન થયો એટલે એ ખરાબ ન થયા, સારા ય ન થયા, માણસ જ રહ્યા–વિશેષણોમાં વિભાજિત ન થયા. ગાલિબ માણસ પર સદીઓથી થતાં આવેલાં આરોપણોથી મુક્ત છે–ગાલિબમાં કશું રોપી, આરોપી શકાતું નથી, એ જે કંઇ અંતરતળમાંથી ઊગે છે– તેના તટસ્થ નિરીક્ષક અને વક્તા બની રહે છે.

ગાલિબની શાયરી હૃદયંગમ દિલચશ્પ બને છે એનામાં રહેલા અને પ્રગટ થતાં માનવીપણાને કારણે, એની આગળ 'અલ્લામા' વિશેષણ જોડવાની કોઈએ હિંમત કરી નથી– અને છતાં તે મહાન કવિ– શાયર છે– કોઈ પણ વિશેષણ વિના, 'મહાન' વિશેષણ તો આપણી પોતાની નબળાઈ પ્રગટ કરે છે, કારણ કે ગમે તેવા પણ આપણે પરંપરિત સંસ્કારમાં ઉછરેલા માણસ છીએ.

સબ કે દિલ મેં હૈ જગહ તેરી, જો તૂ રાજી હુઆ;
મુઝ પે ગોયા એક જમાના, મેહરબાં હો જાયેગા.

આમ જુઓ તો 'ગાલિબ'નો આ શે'ર પ્રેમપાત્રને ઉદ્દેશીને લખાયેલો લાગશે, પણ આપણે સંકેત સમજીએ તો અર્થવિસ્તાર ઠેઠ ઈશ્વર સુધી પહોંચે છે– 'સબ કે દિલ મેં હૈ જગહ તેરી' એ શબ્દો શેનો સંકેત કરે છે ? અને છતાં ક્યાંય ગાલિબ 'ખુદાપરસ્ત' નહીં દેખાય– કારણ કે ખુદા સાથે

જે જે માન્યતાઓ જોડવામાં આવી છે, ધર્મે જે કંઈ આરોપણો કર્યાં છે એની સાથે માણસ એવા ગાલિબને માટે સંમત થવું અશક્ય છે. આ એની માણસ રૂપેની સ્વસ્થતા છે તો તે એક સ્વભાવ પણ છે. તારા દ્વારા માનવસમાજ, જમાનાની સ્વીકૃતિ મને મળી જશે, તારા સ્વીકારથી જ જમાનો મને સ્વીકારવા જેટલો મહેરબાન થઈ જશે એમ એ કહે છે ત્યારે પણ 'મહેરબાન' શબ્દમાં વ્યંગની ટશર ફૂટે છે. અહીં પરિસ્થિતિ જ એવી છે કે તારા સ્વીકાર દ્વારા જ સૌની સ્વીકૃતિ મળે–એકલો માણસ જાણે કંઈ જ નથી!– એવો પરિસ્થિતિનો વ્યંગ પણ અહીં સ્ફૂટ થતો દેખાય છે. 'ગાલિબ'ની મથામણ કેવળ માણસ હોવા માત્રથી તે સ્વીકૃતિ–અસ્વીકૃતિથી પર થઇ જાય–એવી સ્થિતિ–પરિસ્થિતિ અને તેમાથી આપોઆપ પ્રગટતા વ્યંગની સમજાય છે.

'મૈં ન અચ્છા હુઆ, બુરા ન હુઆ'

કહે છે ત્યારે એ ઉદ્‌ગારમાં માણસ હોવું એ કેવી મોટી પ્રાપ્તિ છે એવી પ્રતીતિ જ પ્રગટ થાય છે. ☐

૧૪–૨–'૮૯

## સાભાર સ્વીકાર

**ભટનું ભોપાળું' : સ્રોત અને સંદર્ભ**
: વિવેચન : મનોજ દરૂ, પ્ર. આરતી થીએટર્સ, સરસપુર કોલેજ છાત્રાલયનું મકાન, મિરઝાપુર, અમદાવાદ–૩૮૦૦૦૧, મૂલ્ય રૂ. ૨૫.

**પગલાંની લિપિ** : નવલિકાસંગ્રહ : યોગેશ પટેલ, આર, આર. શેઠની કંપની, અમદાવાદ–૩૮૦ ૦૦૧, મૂલ્ય રૂ. ૨૧

**મોસમ** : મુક્તકસંગ્રહ : દીપક બારડોલીકર : વહોરા પ્રકાશન એ–૧૯ ગુલિસ્તાને–રફી, મલીર, કરાચી (પાકિસ્તાન) મૂલ્ય ૧૦ રૂપિયા.

# વિચારની સપાટી પર ઊભેલો માણસ

/ જે. કૃષ્ણમૂર્તિ

આપણે કંઈક વધારે ચતુર થઈ ગયા છીએ. આપણા મગજને શાબ્દિક રૂપે, અત્યંત હોશિયાર અને સ્ફૂર્તિમાન થવાનું શિક્ષણ અપાયું છે. આપણું મગજ ગોખેલી જાણકારીઓથી ભરેલું છે, અને એનો ઉપયોગ આપણે લાભ અને નફાની આજીવિકા અને ધંધા માટે કરીએ છીએ. એક ચતુર, બુદ્ધિમાન વ્યક્તિને પ્રશંસા અને પ્રતિષ્ઠા મળે છે, અને તમામ મહત્ત્વનાં સ્થાનો એવાઓ હડપ કરી જતા જણાય છે–એમની પાસે શક્તિ, પદ, પ્રતિષ્ઠા છે ને! પરંતુ અંતે એમની ચતુરાઈ અને બુદ્ધિમત્તા એમને દગો દે છે. પોતાના હૃદયમાં તેઓ કદી જાણી શકતા નથી કે પ્રેમ શું છે અને ગહન દયાળુપણું અને ઉદારતા શું છે! કેમકે તેઓ પોતાના અહંકાર અને મિથ્યાભિમાનના કેદી છે, અને એ જ માળખું–ઢાંચો બની ગયો છે પેલી સ્કૂલોનો, જેમને ઊંચી સગવડો અને સંપન્નતા પ્રાપ્ત છે. એક છોકરી કે છોકરાએ જ્યાં એક વાર કોઈ પરંપરાગત સ્કૂલમાં પગ મૂકયો કે તે આધુનિક સભ્યતાની જાળમાં ફસાઇ જાય છે અને પછી જીવનના સમસ્ત સૌન્દર્યથી તે વંચિત થઇ જાય છે.

તમે ગાઢ છાયા અથવા છૂટાછવાયા તડકાભર્યા જંગલમાંથી પસાર થાવ છો ત્યારે અચાનક તમે ખુલ્લા સ્થાનમાં પહોંચી જાવ છો, અથવા શાનદાર અને ઉન્નત વૃક્ષોથી ઘેરાયેલા લીલા ઘાસના

મેદાન પર, અથવા એક ચમકતી ઝલમલતી જળધારા નજીક—ત્યારે તમારા અંતરમાં સહજપણે આ પ્રશ્ન થાય છે કે આખર માણસ આ પ્રકૃતિ અને પૃથ્વીના સૌન્દર્યથી, જમીન પર પડેલાં પાંદડાં અને વૃક્ષની તૂટેલી શાખા સાથેનો પોતાનો સંબંધ કેમ તોડી બેઠો છે ? જો તમે પ્રકૃતિ સાથેનો તમારો સંબંધ ખતમ કરી નાખ્યો છે, તો અનિવાર્યપણે બીજા સાથે પણ સુંદર સંબંધ ખતમ થઇ જાય છે. પ્રકૃતિનો અર્થ કેવળ ફૂલ-પાંદડાં, સુંદર હર્યાભર્યાં ઉદ્યાન અથવા પોતાના નાનકડા બાગમાં વહેતું પાણી નથી. બલકે, પોતાની સમસ્ત ચીજો સહિત આ પૂર્ણ ધરતી જ પ્રકૃતિ છે. આપણે વિચારીએ છીએ કે પ્રકૃતિનું અસ્તિત્વ આપણા ઉપયોગ અને સગવડ માટે છે, અને એ પ્રકારે આપણે પ્રકૃતિની સાથે પોતાની સમાન ભાગીદારી ખોઈ નાખીએ છીએ. તમામ પરીક્ષાઓ પાસ કરવી અને ઉજ્જવળ ભવિષ્યના નિર્માણ કરતાં ક્યાંક વધારે મહત્ત્વની છે જમીન પર પડેલાં પાંદડાં અને ટેકરી પર ઊભેલાં ઊંચાં વૃક્ષો પ્રત્યેની સંવેદનશીલતા. સફળતાઓ સુધી જ જીવનની સમગ્રતા મર્યાદિત નથી. જીવન તો એક વિશાળ નદી અને એના અપાર જળરાશિ સમાન છે, જેનો આદિ નથી, અંત નથી. તીવ્ર વેગે વહેતી એની ધારામાંથી આપણે એક ડોલ પાણી લઈએ છીએ અને એ ઘેરાયેલું મર્યાદિત જળ જ આપણું જીવન બની જાય છે– એ જ આપણા સંસ્કાર છે, અને આપણું અનંત દુઃખ પણ.

વિચારની ગતિ સૌન્દર્ય નથી. વિચાર એવું સૃજન કરી શકે છે, જે સુંદર પ્રતીત થાય– ચિત્રકળા, સંગેમર્મરની મૂર્તિ અથવા એક સુંદર અને પ્રીતિકર કવિતા—પરંતુ એ સૌન્દર્ય નથી. સૌન્દર્ય તો ચરમ સૌન્દર્યશીલતા છે, પોતાની અંગત પીડાઓ અને ચિંતાઓનો બોધ માણસના સમગ્ર અસ્તિત્વને ઘેરી લેવામાં, પોતાને સમેટી લેવામાં જ રહેલું છે. જ્યાં 'હું'ની ધારા પૂર્ણપણે સુકાઇ જાય છે, ત્યારે સૌન્દર્યનો સ્રોત ફૂટી પડે છે. જ્યારે 'હું' નથી હોતો, તો સૌન્દર્ય હોય છે.

અહમ્‌ના વિસર્જનની સાથે જ આવેગ અને આવેશનો આવિર્ભાવ થાય છે.

વિચાર મનની સમગ્રતાનું વિઘટન છે સમગ્રમાં અંશનો સમાવેશ છે, પરંતુ અંશ ક્યારેય જે અખંડ છે, પૂર્ણ છે તે થઇ શકતો નથી. વિચાર આપણા જીવનનો સૌથી વધારે સક્રિય ભાગ છે. ભાવના વિચારની સાથે જ ચાલે છે. એ બંને મૂલે એક જ છે; યદ્યપિ આપણી પ્રવૃત્તિ એને અલગ કરવાની હોય છે. એને અલગ કરીને આપણે વધારે મહત્ત્વ આપીએ છીએ ભાવનાને, ભાવને; ભાવાત્મકતા અથવા ભક્તિને, પણ વિચાર એ સૌમાં એવી રીતે સમાહિત હોય છે, જેવી રીતે માળામાં સૂતર – છુપાયેલો પરંતુ સજીવ, એને નિયંત્રિત કરતી વેળા અને એને આકાર આપતી વેળા પણ, એ હમેશાં ત્યાં હાજર છે; જો કે એવું વિચારવું આપણને વધારે ગમે છે કે ગહન ભાવ મૂલતઃ વિચારથી ભિન્ન છે અને એમાં જ એક બહુ મોટી છેતરામણી, એક બહુ મોટી ભ્રાન્તિ છુપાયેલી છે જેની ભારે કદર છે, પરંતુ તે બેઇમાનીની દિશામાં લઇ જાય છે.

જેમ કે મેં કહ્યું, વિચાર આપણા દૈનિક જીવનની સચ્ચાઈ છે. જેટલાંયે કહેવાતાં શાસ્ત્ર અને ધાર્મિક ગ્રન્થ છે, તે તમામ વિચારની ઉપજ છે, ભલે એને ઈશ્વરીય જ્ઞાન કે દૈવી સંદેશ માનીને લોકો શ્રદ્ધા રાખે, પરંતુ મૂળે એ છે વિચાર જ છે. પૃથ્વી પર ઊભેલાં વિશાળ મંદિરો, ટર્બાઇન અને રોકેટો જેવા વૈજ્ઞાનિક ચમત્કાર, માણસના ભીતરમાં છૂપાયેલી શત્રુતા – આ બધી વિચારની જ પેદાશ છે. આટલાં બધાં યુદ્ધોને માટે, જે ભાષાનો પ્રયોગ તમે કરો છો, એને માટે, હાથો દ્વારા અથવા મન દ્વારા નિર્મિત ઇશ્વરની પ્રતિમાને માટે, વિચાર નહીં તો કોણ જવાબદાર છે! આપણા પરસ્પરના સંબંધો પર વિચારની છાયા રહે છે. સ્વર્ગ, વિપત્તિની વ્યથા અને પીડા, પ્રેમ શું છે–એમને વિચારે જ વર્ણવ્યાં છે–કોઈ હેતુની પ્રાપ્તિને માટે કરવામાં આવતી વિચારની

ક્રૂરતા, હિંસા, ધૂર્તતા, મક્કારી અને એની સૂક્ષ્મતાઓની મનુષ્ય સરાહના કરે છે. વૈજ્ઞાનિક અને ટેકનિકી ક્ષેત્રમાં વિચાર મહાન પ્રગતિ લઈ આવ્યો છે અને એની જ સાથે સાથે વિનાશની ક્ષમતા પણ. આ જ વિચારની કહાણી રહી છે, ને સદીઓથી વારંવાર દોહરાવવામાં આવી છે.

માનવતાએ વિચારને આટલું બધું મહત્ત્વ કેમ આપી રાખ્યું છે? શું એટલા માટે કે આપણી પાસે એ જ એક માત્ર ચીજ છે, ભલે તે ઈન્દ્રિયો દ્વારા પ્રેરાતી હોય? શું એટલા માટે કે વિચાર પ્રકૃતિ અને એના પરિવેશને પ્રભાવિત અને નિયંત્રિત કરવામાં સમર્થ રહ્યો છે અને એણે કંઈક ભૌતિક સુરક્ષાની પણ વ્યવસ્થા કરી છે? શું એટલા માટે કે એ માણસ પાસે ઉપલબ્ધ સૌથી મોટું ઓજાર છે, જેના સહારે એ પોતાનું કામકાજ કરે છે, જીવે છે અને લાભ મેળવે છે! શું એટલા માટે કે ચિંતા, ભય, દુઃખ, અપરાધ ભાવ અને ઇર્ષ્યાને વીસરાવીને દેવદેવીઓ, મુક્તિદાતાઓ અને સમાધિની કલ્પના કરી લીધી છે? શું એટલા માટે કે એક રાષ્ટ્ર, એક સમૂહ, એક સંપ્રદાયના રૂપે લોકોને એક સૂત્રે બાંધી રાખે છે? શું એટલા માટે કે એ આપણા શ્યામ જીવનમાં આશાનું કિરણ ફેલાવે છે? શું એટલા માટે કે આ કંટાળા અને નીરસતામાંથી આપણા રોજેરા જીવનમાંથી પલાયન કરી જવાનું દ્વાર બને છે? શું એટલા માટે કે ભવિષ્ય અજ્ઞાત હોવાને કારણે એ પોતાના અક્કડપણા અને અનુભવના સહારે આપણને અતીતની સુરક્ષા પ્રદાન કરે છે? શું એટલા માટે કે જ્ઞાનમાં સ્થિરતા અને સ્થાયિત્વ છે અને જ્ઞાનની નિશ્ચિતતામાં ભયથી બચાવ કરે છે? શું એટલા માટે કે ખુદ પોતાની અંદર એક અભેદ સ્થાન ગ્રહણ કરી લીધું છે? શું એટલા માટે કે પ્રેમ અકથનીય અને અપરિમેય છે, જ્યારે વિચાર પરિમિત છે અને એ પ્રેમની અપરિવર્તનશીલ ગતિનો પ્રતિરોધ કરે છે.

આપણે વિચારના સ્વરૂપ માત્ર પર કદી સંદેહ નથી કર્યો.

આપણે વિચારને એક અપરિહાર્ય તથ્ય રૂપે સ્વીકાર કરી લીધો છે, જેવાં આપણાં આંખ-પગ છે. આપણે વિચારની તપાસ કદી એની આત્યંતિક ગહેરાઈ સુધી જઈને કરી નથી, અને આપણે એના પર કદી સંદેહ ન કર્યો એટલે એને પ્રાધાન્ય અને પ્રાથમિકતા મળી ગયાં છે. એ આપણા જીવનનો સરમુખત્યાર છે, અને સરમુખત્યારને કોઈ વીરલો જ ચેલેન્જ કરે છે, પડકારે છે.

આપણે એને અવલોકનના ઉજ્જવળ આલોકમાં મૂકીએ. અવલોકનનો આલોક કેવળ ભ્રાન્તિને જ દૂર નહીં કરે, બલકે એ અવલોકનની સ્પષ્ટતા અને સ્વચ્છતા એ ચીજના સૂક્ષ્મતમ પાસાને પણ પ્રગટ કરી દે છે, અવલોકન કોઈ નિયત બિન્દુએથી, કોઈ વિશ્વાસ-શ્રદ્ધા, પૂર્વગ્રહ કે નિષ્કર્ષથી, કરવામાં આવે નહીં. કોઈ પ્રકારનો કોઈ પણ મત એક હલકી વાત છે અને એવો જ અનુભવ પણ છે. એક અનુભવી માણસ ખતરનાક આદમી છે, કેમ કે તે પોતાના જ જ્ઞાનના કારાગ્રહમાં કેદ છે.

આ રીતે શું તમે અસાધારણ સ્પષ્ટતા સાથે વિચારની સમસ્ત ગતિનું અવલોકન કરી શકો છો ? અવલોકનનો આ આલોક સ્વતંત્રતા અને મુક્તિ છે, એનો અર્થ એ નથી કે તમે એને પોતાને વશ કરી છે, અને તમે એનો ઉપયોગ પોતાની સગવડ અને લાભ માટે કરી શકો છો. વિચારનું અવલોકન જ તમારા સંપૂર્ણ અસ્તિત્વ, તમારું આ 'હોવું' –વિચારો સાથે જોડાઈને જ બન્યું છે. વિચાર સીમિત અને સીમાબદ્ધ છે, અને એટલા માટે તમે પણ □

એસ્થેટિક એટીટ્યુડ / વિજય શાસ્ત્રી

સૌંદર્યનિષ્ઠ અભિગમની વ્યાખ્યા આછી પાતળી આ રીતે આપી શકાય કે આપણી ચેતનામાં આવતા કોઇપણ પદાર્થનું, એ પદાર્થ ખાતર જ થતું ચિંતન અને કશા પણ વ્યવહારુ પ્રયોજન વગર અપાતું સહૃદયતાપૂર્વકનું લક્ષ ? [disinterested and sympathetic attention to and contemplation of any object of awarness whatever, for its own sake alone.] (પૃ. ૩૫)

આ વ્યાખ્યામાં સૌથી મહત્ત્વનો શબ્દ છે disinterested –પ્રયોજનહીન– અર્થાત્ કોઈપણ અનુભવને આપણે આપણા વ્યવહારુ પ્રયોજન વચ્ચે લાવ્યા વિના માણવાનો રહે છે, જેરોમ સ્ટોલનિટ્ઝ 'Cognitive' Interest–ને પણ બિન સૌંદર્યનિષ્ઠ–Non–Aesthetic ગણાવે છે. જ્ઞાન મેળવવાના આશયથી થતું કોઈક અનુભવ યા પદાર્થનું આકલન પણ સૌંદર્યનિષ્ઠ કહી શકાય નહીં. જેમ કે કોઈક વાયુશાસ્ત્રીને વાદળાંના આકાર જોઈને કશો રસ પડતો નથી પણ એનાથી નીપજનારા પરિણામમાં વધુ રસ પડતો હોય છે. તે જ રીતે કોઈ સમાજશાસ્ત્રી કે ઈતિહાસવિદ્‌ને કલાકૃતિમાં પડતો રસ પણ Aesthetic નહિ પણ Cognitive જ ગણી શકાય. સૌંદર્યનિષ્ઠ અભિગમમાં વસ્તુનું વિભાજન કરવામાં આવતું નથી પણ તેઓ સ્વયં આનંદ આપનારી હોય છે. આ ઉપરથી એક વાત સ્પષ્ટ છે કે

disinterested એટલે કે વ્યવહારુ પ્રયોજનનો અભાવ એ Un-interested રસહીનતાનો પર્યાય નથી. ઊલટું કલાના ભાવનમાં આપણે વ્યવહારનાં કાર્યોમાં દાખવીએ છીએ એથી ય વધુ રસ દાખવતા હોઈએ છીએ તેથી જ ઉપરોક્ત વ્યાખ્યામાં બીજો મહત્ત્વનો શબ્દ આવે છે–

સહૃદયતા. સહૃદયતાનો અર્થ આપતાં સ્ટોલનિટ્ઝે બહુ યોગ્ય રીતે "we must accept the object on its own terms." કૃતિ–કલાની કૃતિ–ની પોતાની કેટલીક શરતો હોય છે. કૃતિને પોતાપણું હોય છે. આ પોતાપણાનો આદર અને સ્વીકાર કરવો એનું નામ સહૃદયતા. થોડું વિપર્યાંતર કરીને પણ આ વાતની થોડી વધુ ચર્ચા કરીએ તો જણાશે કે આજે આપણામાં આવી સહૃદયતા રહી નથી. કૃતિના આગવાપણાનો સ્વીકાર કરવાને બદલે આપણે આપણાં રેડીમેઈડ મૂલ્યો અને ધોરણોથી કૃતિને માપવા બેસી જઈએ છીએ. પરિણામે કૃતિનો વિશેષ આપણે પામી શકતા નથી અને કૃતિ, બીજી તરફ આપણાં ધોરણોને બંધબેસતી ન હોવાથી નબળી ગણીએ છીએ ટૂંકમાં આપણી નબળાઇ જોવાને બદલે આપણે કૃતિને નબળી ગણીએ છીએ! કૃતિની શરતોનો સમાદર/સ્વીકાર કરવાને બદલે આપણે આપણી શરતો કૃતિ પર લાદીએ છીએ અને અને આપણી શરતોના નાનકડા કુંડાળામાં સમાઈ જાય તે જ કૃતિ આપણે મન શ્રેષ્ઠ હોય છે જૂની ગઝલવાળા નવીને સ્વીકારી નથી શકતા. તેમાં એમની રુચિની આવી કુણ્ઠિતતા અને સહૃદયતાનો અભાવ વરતાય છે. આવું દુષ્પરિણામ ન સંભવે તે માટે સ્ટોલનિટ્ઝ કહે છે તેમ "We must make ourselves receptive to the object and 'set' ourselves to whatever it may offer to perception ? (પૃ 36) આપણી સહૃદયતાને માટે અવરોધરૂપ બને એવાં પરિબળો પણ ઓછાં નથી. જેમ કે કોઈ એક ધર્મનો ચુસ્ત અનુયાયી બીજા ધર્મપુસ્તકમાંના સુંદર ચિત્રને માણી

શકતો નથી નીતિનાં મૂલ્યો પણ આ જ રીતે કલાસ્વાદમાં અવરોધક બનતાં હોય છે. આથી જ Morality ને પણ કલાસ્વાદમાં એક Inhibition (નિયંત્રણ) તરીકે જેરોમ સ્ટોલનિટ્ઝ ગણાવે છે.

પણ મોટામાં મોટો પ્રશ્ન એ છે કે આપણાં વ્યવહારનાં મૂલ્યો/વિચારો/પૂર્વગ્રહોનાં વળગણોને વચ્ચે લાવ્યા વગર કૃતિનો રસ માણવો શક્ય છે ખરો ? સ્ટોલનિટ્ઝના મતે This is not always easy, for all of us have deep-selated values as well as prejudices.' (પૃ. ૩૬) આપણામાંના દરેકને ઊંડે જડ ઘાલેલાં મૂલ્યો અને પૂર્વગ્રહો હોય છે. ગુજરાતી સાહિત્યની વાત કરીએ તો રમણભાઈ નીલકંઠકૃત નવલકથા 'ભદ્રંભદ્ર' સનાતનીઓના પૂર્વગ્રહોનો ભોગ બનીને ઠીક ઠીક વગોવાઈ છે. એને 'વરવો હાસ્યરસ' કહેનારાઓ કૃતિને નહીં પણ કૃતિગત વિચારોને ધ્યાનમાં રાખી વિવેચન કરી ગયા છે, એમના એવા વિવેચનને Non-aesthetic જ કહી શકાય. હવે પછી વ્યાખ્યામાંના ત્રીજા શબ્દ 'Attention' વિશે. □

(જેરોમ સ્ટોલનિટ્ઝના ગ્રંથ 'ઍસ્થેટિક્સ ઍન્ડ ફિલોસોફી ઑફ આર્ટ-ક્રિટિઝમ'માંના ઍસ્થેટિક ઍટીટ્યુટ પ્રકરણને આધારે)

## નવાં પ્રકાશનો

**રન્નાદે પ્રકાશન**, ૨૩૪૫ મહાલક્ષ્મીની પોળ રાયપુર, અમદાવાદ-૩૮૦૦૦૧ નાં નવાં પ્રકાશનો.

**આહ્લાદ** : કાવ્યગ્રંથોનાં અવલોકન : **ભાવન** : વિવેચન-ગ્રન્થોનાં અવલોકનો : **રંગવિહાર** : નાટ્યગ્રન્થોનાં અવલોકનો : **કથાદીપ** : નવલકથાઓનાં અવલોકનો : **લહર** : હાસ્યપુસ્તકોનાં અવલોકનો : લેખક દરેકના : શ્રી કૃષ્ણવીર દીક્ષિત; મૂલ્ય અનુક્રમે રૂ. ૩૭ / રૂ. ૩૬ / રૂ. ૩૬ / રૂ. ૩૩ અને રૂ. ૧૯.

# જણસ–જવાબદારી અને આત્મપ્રત્યયની વિડમ્બના
/ ઈલા નાયક

અસંબદ્ધતાની છબી ઝીલવા આધુનિક વાર્તાકારો પ્રવૃત્ત થયા અને આ છબી વિવિધ પ્રયુક્તિએ ઝિલાઈ. આ સંદર્ભમાં બાબુ છાડવાની 'જણસ' વાર્તા નોંધપાત્ર છે.

વિજ્ઞાનયુગના માનવીના અનુભવજગતમાં ભારે ઊથલપાથલો મચી ગઈ. મનુષ્યના સુખનો ભ્રમ છિન્નવિચ્છિન્ન થઈ ગયો. તેના માટે સમય હવે હેતુપ્રેરક ન રહ્યો તેનામાં વિમૂઢપણાની ભાવના ઉદ્ભવી. આસપાસના જગતમાં તેને અપરિચિત વ્યક્તિ તરીકે જીવવું પડે છે એવી અનુભૂતિ થઈ. જીવનમાં નરી આકસ્મિકતાનો અનુભવ થયો. આ જીવનમાં મનુષ્યની સત્તા કેટલી ? જે સારું દેખાય છે તે નરસું તો નથી ને ? મનુષ્ય મનુષ્ય વચ્ચેના સંબંધનો કોઇ અર્થ ખરો ? બહાર નીકળી ન શકાય એ ભૂલભૂલામણીમાં તો એ ફસાયો નથી ને ? જીવન એ આવી પડેલો બોજો તો નથી ને ? આવા અનેક પ્રશ્નો 'જણસ' વાર્તા વાંચતાં વાંચતાં ઉદ્ભવે છે. આમ આ વાર્તામાં કાફ્કા અને આયોનેસ્કોના અનુસંધાનવાળી બદલાયેલી વાર્તાની તાસીર જોવા મળે છે.

જીવનની વાસ્તવિક્તાનો આ જટિલ અનુભવ આ વાર્તામાં કપોલકલ્પિતના વિનિયોગથી વ્યક્ત થયો છે. વાર્તાનાયકમાં રહેલ જવાબદારીનું ભાન જ અહીં ફસામણીનું કારણ બની રહે છે જેમ સંપ્રજ્ઞતા વધુ તેમ મુશ્કેલી પણ વધુ, પોતે માની લીધેલી જવાબદારી

અને પ્રતિબદ્ધતાની ભાવનાને લીધે નાયક જે પરિસ્થિતિમાં મુકાય છે એમાં ન સમજાય એવી આકસ્મિક અને અજાયબ અનુભૂતિઓ થાય છે. વાર્તાનાયકને એક તદ્દન અજાણ્યા માણસ દ્વારા પાડોશી હિંમતલાલને આપવા માટેનું 'જંતર'નું સંપેતરું પ્રાપ્ત થાય છે હિંમતલાલ લાંબા સમય માટે બહારગામ ગયા હોવાથી, અજાણ્યા માણસે આપેલા સરનામાએ જંતર પહોંચાડવાનું નક્કી કરે છે. આ જંતરના મામલામાં નાયક લેવાદેવા વગર સંડોવાય છે. ઉક્ત સરનામાએ જંતર પહોંચા-ડવાના નાયકના પ્રયત્નો જ વાર્તાની ધારકભૂમિ બને છે. તેણે આગલા દિવસે જોઈ રાખેલી દુકાન જ ગાયબ થઈ જાય છે. બીજા માણસે ચીંધ્યા પ્રમાણે એ આગળ વધે છે. તો ત્યાં દુકાનને બદલે ઉજ્જડ મેદાન હોય છે. એ શેરડીના રસવાળાએ દર્શાવ્યા મુજબ રસ્તા પર આગળ વધે છે તો અચાનક રસ્તા પર કબાડીની દુકાનો હારબંધ શરૂ થઈ જાય છે. પણ ત્યાં ગુટ્ટરમલની દુકાન ન હતી. હાર્ડવેર બજારમાં આવેલ સુંદૂકભવનની તપાસમાં ઊપડે છે તો બંદૂકમહલ આગળ આવી પહોંચે છે. ત્યાં 'ગુટ્ટમલ એન્ડ સન્સ' નહીં પણ 'ફૂટ્ટરમલ એન્ડ કંપની' એને મળી આવે છે. છેવટે થાકેલો હારેલો કથાનાયક મરણિયો થઈ કોઈ પણ પ્રકારની પૂછપરછ કર્યા વિના જંતરને સાતમે માળે પહોંચાડે છે, જ્યાં સેંકડો માણસો પોતપોતાનાં અવનવાં જંતર પરત કરવા બેઠા હતાં; અને તે પણ કતારને છેડે ઊભો રહી જાય છે.

અકસ્માત અને આકસ્મિકતાના અનિશ્ચિત રહસ્યતંતુમાં બદ્ધ આ અસંબદ્ધ જગત અંગેની અસ્તિત્વવાદી આધુનિક સંવેદનાનો આ વાર્તામાં પ્રતીકાત્મક આવિષ્કાર થયો છે. આ સંવેદનાની અભિવ્યક્તિમાં ભાષાકર્મ અનન્ય છે. ભાષાનો અહીં પ્રતીકાત્મક સ્તરે વિનિયોગ થયો છે વિશિષ્ટ શબ્દસંકેતો અને પ્રતીકો વાસ્તવિકતાના કોઈક વિશિષ્ટ એવા દષ્ટિકોણનો સમર્થ પુરસ્કાર કરે છે. એકથી વધુ વિભિન્ન અર્થો પ્રતીકને બળવાન બનાવે છે 'જંતર' સબળ પ્રતીક છે. અર્થબોધના અનેક તરાહોને તે વિસ્તારે છે. સમગ્ર સંદર્ભમાંથી આ તરાહો પ્રગટે

છે. 'જંતર' અહીં લેવાદેવા વિના આવી પડેલા બોજનું (કદાચ જીવનનું ?) પ્રતીક બને છે. યંત્રયુગની સંમોહન-યાતનામાં ફસાયેલા મનુષ્યનું ઇંગિત પણ એમાં જોઈ શકાય છે. નાયકના હાથમાં જેનો છૂટકારો નથી એ 'જંતર'નો સકંજો કૃતિમાં પ્રવર્તક બળ બની રહે છે. આથી જ 'જંતર'ને અનુલક્ષીને યોજાયેલ 'જણસ' શીર્ષક વક્રતાથી અર્થ-વિરોધ નિપજાવી વ્યંગ્યની ધાર ઉપસાવે છે. જંતરનાં વિશેષણો પણ નોંધપાત્ર છે, ઘાટઘૂટ વગરનું જંતર, કઢંગુ જંતર, અજબગજબનું જંતર,- જેવાં લાક્ષણિક વિશેષણો નાયકના દ્વિધાભાવનો અને એકંદરે જીવન પરત્વેના દ્વંદ્વાત્મક સંઘર્ષનો સંકેત રચે છે; અને વિરોધોને કારણે જ વિસંગતિનો અનુભવ તીવ્ર બને છે.

વાર્તામાં કાળાં ગોગલ્સ પહેરેલા માણસ અને શુદ્રમલ્લનાં ટૂંકાં શબ્દચિત્રો અર્થસભર છે. આ બન્ને વ્યક્તિચિત્રો કાળા-કબાડાં કરનાર વ્યક્તિઓનાં સૂચક છે. કબાડી બજારની દુકાનોમાંથી ફૂટપાથ પર વેરાયેલા સામાન વચ્ચે જંતરને મૂકીને એની વિશિષ્ટતા અને અલગતા જુદી તારવી છે. એવી જ રીતે જંતર પરત કરવા આવેલા સેંકડો માણસોનું ચિત્ર આબેહૂબ છે; " કેટલાક બગલાની જેમ એક પગે ધ્યાન લગાવીને ઊભા હતા. કેટલાક બાલ્કનીની દીવાલને અઢેલીને વેલા જેવાં વાંકાચૂકા થઈ ગયા હતા, કેટલાકે તો શેતરંજી પાથરીને ફરસ પર રીતસરની બેઠક જમાવી હતી. દરેક જણ પાસે ચોક્કસ ઘાટ વગરનાં, અવનવાં જંતરો હતાં. કોઈક વાયોલિન જેવાં, કોઈ અવકાશયાત્રીનાં બખ્તર જેવાં, કોઈ ચહાનાં ખોખાં જેવાં, કોઈ પ્રાયમસ, કોઈ બંબા, કોઈ દાંતાવાળા ચકરડાં કે રોબો જેવાં જંતરો. " આ લાઈનમાં સંગીત, વિજ્ઞાન અને પ્રાકૃત રોજિંદા વ્યવહારના ભેળસેળ સ્તરો પર કઢંગાપણું ઉપસાવ્યું છે જેમાં જીવનની અસંગતિ પ્રચ્છન્ન છે. આમ અસંગતિનો અનુભવ સતત નિરૂપાયો છે. દુકાન ગાયબ થઈ જવી, સરનામાં બદલાઈ જવાં, વ્યક્તિ અને સ્થળનાં નામ બદલાઈ જવાં, અચાનક દુકાનોની હાર શરૂ થઈ જવી,

જંતરનું કદમાં મોટા થતા જવું — વગેરે ઘટનાઓ અસંગતિની છે પણ એ દ્વારા કાફકા કે આયોનેસ્કોની પરંપરાનું કપોલકલ્પિતનું તત્ત્વ દાખલ થયું છે. અસંગત ઘટનાઓ દ્વારા મનુષ્યની વિખૂટાપણાની સંવેદના, નિરર્થક સંબંધો વચ્ચે પરગજુ વ્યક્તિની થતી વિપરિત પરિસ્થિતિ, મનુષ્યની શક્તિની સીમિતતા, નિરાધારતા આદિ પ્રતીત કરાવવાનું ઉપલક્ષ્ય સ્પષ્ટ જણાય છે. અહી જવાબદારી અને આત્મપ્રત્યયના મૂલ્યની મહત્તાની વિડંબના છે પ્રાપ્ત પરિસ્થિતિથી નાયકનો ઉગારો નથી અને તેમ છતાં અંતે એ 'સંદૂકભવન' કે 'બદૂકમહલ' 'ગુટ્ટરમલ' કે 'ફૂટ્ટરમલ'ની પરવા કર્યા વિના આ અનપેક્ષિત બોજાના સકંજામાંથી છૂટવા જંતર પહોંચાડવા કતારમાં સામેથી ઊભો રહી જાય છે એ કરુણતા છે. કથાનાયકની નિરાધારી કપોલકલ્પિત દ્વારા પ્રગટતી જોવાય છે.

આ વાર્તામાં કથ્યવૃત્તાંત છે, વસ્તુ–સંકલના છે, પાત્રો છે, વિચાર-સ્પંદન છે, એમાં સમય છે– ટૂંકી વાર્તામાં હોવી જોઈતી બધી જ સામગ્રી હોવા છતાં કૃતિ રૂઢ કે પારંપારિક રીતિની વાર્તા નથી બનતી, એમાં નિરૂપાયેલ આધુનિક માનવસંવિદ્, વિશિષ્ટ સંરચના અને કપોલકલ્પિતની પ્રયુક્તિ કૃતિને આધુનિક પ્રયોગશીલ વાર્તામાં સ્થાન આપે છે. બાબુ છાડવાએ કપોલકલ્પિતને આધારે મનુષ્યજીવનની વિસંગતિને પ્રતીકાત્મક સ્તરે, નિરૂપી વાસ્તવિક્તાના છેડાને વિસ્તારી, મનુષ્ય માટે જગત પૂર્ણતયા બુદ્ધિગમ્ય નથી એ પ્રતીત કરાવ્યું છે. ◻

## સાભાર સ્વીકાર

**સંનિવાસ :** ઈન્દુકુમાર ત્રિવેદી (કાવ્યસંગ્રહ) પ્રકાશક : પ્રણવકુમાર ઈન્દુકુમાર ત્રિવેદી, C/O. રજનીકાન્ત વ્રજલાલ ત્રિવેદી બી–૪, નીરવ ફ્લેટ્સ, ડ્રાઈવ ઈન રોડ, અમદાવાદ–૩૮૦૦૦૯ કિંમત, રૂ. પંદર.

## પ્રકૃતિરાગી કવિનો પ્રતીકવિન્યાસ / ઉષા ઉપાધ્યાય

ગુજરાતી કાવ્યસરિતાના વ્હેણ-વળાંકોમાંથી પસાર થનાર સૌ અભ્યાસીઓ શ્રી જયંત પાઠકની એક નિતાન્ત પ્રકૃતિરાગી કવિ તરીકે સુંદર ઓળખ ધરાવે છે. કવિતાદેવીને પોતાનાં "નાજુક-નમણાં કાવ્ય-કુસુમો"થી અભિષિક્ત કરનાર આ કવિએ ડૉ. રમણલાલ જોશીએ નોંધ્યું છે તેમ પ્રકૃતિ ને પ્રણય– બન્નેના નાનાવિધ રૂપો "ધીંગી બળકટ ઊર્મિ" સાથે આલેખ્યાં છે ઊર્મિના ઊંડાણ સાથે જ અભિ-વ્યક્તિની જે સફાઇ અને સચોટતા એમાં જોવા મળે છે તે એમના કુશળ કવિકર્મના પરિચાયક બની રહે છે. પ્રકૃતિનાં વિભિન્ન રૂપો તથા પ્રણયના ઉત્કટ રાગાવેગના એમણે આપેલાં ચિત્રણો ગુજરાતી કવિતામાં એક નોખી જ ભાત ઉપસાવે છે, કેટલેક અંશે, નૂતન કાવ્ય ઉપકરણ પ્રતીકનો વિનિયોગ પણ આવું અનોખાપણું સિદ્ધ કરવામાં એમને સહાયક નીવડ્યો છે. પ્રતીકાભિમુખ વલણને કારણે દિપ્તીવાન બનતી જયંત પાઠકની કવિતાને કેટલાંક નમૂનારૂપ દૃષ્ટાંતો દ્વારા જાણવા-માણવાનો અહીં ઉપક્રમ છે.

નિસર્ગનાં કરાલ ને કોમલ, ભવ્ય ને નાજુક રૂપો સદા કવિચિત્તના આશ્ચર્ય અને આકર્ષણનું સ્થાન રહ્યાં છે. તો, અસ્તિત્વનાં સાર્થક્ય ને વૈફલ્ય– ઉભયની અનુક્રમે પ્રસન્નકર કે મર્મવિદારક પ્રતીતિ કરાવતા પ્રણયસંવેદનો પણ સદાકાળ કવિની ઉરતંત્રીને ઝંકૃત કરતા રહ્યાં છે. ને એટલે જ, મુનિવરોએ "न तु अपूर्वं किंचित् !" એમ કહ્યું છે એમાં તથ્ય હોવા છતાં યુગે યુગે કવિવાણીમાં પ્રકૃતિ ને પ્રણયના અપૂર્વ સૌંદર્યમય રૂપો ઊઘડતાં રહ્યાં છે એ સત્યને પણ કેમ ઉવેખી શકાય ? વળી જ્યારે અર્થઘન પ્રતીકોનો સૂઝપૂર્વકનો વિનિયોગ સંભવે ત્યારે તો કવિની અભિવ્યક્તિને એક નવું જ પરિમાણ સાંપડતું હોય

છે. જયંત પાઠકની રચનાઓમાં પ્રતીકોનું બાહુલ્ય નથી. પરંતુ જે કેટલાંક કાવ્યોમાં એમણે પ્રતીકાત્મક અભિવ્યક્તિ પર ધ્યાન કેન્દ્રિત કર્યું છે ત્યાં તેઓ પ્રતીકની કલાત્મક અર્થવત્તાનો સુંદર વિનિયોગ સાધી શકયા છે. ક્રમશઃ કેટલાંક દૃષ્ટાંતો અહીં તપાસીએ.

રીંછના ભયપ્રદ રૂપને વિષય બનાવતા 'રીંછ' કાવ્યમાં કવિએ રાત્રિના નિબિડ અંધકારમાં છાયાગહન કાન્તારમાં ભમતા, ખંડેરોને ખભે લટકતા મધપૂડાને મોંમાં લેતા અને હોઠ ચાટતા રીંછની ભયાવહતાને સાકાર કરતું વર્ણન કરીને એક રહસ્યમય ભાવસૃષ્ટિ ખડી કરી છે.

" એના વાવીના વમળમાં
અંધારું અટવાઈ જાય છે;
એના છિંકોટાસાં
રાત્રિનું મૌન મરડાઇ જાય છે;
તળાવડીમાં એ પાણી પીવા ઊતરે છે
ને તારાઓ થથરી ઊઠે છે "

( 'સર્ગ', પૃ. ૭૫ )

આવા જીવંત, ચિત્રક્ષમ વર્ણનને અંતે જ્યારે —

" એને ગુફામાં ગોંધી રાખનાર
સૂરજ ક્યારે ઊગશે ? ક્યારે.......ય ઊગશે ? "

એવો પ્રશ્નાર્થ આવે છે ત્યારે રીંછના લાક્ષણિક વર્ણન દ્વારા જાગેલા Associations ભાવકના ચિત્તમાં એક જુદા જ સંદર્ભમાં કાર્યાન્વિત બને છે. પરિણામે છિંકોટા નાખતું, રાત્રિઓના મૌનને મરડી નાખતું રીંછ અને તેને ગુફામાં ગોંધી રાખનારો સૂર્ય એ બન્ને અહીં સબળ રીતે માનવચિત્તની બે પરસ્પર વિરોધી વૃત્તિઓના પ્રતીક બની રહે છે. જોઈ શકાય છે કે પ્રતીક દ્વારા સધાતી ઊંડી અર્થવ્યાપ્તિ અહીં કાવ્યને કલાત્મક બનાવવામાં મહત્ત્વનો ફાળો આપે છે.

અન્ય એક રચના 'વાઘ'માં કવિએ દિશાઓને ગજાવતી ગર્જના સાથે ગુફામાંથી બહાર આવીને કોઈ રાજવીના દર્પથી ડગલા માંડતા વાઘના વર્ણનની એક એક વિગતમાં ભાષા પાસેથી એવું અનોખું કામ લીધું છે કે કાવ્યને અંતે વજ્ર કાંધે આખો યે વગડો ઉપાડીને ચાલ્યો જતો પહાડ સરીખો વાઘ કોઈ પ્રાણીવિશેષને બદલે માનવચિત્તની આદિમ અનુભૂતિઓને ઈન્દ્રિયગ્રાહ્ય બનાવતું બળકટ પ્રતીક બની રહે છે. પ્રબળ કલ્પકતા અને વ્યંજનાગર્ભ વર્ણનરીતિ દ્વારા ક્રમશઃ કવિએ કાવ્યમાં એવું વાતાવરણ ખડું કરી દીધું છે કે આદિમતાની અનુભૂતિ તેના સકલ આરણ્યક અધ્યાસો સમેત ભાવકના ચિત્તમાં સજીવ થઈ ઊઠે છે. કાવ્યની પ્રત્યેક પંક્તિ એ રીતે અત્યંત સાર્થ બની રહે છે. વાઘ સાથે સંકળાયેલી હિંસ્રતા, આક્રમકતા અને ભયાવહતાની ભાવચ્છાયાઓને મૌલિક રીતે લાક્ષણિક સંદર્ભમાં પ્રયોજીને કવિએ અહીં પ્રતીકાર્થથી સમૃદ્ધ કાવ્યકૃતિનું નિર્માણ કર્યું છે.

ફ્રોઈડે તેના "સ્વપ્નોમાં પ્રતીકાત્મકતા" નામના લેખમાં સાપની કામપ્રતીક તરીકે ઓળખ આપી છે. ફ્રોઈડીયન અસર નીચે આપણાં સર્જન-વિવેચનમાં પણ સાપને કામપ્રતીક તરીકે સર્વસ્વીકૃતિ મળેલી છે. જયંત પાઠકે એમના 'સાપ' કાવ્યમાં સર્પપ્રતીકને એ જ સર્વસ્વીકૃત અર્થમાં યોજયું છે. પરંતુ સાથે જ 'અંધકાર'ના પ્રતીકના અર્થપૂર્ણ વિનિયોગને કારણે પ્રચલિત ભાવસંદર્ભ પણ અહીં આસ્વાદ્ય કાવ્યમયતા ધારણ કરતો અનુભવાય છે —

"વળી ગૂંચળું ગળે
વળગતો શ્વાસ કપાલે બલે
સૂતેલો અંધકાર સળવળે"

('સર્ગ', પૃ. ૫૮)

'અંધારું' કાવ્યમાં પણ અંધકારના પ્રતીકનો ચોટદાર વિનિયોગ થયેલો જોવા મળે છે. યંત્રયુગના ફરજંદ સમાં આધુનિક નગરોમાં દૃષ્ટિગોચર થતું કાગળના ફૂલો જેવું કૃત્રિમ જીવન અને ઘડિયાળને

કાંટે જીવાતા જીવનની યંત્રવતતા અદ્યતન કવિઓની કલમે બળકટ અભિવ્યક્તિ પામતાં રહ્યાં છે. જયંત પાઠકે પણ એમના 'અંધારુ' કાવ્યમાં આ અદ્યતન સંવેદના ઝીલી છે. આધુનિક નગરોનો સુસંસ્કૃત ને સુઘડ ચહેરો રાત્રિના અંધકારમાં જે વિદ્રુપતા ધારણ કરે છે તેને આ કાવ્યમાં અંધકારના પ્રતીક દ્વારા કટાક્ષમય અભિવ્યક્તિ સાંપડી છે–

"અહો કેવાં કેવાં રૂપ રજનીમાં સ્વૈર ધરતું
રમે છે અંધારું શરમ મૂકી, આંખો સૂરજની
મીંચાતાં... ...
લપાઇ સૂતું જે દિવસભર કો વન્ય પશુ શું
ગુફાઓમાં, ઊઠી નિજ ભરખ કાજે ભમી રહે."

('વિસ્મય', પૃ. ૬૨)

ઉપર્યુક્ત પંક્તિઓમાં રાત્રિના અંધકારની ઓથે જેની વૃત્તિ–પ્રવૃત્તિઓ ફાલીફૂલી ઊઠે છે તેવાં અનિષ્ટ તત્ત્વોના ગતિવિધિનું તાદૃશ ચિત્ર પ્રતીકાત્મક અભિવ્યક્તિને કારણે કેવી બળકટતાથી ઉપસી આવ્યું છે !

ભારતીય સંસ્કૃતિમાં નદી નારી રૂપનું પરંપરિત પ્રતીક રહી છે. નદીની ઉપકારીતાને અનુલક્ષીને તેને માતૃરૂપા કલ્પી તેનો મહિમા પણ થયેલો છે. જયંત પાઠક નદીમાં પરંપરાથી નિહિત નારીત્વનો તો સ્વીકાર કરે છે પરંતુ તેના તેના માતૃરૂપને બદલે મહદ્ અંશે તેઓ પુરુષ માટે "સુખ સકલનું સ્થાન નિતનું" બની રહેનાર આદિ પ્રકૃતિ રૂપે જ નદીને જુએ છે "મૃગયા" સંગ્રહના નદીગુચ્છની અધિકાંશ રચનાઓમાં નદી અને નારી વચ્ચે એકરૂપતા સધાયેલી દૃષ્ટિગોચર થાય છે. જયંત પાઠકની વિશેષતા એ છે કે નદીના પરંપરિત પ્રતીકના સૂઝભર્યા વિનિયોગ દ્વારા તેઓ ઉત્કટ એવા આદિમ રાગાવેગની સંયત ને કલાત્મક અભિવ્યક્તિ સાધી શકયા છે. નદીગુચ્છની આ રચનાઓમાં ઉત્કટ દેહરાગથી નીપજતા સંવેગોનું કાવ્યમય આલેખન થયું છે. 'તરસનદી' કાવ્યના અંતિમ પંક્તિખંડમાં "કયાં તું જલનદી !" એવા આશ્ચર્યથી માંડીને–

"પીઉં તેમ તૃષા જાય વધતી"
તથા
"પશુ તણી પ્યાસી જીભથી
તને પીવા માંડુ"

('મૃગયા', પૃ. ૨૧)

એવી ક્રમશઃ ભાવતીવ્રતા દર્શાવતી પંક્તિઓમાં નદીને નારીમાં પરિવર્તિત કરતો એક ચોક્કસ સંદર્ભ રચી આપીને કવિએ કામજન્ય તૃષાનું સુંદર પ્રતીકાત્મક નિરૂપણ કર્યું છે. 'રૂપવતીના વિરહમાં' કાવ્યમાં પણ નદીપ્રતીક દ્વારા દુર્દમ્ય કામતૃષાની અભિવ્યક્તિ કાવ્યોચિત રહી છે. પરંતુ 'ગજેન્દ્રમોક્ષ' કાવ્યમાં તો કવિની પ્રતીકાભિમુખતા સૌથી વિશેષ કલાત્મક પરિણામ લાવી શકી છે. નદીગુચ્છની અન્ય રચનાઓના પ્રતીકાત્મક પંક્તિખંડોને બદલે અહીં તો સમગ્ર રચના એક સંકુલ પ્રતીકાર્થ ધારણ કરે એવો પરિવેશ રચાયો છે. કાવ્યારંભે આવતું બપોરના હાથીનું "ન્હાવા ઊતરે જલમાં" એવું વર્ણન "ઉન્મત્ત" વિશેષણને કારણે જળક્રીડાની સાથે જ રતિક્રીડાનો અધ્યાસ પણ રચી આપે છે. "ગજેન્દ્ર, એના મસ્તકમાં સળગે છે સૂરજ" એ પંક્તિમાં કામપ્રતીક સૂરજ દ્વારા એ અધ્યાસ વધુ દૃઢ બને છે. પરિણામે પછીની પંક્તિઓમાં આવતા કમળપાંદ, વમળધરા, સૂંઢ, તિમિરસુંવાળી ખો– આદિ શબ્દો રતિક્રીડા અને તેની સુખાનુભૂતિની રુચિર અભિવ્યક્તિ સાધી આપતા સક્ષમ પ્રતીકો બની રહે છે. પ્રતીકની સંકુલતાના આવા અર્થપૂર્ણ ને સુશ્લિષ્ટ વિનિયોગને કારણે આ કાવ્ય દેહરાગની ગુજરાતી કવિતામાં ઉચ્ચ સ્થાનનું અધિકારી બને છે.

ઉપર્યુક્ત દૃષ્ટાંતો ઉપરાંત 'મોક્ષગતિ', 'તાપીની રેલ,' 'શ્વાન ને પડછાયો,' 'આશ્લેષ એક અનુભૂતિ', 'અચરજ વડલો' વગેરે કાવ્યોમાં પણ કવિએ પ્રતીક પાસેથી સૂઝપૂર્વક કામ લીધેલું છે. કોઈ જાતની પ્રતિબદ્ધતા સિવાય, સહજ રીતે જ જયંત પાઠકની કવિતામાં થતો રહેલો પ્રતીકોનો આવો વિન્યાસ એમની કવિતાને કલાગત ઊંચાઈએ લઈ જવામાં સહાયક નીવડ્યો છે એમ નિર્વિવાદપણે કહી શકાશે. □

## પથ્થર અને વહેતું પાણી / નિર્મલ વર્મા

મને વારંવાર એવો વિચાર આવે છે કે જે શહેરને પોતાનાં ખંડિયેરો નથી એ દુર્ભાગી છે. એવા શહેરમાં રહેવું એ સ્મૃતિ ખોઈ ચૂકેલા, જેનું કોઇ અતીત નથી એવા માણસને મળવા જેવું છે. મને કોઈ નર્કની પરિભાષા પૂછે, તો તે છે– હમેશાં વર્તમાનમાં રહેવું, એક અંતહીન પ્રકાશ, જ્યાં કશી છાયા નથી, જ્યાં માણસની આંખો કાયમ ખુલ્લી રહે છે– નીંદ, સ્વપ્ન અને અંધકારને ભૂલીને, જ્યાં વર્તમાન શાશ્વત છે, ત્યાં શાશ્વત પણ પોતાનું મૂલ્ય ખોઈ બેસે છે, કેમ કે જે ચીજ શાશ્વતને આયામ આપે છે– સમય– તેનું ખુદનું કશું મૂલ્ય નથી હોતું.

એટલે વર્તમાનનો બોજ અસહ્ય થઇ જાય છે ત્યારે હું મારું ઘર છોડીને શહેરનાં બીજાં 'ઘરો'માં ચાલ્યો જાઉં છું, ત્યાં હવે કોઈ રહેતું નથી, સદીઓ જૂનાં મકબરા, મહેલ, મદ્રેસા, જ્યાં અંધકાર ઘેરાતાં જ ચામાચીડિયાં ઊડે છે. એ અમારા શહેરનાં ખંડિયેર છે– કેટલીયે સ્મૃતિઓ અને સ્વપ્ન. દિલ્હીમાં એવી ઈમારતોની કંઈ કમી નથી. દરેક ઠેકાણે એ વિખેરાયેલી છે. માત્ર અડધા કલાકમાં જ એક દુનિયાને છોડીને બીજી દુનિયામાં જઈ શકાય છે, એક સમયમાંથી ઊડીને સાવ બીજા સમયમાં પહોંચી જાઉં છું, કોઈ ટિકિટ ખરીદ્યા વિના, 'ક્યૂ'માં ઊભા રહ્યા વિના. ત્યાં ન તો પથ્થર રસ્તો રોકે છે, ન તો મૃતાત્મા ધક્કા મારે છે.

પરંતુ એવો યે યુગ હતો, જ્યારે શહેર ન હતાં, ખંડિયેર ન હતાં– માણસ પોતાનો ભૂતકાળ પોતામાં લઈને ચાલતો હતો, અથવા એમ કહો કે સ્મૃતિ હજી ઈતિહાસ બની નહોતી, જેને સ્મારકો અને પોથીઓ દ્વારા વેંઢારવો પડે છે. આદિમ યુગનો માણસ અતીત અને વર્તમાન બન્ને સાથે લઇને ચાલતો હતો અને ઈચ્છે ત્યારે એનાથી છૂટકારો મેળવી લેતો હતો. યજ્ઞ, આહુત્તિ અને બલિની ક્ષણે એ એક એવા બિન્દુ પર પહોંચી જતો હતો, જ્યાંથી સમય શરૂ થતો હતો, ન માત્ર પોતાનાં પાપો, બલ્કે એની સ્મૃતિથી પણ મુક્તિ પામતો હતો. આપણે જે રીતે આધુનિક શહેરને છોડીને ખંડિયેરમાં જઈએ છીએ– તે પણ એટલી જ સુલભતાથી સાંસારિક સમયમાંથી ઊઠીને આદિસમયમાં ચાલ્યો જતો હતો. સમયની એ ગંગોત્રી પર એને માટે જન્મ અને મૃત્યુ. શરૂઆત અને અંત, નશ્વર અને શાશ્વતનો ભેદ ભુંસાઈ જતો હતો એક શબ્દમાં, આ સૃષ્ટિ શરૂ થવાના પહેલાના ‘મિથક–કાળ’માં પહોંચી જતો હતો, અને ત્યાંથી પાછો વળી જતો હતો, હળવો, મુક્ત થઈને, પોતાને નવેસરથી શરૂ કરી શકે એ માટે.

શું આપણે ઈતિહાસથી ત્રસ્ત, આધુનિક શહેરોમાં રહેનારાં પ્રાણી– એવી ક્ષણોમાં જીવી શકીએ છીએ, એવો અનુભવ પામી શકીએ છીએ ? અથવા એને આપણે હંમેશને માટે ખોઈ નાખ્યો છે ?

ખંડિયેરો વચ્ચે ઘૂમતી વખતે મને કોઈ કોઈ વાર એવું લાગે છે કે એવો અનુભવ આજે પણ અશક્ય નથી, આપણી વચ્ચે બે ચીજ એવી છે, જેની સામે, જેમને સ્પર્શીને આપણે આપણી સાધારણ-ક્ષણોમાં પણ ઈતિહાસની ચિરંતનતા અને પ્રકૃતિ જે શાશ્વત છે, એની ઐતિહાસિકતા– બંનેને એક સાથે અનુભવી શકીએ છીએ. અજબ વાત એ છે, એ બંને ચીજ સ્વભાવે એકબીજાથી ઊલટી છે; એક નક્કર અને સ્થાયી, બીજી સતત પ્રવહમાન, હમેશાં વહેનારી– અને પાણી. પરંતુ બંને એક સિક્કાની બે બાજુ છે– બં

સ્મૃતિમાં એનું નિર્માણ થયું હતું. સમય વીતવાની સાથે તાજની ઐતિહાસિક સ્મૃતિ એક એવી 'મિથક-ક્ષણ'માં ભળી ગઈ છે કે, જ્યાં માત્ર 'જોવું, અનુભવવું, ચાહવું અને ખોઈ નાખવું' જ બાકી રહી જાય છે.

જે રીતે કદી કદી ઇતિહાસ પ્રકૃતિમાં બદલાઈ જાય છે એ જ રીતે પ્રકૃતિ પણ ઇતિહાસમાં બદલાઈ જાય છે શું ગંગા, ભારતીય માણસ માટે માત્ર 'વહેતુ' પાણી છે? એ આપણી સૌથી ગહન સ્મૃતિઓની—જેને આપણે 'સંસ્કાર' કહીએ છીએ—જગાડે છે, આપણને ઇતિહાસના પેલા મિથકકાળમાં લઈ જાય છે, જ્યારે થાક્યા માંદા આર્યોએ પ્રથમ વાર એની સપાટ મુક્ત ધારાને જોઈ હશે. કેટલો અજબ વિરોધાભાસ છે કે એક સમય પછી માણસોએ બનાવેલી ઇમારતો પ્રકૃતિમાં પરિવર્તિત થઈ જાય છે. સાંજના તડકામાં કાલાતીત, ઇતિહાસથી મુક્ત, જ્યારે પેઢી દર પેઢી સ્નાન કરતા આવેલા યાત્રીઓએ ગંગાની શાશ્વત ધારાને પોતાની સ્મૃતિઓમાં પરોવી દીધી છે—જ્યાં ઇતિહાસ અને પ્રકૃતિ એકબીજામાં ભળી જાય છે.

અને ત્યારે હું મને પૂછું છું કે વહેતા પાણીની સાથે હિન્દુ માનસને આટલો ગાઢ સંબંધ શું એટલા માટે તો નથી કે એમાં ઈતિહાસ અને મિથક—બંનેનો ભેદ છુપાયો છે? અને એ 'ભેદ'માં માત્ર રહસ્યનો જ આશય નથી, બલકે અલગતાનો પણ, આપણે ઇતિહાસ પ્રતિ સચેત નહોતા એ સાચું નથી. સાચું એ છે કે આપણે ઇતિહાસ પ્રત્યે સચેત હોવા છતાં એનાં બિમ્બોનું નિર્માણ કરવું નિરર્થક માનતા હતા. આથી આપણે પરમ્પરાને પણ એટલું મહત્ત્વ દેતા નહોતા, બીજા દેશોના લોકો જેટલું, કારણ કે આપણે એને વીતેલા સમયનો અંશ માનતા નહોતા, વર્તમાનમાં વહેવાનો અંશ આપણને આપણી પરંપરાનો એટલો જ અનુભવ થાય છે, જેટલો ભૂતકાળ આપણે આપણી અંદર લઇને ચાલીએ છીએ. બાકી બધું ખંડિયેર છે, પથ્થર અને પોથીઓ એ પરંપરા નહીં, અતીતનાં

આપણે સહસા આપણાથી પર થઇ જઈએ છીએ; એક એવા કાળ-ખંડમાં પહોંચી જઈએ છીએ, જ્યારે આપણે નહોતા (ખંડિયેરોની સામે), જ્યાં આપણે ખતમ થઈ જઈશું (વહેતા પાણીને સ્પર્શતા) પથ્થર અને પાણી સમક્ષ એવો અનુભવ થાય છે કે આપણે એના સાક્ષી નથી- તેઓ આપણા સાક્ષી છે. આપણે પોતાના અસ્તિત્વને નથી જોતા, તેઓ આપણા વીત્યે જતાને જુએ છે. આ અનુભવ આપણા પેલા આધુનિક બોધને કેટલો આઘાત આપે છે, જ્યાં આપણે સંસારના સાક્ષી હોવાનો દંભ કરીએ છીએ, વાસ્તવમાં તો આપણે પોતે ઈતિહાસથી ત્રસ્ત છીએ ! એક ત્રસ્ત સાક્ષીની સાક્ષી વળી કેવી ? એ ન તો ઈતિહાસ રચી શકે છે, ન તો ઈતિહાસનું અતિક્રમણ કરી શકે છે- જેમાંથી કવિતા જન્મે છે. એટલે તો રિલ્કેએ એક યુવાન કવિને સલાહ આપી હતી કે, 'તમારે પ્રકૃતિ તરફ જવું પડશે. દુનિયાના આદિ પુરુષની જેમ એ તમે જુઓ છો, અનુભવો છો, પ્રેમ કરો છો, ખોઈ નાખો છો એ બધું કહેવાની કોશિશ કરતી હશે.'

પરંતુ સમયની એક સીમા પછી, જેને આપણે ઈતિહાસ સમજતા આવ્યા છીએ, તે પ્રકૃતિનો એક ભાગ જણાય છે. એનો અહેસાસ જેટલો ખંડિયેરોમાં ઘૂમતા થાય છે, કદાચ એટલો ક્યાંય થતો નથી. દિલ્હીના જૂના કિલ્લામાં પથ્થરોના ઢગલા, અડધા તૂટેલા મીનારા, ભીંતોના ભગ્ન ઝરૂખા એટલા ચિરંતન, સમયની અફરા-તફરીથી એટલા દૂર, જણાય છે કે, એ પ્રશ્ન સાવ અર્થહીન જણાય છે કે એ પાણ્ડવોએ બનાવ્યા હતા કે હુમાયુએ. ઢગલા એટલા જ શાશ્વત, એટલા જ પ્રાકૃતિક જણાય છે, જેટલા સિમલાના પહાડ, પહાડો વચ્ચે પડેલી ખીણો. એટલે સાહિર લુધિયા-નવીનો એ ક્ષોભ કંઈક અર્થહીન લાગે છે કે તાજને એક બાદશાહને નહીં, મજૂરોએ બનાવ્યો હતો અને આપણે તેમને યાદ કરતા નથી. સત્ય એ છે કે આપણે કોઈને યે યાદ કરતા નથી, ન તો ગુલામને યાદ કરી છીએ, ન તો સાહેબને, ન તો બિચારી બીબીને, જેની

સ્મૃતિમાં એનું નિર્માણ થયું હતું. સમય વીતવાની સાથે તાજની ઐતિહાસિક સ્મૃતિ એક એવી 'મિથક-ક્ષણ'માં ભળી ગઈ છે કે, જ્યાં માત્ર 'જોવું, અનુભવવું, ચાહવું અને ખોઈ નાખવું' જ બાકી રહી જાય છે.

જે રીતે કદી કદી ઇતિહાસ પ્રકૃતિમાં બદલાઈ જાય છે એ જ રીતે પ્રકૃતિ પણ ઇતિહાસમાં બદલાઈ જાય છે શું ગંગા, ભારતીય માણસ માટે માત્ર 'વહેતુ' પાણી છે? એ આપણી સૌથી ગહન સ્મૃતિઓની-જેને આપણે 'સંસ્કાર' કહીએ છીએ-જગાડે છે, આપણને ઇતિહાસના પેલા મિથકકાળમાં લઈ જાય છે, જ્યારે થાકયા માંદા આર્યોએ પ્રથમ વાર એની સપાટ મુક્ત ધારાને જોઈ હશે. કેટલો અજબ વિરોધાભાસ છે કે એક સમય પછી માણસોએ બનાવેલી ઇમારતો પ્રકૃતિમાં પરિવર્તિત થઈ જાય છે. સાંજના તડકામાં કાલાતીત, ઇતિહાસથી મુક્ત, જ્યારે પેઢી દર પેઢી સ્નાન કરતા આવેલા યાત્રીઓએ ગંગાની શાશ્વત ધારાને પોતાની સ્મૃતિઓમાં પરોવી દીધી છે-જ્યાં ઇતિહાસ અને પ્રકૃતિ એકબીજામાં ભળી જાય છે.

અને ત્યારે હું મને પૂછું છું કે વહેતા પાણીની સાથે હિન્દુ માનસને આટલો ગાઢ સંબંધ શું એટલા માટે તો નથી કે એમાં ઈતિહાસ અને મિથક-બંનેનો ભેદ છુપાયો છે? અને એ 'ભેદ'માં માત્ર રહસ્યનો જ આશય નથી, બલકે અલગતાનો પણ, આપણે ઇતિહાસ પ્રતિ સચેત નહોતા એ સાચું નથી. સાચું એ છે કે આપણે ઇતિહાસ પ્રત્યે સચેત હોવા છતાં એનાં બિમ્બોનું નિર્માણ કરવું નિરર્થક માનતા હતા. આથી આપણે પરમ્પરાને પણ એટલું મહત્ત્વ દેતા નહોતા, બીજા દેશોના લોકો જેટલું, કારણ કે આપણે એને વીતેલા સમયનો અંશ માનતા નહોતા, વર્તમાનમાં વહેવાનો અંશ આપણને આપણી પરંપરાનો એટલો જ અનુભવ થાય છે, જેટલો ભૂતકાળ આપણે આપણી અંદર લઇને ચાલીએ છીએ. બાકી બધું ખંડિયેર છે, પથ્થર અને પોથીઓ એ પરંપરા નહીં, અતીતનાં

પટેલ, જવાહર પટેલ (હવે લખતા નથી)– આ જુવાનો અંગત મિત્રો રૂપે મળ્યા અને સુરેશ જોષી પ્રણિત ચેતનયુગ એ હતો. બધા મિત્રો ભેગા થાય, વધારેમાં વધારે ચર્ચાઓ કાવ્યની થાય. આમાં હું રૂઢિચુસ્ત ગઝલકારની શ્રેણીમાં આવેલો તોય કોઈએ મને બહારનો માણસ ન માન્યો.

સુરેશ જોષીને સૂરત આવવાનું થતું ત્યારે બધા ભેગા થાય અને મુખ્યત્વે કાવ્યચર્ચા થાય. તેમ ઊલટા પક્ષે વડોદરા પણ જઈએ–ત્યાં પણ એ જ કાર્ય થાય. આમાં નહીં ઔપચારિકતા કે સામ્પ્રદાયિકતા–કેવળ આત્મીયતા. સુ. જો. નું વ્યક્તિત્વ એવું હતું આજે એ મિત્રો–માંના એક હેલ્પર ક્રિસ્ટીનું તાજેતરમાં અપમાન થયું એનો વિષાદ, એટલા માટે થતો નથી કે એને વિષેનો વિષાદ હું વર્ષોથી અનુભવતો હતો– મૃત્યુ તો એક નિમિત્ત હતુ.

પાતળિયો, આકર્ષક વ્યક્તિત્વનો, રસ પડે તેમાં ઊંડે સુધી જઈ શકનારો હેલ્પર મને કોઈ વિદેશથી આવીને ભારતમાં વસેલો યુવાન લાગ્યો છે. એની ખોજ શી હતી તે એ જાણતો નહોતો અને અમે પણ જાણી શકયા નથી. શંકારહિત કોઇ પણ ક્ષેત્રમાં જતો, અન્યને મોહ થાય એવી સફળ પારંગતતા પામતો અને 'બસ, જોઈ લીધું...' એવા ભાવે પાછો ફરી જતો ! આથી તો આવા સ્વીકાર્ય કવિને 'કંકાવટી' કે 'ગુજરાતમિત્ર'ના વાંચકો સિવાયના ભાગ્યે જ જાણતા હશે– તે ય વર્ષો પરના વાંચકો ! યુવાન અને પીઢ સર્જકોમાં પણ જે વ્યાપક પ્રસિદ્ધિની એષણાથી માંડીને અભખરા અને યુક્તિસભર આયોજનો દેખાય છે– એવું કશું એને સ્પર્શ્યું નહોતું. એકધારા પાંચેક વર્ષ, દિવસના ત્રણ ચાર કલાક સાહિત્યના પ્રશ્નોની ચર્ચા કે આસ્વાદમાં અમારા મિત્રોના ગયા. એ સફળ અધ્યાપક થઈ શકયો હોત, પણ એ બધું અડધે માર્ગે છોડી દેતો– એ અડધો રસ્તો આપણ માટે, એને તો લાગે: ખતમ થઈ ગયું– મર્યાદા જોઈ કે ક્ષિતિજ સમાપ્ત

સ્વપ્ન ખોટું થઈ જાય છે, ન તો આકાંક્ષાની તીવ્રતા મંદ પડી જાય છે.

એ સ્વપ્ન આપણે ખોઈ ચૂક્યા છીએ, એની પીડાનો અહેસાસ પણ રિલ્કેને એટલો જ હતો, જેટલો આદિ કવિ વ્યાસને રહ્યો હશે. વાસ્તવમાં પૂરું કાવ્ય એ ખોવાના ભયને સમજવાનો પ્રયત્ન છે અને એ 'સમજ'ને માટે પણ દરેક કવિને પ્રકૃતિની પાસે જવું પડ્યું હતું.

પણ જો પ્રકૃતિ પાસે જવાનો હેતુ પોતાની અલગતા અને એકલતાથી મુક્ત થવાનો, પોતાના કુંજતા અહમનું અતિક્રમણ કરીને, અનવરત સમયની કડીમાં પોતાને પરોવાયેલા અનુભવવાનો છે, તો એ બોધ પુરાણાં ખંડિયેરોમાં પણ થાય છે. એ વિચિત્ર અનુભવ છે. થોભેલા પથ્થરો સામે વહેતા સમયને જોઈ શકવું .... પ્રથમ વાર ઇતિહાસનો અનુભવ – કિતાબો અને તિથિઓ વિના, એની બહાર – પથ્થરો વચ્ચે ઊગતું ઘાસ, છતે વળગેલાં ચામાચીડિયાં, ગુંબદો પર ગમગીન, ઊંઘતા તડકા દ્વારા થાય છે સહસા એવો બોધ થાય છે કે કવિતા, સંગીત, ચિત્ર – કોઈ પણ કળાકૃતિ પેલા મૌનને ભેદવાની કોશિશ છે, જે એ પથ્થરો વચ્ચે પ્રકૃતિની ભીતર છે એટલું જ શાશ્વત છે, કોઈ વસ્તુ મરતી નથી, તે જો પોતામાંથી ઊઠીને કોઈ અન્ય સાથે પોતાને જોડી દે છે. એપિકકાળમાં શક્ય હતું – દરેક મહાકાવ્યમાં, ચાહે એ મહાભારત હોય કે ઇલિયડ, એક પુરુષની ટ્રેજિક નિયતિ એ અલગતાથી ઉત્પન્ન થતી હતી, અને એનું સમાધાન ત્યારે થતું હતું ત્યારે અર્જુન અથવા ઓડીપસ પોતાની એ વિશ્લિષ્ટતાના મૂળમાંથી છૂટકારો પામતા હતા, આત્મકેન્દ્રિત છલનાથી ઊંચે ઊઠીને પોતાને એક બૃહત્તર ધારા સાથે જોડી દેતા હતા – ત્યાં સંદેહની પીડા એક અનિવાર્ય આસ્થામાં ભળી જાય છે.

મિથક–કાળમાં આસ્થા પ્રધાન હતી, સંદેહનું સૂત્ર ક્ષીણ હતું. તે પછી ઐતિહાસિક યુગમાં મનુષ્યને પોતાના પર એટલી બધી શંકા થઈ ગઈ કે આસ્થાની ક્ષણ દુર્લભ લાગે છે. પરંતુ એ સીમાઓની વચ્ચે એક એવો યુગ પણ રહ્યો હશે, જ્યારે સંદેહ અને

આસ્થા એકસરખાં વહેંચાયાં હશે, જ્યારે માણસ પોતાની ભીતર મિથક-કાળની આસ્થા અને ઐતિહાસિક યુગની શંકા એક સાથે લઈને ચાલતો હતો. કાશ અને અંધકાર – બંનેનાં પલ્લાં સરખાં હતાં એવા સમયમાં જ મહાકાવ્ય એપિકની રચના સંભવ થઈ હશે. મહાભારતમાં એવાં કેટલાંયે સ્થાન આવે છે, જ્યારે વ્યક્તિની બંને ચેતનાઓનો અહેસાસ એક જ સમયમાં થાય છે, અને જ્યારે એક જ પલ્લું ભારે થવા લાગે છે અને બન્ને વચ્ચે સંતુલન (ધર્મ) બગડવા લાગે છે. ત્યારે સ્વયં કૃષ્ણ, યહૂદી મસીહાઓની જેમ, ઘટનાચક્રમાં હસ્તક્ષેપ કરવા માટે લાચાર થઈ જાય છે.

એક રીતે આજે આપણે એવા બિન્દુ પર પહોંચી ગયા છીએ– સમય અને શાશ્વત, સંદેહ અને આસ્થાના અસહ્ય તાણભર્યાં બિન્દુએ- જ્યારે આપણે પોતાને એપિકબિન્દુની નજીક પામીએ છીએ. એટલે તો ટોમસ માને કહ્યું હતું કે આજનું સાહિત્ય પોતાની સર્વોત્તમ સૃજનાત્મક ક્ષણોમાં મહાકાવ્ય બનવાનું સ્વપ્ન જુએ છે. એ શું માત્ર સંજોગ હતો કે છેલ્લાં સો વર્ષોમાં અગર કોઇ એક લેખક મહાકાવ્યના આયામને સ્પર્શવામાં સફળ થયે– ટોલ્સટોય પોતાની નવલકથાઓમાં– તો એટલા માટે કે એ એક માત્ર એકલા એવા લેખક હતા, જેમનામાં સંદેહ અને આસ્થા, કાળ અને કાલાતીત સૌથી વધારે તીવ્ર, સૌથી વધારે યાતનામય હતાં; પરંતુ એ સંઘર્ષ અગર, માત્ર યાતનામય હોત, તો તેઓ કદાચ કદી યે એપિકલેખક બની શકતે નહીં. તેઓ એ સંઘર્ષ, એ યાતના, એ આંતરદ્વંદ્વના અંતિમ છેડે જઈને, પાછા વળીને એની નિરર્થકતાનો વિસ્તાર પણ જોઈ શકતા હતા. શું આપણે એ દૃશ્ય ભૂલી શકીએ છીએ, યુદ્ધ-ક્ષેત્રમાં જ્યારે આન્દ્રે ક્ષતવિક્ષત, લોહીલુહાણ થઈને અચાનક ભૂરા આકાશની સામે જુએ છે. રડતા કકળતા સૈનિકો, હણહણતા ઘોડા– લોહી પરસેવાથી લથપથ ઈતિહાસની ઉપર એ આકાશ કેટલું તટસ્થ, કેટલું ઉદાસ, કેટલું નિર્દોષ દેખાય છે! ઈતિહાસ આકાશ જેટલો જ

સત્ય છે. બંનેને એક સાથે, સાથે, બંનેને એક જ સમયે જોતો આન્દ્રે પોતાના સંપૂર્ણ જીવનનો અર્થ અને નિરર્થકતા એક જ ચમકારમાં એને દેખાઇ ગયાં હતાં.

પરન્તુ જ્યાં માત્ર ઇતિહાસ છે ત્યાં આ સ્થાની એક ક્ષીણ જેવી રેખા પણ દેખાતી નથી. કેટલું અંતર છે ટૉલ્સ્ટૉયની એપિક દૃષ્ટિમાં અને એક બીજા કવિની આ પંક્તિઓમાં, એમણે ક્ષણભંગુર જીવનની ઘોર નિરાશામાં ડૂબીને લખી હશે :

ટુ મોરો ઍન્ડ ટુ મોરો ઍન્ડ ટુ મોરો
ક્રીપ્સ ઈન ધીસ પેટી પેસ ફ્રોમ ટુડે
ટુ ધ લાસ્ટ સિલેબલ ઑફ રિકાર્ડિડ ટાઈમ
ઍન્ડ ઑલ ઓવર યસ્ટરડેઝ હેવ
લાઈટિડ ફૂલ્સ

ધ વે ટુ ડસ્ટી ડેથ.

અહીં કોઈ ભ્રમ નથી. કોઈ છલના નથી. માણસ પોતાથી શરૂ થાય છે અને પોતામાં જ સમાપ્ત થાય છે આ આત્મકેન્દ્રિત સત્યની પાછળ કોઈ તસલ્લી નહીં, કોઈ દિલાસો નહીં. આ ક્ષણ જ શાશ્વત છે, સંપૂર્ણ છે, અંતિમ છે, બધું જ હમણાં અત્યારે છે, અહીં છે – એની બહાર માત્ર રાખ છે, કંઈ પણ નહીં. જરા કલ્પના કરો, શેક્સપિયરની નિરાશા, આ બેચેની, આ વ્યાકુળતા એપિક–યુગની સંપૂર્ણ કાલાતીત પ્રતિજ્ઞાથી કેટલી દૂર છે! જ્યારે ક્યારેક અર્જુન એ પ્રતિજ્ઞાથી રસ્તો ભૂલે છે (અને અર્જુનનું આંતર્-દ્વંદ્વ એક રીતે એટલું જ યાતનામય હતું, જેટલું હેમલેટનું), વારંવાર કૃષ્ણ એને આકાશનો નીલો વિસ્તાર બતાવવાનું ચૂકતા નથી.

પરંતુ એની આગળ વિચારવાનું નથી હોતું શહેરની બત્તી પ્રકાશી ઊઠે છે. હું ફરી મારા યુગની પરિધિમાં પાછો ફરું છું. જૂના કિલ્લા પર અંધારું ઘેરાઈ આવ્યું છે, દિલ્હીનું પુરાણું અંધારું સદીઓથી દાઝતા, ગરમ, ધૂળભર્યા પથ્થરોને પસવારે છે. માત્ર ખુલ્લા

આસ્થા એકસરખાં વહેંચાયાં હશે, જ્યારે માણસ પોતાની ભીતર મિથક–કાળની આસ્થા અને ઐતિહાસિક યુગની શંકા એક સાથે લઈને ચાલતો હતો. કાશ અને અંધકાર – બંનેનાં પલ્લાં સરખાં હતાં એવા સમયમાં જ મહાકાવ્ય એપિકની રચના સંભવ થઈ હશે. મહાભારતમાં એવાં કેટલાંયે સ્થાન આવે છે, જ્યારે વ્યક્તિની બંને ચેતનાઓનો અહેસાસ એક જ સમયમાં થાય છે, અને જ્યારે એક જ પલ્લું ભારે થવા લાગે છે અને બન્ને વચ્ચે સંતુલન (ધર્મ) બગડવા લાગે છે. ત્યારે સ્વયં કૃષ્ણ, યહૂદી મસીહાઓની જેમ, ઘટનાચક્રમાં હસ્તક્ષેપ કરવા માટે લાચાર થઈ જાય છે.

એક રીતે આજે આપણે એવા બિન્દુ પર પહોંચી ગયા છીએ– સમય અને શાશ્વત, સંદેહ અને આસ્થાના અસહ્ય તાણભર્યા બિન્દુએ- જ્યારે આપણે પોતાને એપિકબિન્દુની નજીક પામીએ છીએ. એટલે તો ટોમસ માને કહ્યું હતું કે આજનું સાહિત્ય પોતાની સર્વોત્તમ સૃજનાત્મક ક્ષણોમાં મહાકાવ્ય બનવાનું સ્વપ્ન જુએ છે. એ શું માત્ર સંજોગ હતો કે છેલ્લાં સો વર્ષોમાં અગર કોઈ એક લેખક મહાકાવ્યના આયામને સ્પર્શવામાં સફળ થયે– ટોલ્સટોય પોતાની નવલકથાઓમાં– તો એટલા માટે કે એ એક માત્ર એકલા એવા લેખક હતા, જેમનામાં સંદેહ અને આસ્થા, કાળ અને કાલાતીત સૌથી વધારે તીવ્ર, સૌથી વધારે યાતનામય હતાં; પરંતુ એ સંઘર્ષ અગર, માત્ર યાતનામય હોત, તો તેઓ કદાચ કદી યે એપિકલેખક બની શકતે નહીં. તેઓ એ સંઘર્ષ, એ યાતના, એ આંતરદ્વંદ્વના અંતિમ છેડે જઈને, પાછળ વળીને એની નિરર્થકતાનો વિસ્તાર પણ જોઈ શકતા હતા. શું આપણે એ દશ્ય ભૂલી શકીએ છીએ, યુદ્ધ–ક્ષેત્રમાં જ્યારે આન્દ્રેક્ષતવિક્ષત, લોહીલુહાણ થઈને અચાનક ભૂરા આકાશની સામે જુએ છે. રડતા કકળતા સૈનિકો, હણહણતા ઘોડા–લોહી પરસેવાથી લથપથ ઈતિહાસની ઉપર એ આકાશ કેટલું તટસ્થ, કેટલું ઉદાસ, કેટલું નિર્દોષ દેખાય છે! ઈતિહાસ આકાશ જેટલો જ

સત્ય છે. બંનેને એક સાથે, સાથે, બંનેને એક જ સમયે જોતો આન્દ્રે પોતાના સંપૂર્ણ જીવનનો અર્થ અને નિરર્થકતા એક જ ચમત્કારમાં એને દેખાઇ ગયાં હતાં.

પરન્તુ જ્યાં માત્ર ઇતિહાસ છે ત્યાં આ સ્થાની એક ક્ષીણ જેવી રેખા પણ દેખાતી નથી. કેટલું અંતર છે ટૉલ્સ્ટૉયની એપિક દૃષ્ટિમાં અને એક બીજા કવિની આ પંક્તિઓમાં, એમણે ક્ષણભંગુર જીવનની ઘોર નિરાશામાં ડૂબીને લખી હશે :

ટુ મોરો ઍન્ડ ટુ મોરો ઍન્ડ ટુ મોરો
ક્રીપ્સ ઈન ધીસ પેટી પેસ ફ્રોમ ટુડે
ટુ ધ લાસ્ટ સિલેબસ ઑફ્ રિકાર્ડિડ ટાઈમ
ઍન્ડ ઑલ ઓવર યસ્ટરડેઝ હેવ
લાઈટિડ ફૂલ્સ
ધ વે ટુ ડસ્ટી ડેથ.

અહીં કોઈ ભ્રમ નથી. કોઈ છલના નથી. માણસ પોતાથી શરૂ થાય છે અને પોતામાં જ સમાપ્ત થાય છે. આ આત્મકેન્દ્રિત સત્યની પાછળ કોઈ તસલ્લી નહીં, કોઈ દિલાસો નહીં. આ ક્ષણ જ શાશ્વત છે, સંપૂર્ણ છે, અંતિમ છે, બધું જ હમણાં અત્યારે છે, અહીં છે — એની બહાર માત્ર રાખ છે, કંઈ પણ નહીં. જરા કલ્પના કરો, શેકસપિયરની નિરાશા, આ બેચેની, આ વ્યાકુળતા એપિક-યુગની સપૂર્ણ કાલાતીત પ્રતિજ્ઞાથી કેટલી દૂર છે! જ્યારે ક્યારેક અર્જુન એ પ્રતિજ્ઞાથી રસ્તો ભૂલે છે (અને અર્જુનનું આંતર્-દ્વંદ્વ એક રીતે એટલું જ યાતનામય હતું, જેટલું હેમલેટનું), વારંવાર કૃષ્ણ એને આકાશનો નીલો વિસ્તાર બતાવવાનું ચૂકતા નથી.

પરંતુ એની આગળ વિચારવાનું નથી હોતું. શહેરની બત્તી પ્રકાશી ઊઠે છે. હું ફરી મારા યુગની પરિધિમાં પાછો ફરું છું. જૂના કિલ્લા પર અંધારું ઘેરાઈ આવ્યું છે, દિલ્હીનું પુરાણું અંધારું સદીઓથી દાઝતા, ગરમ, ધૂળભર્યા પથ્થરોને પસવારે છે. માત્ર ખુલ્લા

જાળીદાર ઝરુખામાં તડકો ટંગાઈ રહ્યો છે, કેવો અજબ વિષાદ અને મૌન છે આ ઈસ્લામી ઈમારતોમાં, જાણે રેગિસ્તાનની વચ્ચે જે વિષણ્ણ એકાંત છે, તે એક એક પથ્થર પોતા પર વેંઢારતો અહીં સુધી લઈ આવ્યો છે. ખુલ્લાં મરુસ્થળ પર નમાજની ગુંજ. શહેરની દોડધામ વચ્ચે એક શાન્ત, થોભેલી સ્મૃતિનો ટાપુ

અંધકાર સાથે અહીં પ્રેમીઓ આવે છે. દીવાલોની પાછળ કદી કદી એમની છાયા, એક દબાયેલી, ઉત્સુક જેવી ફુસફુસાહટ સંભળાય છે. વિચારું છું, અહીં એમનું આવવું કેટલું યોગ્ય છે? પથ્થરોને સ્પર્શ એનો અર્થ જ છે, શાશ્વતના એક ટુકડાને સ્પર્શવું. એક રીતે પ્રાર્થના કરવી, કમસમાં કમ એ સાંજનો પ્રેમ, એ અંધારી ઘડીની ચાહના વીતશે નહીં, આવનારાં વર્ષોમાં આ ખંડિયેરો વચ્ચે જીવંત રહેશે પથ્થર એક વફાદાર સાક્ષી છે, પ્રેમ એક માંસલ સાક્ષી. કદાચ આ ચાહવું, આ વિહ્વળ આકુળતા, આ ક્ષણમાં તમામ ક્ષણોને મટાડી દેવાની આકાંક્ષા જ છે, જે આજે પણ આપણને ઈતિહાસમાંથી ઉપાડીને મિથક સાથે જોડી દે છે શહેરના છેડે અંધકારમાં ડૂબેલાં આ ખંડિયેરોમાં એક સન્ત્રસ્ત કાળમાંથી ઊડીને પવિત્ર સમયમાં ચાલ્યા આવ છે: અહીં ન સમય છે, ન મૃત્યુ, ન તો વીતવાનો – પસાર થઈ જવાનો ભય અને ત્યારે મને સ્પેનિશ કવિ સેર્નુદાની એક પંક્તિ યાદ આવે છે:

'પ્રેમ મરતો નથી...માત્ર આપણે મરી જઈએ છીએ' □

સાભાર સ્વીકાર

**અન્વીક્ષા** : [પી ટી. સાર્વજનિક કૉલેજ ઑફ સાયન્સ, સૂરતનું ૧૯૮૮–૧૯૮૯ના વર્ષનું વાર્ષિક મુખપત્ર] સંપાદક. પ્રા. એચ ડી. જોષી.

**સંનિવાસ** : કાવ્યસંગ્રહ : ઈન્દુકુમાર ત્રિવેદી, પ્ર. પ્રણવકુમાર ઈ. ત્રિવેદી, રજનીકાન્ત વ્રજલાલ ત્રિવેદી, બી–૪, નીરવ ફ્લેટ્સ, ડ્રાઈવઈન રોડ, નવરંગપરા, અમદાવાદ–૩૮૦૦૦૯. મૂલ્ય ૧૫ રૂપિયા.

**માનવધર્મ એટલે શું?** : સતપાલજી મહારાજ, પ્ર. હંસાદેશ કાર્યાલય, ૨/૧૨, પંજાબી બાગ, નવી દિલ્હી–૨૬, મૂલ્ય રૂ. ૬.

## વાર્તા તારી, મારી પણ / એન. મોહનન

ગોળી છૂટી–તું મોતનો શિકાર થઈ ગયો. હું આથી વધારે જાણતો નથી, બનાવના સ્થળે હું નહોતો. અખબારોના સમાચાર અને ટીકા જ મારી પાસે છે. એમાં ય બે જૂથ પડી ગયાં છે.

એક સમાચાર કહે છે કે તું આખા દેશનો સન્માનની ય સ્વાતંત્ર્ય યોદ્ધો, વીર ક્રાન્તિકાર હતો દેશના અંદોલનની, જાગરણની એક મહત્ત્વની પરંપરા સ્થિર કરનારો હતો. એક શાંત સરઘસની આગેવાની લેવાના અપરાધમાં તને ગોળાથી ઠાર કરવામાં આવ્યો.

બીજામાં: એક કુખ્યાત ગુંડા પોલોસે બે હજાર આક્રમણકારી બદમાસો સાથે પોલિસચોકી પર હુમલો કર્યો, પોલિસે સ્વબચાવ માટે ગોળી છોડી એ અથડામણમાં ગુંડો માર્યો ગયો.

મારી સામે બે વાર્તા છે. હું ઘટનાનો દ્દષ્ટા નથી. પણ મારા મૃત, પોલોસ ! તને હું જાણું છું. તું મારો નોકર, રસોઈયો હતો. જરા આશ્ચર્યથી તને પૂછું, તું વીર ક્યારે થયો ? મુક્તિ સૈન્યનો યોદ્ધો ક્યારે થયો ?

–તું ગુંડો અને બદમાશ ક્યારે થયો ? આક્રમણકારી ક્યારે થયો ? સમાચાર પત્રો કહે છે કે તારી ઉંમર સોળ વરસ હતી. તું મારે માટે અગિયાર વર્ષથી ક્યારેય મોટો ન હતો. મારું અનુમાન એ જ હતું. તું બે વર્ષ મારી સાથે રહ્યો. એ દિવસોમાં તેં તારામાં રહેલા ક્રાન્તિકારી કે આક્રમણકારીને ક્યારે ય પ્રગટ કર્યો ન હતો. તું

નેક અને ભોળો હતો. સ્નેહાળ, નિષ્કલંક– એ જ વાત તારા સ્મરણમાં સાંભરે છે.

એ નાના શહેરમાં, ના એ ગામ જ હતું, એક પ્રાયવેટ કૉલેજનો અધ્યાપક બનીને હું આવેલો. નદીકિનારેના નાના ઘરમાં આપણે બંને સાથે રહેતા હતા. તું મારો નોકર, રસોઈયો હતો.

જૂન મહિનો, સવારનો સમય, વરસાદ પડતો હતો, ત્યાં કૉલેજનો પટાવાળો રામન એને સાથે લઈ આવ્યો એનો પરિચય કરાવીને કહ્યું, 'માસ્તર સાહેબ, નેક છોકરો છે. કહ્યું માનશે. પસંદ પડે તો એને નોકર રાખી લો.'

સાચું કહું કે મે એને પસંદ ન કર્યો. સાવ મેલોઘેલો હતો. ઓધરાળા વાળ, મેલાં ફાટેલાં કપડાં, ઉભરેલાં હાડકાંવાળી છાતી. એક મેલા દોરામાં ગળે લટકતો ક્રૂસ. પણ એના ચહેરે અસહાયતા અને નિષ્કલંકતા હતી એનું મોઢું ઉઠાવીને જોયું તો આંખો વેદનાનાં ખુલ્લાં દ્વાર જેવી લાગી. ત્યારે મેં એક અનાથ આત્માની નગ્ન વેદના જોઈ. એ છોકરાને પાછા વાળવાનો જીવ ન લાગ્યો, વરસાદથી ભીંજાયેલા મેઢાના બચ્ચા જેવો એ મારી પાસે આવ્યો હતો. 'જા, ન્હાઈ ધોઈને ચોખ્ખો થા!' મેં કહ્યું એ ન્હાઈને આવ્યો ત્યારે એક ધોયેલી ધોતી અને જૂનું કૂરતું મે એને આપ્યાં.

એ પછી બે વર્ષ અમે સાથે રહ્યા. માનવજીવનનું એક નાનકડું એકમ જ એ હતુ. પરંતુ હૃદય પર કોઈ કોઈ વાર એક નાની માત્રા કેઈ જાણે કેવું ય પરિવર્તન લાવે છે. મારા પોલોસ ! અજાણ્યે જ હું તને ચાહવા લાગ્યો હતો, આજે એ મને એક ગુન્હા જેવું લાગે છે. તને ચાહવાનો મને કશો અધિકાર નહોતો. 'કોને ચાહવાનો અધિકાર છે?'

તું ઈસાઈ અને હું નંપૂતિરિ બ્રાહ્મણ. ઈસાઈ અને નંપૂતિરિ બ્રાહ્મણ એકબીજાને ચાહે! તને ચાહવાનો કયો અધિકાર, કયો હક મને હતો.

હું નાનો બાળક હતો.

તે દિવસે દોસ્તોને મળીને, રમવા કુદવાની, હો-હા કરવાની કોણ જાણે કેવી કેવી ઇચ્છાઓ હૃદયમાં ઉછાળા મારતી હતી. મારી જાતમાં મારો કોઈ દોસ્ત ન હતો. કેટલી વાર મેં માર ખાધો ! કેટલી વાર મારું શુદ્ધિકર્મ થયું....'હવે પછી ગોવિંદના ગળામાં હાથ નાખીને ચાલશે ? હવે તું જેકબના ઘેર જશે ? હરિજન, મુસ્લિમોના ઘેર જઈને મોઢું એઠું કરશે ?'

માર ખાઇને લોહીભીની આંખે જોતો, ઘરના પછવાડેના થાંભલા પાસે બેસી રહેતો. ત્યારે પશ્ચિમના આકાશની જાંઘ પર પણ લાલ, ભીનાં નિશાન હું જોઈ શકતો તમાચ્છાદિત સંધ્યા મારી સાથે આંસુ સારતી.

કેટલાં વર્ષ ખરી ગયાં ! કેટલું પાણી વહી ગયું !

આજે પણ– આ નગરના કોલાહલથી મુખરિત વાતાવરણ વચ્ચે હૃદયમાં લાલ ભીનાં નિશાનો સાથે તારું વ્યથાભર્યું સ્મરણ કરું છું. આકાશ પણ રડે છે

મારો આત્મા ફરી આહત થઈ ગયો. આખર અતિ સ્નેહને કારણે મળેલો અતિ કઠોર પ્રહાર તો છું ? હા, એમાં કશો શક નથી...

પણ, મારા પોલોસ ! તું કેમ મારા દુઃખના સામ્રાજ્યમાં એક કાળી છાયા બનીને ઊભો છે ? એક ઢીલું કૂરતું પહેરીને (એ જૂનું છે ને ?) વિખરાયેલા વાળ સાથે એક પડછાયા જેવો મારા શૂન્યમાં તું કેમ આવ્યો ?

અમાન્ય પ્રેમસંસારનો તું અતિથિ હતો. અહીં પ્રવેશ કરવાની મનાઈ હતી.

એ બે વર્ષ, નદીપારના નાના ઘરમાં વીતાવ્યાં તે મારા જીવનના ઉલ્લાસનાં વર્ષો હતાં. એ દિવસમાં ચાહી શકાતું હતું, અને ચાહતો પણ હતો. તું એ બધું નથી જાણતો મારા પોલોસ ! તું પણ તો એ વખતે નાનો છોકરો હતો.

પણ, તે પત્રોમાં પ્રત્યેક બીજા દિવસે તું ટપાલ પેટીમાં નાખી આવતો હતો. તેમાં મારી જીવનકથા તરફડતી હતી. પાંખ ફફડાવી ઉઠનારી મારી અનંત અભિલાષાઓ હતી.

'તું મારું જીવન છે... તું નહીં તો જિંદગી નહીં, આપણે એકબીજા માટે જન્મ્યાં છીએ, તને જોવાને મન વ્યાકુળ છે... એક વાર આવ...'

અનાધિકારી સ્નેહની ઉજડી ગયેલી કહાણી હતી એ. એ બધું તું નહીં જાણે, તું સાવ બાળક હતો. નહોતો જાણતો એ વાત.

મને અત્યારની જગ્યાએ નગરમાં નોકરી મળી અને ત્યાંથી ઉપડવાની તૈયારી કરવા લાગ્યો, તો પોલોસ પણ કહે મને સાથે લઈ લો. મેં કહ્યું, 'મારાં લગ્ન થવા દે, ઘર માંડીશ ને તને તેડાવીશ'

પરંતુ પોલોસ! એ લગ્ન ન થયા, હવે થશે પણ નહીં. હું કદી ઘર નહીં માંડું, એટલે હું તને તેડાવી શક્યો નહીં. મારાં લગ્ન થતે, તું આવતે તો કદાચ તું આ રીતે ન મરતે. (લગ્ન થતે તો શું હું તને બોલાવતે? પત્ની કહેતે કે આપણા ઘરમાં વળી ઈસાઈ નોકર કેવો? કારણ કે તે મારી જાતિની ન હોવા છતાં હિન્દુ હતી. પત્ની હોવાને કારણે કદાચ મેં એની વાત માની પણ હોત).

પણ એક ઓર વાત હતી. મારે તને વેતનના કેટલાક રૂપિયા આપવાના બાકી હતા. શરૂથી જ એ કહેતો, 'બધો પગાર સાથે આપજો, પૈસામાંથી હું પાનની દુકાન ખોલીશ આમ પ્રસન્ન ભાવિ તરફ એની નજર હતી. એની સૌથી મોટી અભિલાષા પાનની દુકાન ખોલવાની હતી. એ બર્કીનો ઉલ્લેખ કરતો. તે ત્યાંની કાપડની મોટી દુકાનનો માલિક છે તે દુકાનમાં લાલ, ભૂરી, રંગ-બેરંગી તથા ઈન્દ્રધનુષી કિનારની વોયલની સાડીઓ આકર્ષક, વિવિધ રૂપે સજાવેલી હોય છે. દુકાનના નિયોન લાઈટના બોર્ડ પર વંચાય છે: 'બર્કી 'જકરિયા એન્ડ સન્સઃ કલોથ મર્ચન્ટ' એ બર્કી કહે છે કે પહેલાં પાનની દુકાન ચલાવતો હતો. પોલોસ એનો ઉલ્લેખ કરતો ત્યારે એના સ્વપ્નમય સંસારમાં

પ્રવેશ કરતો. હું મજાકમાં કહેતો, 'હું તારી દુકાને આવીશ– દીકરીનાં લગ્ન માટે કપડાં ખરીદવા માટે, મને ઉધાર આપજે. અને એ સ્મિત કરતો નીચે જોઈ રહેતો.

પણ હું જતે દિવસે એનું વેતન ચૂકવી શક્યો નહીં. હું ખાનગી કૉલેજનો અધ્યાપક હતો જતી વખતે મેં કહેલું કે જલદી મોકલીશ. હું બહાર આવ્યો. બધો સામાન ટેકસીમાં મૂકયો. રસ્તે મિત્રો મારી રાહ જોતા હતા. રેલ્વે સ્ટેશન ત્રણ માઇલ દૂર હતું, જતી વખતે તો એ ટેકસીમાં સામાન મૂકતો હતો, પણ જતી વખતે એ દેખાયો નહીં.

પોલોસ કયાં છે? ઘરમાં જઈને જોયું તો રસોડાની ધુમાડે કાળી પડેલી ભીંતને અઢેલીને એ ઊભો હતો. એની આંખમાં આંસુ હતાં. મને થયું વેતન ન મળવાને કારણે રડતો હશે. મેં પાંચની નોટ એને આપતાં કહ્યું, 'પોલોસ રડે છે શું, ત્યાં પહોંચીને હું તારા પૈસા મોકલી આપીશ,'

એ ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગ્યો. ડૂસકાં ભરતાં એ બોલ્યો, 'સરકાર, તમારી પાસે પૈસા આવે ત્યારે આપજો! તમે પણ એવું સમજ્યા કે હું પૈસા માટે રડું છું? સરકાર, મને સાથે લઈ લો! હું પણ તમારી સાથે આવીશ. સરકાર, મારું કોઈ નથી....'

મેં ખૂબ આગ્રહ કર્યો પણ એણે પાંચની નોટ લીધી નહીં.

ટેકસીમાં બેસતાં મેં કહ્યું, 'ઘર માંડીશ તો જરૂર તને તેડાવી લઈશ.' મને એટલું યે સૂઝયું નહીં કે એને રેલ્વે સ્ટેશને આવવું છે. ટ્રેનનો સમય થવા આવ્યો હતો. ઊપડવાને થોડી વાર હતી ત્યાં સ્ટેશને એક છોકરાને દોડતો, હાંફતો આવતો જોયો અને ત્યારે મને અપરાધબોધની તીવ્ર વેદના થઈ.

રાત હતી. વરસાદના છાંટા પડતા હતા. હું મિત્રો સાથે વાતો કરતો પ્લેટફૉર્મ પર ઊભો હતો. અચાનક જોયું કે થોડે દૂર લાઈટના થાંભલા પાસે એ છાયા જેવો ઊભો હતો. મને આશ્ચર્ય થયું. હા, તે પોલોસ હતો

'પોલોસ, તું કેમ આવ્યો ? રાત છે અને વરસાદ પડે છે...'

'તમને વિદાય આપવા માટે, સરકાર !'

એની પાસે ગયો ત્યારે એનો ચહેરો ફિક્કો પડી ગયો હતો, આંખમાં આંસુ હતાં. મારા જમણા હાથમાં એક પડીકી આપતાં એ બોલ્યો, 'સરકાર, આ તમારે માટે...' કદાચ એનું ગળું ભરાઈ આવ્યું હતુ. એ પછી એના મોઢામાંથી એક પણ શબ્દ નીકળ્યો નહીં. હાથથી મોઢુ ઢાંકી બીજી તરફ જોઈને એ રડવા લાગ્યો.

પેલી પડીકીમાં એક સસ્તી ચોકલેટ હતી.

મારા પોલોસ ! તું નહીં જાણે, ત્યારે મારું હૃદય કેવું વલોવાતું હતું. મને થયું : તને ગળે વળગાડી હું રડું તારી પીઠે હાથ ફેરવીને કહું, 'તું મારો ભાઈ છે. તને કદી નહીં ભૂલુ.' છતાં તને મોઢું ફેરવીને રડતો જોઈને હું ચૂપ રહ્યો હું નંપૂતિરી અને તું ઈસાઈ... હું માલિક, તું નોકર હતો.... હું મોટો, તું નાનો હતો...

મારા હૃદયમાં હાહાકાર મચ્યો હતો. આંખ ક્યાંક ન છલકાય તો સારું એવા ભાવે હું યે આડું જોઈ ગયો હતો.

સ્નેહ અને નિષ્કલંકતાની અલભ્ય મધુરિમાંથી મારું હૃદય ભિંજાઈ ગયું હતું, પેલી મીઠી ચોકલેટની ભેટથી પણ.

ટ્રેન ધીરે ધીરે ચાલવા લાગી ત્યારે મેં પાછળ વળીને જોયું.

નાનું પ્લેટફૉર્મ સૂમસામ થઈ ગયું. આમ તેમ વાંસની ચટાઈના બાંધા પડયા હતા કોલતારથી રંગેલી ભીંતોવાળું એ જૂનું સ્ટેશન. પારિજાતનું એક વૃક્ષ. પાસેના લાઈટના થાંભલા પાસે પોલોસ !

'સરકાર, મારું કોઈ નથી, મને પણ સાથે લઈ લો !' આ શબ્દો હજી મારા કાનમાં પડઘાતા હતા. ઠીક છે, એને ચાહનારું કોઈ નહોતું. વર્ષો પહેલાં મા ચાલી ગઈ હતી. બાપ અઠંગ દારૂડિયો. બીજી વાર લગ્ન કર્યાં બાળકો પણ થયાં એને ચાહનારું કોઈ નહોતું. પોલોસે પોતે મને કહ્યું હતું. એનો બાપ નશામાં ભાન ભૂલીને

એને મારતો. નદીપાર ઘાસ છાયેલી વાંસની ઝૂંપડી – મારી આંખોની સામે છે.

એજ ગરીબી અને સ્નેહશૂન્ય વાતાવરણમાં પોલોસને પાછા જવું પડયું હશે. એક સળગતા સંસારમાં એને જીવવું પડયું હશે. પ્રત્યેક દિવસ મારા આમંત્રણની પતીક્ષામાં એણે વીતાવ્યો હશે. મારા સુસજ્જ ઘરમાં નોકર થઈને આવવાના મારા અણલખ્યા પત્રની એ રાહ જોતો રહ્યો હશે.

પણ, પોલોસ! લગ્ન ન થયાં અને નહીં થાય. આશા બુઝાઈ ગઈ છે, સ્વપ્નની પાંખો ખરી પડી છે. પણ તને વીસરવો એ મારે માટે અશક્ય હતું, તું મારા અમાન્ય પ્રેમસંસારનો અનધિકારી અતિથિ હતો ને? જૂનમાં મૂશળધાર વરસાદ પડે છે, ત્યારે એક ભીજાયેલા બચ્ચા જેવો તું મારી સામે આવે છે. ક્ષિતિજના માર્ગે લાલ વસ્ત્રોમાં સંધ્યા નીકળે છે, એક ઢીલું ફૂરતું પહેરેલો નાનો છોકરો હાથમાં એક ભારે પત્ર લઈને આવે છે. કદાચ તારા હાથમાં એ છેલ્લો લાંબો પત્ર હશે– પેલી બાળાએ મારા પર લખેલો પત્ર એ પત્ર મને ક્યારે ય નહીં મળે, કદી નહીં મળે. તારી અને મારી વચ્ચે મૃત્યુ રૂપે પૈશાચિક સત્ય પડેલું છે. પાકી સડક પર લોહીથી બથપથ તું પડયો છે... આ કોનું કરતૂત છે? કોણે તારી પાનની દુકાન માટીમાં મેળવી દીધી! કોઈ કહે છે કે ખાકી વર્દીધારી પોલિસનું એ કરતૂત છે, કોઈ કહે છે કે કાળા ઝભ્ભાવાળા પાદરીઓની એ કરામત છે. પણ મને વિશ્વાસ પડતો નથી હું જાણું છું કે કોણે આ ક્રૂર કામ કર્યું છે. મારા પોલોસ! હું જાણી ગયો છું કે હવાના મોજાં સાથે આવતા તારા સ્વપ્નિલ વિમાન પર કોણે તોપગોળો ઝીંકયો? મેં જ એ કામ કર્યું. તને વિશ્વાસ નથી પડતો? તો સાંભળ, અમારે માટે તો માત્ર એ મનોરંજન છે. અમારી પાસે ચોખ્ખાં, સારાં કપડાં છે. નામ છે, પાછળ મોટી મોટી ડિગ્રી છે– ખોરાક મેળવવાનાં ઘણાં સાધનો છે.

સાંજટાણે મેદાનમાં ભાષણ ઝીંકીએ, પછી થાક ઉતારવા માટે રેસ્ટોરાંમાં જઈએ– તો તારા જેવા પાગલો દોડી આવે છે, અને તારા માર્ગમાં મૃત્યુ રૂપી નગ્ન સત્ય આવી પડે છે.

પોલોસ ! તારી હત્યા અમે એમ જ કરી (આ કોઈ પહેલી ઘટના નથી), હજારો વર્ષથી અમે આ મનોરંજન કરતા આવ્યા છીએ ફરક એટલો જ છે કે મારવાની રીતો બદલાતી રહે છે. હજારો વર્ષ પહેલાં એથેન્સમાં એક અંધારા ઓરડામાં તને ઝેરનો કટોરો પીવા અપાયો. એક દિવસ રોમાપુરીના રસ્તે તને જીવતો બાળ્યો. ગાલગૂથના દુર્ગમ માર્ગે કાંટાળો તાજ પહેરાવીને તારી પાસે કૂસ ઊંચકાવ્યો અને એના પર જ લટકાવી તને મારી નાખ્યો. અમે તને જ મક્કા મદીના સુધી ભગાડયો, અને થોડા સમય પહેલાં ત્રીસમી જાન્યુઆરીએ દિલ્હીના બિરલા ભવનમાં તારી છાતી પર જ અમે ગોળી છોડી.

'લે, હવે ફરી....'

પાકી સડક પર લોહીથી લથપથ તું પડ્યો છે. વાસ્તવમાં તું દૂર આવેલા નગરની પાકી સડક પર નહીં, મારા દુર્બળ અંતર આત્માની કાચી સડક પર લોહીથી લથપથ તું પડ્યો છે. લોહીનું એ ખાબોચિયું જોઈને આ લખું છું, પાસે આવેલા મેદાનમાં નેતાનું ભાષણ ચાલુ છે તે સાંભળું છું. એ કહે છે, 'એ શરીર નિર્જીવ પડ્યું છે. પોલોસ શહીદ છે ! અમર છે ! એ અજેય માનવ છે ! એ મર્યો નથી, એ વારંવાર જન્મ લે છે.' કેવું જોશીલું, ગંભીર ભાષણ ! કાલે એ નેતાને તારી ઘણી જરૂર હશે, તારા પર ગોળી છોડી તને મારવા માટે ! એટલે પોલોસ, તારે મરવું ન જોઈએ.

'એ મર્યો નથી, એ ફરી ફરીને જન્મ લે છે !'

ઠીક છે ! અધખૂલી આંખે, ખુલ્લા મોઢે તું મારા અંતરઆત્માની કાચી સડક પર પડી રહે. શું તને મૃત્યુ લઈ ગયું નથી ? તું ફરી ફરી જન્મ લેશે ? તો...અગર જન્મ લેશે તો...

—મારી પ્રાર્થના છે કે આ પૃથ્વી પર જન્મ ન લેતો, જન્મ લેશ તો અમે ફરી તને મારી નાખીશું. કૃપા કરી અહીં જન્મ ન લઈશ

તું નિષ્કલંકતાની સ્નિગ્ધ ચેતના હતો, પવિત્રતાનું મૃદુ સ્મિત— આથી મારી અભિલાષા હતી તું એક શ્વેત કમળની જેમ આ જગતના માનસરોવરમાં ખીલ. ના, એની જરૂર નથી. એ પુષ્પ તરફ માણસ પોતાનો કઠોર હાથ લંબાવશે.

નક્ષત્રલોકના તે પાર કદી નહીં કરમાતું પુષ્પ બનીને તું ખીલજે ! રજનીના ભયંકર અંધકારમાં યામા જ્યારે ભયવિહ્વળ થઈ મૂર્છિત થઈને ઢળી પડશે ત્યારે તું તારા સ્નિગ્ધ મંદ હાસનો દુગ્ધ પ્રકાશ પાથરજે.

જૂનની બીજી સવારે પ્રસન્ન મધ્યાને, લાલ સંધ્યાએ અને તમોપૂર્ણ રજનીએ હજારો– કરોડો માઈલ દૂર આવેલી એ માટીમાં રહીને તને પિછાનીશ ત્યારે હું મૂગી પ્રાર્થના કરીશ:

'સ્વર્ગમાં વસતા મારા પિતા ! તમારું પુણ્ય નામ પવિત્ર હો ! આ જગતમાં તમારું રાજ્ય હો આકાશની જેમ પૃથ્વી પર પણ'

આકાશમાં ફેલાયેલી અને થપ્પી કરી રાખેલી લાલ, સફેદ, ભૂરી રેશમી સાડીઓ.. સૂરધનુકિનારની ભૂરી, કાળી સાડીઓ તું ત્યાંની તારી દુકાને પ્રદર્શિત કરશે, નક્ષત્રોના નિયોન બલ્બમાં હું વાંચીશ :- 'પોલીસ મતાઈ....કાપડની દુકાન !'

હું મારી કદી નહીં જન્મનારી પુત્રીના લગ્નનાં કપડાં ખરીદવા માટે આવીશ વ્હાલા પોલીસ ! તું મને ઉધાર કપડાં આપજે... □

## નંદિગ્રામ–ભજન વિદ્યાતીર્થ

વલસાડથી ધરમપુર માર્ગે જતાં 'નંદિગ્રામ' સંસ્થા આવેલી છે તે અંગેની માહિતી 'કંકાવટી'ના ગયા અંકમાં આપી હતી. એ સંસ્થામાં 'ભજન વિદ્યાપીઠ' સ્થાપવાની યોજના છે.

આપણી ભજન–પરંપરા અત્યંત સમૃદ્ધ છે. આ ભજનવાણીએ આપણા લોકજીવનના પ્રાણને ટકાવી રાખ્યો છે, પણ ભજનના મર્મને સમજીને એને અસલી ઢાળમાં ગાનારા ભજનિકો હવે ભાગ્યે જ મળે છે. આધુનિકતાની હવાએ આપણી ભજનગંગાને ખૂબ પ્રદૂષિત કરી મૂકી છે. આખી પરંપરાનું મૂળ સ્વરૂપ જ લુપ્ત થઈ જાય એવી સંભાવના જન્મી છે. સંસ્કૃતિનું આ ધોવાણ અતિશય હાનિકારક છે. આ ધોવાણ અટકાવવું જોઈએ અને ભજનગંગાને ફરી શુદ્ધ કરી લોકહૃદયમાં વહેતી કરવી જોઈએ.

આ ઉદ્દેશ અર્થે નંદિગ્રામમાં એક ભજન વિદ્યાતીર્થ સ્થાપવામાં આવી રહ્યું છે. ભજનવાણીના સંરક્ષણ, સંશોધન તથા સંવર્ધન માટે તે નીચે પ્રમાણે કાર્ય કરશે.

૧ મૂળ ઢાળમાં ભજન ગાતા મરમી ભજનિકો શોધી કાઢીને તેમનાં ભજનોનું ધ્વનિમુદ્રણ કરવું, તેની કેસેટોનું સંગ્રહાલય બનાવવું. ૨ આ ધ્વનિ તથા અન્ય મુદ્રિત ભજનોમાં આવતા પાઠભેદનું સંશોધન કરી શુદ્ધ વાચના તૈયાર કરવી. ૩. શુદ્ધપાઠ અને અસલ ઢાળવાળાં ભજનોની કેસેટ તૈયાર કરી લોકો સુધી પહોંચાડવી.

૪. ભજનવાણીના અભ્યાસ માટે વર્ગો યોજવા અને નિશ્ચિત અભ્યાસક્રમ દ્વારા તાલીમ આપી ભજનિકો તૈયાર કરવા.

ભજન વિદ્યાતીર્થમાં પ્રાચીન, મધ્યકાલીન તથા અર્વાચીન વાણીને જાળવવા ઉપરાંત તે દ્વારા જીવંત પ્રેરણાનાં સંગમતીર્થો પણ રચવાં જોઈએ. આ માટે ગુજરાતી ભાષાની સાથે અન્ય ભાષાઓનાં ભજનોનો પણ અભ્યાસ થાય અને આદાન-પ્રદાનનો સેતુ રચાય તેમ જ તે દ્વારા વિવિધતામાં એકતાનો અનુભવ કરતો ભારત-પ્રાણ જાગે એ જોવાની નંદિગ્રામની ઝંખના છે.

## અભ્યાક્રમની રૂપરેખા નીચે પ્રમાણે છે

૧. ગુજરાતીમાં મહામાર્ગ, નાથયોગ તથા અખો, નરસિંહ, મીરાં, ભાણ-પરંપરા જેવા સંતો-ભક્તોની વાણી. ૨. હિન્દીમાં કબીર, નાનક, દાદુ જેવા નિર્ગુણ સંતો તથા સુર, તુલસી જેવા સગુણ સંતોની વાણી. ૩. મત્સ્યેન્દ્ર-ગોરખ જેવા નાથયોગીઓ તથા સરહપા-કાનહપા જેવા બૌધ્ધ સિધ્ધોની વાણી. ૪. આદિવાસીઓનાં ભજનો.

આ વિદ્યાર્થીઓને ભાષાવિદ્, અધ્યાત્મ-સંકેતોના મર્મજ્ઞ સંગીતજ્ઞ અધ્યાપકો અભ્યાસ કરાવશે.

## ભજન વિદ્યાતીર્થની જરૂરિયાતો

૧. એક મોટું મકાન, જેમાં અધ્યાપન, કેસેટ-સંગ્રહ, સંગીતનાં સાધનો, અધ્યાપકો-વિદ્યાર્થીઓનો નિવાસ વ. માટે વ્યવસ્થા થઈ શકે. ૨. તંબૂર, તબલાં, મંજીરાં, હારમોનિયમ, ધ્વનિમુદ્રણનાં સાધનો. ૩. કબાટ ઈ. આવશ્યક ફર્નિચર.

આ વિદ્યાપીઠ અનન્ય આરંભ છે. અહીંથી તાલીમ લઈને બહાર નીકળેલા ભજનિકો જીવ અને શિવ વચ્ચે કડી રૂપ બનતી ભજનગંગાને પ્રવાહિત કરે એવી ભાવના છે. એ સંસારઘડતર અને સંસ્કૃતિનિર્માણ માટેની વાઙ્મયી ઉપાસના છે. સંસ્થાના આ નવ પ્રયાણમાં સૌના સહકારની અપેક્ષા છે. □

શ્રીમાન, એ દાંત છે—સમુદ્રના દાંત; તે ચટ્ટાનોને કરડી રહ્યા છે ભૂખ-તરસ વિના જ, વળી કોઈ જાતની ફરના વિના.

—શ્રીમાન, આ બધી ક્રિયાઓ શું છે—અગ્નિનાં આ આવર્તન, આ વાયુની હેરફેર, સિતારાઓની અદલાબદલી, પીટાતાં નગારાં, વીજળીના કડાકા!—જાણે લશ્કર જાય છે યુદ્ધને માટે, કોઈ શત્રુ જ નથી, તો યે ?

—શ્રીમાન, આ પદાર્થ છે—તે સ્વયંભૂ છે અને પોતે નાના નાના જીવો રચે છે યુદ્ધ માટે.

—શ્રીમાન, અચાનક આ, અચાનક આ મને ચકિત કરતું અહીં કોઈ નથી, તો પણ હું તમારી સાથે વાત કરું છું અને તમે મને જવાબ આપો છો.

—શ્રીમાન, આ તો એવી ચીજો છે જે ન તો જુએ છે, ન તો સાંભળે છે, પણ તે સાંભળવા ચાહે છે, બોલવા ચાહે છે.

—શ્રીમાન, આ બધા વચ્ચે આ બિમ્બ શું છે ? કદી મુક્ત, કદી બંધન...

આ વિશાળ વિચાર—જ્યાં આકૃતિઓ આવે છે, જાય છે, જ્યાં રંગ ચમકતા રહે છે, એ શું છે ?

—શ્રીમાન, આ અંતરિક્ષ હતું, અને અંતરિક્ષ મરી રહ્યું છે. □

સમાવેશ થાય છે. રાજ્યમાં ૧૮, ૧૧૪ ગામડાં છે અને જેની વસતિ ૧૯૮૧ ની વસતિગણતરી મુજબ ૨૩૪ લાખની છે

ગુજરાતમાં ૧૮૨ તાલુકાઓ માટેની ૪૨૬૬ બેઠકોમાથી અનુસુચિત જાતિ અને જન જાતિ, તેમજ મહિલાઓ માટે અનુક્રમે ૨૯૮, ૬૬૭ ૪૮૫ બેઠકોની વહેચણી કરવામાં આવી છે. તે જ પ્રમાણે જિલ્લા પંચાયતની ૭૪૦ બેઠકોમાથી અનુસૂચિત જાતિ, અનુસુચિત જન જાતિ અને મહિલાઓ માટેની ફાળવણી અનુક્રમે ૫૪,૧૧૩,૭૩ જેટલી કરવામાં આવી છે.

પંચાયતી રાજ્યની વિશિષ્ટતા અને સફળ સંકલન માટેના ખાસ લક્ષણો નીચે મુજબ છે:

( ૧ ) ગ્રામ તાલુકા અને જિલ્લા કક્ષાએ અંગભૂત રીતે સંકળાયેલ સ્વાયત્ત વૈધાનિક સસ્થાઓનું નિર્માણ કરતો કાયદો.

( ૨ ) અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત આદિજાતિઓની વ્યકિત સહિત સમાજના નબળા વિભાગોને સામાજિક ન્યાય મળે તે માટે ત્રણેય સ્તરે સામાજિક ન્યાય સમિતિ.

( ૩ ) જિલ્લા કક્ષાએ સમર્થ કારોબારી સંસ્થા.

( ૪ ) જિલ્લા કક્ષાએ શિક્ષણ સમિતિને આમ દરજ્જો.

( ૫ ) પંચાયતને સ્પર્શતી નીતિવિષયક તમામ બાબતો અંગે સરકારને સલાહ આપવા માટે રાજ્ય પંચાયત પરિષદની જોગવાઈ.

( ૬ ) જિલ્લાના વિકાસ અને સત્તા કર્તવ્યની તબદીલ

( ૭ ) પ્રવૃત્તિઓ માટે ઉદાર ધોરણે નાણાંની તબદીલી.

( ૮ ) ગ્રામ કક્ષાથી માંડી જિલ્લા કક્ષા સુધીના સમગ્ર વિકાસ તંત્રની પંચાયત રાજ સંસ્થાઓને તબદીલી.

( ૯ ) પંચાયતરાજ–સંસ્થાઓને કેટલાંક મહેસૂલી કાર્યોની તબદીલી

( ૧૦ ) જમીનમહેસૂલની વસૂલાત અને પંચાયતના વહીવટ માટે જવાબદાર એવા તલાટી–સહ–ગ્રામ પંચાયત મંત્રી.

( ૧૧ ) પંચાયત રાજ સંસ્થાઓને ૧૦૦ ટકા મહેસૂલ વસૂલાતની

સોંપણી.

( ૧૨ ) ત્રણેય સ્તરની પંચાયતી રાજ–સંસ્થાઓને સ્થાનિક નિધિ અન્ય ઉપકાર તથા વેરાની સત્તાઓ.

( ૧૩ ) નબળા વિસ્તારોને સહાય કરવા અને કરવેરા પ્રયાસોને પ્રોત્સાહન આપવા તથ વિકાસ પ્રવૃત્તિઓ માટે નાણાં જોગવાઈ કરવા. ભંડોળની રચના.

( ૧૪ ). પંચાયત રાજ-સંસ્થાઓને માર્ગદર્શન આપવા રાજય કક્ષાએ વિકાસ આયુકતની તંત્ર-વ્યવસ્થા.

( ૧૫ ) ત્રણેય સ્તરની પંચાયત સંસ્થાઓ માટે સીધી ચૂંટણીની જોગવાઈ છે અને પંચાયતની ચૂંટણીઓ માટે મત અપવાની વય. ઘટાડીને ૧૮ વર્ષ કરવામાં આવી છે.

( ૧૬ ) તમામ પંચાયતમાં અનુસૂચિત જાતિઓ અને અનુસૂચિત આદિ જાતિઓના પ્રતિનિધિત્વની જોગવાઇ કરવામાં આવી છે.

૨૬–૪–’૮૯

# કંકાવટી

૧૯૮૯ જૂન

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૩૯ : અંક ૩૫૮ : મૂલ્ય : ૩ રૂપિયા

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૨૫. બે વર્ષના રૂા. ૪૮. વિદેશ શિલિંગ ૪૦. (દરિયાઇ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ). મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સુરત–૩૯૫૦૦૨ સરનામે જ કરવો.

વર્ષાંતે ફાઈલમાં ખૂટતા અંકો મળ્યા નથી એવી ફરિયાદ યોગ્ય નથી. અંક ન મળ્યાની જાણ એ જ માસમાં કરવી.

તંત્રી–મુદ્રક–પ્રકાશક

રતિલાલ મૂ. 'અનિલ'

માલિક : આર. આર. રૂપાવાળા

ફોન : ૪૫૦૨૮

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સુરત ૩૯૫૦૦૨

## પોતાના બાળક પ્રત્યે / કૂ થ્યેન લિન

કચરાના ઢગલામાંથી
મેં ફેંકી દીધી હતી તે
માટીની મૂરત શોધી કાઢી છે.
ટમટમિયાના પ્રકાશમાં
મેં તારાં સ્વપ્નાને વળાંક
આપવાનું શરૂ કરી દીધું, અને
તારી નાની કાર, નાનાં રમકડાં
તારા નાનાં અંતરિક્ષયાનના
ચૂરચૂરા કરી દીધા,
કદાચ, આ બધું
માતાની જરૂરિયાતોથી બહુ દૂર હતું
ખભે પાવડો લઈ હું પહાડ પરથી ઊતરી
ત્યારે મને આશા હતી કે
તેં ઘરની સફાઈ કરી હશે
પછી ચૂલો સળગાવ્યો હશે
ભાત પકવવાને...ના...
તારી આંખોમાં આંસુ હતાં
તેં પ્રતિકાર કર્યો :

'–તો, તુ કવિતા કેમ લખે છે.
ગીત કેમ ગાય છે ?'
ઓહ, મારા સમજુ દીકરા,
માએ તારા પ્રશ્ન પર વિચાર કર્યો
પણ કંઇ જ કહી શકી નહીં
એ સમજી ન શકી,
જવાબ મીઠો હશે કે તીખો ?
રાત્રીની ગહનતામાં બધું ખામોશ છે
માનું હૃદય
તારી માટીની અણઘડ મૂરતની જેમ
ગૂંચવાયેલું છે.
મારા દીકરા,
મને મારાં કાતર આંસુઓને ચૂમવા દે,
ટમટમિયાની વાટને સાફ કરવા દે...

## રાહત / વિષ્ણુ ખરે

શિયાળાની આર્ત સાંજ, ગાડીના એક વળાંકે
સૂર્ય અચાનક ડૂબી જાય છે ત્યારે જીવન્ત
રાખનારી વાતચીત ધીરે ધીરે પીળી પડીને
શ્વાસહીન બને છે અને એક સંકોચમય
શોકસંગીતના મૌનમાં પ્રત્યેક વ્યક્તિ સંકોચાઈ
જાય છે અને સાવધાનીથી આસપાસની નજરો
બચાવીને કાચની બહાર અંધકારમાં કે કોઈ
ખૂણામાં હાલતા સિગારેટના બુઝાયેલા ટુકડા પર
યત્નપૂર્વક નજર માંડીને વિચારે છે કે બીજાઓ
શું વિચારે છે, જ્યારે તેઓ પણ પોતાના સંપૃક્ત
આદિમ ભયથી આતંકિત પોતાને કંઈ પણ ન
સમજાવી શકનારી પશુઓની વાણીહીનતામાં
અટકેલા રહે છે અને ગુંગાપણાની
અસુવિધામાં ધ્રુજતા પ્રતીક્ષા કરે છે પોતાના
સ્ટેશનની કે ઊઠું અને પોતામાં બેઠેલા એક
નામહીન અજાણ્યાને ત્યાં જ છોડીને રાહતભેર
નીકળી જઈએ, પાછા વળીને જોવાનું સાહસ
કર્યા વિના.

## પાછા ફરવું / વિષ્ણુ ખરે

આપણે કેમ પાછા ફરવા માગીએ છીએ
સ્મૃતિઓ, જગ્યાઓ અને ઋતુઓમાં
જાણતા હોવા છતાં કે પાછા ફરવું એ ખોટા
શબ્દો છે, જ્યારે આપણે પાછા ફરીએ
ત્યારે ન તો આપણે એ જ હોઈએ છીએ,
ન તો રસ્તા, વૃક્ષ અને સૂર્યાસ્ત–બધું જ
બદલાયેલું હોય છે અને ચીજોનું બદલાવું
આપણી આંગળીઓ પર અદૃશ્ય શો-વિન્ડોનો
કાચ મઢયો હોય છે, અને આ તરફ રાખેલાં
સ્વપ્નોને સ્પર્શવું એક મૃગતૃષ્ણા છે,
અનુભવો, સ્પર્શો અને વસન્તમાં પાછા ફરવું
કેટલું હાસ્યાસ્પદ છે– છતાં પ્રત્યેક માણસને
ક્યાંક ને ક્યાંક પાછા ફરવાનું છે અને
પાછા ફરવું એક યંત્રણા છે, ચહેરા અને
વસ્તુઓ પર પોપડીઓ અને ત્રાસદાયક સમયના
ઉઝરડા જોઈને આપણા સામૂહિક પરાજયોનું
સ્મરણ કરવું
આયનાના વ્યોમહીન આકાશમાં એક પક્ષી
લોહીલુહાણ કોશિશ કરે છે પેલે પાર જવા માટે
અને એક નીરસ સમયમાં આપણે સહુ પાછા
ફરીએ છીએ પોતપોતાના પ્રતિબિમ્બિત એકાન્તમાં
તે પ્રાપ્ત કરવા માટે–જે અગાઉ પણ ત્યાં નહોતું.

## એકસરખા નીકળે / 'રાઝ' નવસારવી.

અંતરેથી પ્રેમની સંવાદ–ભાષા નીકળે,
લાગણીના અત્યાઘાતો એકસરખા નીકળે.

મંત્ર જેવા બોલ હું બોલું ને પડઘા નીકળે,
શું થશે, જો સ્વર્ગમાં યે આ જ દુનિયા નીકળે!

પામવાના એમને પુરુષાર્થ મિથ્યા નીકળે,
શોધો દરિયાને અને મૃગજળનાં ટીપાં નીકળે.

ખૂબ શ્રધ્ધાથી હું પામુ આપના સંસ્પર્શને,
ને અચાનક ટેરવેથી મનની શંકા નીકળે.

એવા અવસરની દુઆ માગી રહ્યો છું હે ખુદા!
તેજની રેખા ફૂટે, એમાંથી ચહેરા નીકળે.

આપણું અસ્તિત્વ કોઈ કેદખાનું તો નથી,
આનવી નીકળે, ચરણ મૂકે ને રસ્તા નીકળે.

આ ભીનો ટહૂકો આવ્યો તે લીલો નહીં ? આપણે તો ભીનું હોય તેને લીલું કહીએ ! ભીનાશ વિના વનસ્પતિ કે ઘાસ– લીલા થતાં જ નથી. પણ આ વરસાદભીના ટહૂકા કરતાં પેલો શિયાળાનો ઓસભીની સવારે થયેલો ટહૂકો વધારે લીલો અનુભવાય છે. વરસાદી ટહૂકાને ભીનો કહીએ અને શિયાળુ ટહૂકાને લીલો. એકનો એક ઉલ્લાસ ઋતુ ઋતુએ નવો નવો સ્પર્શ આપે છે, તો ઉનાળુ ટહૂકાને શું કહીશું– સૂકો ટહૂકો ? ના, ભૈ, એટલા સૂકી તબિયતના આપણે નથી. વસંતી ટહૂકા ભીના, લીલા નહીં તો રોમેન્ટિક હોય છે– અને તેમાં ભીનપ હોય તો આસવની, પણ એનો છાક ભીંજવવાને બદલે મદમસ્ત કરે.

મહોલ્લાના એક બા શેરીમાંથી પસાર થાય ત્યારે ત્યારે કોઈક ઘર પાસે થોભીને ટહૂકો કરે, '...છો કે ?' એ તેઓ કોઈ પક્ષી પાસેથી શીખ્યા કે ઊડતાં ઊડતાં બારી પાસેથી ટહૂકો કરી જતું પક્ષી પેલાં બા પાસેથી શીખ્યું– એવી શોધ પ્રેરે ખરી. ટહૂકો તે ટહૂકો ! સભાન સચિંત ચબરાક કાગડો બધી ઋતુમાં બોલે છે– પુરુષની જેમ. સ્ત્રી તો દળતાં ગાય, પાણી ભરતાં ગણગણે, બાળકને હાલો ગાય, 'અલ્યા ક્યાં ગયો ?' એવો ટહૂકો પણ કરે, પરંતુ આ પુરુષ તો મૂગો રહે ક્યાં બોલે ! ટહૂકો કરવાનો હોય ત્યાં ઘાંટો પાડે ! આટલા બધા પુરુષ કવિઓ વચ્ચે કવયિત્રી કેમ ઓછી– એ વિસ્મય રસાળ સંશોધન પ્રેરે એવું છે.

શહેરમાં હવે ટહૂકનારાં પક્ષીઓની વસ્તી ઘટી ગઈ છે તેમ બારણે થોભી ટહૂકો કરનારાં પેલાં બા જેવી બહેનોની વસ્તી પણ ઘટી ગઈ છે. ફેરિયાનું કામ નહીં કરતી બહેનો પણ હવે તો શહેરમાં ફેરિયા જેવી બૂમ પાડે છે ! બોલવામાં જે સ્વરમરોડ હતો તે હવે અછવાતો જાય છે. કમાન વળેલી ન હોય તો તીર સીધું નહીં જાય.

(અનુસંધાન પાના નં. ૪૭ પર)

## દૂર-નજીક, આંતર-બાહ્ય / જે. કૃષ્ણમૂર્તિ

આપણે બહુ વિચિત્ર માણસો છીએ. કોઈ વાતની ખોજમાં આપણે ખૂબ દૂર દૂર ભટકીએ છીએ અને તે ચીજ વસ્તુતઃ આપણી પાસે જ હોય છે સૌન્દર્ય કયાંક દૂર દૂર હોય છે, આપણી આસપાસ નથી રહેતું, સત્ય ઘરમાં નથી હોતું, કયાંક દૂર હોય છે– સામાન્યપણે આપણે એવું માનીએ છીએ. મહાત્મારૂપી સ્વામીની શોધમાં આપણે પૃથ્વીના બીજા છેડે ચાલ્યા જઈએ છીએ, અને નિકટના સાધારણ સેવકોને ભૂલી જઈએ છીએ. એક બાજુ રોજ રોજનાં સુખદુઃખોને અને રોજિંદા જીવનની સામાન્ય વાતો પણ સમજી શકતા નથી, અને બીજી બાજુ ગૂઢ અને રહસ્યમયી બાબતો પ્રાપ્ત કરવાને માટે સતત પ્રયત્ન કરીએ છીએ. એક તરફ તો આપણને આપણું પોતાનું જ કાંઇ જ્ઞાન નથી હોતું અને બીજી બાજુ કોઈ પારિતોષિક, ઈનામનું કોઈ આશાનું અથવા આદર્શ જગતનું આશ્વાસન આપે છે, તો એનું શિષ્યત્વ સ્વીકારવા અથવા એમની ચાકરી કરવાને માટે આપણે એક પગે ઊભા થઈ જવા માટે તૈયાર થઈ જઈએ છીએ. વસ્તુસ્થિતિ એ છે કે, જ્યાં સુધી આપણે સંભ્રમમાં રહીએ છીએ, ત્યાં સુધી આપણે જે જે ચયન કરીશું, પસંદ કરીશું તે તે નિશ્ચિતપણે સંભ્રમમય જ રહેશે. જો આપણી દૃષ્ટિમાં અડધું અંધત્વ આવી જાય તો આપણે સ્પષ્ટ ચોખ્ખું દેખાશે ? એવી સ્થિતિમાં આપણે જે દેખાશે તે અંશાત્મક જ હશે. એટલે એ યથાર્થ અથવા સમ્યક્ નથી હોતું. □

આ ભીનો ટહૂકો આવ્યો તે લીલો નહીં ? આપણે તો ભીનું હોય તેને લીલું કહીએ ! ભીનાશ વિના વનસ્પતિ કે ઘાસ– લીલા થતાં જ નથી. પણ આ વરસાદભીના ટહૂકા કરતાં પેલો શિયાળાનો ઓસભીની સવારે થયેલો ટહૂકો વધારે લીલો અનુભવાય છે. વરસાદી ટહૂકાને ભીનો કહીએ અને શિયાળુ ટહૂકાને લીલો. એકનો એક ઉલ્લાસ ઋતુ ઋતુએ નવો નવો સ્પર્શ આપે છે, તો ઉનાળુ ટહૂકાને શું કહીશું– સૂકો ટહૂકો ? ના, લે, એટલા સૂકી તબિયતના આપણે નથી. વસંતી ટહૂકા ભીના, લીલા નહીં તો રોમેન્ટિક હોય છે– અને તેમાં ભીનપ હોય તો આસવની, પણ એનો છાક ભીંજવવાને બદલે મદમસ્ત કરે.

મહોલ્લાના એક બા શેરીમાંથી પસાર થાય ત્યારે ત્યારે કોઈક ઘર પાસે થોભીને ટહૂકો કરે, '...છો કે ?' એ તેઓ કોઈ પક્ષી પાસેથી શીખ્યા કે ઊડતાં ઊડતાં બારી પાસેથી ટહૂકો કરી જતું પક્ષી પેલાં બા પાસેથી શીખ્યું– એવી શોધ પ્રેરે ખરી. ટહૂકો તે ટહૂકો ! સભાન સચિંત ચબરાક કાગડો બધી ઋતુમાં બોલે છે– પુરુષની જેમ. સ્ત્રી તો દળતાં ગાય, પાણી ભરતાં ગણગણે, બાળકને હાલો ગાય, 'અલ્યા ક્યાં ગયો ?' એવો ટહૂકો પણ કરે, પરંતુ આ પુરુષ તો મૂગો રહે કયાં બોલે ! ટહૂકો કરવાનો હોય ત્યાં ઘાંટો પાડે ! આટલા બધા પુરુષ કવિઓ વચ્ચે કવયિત્રી કેમ ઓછી– એ વિસ્મય રસાળ સંશોધન પ્રેરે એવું છે.

શહેરમાં હવે ટહૂકનારાં પક્ષીઓની વસ્તી ઘટી ગઈ છે તેમ બારણે થોભી ટહૂકો કરનારાં પેલાં બા જેવી બહેનોની વસ્તી પણ ઘટી ગઈ છે. ફેરિયાનું કામ નહીં કરતી બહેનો પણ હવે તો શહેરમાં ફેરિયા જેવી બૂમ પાડે છે ! બોલવામાં જે સ્વરમરોડ હતો તે હવે અછવાતો જાય છે. કમાન વળેલી ન હોય તો તીર સીધું નહીં જાય.

(અનુસંધાન પાના નં. ૪૭ પર)

## દૂર-નજીક, આંતર-બાહ્ય / જે. કૃષ્ણમૂર્તિ

આપણે બહુ વિચિત્ર માણસો છીએ. કોઈ વાતની ખોજમાં આપણે ખૂબ દૂર દૂર ભટકીએ છીએ અને તે ચીજ વસ્તુતઃ આપણી પાસે જ હોય છે સૌન્દર્ય ક્યાંક દૂર દૂર હોય છે, આપણી આસપાસ નથી રહેતું, સત્ય ઘરમાં નથી હોતું, ક્યાંક દૂર હોય છે– સામાન્યપણે આપણે એવું માનીએ છીએ. મહાત્મારૂપી સ્વામીની શોધમાં આપણે પૃથ્વીના બીજા છેડે ચાલ્યા જઈએ છીએ, અને નિકટના સાધારણ સેવકોને ભૂલી જઈએ છીએ. એક બાજુ રોજ રોજનાં સુખદુઃખોને અને રોજિંદા જીવનની સામાન્ય વાતો પણ સમજી શકતા નથી, અને બીજી બાજુ ગૂઢ અને રહસ્યમયી બાબતો પ્રાપ્ત કરવાને માટે સતત પ્રયત્ન કરીએ છીએ. એક તરફ તો આપણને આપણું પોતાનું જ કાંઇ જ્ઞાન નથી હોતું અને બીજી બાજુ કોઈ પારિતોષિક, ઈનામનું કોઈ આશાનું અથવા આદર્શ જગતનું આશ્વાસન આપે છે, તો એનું શિષ્યત્વ સ્વીકારવા અથવા એમની ચાકરી કરવાને માટે આપણે એક પગે ઊભા થઈ જવા માટે તૈયાર થઈ જઈએ છીએ. વસ્તુસ્થિતિ એ છે કે, જ્યાં સુધી આપણે સંભ્રમમાં રહીએ છીએ, ત્યાં સુધી આપણે જે જે ચયન કરીશું, પસંદ કરીશું તે તે નિશ્ચિતપણે સંભ્રમમય જ રહેશે. જો આપણી દૃષ્ટિમાં અડધું અંધત્વ આવી જાય તો આપણે સ્પષ્ટ ચોખ્ખું દેખાશે ? એવી સ્થિતિમાં આપણે જે દેખાશે તે અંશાત્મક જ હશે. એટલે એ યથાર્થ અથવા સમ્યક્ નથી હોતું. □

હેલ્પર ક્રિસ્ટી : / રતિલાલ 'અનિલ'

**તે પહેલાં—**

**સમયનો ઠઠ્ઠાચિત્રનો હાથી**

**મને કચડી નાખે એ પહેલાં**

ઉજાગરાનું હાડપિંજર

ઓખું ઓખું

ભયાવહ હસે તે પહેલાં

સાંજના આકાશમાં તણાયેલી

મારી મરણચીસ મેં સાંભળી હતી

પહેલાં યે કેટલી વાર સાંભળી હતી

મને પુનર્ જન્મમાં રસ છે કે

પુનર્ મરણમાં...કે...?

હે. ક્રિસ્ટી

આમ તો ઠેઠ મહાગુજરાત ગઝલ મંડળની સ્થાપના, ૧૯૪૨ થી અનેક યુવાનો ગઝલ સાહિત્યપ્રીતિએ આવ્યા, એમાંના કેટલાક વિદ્યમાન પણ છે, મુશાયરા પ્રવૃત્તિને કારણે આકર્ષાયેલા અને એવા કશા બાહ્ય આધાર વિના પણ કાવ્ય પદાર્થની ઉપાસના કરનાર પણ, સ્વબળે ટકી રહેનારા ય હતા.

ઉદ્ભવ-પ્રકાશનો સમય છે, એમાંના ઘણાએ ક્ષિતિવિસ્તાર પણ કર્યો છે. એ આખો સમયખંડ ખૂબ જ જીવન્ત, ગતિમાન હતો. સાહિત્યની સર્વ શાખાઓમાં નવચૈતન્યનો સંચાર થયો હતો. કાકા કાલેલકર પછી તો ગદ્યની એક નવી ઈમારત સર્જી જનારા અવિસ્મરણીય નિબંધકાર મળ્યા જ, આજે પણ ગુજરાતી લલિત નિબંધ-નિબંધિકા પરના સુ. જો. નો પ્રભાવ જોઈ શકાય છે. એમણે સ્પર્શેલા કોઈ વિષયની સાહિત્યશાખા એમના પ્રભાવથી અલિપ્ત રહી નહોતી, અને પરંપરા-નિષ્ઠ ગઝલને સુ. જો. યુગે પ્રભાવિત કરી. પણ બધી જ કંઈ આંદોલનની નીપજ નહોતી. કેટલુંક અવ્યક્તપણે સર્જક ચિત્તમાં પડ્યું હતું તે એ નિમિત્ત બહાર આવ્યું અને સાહિત્યના પ્રત્યેક નવા તબક્કે સારાં માઠાં પરિણામો આવે તેવું આ તબક્કે પણ ન બને તો જ નવાઈ. માનવસ્વભાવના અંગત સામૂહિક વલણો ઊંચી ગણાતી સપાટીએ પણ કામ કરે છે.



એ સમયમાં અણધારી રીતે સંજોગોવશાત 'કંકાવટી' હાથમાં લીધું ત્યારે એનાં જોખમોનો કશો વિચાર કર્યો નહોતો. મહાગુજરાત ગઝલ મંડળ, તે પછી 'પ્યારા બાપુ' પાંચ વર્ષ, 'પ્રજ્ઞા' છ એક માસનું સંપાદન એટલો અનુભવ તો આર્થિક જોખમો વગરનો હતો. નવું સાહસ તો સાવ જ અંગત જોખમનું બની ગયું.

આમ તો ગઝલકારને નાતે સૂરત પાછો ફર્યો ત્યારે જૂના મિત્રો ફરી મળ્યા જ, પણ 'કંકાવટી' હાથ ધર્યું ત્યારે અજિત ઠાકાર અને એક બીજા મિત્ર એમ. ટી. બી. કૉલેજમાં ભણતા હતા, હેલ્પર ક્રિસ્ટી નવયુગ કૉલેજમાં ભણતો હતો. કિસન સોસાએ સુધરાઈના છાપખાને નોકરી કરતાં ગઝલ આરંભેલી, અત્યારે લંડનમાં છે અને જેમનો 'પગલાંનીલિપિ' વાર્તાસંગ્રહ તાજેતરમાં પ્રગટ થયો છે એ યોગેશ

પટેલ, જવાહર પટેલ (હવે લખતા નથી)– આ જુવાનો અંગત મિત્રો રૂપે મળ્યા અને સુરેશ જોષી પ્રણિત ચેતનયુગ એ હતો. બધા મિત્રો ભેગા થાય, વધારેમાં વધારે ચર્ચાઓ કાવ્યની થાય. આમાં હું રૂઢિચુસ્ત ગઝલકારની શ્રેણીમાં આવેલો તોય કોઈએ મને બહારનો માણસ ન માન્યો.

સુરેશ જોષીને સૂરત આવવાનું થતું ત્યારે બધા ભેગા થાય અને મુખ્યત્વે કાવ્યચર્ચા થાય. તેમ ઊલટા પક્ષે વડોદરા પણ જઈએ–ત્યાં પણ એ જ કાર્ય થાય. આમાં નહીં ઔપચારિકતા કે સામ્પ્રદાયિકતા– કેવળ આત્મીયતા. સુ જો. નું વ્યક્તિત્વ એવું હતું આજે એ મિત્રો– માંના એક હેલ્પર ક્રિસ્ટીનું તાજેતરમાં અપમાન થયું એનો વિષાદ, એટલા માટે થતો નથી કે એને વિષેનો વિષાદ હું વર્ષોથી અનુભવતો હતો– મૃત્યુ તો એક નિમિત્ત હતુ.

પાતળિયો, આકર્ષક વ્યક્તિત્વનો, રસ પડે તેમાં ઊંડે સુધી જઈ શકનારો હેલ્પર મને કોઈ વિદેશથી આવીને ભારતમાં વસેલો યુવાન લાગ્યો છે. એની ખોજ શી હતી તે એ જાણતો નહોતો અને અમે પણ જાણી શકયા નથી. શંકારહિત કોઈ પણ ક્ષેત્રમાં જતો, અન્યને મોહ થાય એવી સફળ પારંગતતા પામતો અને 'બસ, જોઈ લીધું...' એવા ભાવે પાછો ફરી જતો ! આથી તો આવા સ્વીકાર્ય કવિને 'કંકાવટી' કે 'ગુજરાતમિત્ર'ના વાંચકો સિવાયના ભાગ્યે જ જાણતા હશે– તે ય વર્ષો પરના વાંચકો ! યુવાન અને પીઢ સર્જકોમાં પણ જે વ્યાપક પ્રસિદ્ધિની એષણાથી માંડીને અભખરા અને યુક્તિસભર આયોજનો દેખાય છે– એવું કશું એને સ્પર્શ્યું નહોતું. એકધારા પાંચેક વર્ષ, દિવસના ત્રણ ચાર કલાક સાહિત્યના પ્રશ્નોની ચર્ચા કે આસ્વાદમાં અમારા મિત્રોના ગયા. એ સફળ અધ્યાપક થઈ શકયો હોત, પણ એ બધું અડધે માર્ગે છોડી દેતો– એ અડધો રસ્તો આપણ માટે, એને તો લાગે. ખતમ થઈ ગયું– મર્યાદા જોઈ કે ક્ષિતિજ સમાપ્ત

એની ગઝલોમાં મરણનો ક્ષીણ દબાયેલો અવાજ શરુઆતથી જ સંભળાતો હતો. એની શરુઆતનો કાળ–પાંચેક વર્ષ, એ લગભગ પૂર્ણાહૂતિનો ય સમય હતો. આધુનિક સાહિત્યમાં ટકી રહે એવો શૂન્ય વિષાદનો ભાવ એનો અંતરસ્થ ભાવ હતો– એનું બાહ્ય જીવન જોનારને, બાહ્ય રીતે પામનારને એ જુદો લાગે– બહુ ઓછું લખતો અને ત્રણેક વર્ષ પછી તો તૂટક, ક્યારેક જ, આમ છતાં આધુનિક સાહિત્ય પ્રત્યેની એની પ્રીતિ છેવટ સુધી રહી. પ્રવર્તમાન પ્રત્યે એને કોઈ પૂર્વગ્રહ નહોતો, એ તટસ્થ સૌમ્ય ઉત્સુકતાથી પ્રવેશતો અને આગળ વધતો પણ થોડા પ્રવાસે એને લાગે કે છેલ્લો માઈલસ્ટોન આવી ગયો. એની શરુઆતનાં બે વર્ષ પછી, બારડોલીમાં એક બેઠકમાં ડૉ. પ્રમોદભાઈ પટેલ કહ્યું કે હેલ્પર ક્રિસ્ટીનો નાનો ભલે, પણ કાવ્યસંગ્રહ પ્રગટ થવો જોઈએ– બસ, આટલું કહેવું એની ગઝલો અને ગણતરીનાં અછાંદસના પોરણ વિશે બસ થશે.

આટલી સાદી પીઠિકા પછી એની શોકસભામાં બોલવું પડ્યું એનો અંશ ભાગ અહીં ઉતારું છું.



હેલ્પર સુ જો. એ ગુ. સાહિત્યમાં પ્રવર્તાવેલા આધુનિકતા વાદ–સમયનો કવિ છે એણે ગઝલ સિવાય થોડાં પણ સરસ અછાંદસો અને થોડા ગદ્યખંડો પણ લખ્યા છે એ સમયનો, છતાં આધુનિકતા સાથે બાહ્યાડમ્બર, કૃતકતા, ફેશનખોરી ય થોડાં ઘણાં વળગેલાં તેનાથી એ પર હતો સંવેદન અને સૌમ્ય અભિવ્યક્તિ, સૌમ્ય સાદું પોતીકું કાવ્યપઠન આદિલની યાદ અપાવતું. કિશોર–યૌવનના સંધિકાળે જ એણે જીવન જોઈ લીધું હતું, એનો વિસ્મયભાવ કેવળ મરણ પૂરતો રહ્યો હતો. છેવટે તેનો એણે સાક્ષાત્કાર કર્યો માત્ર ૩૭ વર્ષની વયે.... બીજા આધારોને એ સ્થૂળ આધારો માનતો. એને શંકા હતી કે મેં મારો આધાર ગુમાવ્યો. એ શરુઆતની એક

ગઝલમાં કહે છે :

મને છોડીને ક્યાંક ચાલ્યા ગયો છું,
ગુમાવેલ મારું શરણુ યાદ આવે.



હું પૂછ્યા કરું છું, થયું છે શું મારું;
અકાળે થયેલું મરણુ યાદ આવે.

બહુ લંબા સમયથી એણે પોતાને માટે જે સ્થિતિ સ્વીકારી લીધી હતી તે સ્થિતિનો ભાવ તે વાનગોગના પીળા સૂરજમુખી જેવું સ્મિત કરતો ત્યારે અનાયાસ પ્રગટ થતો.

એની ગઝલોમાં એક ઉદાસીનતાનો સૂર સંભળાયા કરે છે. 'શૂન્યતા' રદીફની આખી ગઝલમાં સાતત્યે એ સૂર ધીમો ધીમો સંભળાયા કરે છે જુઓ આ એક શે'રમાં ઝીણું અવલોકન :

પાંખ ફફડાવીને પંખી ક્યાંક ઊડી જાય છે,
પાંદડાની ધૂળ પર શી સળવળે છે શૂન્યતા!

પાંખના હેલારે પાંદડે ઝામેલી ધૂળ સળવળે, આમ તો ધૂળ તેના રજકણે રજકણે શૂન્ય જ હોય છે ને? તો આ જીવનપ્રવૃત્તિ એટલે શૂન્યની પરાવલમ્બી ગતિ.

એ જ ગઝલમાં એ કહે છે :

તેજનું ટપકું બની અંધારમાં ડૂબી જઇશ,
જ્યાં ન મારી પાસ કોઈ ખળભળે છે શૂન્યતા.

સ્થિતિ વિશે એ કહે છે :

સ્થિતિ યે કેવી, ન જેમાં સ્થિત હું,
ધુમ્ર થઈને બસ વિખેરાયા કરું...



પ્રાપ્તિના સંભવમાં જીવું છું છતાં,
ક્ષીણ શ્વાસોમાં હું વહેંચાયા કરું.

અને આજે એ નથી ત્યારે એના જીવન્ત અસ્તિત્વ જેવો શે'ર સાંભરે છે :

શોધતાં અસ્તિત્વ મારું ત્યાં જડે,
શબ્દના પોલાણે ગૂંજી જાય તો

અને એના કાવ્યશબ્દમાં આજે ય એ ગૂંજે છે, એ જ એનું અસ્તિત્વ છે– એની કવિતામાં એ આજેય, સૌમ્ય ગૂંજે છે.

એનું એકાન્ત ને એકલતા જુઓ :

કોઈની પાસે જવાનું ક્યાં હતું ?
જાતને પણ ક્યાં સતત મળતા રહ્યા !



આપણા જેવું કશું યે ક્યાં હતું ?
કાળને 'નામો' રૂપે મળતાં રહ્યાં.

એ એક શે'રમાં કહે છે :

હતું, હા, હતું; હા, હતું; હા, હતું;
ભલેને એ 'પગલા'થી પરતું હતું.

પગલાંથી પર એવું શું ? મૃત્યુ.

યુવાનવયે જગત છોડી ગયેલો હેલ્પર આજથી ચૌદેક વર્ષ પર આગાહી કરતો હતો :

અને અડધે રસ્તેથી પાછો ફર્યો,
કે ત્યાં મૌન લાંબી સફરનું હતું.

મૃત્યુનું નામ પાડયા વિના એણે સતત મૃત્યુનો ભાવ ઘૂંટયો છે :

બોલાવતા હશે પછીથી સૂર કોઈના,
મીંચીને આંખ દોડતું મારું હરણ હશે.

જીવન વિશે કોઈ ભાવ નહોતો એવું નહોતું, બલકે સ્પૃહા પણ હતી, પણ....

બિમ્બને પણ આયનાની છે સ્પૃહા,
કોઈની કીકીમાં દેખાયા કરું.

પણ એ સ્પૃહાને જાણે અસ્તિત્વનો ટેકો નહોતો તો એટલે એ જ ગઝલની શરુઆત એ આમ કરે છે :

હું સતત મારાથી ભિંસાયા કરું,
ભીંસથી મારી જ તરડાયા કરું.
બસ, મને છે કાન તે હું સાંભળું,
હું જ પડઘાઉં ને સંભળાયા કરું.

એને રમણીય સ્પૃહાને સંભારીને શોકમાં વિરમું તો ?

નામ તારું ભીંત પર હું કોતરું,
પણ સમયનો હાથ, તૂટી જાય તો–
બસ, હવે બેસીએ લીલા ઘાસમાં
માર્ગ વચ્ચે શ્વાસ ખૂટી જાય તો–

૪–૬–'૮૯



☐ જુદાં પડનારાં પોતપોતાના અંધકારમાં પાછાં ફરે છે·

☐ ભીના કાળા પહાડ જેવો વર્ષાળુ અંધકાર...

☐ બિલાડી શરીર સંકોચે છે, આંખ નહીં.

☐ જિંદગી તો બંધ બારણા સામે જોયા વિના આગળ વધી જવા જેવી છે....

☐ બારણું ખૂલે છે અને માણસને બદલે અવાજો બહાર આવે છે.

☐ ઘણા માણસો જોતા હોય એ ચહેરો પોતીકો લાગતો નથી.

☐ અજાણ્યે પડેલા ફોટાની જેમ કોઈની આંખે ઝડપાયા છો ?

— રતિલાલ 'અનિલ'

## એ આદમી / સંજય ચતુર્વેદી

તમે એ ગામમાં જશો તો ગામની બહાર તમને એક આદમી મળશે, તે દૂરથી તમને જોશે અને પાસે જશો તો તે પૂછવાથી માત્ર 'હા' કે 'ના' કહેશે તમારાથી થોડે દૂર એ તમારી પાછળ પાછળ આવશે, તમારા કપડાંને સંદિગ્ધ નજરે જોશે

તમે સરપંચના ઘરે જશો ત્યાં તમને તૈયાર મળશે દૂધે ધોયેલી જાતિના સંસ્કારવાળા અને તમને જાણ થશે એની બિરાદરીના ભોળપણની.

તમે ઘરોમાં જશો ત્યાં તમને મળશે કેટલાંક કૂતરાં, તૂટેલા ખાટલા અને બાળકો–બોજથી દબાયેલા અને મા–બાપ જિંદગીથી કંટાળેલા.

તમે જ્યારે ગામમાંથી બહાર નીકળશો ત્યારે એ જ પેલો માણસ તમારી પાછળ પાછળ આવશે અને એક સ્થાને થોભી જશે–કોઈ પણ આશા વગર.

તમે ફરી ગામડે નહીં જાવ, તે પણ તમારી રાહ નહીં જુએ.

☐

☐ જુદાં પડનારાં પોતપોતાના અંધકારમાં પાછાં ફરે છે.

☐ ભીના કાળા પહાડ જેવો વર્ષાળુ અંધકાર...

☐ બિલાડી શરીર સંકોચે છે, આંખ નહીં.

કાળિયો / ઈસાક બેશેવિસ સિંગર

આઘાતો, ધક્કાથી ભરી છે આ દુનિયા માથામાં વાગે એ કોઈ મજાક નથી. મસ્તક શરીરનું નાજુક અંગ છે, નહિતર આત્મા મસ્તકમાં વાસ કરે ? જિગરમાં કેમ નહીં; અથવા મને ક્ષમા કરો, આંતરડામાં કેમ નહીં ? તમે કોઈ માણસની આંખોમાં એનો આત્મા જોઈ શકો છો. આંખો બે નાનકડી બારી છે, આત્મા તેમાંથી ડોકિયાં કરે છે.

અમારા શહેરમા એક ચિમની કલીનર હતો. એનું નામ કાળિયો પડી ગયું હતું એમ તો એનાં માતાપિતાએ નામ 'યશ' રાખ્યું હતું. ચિમનીની સફાઈ કરનારા બધા કાળા હોય છે, એ સિવાય તેઓ બીજા શું હોઈ શકે ? યશને જોતા લાગે કે એ કાજળની સાથે જ જન્મ્યો છે. એના માથાના વાળ ગુચ્છાદાર હતા–કોલતાર જેવા કાળા, એની આંખો પણ કાળી હતી અને એની ત્વચા કાર્બનકણોથી આચ્છાદિત જ હોય. ચિમનીમાંથી પસાર થતો ધુમાડો એ કાર્બનકણ છોડી જાય છે. માત્ર એના દાંત સફેદ હતા. અગાઉ એનો બાપ ચિમની કલીનર હતો. યશને ઉત્તરાધિકારમાં એમનું કામ મળ્યું. યશ હવે ભર્યોભર્યો જવાન હતો, પણ કુંવારો હતો અને ઘરડી મા મેસીકોવા સાથે રહેતો હતો.

અમારા ઘરે એ મહિને એક વાર આવતો–ફર્શ પર પગલાનાં કાળાં નિશાન પાડતો. મારી મા–ઈશ્વર એના આત્માને શાંતિ બક્ષે–લગભગ દોડતી બહાર આવતી અને એને અંદર ન આવવાની તાકીદ કરતી. એને પગાર તો શહેરની સુધરાઇ આપતી, પરંતુ સ્ત્રીઓ, એ પોતાનું કામ પતાવતો ત્યારે થોડા સિક્કા કે રોટી એને આપતી. એવો રિવાજ હતો. બાળકો એનાથી ભયભીત રહેતાં, જો કે એણે ક્યારેય કોઈનું કંઈ બગાડયું નહોતું. એ ચિમની કલીનર રહ્યો એટલે શહેરનાં ઘરોની ચિમની સુરક્ષિત, દુર્ઘટનામુક્ત અને સાફ રહી. [illegible]ારે બધા સભ્ય લોકોની જેમ એ ન્હાઈધોઈને ચર્ચમાં જતો

આની સાથે, કદાચ એટલે જ એને પત્ની ન મળી.

એક સોમવારે મને બરાબર યાદ છે, જાણે ગઈ કાલની વાત હોય એમ, શહેરમાં ઘરેઘર પાણી પહોંચાડનારા ફીટલે કહ્યું કે યશ એ માળની એક ઈમારતની છત પરથી પડી ગયો. સૌએ એને માટે અફસોસ કર્યો. યશ હમેશાં બિલાડી જેવી ચપળતાથી છાપરે ચઢતો ઊતરતો, પણ દુર્ભાગ્યને શી રીતે ટાળી શકાય આમ પણ એ શહેરની સૌથી ઊંચી ઈમારત હતી. ફીટલે કહ્યું કે યશના માથામાં વાગ્યું છે, પણ કોઈ હાડકુ તૂટ્યું નથી. કોઈએ એને એના ઘરે પહોંચાડી દીધો એ શહેરને છેડે જંગલ શરૂ થાય છે ત્યાં ગંદી નાનકડી ઝૂંપડીમાં રહેતો હતો.

કેટલાક સમય સુધી યશના કોઈ સમાચાર ન મળ્યા, એક ચિમની સાફ કરનારનું શહેરમાં વળી મહત્ત્વ પણ શું? એ કામ કરવાને લાયક ન રહે તો બીજો રાખી લેવાય. પછી ફીટલ એક દિવસ ફરી આવ્યો. પોતાના ખભે પાણીની બે મશક ઉપાડીને મારી માને કહે, 'માદામ, તમે સાંભળ્યું? યશ હવે લોકોનાં દિલ વાંચી બતાવે છે.' મારી મા હસી 'આ શી મજાક છે?' 'મજાક નથી માદામ, સાવ સાચી વાત છે. માથે પાટો બાંધીને એ ખાટલે પડી રહે છે અને સૌનું રહસ્ય વાંચે છે.' 'અલ્યા, તું પાગલ તો નથી થઈ ગયો?' મારી માએ એને ઠપકાર્યો, પણ પછી તો આખા શહેરમાં એની ચર્ચા થવા લાગી. યશના માથે વાગ્યું હતું, એણે એના મસ્તકનો કોઈ નાજુક ભાગ અસેડી નાખતા એ એક દૃષ્ટા બની ગયો હતો.

અમારા શહેરના એક અધ્યાપકે, નોકોમ મેકલસે, યશને એક દિવ્યાત્મા, એક વિભૂતિ કહેવા માંડયો હતો. ભલા, આવી વાત કોઈએ સાંભળી છે? અગર માથા પર લાગતો એક આઘાત કોઈને દ્રષ્ટા બનાવી શકતો હોય તો દરેક શહેરમાં પચાસ દૃષ્ટા હોય! પણ લોકો જાતે જઈને, પોતાની આંખે એ જોઈ આવ્યા હતા. એક માણસ ગજવામાંથી મુઠ્ઠી ભરીને સિક્કા કાઢતો, પછી પૂછતો,

'યશ મારી મુટ્ઠીમાં કેટલા સિક્કા છે?' યશ કહેતો, 'આટલા સિક્કા પાંચના, આટલા દશના.' પછી સિક્કા ગણવામાં આવતા. અને યશ કહેતો એટલા સિક્કા નીકળતા બીજો માણસ પૂછતો કે ગયા અઠવાડિયે પોતે આ જ સમયે લુબલિનમાં શું કરતો હતો!" યશ કહેતો કે તમે બે બીજી વ્યક્તિઓ સાથે શરાબના અડ્ડા પર બેઠા હતા. એણે નરી આંખે જોયું હોય એટલી સ્પષ્ટતાથી એ કહેતો.

શહેરના ડૉકટરો અને બીજા અધિકારીઓને એની જાણ થઈ ત્યારે તેઓ દોડી આવ્યા. મેસીકોવાની એ ઝૂંપડી નાની હતી. એની છત એટલી નીચી હતી કે આવનારની ટોપી છતને અડે. એમણે પ્રશ્નો પૂછવા માંડયા અને યશે તમામના જવાબ દીધા. શહેરના પાદરી માટે એ ચિંતાનો વિષય બની ગયો. ખેડૂતોએ એને સંત કહેવા માંડયો. તેઓ એને પોતાના ખભે ઉપાડીને જુલુસ કાઢતો, કદાચ એને તીર્થો સુધી લઈ જતે, પણ ડૉકટરોએ એના હાલવા ચાલવાની મનાઈ કરી હતી.

એ પોતાના ખાટલે પડી રહેતો. કોઈ પણ સામાન્ય માણસની જેમ ખાતોપીતો, પોતાના પ્રિય કૂતરા સાથે રમતો. હવે ફેર એટલો હતો કે એ બધું જાણતો હતો, કોણ કયા ચક્કર કે લફરામાં છે, લોકોનાં ઉપલાં ગજવામાં અને નીચલા ગજવામાં કેટલો માલ છે, શખ્સે કયાં પૈસા છુપાવ્યા છે, એક માણસ કેટલાનો શરાબ પી ગયો હતો. એનાથી કશું જ છૂપું નહોતું. એની માએ આવનારાઓની ભીડ જોઈ ત્યારે એણે વ્યક્તિદીઠ એક કોપેક પ્રવેશ ફી રાખી. લોકોએ ખુશીથી આપી પણ ખરી. ડૉકટરે એના વિશે લુબલિન પત્ર લખ્યો, શહેરના મેયરે એના વિશે રિપોર્ટ મોકલ્યો અને અમેરિક તથા લુબલિનથી એને જોવા માટે ઉચ્ચાધિકારીઓ અને ઘણા ય લોકો આવવા લાગ્યા. પછી એવું સાંભળ્યું કે ગવર્નરે પોતાનો એક પ્રતિનિધિ મોકલ્યો છે. મેયર ભયભીત થઈ ગયા. તરત શહેરની તમામ સડકો સ્વચ્છ કરવાનો હુકમ થયો, બજાર તો એવું સરસ ચમકાવવામાં

આવ્યું કે રસ્તા પર એક તણખલું પણ દેખાય નહીં. ટાઉનહૉલને ઉતાવળે રંગવામાં આવ્યો. આ બધું કોને કારણે થયું? યશને કારણે, એક અદના ચિમની ક્લીનર યશને કારણે.

અતિથિઓના મંડળ યશને એની ઝૂંપડીએ મળવા ગયાં. એમણે યશને જે પ્રશ્નો પૂછ્યા અને યશે એના જે જવાબ આપ્યા તેનાથી સૌને પરસેવો છૂટવા લાગ્યો. ભલા કોઈ એ જાણી શકે ખરા કે આવા મોટા લોકો કેવા કુકર્મોમાં સંડોવાયેલા છે? એ બધા લાંચ લેતા હતા અને યશે સ્પષ્ટ શબ્દોમાં એ કહ્યું.

એક ચિમની ક્લીનરની સમજ કેટલી! સૌથી મહત્ત્વના અતિથિનું નામ ભૂલી ગયો છું. એણે ભારપૂર્વક કહ્યું કે યશ માનસિક રીતે અસાધારણ છે અને એને પાગલખાને મોકલી દેવો જોઈએ, પણ ડૉક્ટરે સાફ સાફ કહ્યું કે એને અહીંથી ખસેડવાનો નથી. સામાન્ય પ્રવાસ પણ એને માટે જીવલેણ બની શકે છે.

અફવા હતી કે ડૉક્ટર અને અમલદારો વચ્ચે ઉગ્ર બોલાચાલી થઈ, અને મારામારી સુધી વાત પહોંચી. પરંતુ ડૉક્ટર પોતે એક અધિકારી હતો અને જે રિપોર્ટ થતો એમાં એનો અભિપ્રાય સામેલ હોય. એ એક આગ્રહી મિજાજનો માણસ હતો.

એ ચોખ્ખો હતો એને કશાનો ભય નહોતો. આ વખતે તો ડૉક્ટર જીત્યો, પણ સરકારના પ્રતિનિધિએ સરકારને એક રિપોર્ટ મોકલ્યો કે યશ પાગલ છે, અને એણે ફરિયાદ પણ કરી હશે, કારણ કે ડૉક્ટરની બદલી થઈ ગઈ.

એ દરમ્યાન યશનો જખ્મ રૂઝાયો હતો એણે ફરી ચિમની સાફ કરવાનું કામ શરૂ કરી દીધું હતું. પણ એની અદ્ભુત અતીન્દ્રિય દૃષ્ટિ બરાબર રહી, એ ચિમની સાફ કર્યા પછી ઘરમાં ઘૂસતો અને મહિલા પૂછતી, 'પેલા ખાનામાં શું છે? અથવા મારી મુઠ્ઠીમાં શું છે કે અને શું જમ્યા તે કહે' અને યશ બધું બતાવી દેતો. એ પૂછતી, "આ બધું તેં કઈ રીતે જાણ્યું?' એ પોતાના ખભા ઊંચા કરતો

અને કહેતો, 'બસ, મને ખબર પડી જાય છે. માથામાં વાગ્યું એનો કમાલ છે' તે સાથે માથા તરફ આંગળી ચીંધતો એને મોટાં શહેરોમાં લઈ જવાયો હોત તો લોકો ટિકિટ ખરીદીને એને જોવા પૂછવા આવતે, પણ એવી જહેમત કોણ ઉઠાવે ?

શહેરમાં સંખ્યાબંધ ચોર હતા. એ છત પરથી કપડાં કે બીજું તફડાવતા, પણ હવે એમને માટે ચોરી કરવાનું અશક્ય થઈ ગયું. કોઈ ચીજ ચોરાય કે લોકો સીધા યશ પાસે જાય અને એ ચોરનું નામ અને ઠેકાણું બતાવી દેતો, ચોરીનો માલ ક્યાં છૂપાવ્યો છે તે પણ કહેતો. સંખ્યાબંધ ચોરો એણે આપેલી માહિતીને કારણે જેલમાં પહોચ્યા. એ બધા યશના દુશ્મન થઈ ગયા અને એને ધમકી આપવા લાગ્યા, યશ એમના ઈરાદા પહેલેથી જ જાણી લેતો. એ રાત્રે એ લોકો યશને મારવા આવ્યા પણ તેઓ આવે તે પહેલાં એ પાસેના ખેતરમાં છુપાઈ ગયો.

... લોકો ચીજો માટે ખોદતા હતા, પૈસા, ઘરેણાં મેળવવા માટે અને યશ બતાવી દેતો કે ક્યાં દાટેલું છે. એ વિચારવા માટે થોભતો પણ નહીં. કોઈનું બાળક ખોવાય તો મા યશ પાસે આવતી અને એ એને એના બાળક પાસે લઈ જતી. ચોરોએ અફવા ઉડાવી કે ખુદ યશ બાળકોને છુપાવે છે, પણ એવી અદ્ધર વાતો પર વિશ્વાસ કોણ મૂકે, વળી એ જે કંઈ માહિતી આપતો એના બદલામાં એને કંઈ અપાતું પણ નહીં. એની મા તો પૈસાની માગ કરતી, પણ એ પોતે સાવ બેવકૂફ હતો. પૈસાનું મહત્ત્વ એણે ક્યારેય જાણ્યું નહીં.

શહેરમા એક ધર્મગુરુ હતા. રેબ આરેલ. તેઓ એક મોટા શહેરમાથી આવ્યા હતા. આ વખતે એમણે વાર્ષિક પ્રવચન આપ્યું તો, તમે જાણો છો શેના પર ? ચિમની ક્લીનર યશ પર ! એમણે કહ્યું, 'નાસ્તિક લોકો મૂસાને પયગમ્બર માનવાનો ઈન્કાર કરે છે અને બધું તર્કશુદ્ધ ધોરણે થવું જોઈએ એમ કહે છે. તો પછી ચિમની ક્લીનર યશ કેવી રીતે જાણી લીધું કે બેકરની દીકરી પોતાની લગ્નની

વીંટી કૂવામાં પાડી બેઠી છે ? અને ચિમની ક્લીનર યશ ખોયેલી ચીજો વિશે જાણી શકે છે તો કોઈ વ્યક્તિ સંતોની સિદ્ધિઓ વિશે કઈ રીતે સંદેહ કરી શકે ?' શહેરમાં કેટલાક અવિશ્વાસી લોકો હતા, પણ એમની પાસે કોઈ જવાબ નહોતો.

એ દરમ્યાન યશના સમાચાર વહેતા વહેતા વોર્સો અને બીજા સ્થાનો સુધી પહોંચી ગયા હતા. અખબારોમાં એના વિશે લેખો છપાવા લાગ્યા હતા. ત્યારે વોર્સોથી યશને મળવા માટે એક કમિશન મોકલાયું, મેયરે ફરી વાર શહેરમાં લાઉડસ્પીકર ફેરવ્યાં. ઘરો અને ગલીઓને સાફ કરવાના હુકમો શહેરમાં પહોંચાડવા માટે ફરી બજારની સડકો ચમકદાર થઈ ઊઠી. સુકથ (એક યહૂદી ઉત્સવ) પછી વરસાદ શરૂ થઈ ગયો.

અમારા શહેરમાં એક જ પાકી સડક હતી, ચર્ચ સ્ટ્રીટ, બાકી રસ્તા પર લાકડાના પાટિયા મૂકી દેવામાં આવ્યાં. વોર્સોથી આવેલા અતિથિઓને ધૂળ-કાદવમાં ચાલવુ ન પડે એ માટે આખું શહેર જીવન્ત અને સ્ફૂર્તિમાં આવી ગયું માત્ર યશ એ પ્રત્યે ઉદાસીન હતો. ચિમની સાફ કરવામાં નિમગ્ન હતો. એને એટલી સામાન્ય સમજ પણ નહોતી કે વોર્સોથી આવનારા વિશિષ્ટ અતિથિ છે, એમનાથી એણે ભયભીત થવું જોઇએ.

હવે થયું એવું કે અતિથિઓ આવે તેના એક દિવસ પહેલાં બરફ વરસ્યો, કરાં પડ્યાં એની આગલી રાતે બેકર ચેમની ચિમનીમાથી ચિણગારીઓ અને ભડકા નીકળવા લાગ્યાં. યશને બોલાવવામાં આવ્યો. બેકરની ચિમનીમાં પુષ્કળ કાર્બન હોય છે. યશ નીચે ઊતરતો હતો ત્યારે એ લપસ્યો અને પડી ગયો. ફરી એના માથા પર ચોટ લાગી, જો કે આ વખતે બહુ વાગ્યું નહોતું, લોહી પણ નીકળ્યું નહીં, એ એના ઘેર ચાલ્યો ગયો.

બીજા દિવસે વોર્સોથી આવેલા અતિથિઓએ યશને પ્રશ્નો કર્યા ત્યારે એને કંઈ જ યાદ નહોતું. પહેલા માથામાં વાગ્યું ત્યારે કશુંક

ખૂલી ગયું અને બીજી વાર વાગ્યું ત્યારે તે બંધ થઈ ગયું. અતિથિઓએ પૂછ્યું કે અમારી પાસે કેટલા પૈસા છે? આગલા દિવસે અમે શું જમ્યા હતા, અઠવાડિયા પહેલાં અત્યારે અમે શું કરતા હતા? પણ યશ તો મૂર્ખની જેમ એમની સામે જોતો રહ્યો અને કહેતો રહ્યો, 'હું કંઈ જાણતો નથી.'

અધિકારીઓ ગુસ્સાથી ધૂંધવાઈ ઊઠ્યા. એમણે પોલિસ અને ડૉકટરને ઠપકો આપવા માંડયો. એમણે ધમકાવીને પૂછ્યું કે આ મૂર્ખ, અર્ધા પાગલ માણસને જોવા માટે અમને શા માટે અહીં લાવવામાં આવ્યા? એ કશું જાણતો નથી, માત્ર ચિમની ક્લિનર છે!'

પોલીસ ચીફ અને બીજાઓએ કસમ ખાધા કે હજી એક દિવસ પહેલાં યશ બધું જ કહેતો હતો, પરંતુ અધિકારીઓ સાંભળવા માટે તૈયાર નહોતા. કોઈએ એમને કહ્યું કે યશ છત પરથી પડી ગયો હતો અને બીજી વાર માથામાં વાગ્યું હતું, પણ લોકો તો જે જુએ અનુભવે તેના પર જ વિશ્વાસ મૂકે છે. પોલીસ ચીફે યશનું માથું ઠોકવા માંડયું. કદાચ અંદર કોઈ ભાગ ઢીલો પડયો હોય તો સરખો થઈ જાય, અને અંતરજ્ઞાનની ગ્રન્થિ ખૂલી જાય પરંતુ મગજમાં એક વાર કોઈ બારણું બંધ થઈ જાય છે ત્યારે કાયમને માટે બંધ થઈ જાય છે.

અધિકારીઓ વીલે પાછા ફર્યા. એમણે શરૂથી તે અંત સુધીની કહાણી ખોટી હોવાનું જણાવ્યું. યશ પહેલાંની જેમ ચિમનીઓ સાફ કરવા લાગ્યો, એક બે વર્ષ સુધી. પછી શહેરમાં મહામારી ફેલાઈ અને એ મરી ગયો.

મગજમાં અનેક નાનાં નાનાં દ્વાર અને ખાનાં છે. કોઈ કોઈ વાર માથા પર આઘાત લાગે છે કે મગજની બધી વ્યવસ્થા બગડી જાય છે. કશુંક ખૂલી જાય છે અથવા કાયમ માટે બંધ થઈ જાય છે. એ બધું કેવળ 'આત્મા' સાથે સંબંધ ધરાવે છે. કોઈની આંખોમાં દેખાય છે, અંધારામાં હાલતા કોઈ સ્વપ્નની જેમ ભીતર જ શુષ્ક થઈ જાય, મરી ચૂકેલા માનવીય વિચારોની જેમ. ⊡

## પતંગિયું થઈ ગયેલા રતિભાઈની વાર્તા /

મણિલાલ હ. પટેલ

નહીં ધારેલો રસ્તો અચાનક સામે આવીને ઊભો રહી ગયેલ હતો. રતિભાઈ આથી મૂંઝાઈ ગયા હતા. શું કરવું એ સૂઝતું નહોતું. મન તો ઘણું ય તલપાપડ થતું હતું પણ રતિભાઈ રહ્યા સમજુ માણસ. સમયે એમને ઘડેલા નીંભાડે ઈંટો પાકે ને જેવી વાસ આવે એવી વાસ રતિભાઈના કોઠામાંથી આવતી રહેતી.

જે રસ્તે જવું નહીં એ રસ્તાની વાત પણ શું કામ કરવી જોઈએ? એમ માનનારા રતિભાઈ અંદરથી ઢીલા પડી ગયેલા.

પોતાને ફૂલો ગમતાં.

કે ફૂલો ગમવાં એ વાતમાં પાપ થોડું છે? એમ તો ઋતુએ ઋતુએ વૃક્ષોને કૂંપળો ફૂટતી એ ય રતિભાઈને ગમતી. ફૂલો કરતાં ય સોહામણું સ્મિત રતિભાઈને ઉપરતળે કરી મૂકતું. પણ સમજુ રતિભાઈ મન વાળી લેતા

ગળાથી હમણાં જ ધોયું હોય એવું આભલું ચકચક થતું હતું. નીચે બધી ભોંયમાં નોખો તરી આવતો ચાંદનીના રેલા જેવો રસ્તો. શોભાનો પાર નહિ, પાછો બિન્ધાસ્ત !

રસ્તો નવો નક્કોર. હજી કોઈની પગલી પણ પડી નહોતી. સુગન્ધની છાલકે રતિભાઈને ઝકઝોરી નાખ્યા હતા. રતિભાઈની અંદર પોતાને રસ્તે ચાલ્યો જતો શાણો અને ડહાપણ ભરેલો જીવનયાત્રી પણ અચાનક ઊભો રહી ગયો.

રતિભાઈ મનને લગામ કરે એ પહેલાં એ મરકટ તો ટોચે ટેકરે ચડીને નવા નક્કોર રસ્તાને જોવામાં પરોવાઈ ગયેલું. રસ્તો પતંગિયાંથી છલકાતો હતો.

નર્યો રંગ ચંચળ. રૂપરૂભર પારો, પારાનો રેલો જોઈ લ્યો, પતંગિયાના રંગોને આંગળાંથી અડી લેવાની રતિભાઈમાં ઈચ્છાઓ જન્મી.

આ કૈં બરોબર ના કહેવાય, સાલું ! એમ એમને થતું હતું. પણ એ પોતાના રસ્તાની ધારે ક્યારે આવી ગયા એ ય એમને ખ્યાલ નહોતો રહ્યો રસ્તાની પાછળ એ રઘવાયા થઈ ગયેલા. ઘા ખાસ્સો ઊંડો હતો.

ઘવાયેલા માણસને પીડા ઉપડે એવી પીડા રાત દિવસ રતિભાઈને વળગતી, વ્હાલ કરતી, ગળચટી વ્યથા પહોંચાડતી હતી. મનને એમણે પડકારેલું :

'મૂરખ ! આપણાથી આડે રસ્તે ના જવાય.'

કોઈ ખડખડાટ હસતું હોય એવું સંભળાતા રતિભાઈએ જરા ભોંઠપ જેવું અનુભવેલું.

પવન મંદમંદ વાતો રહેતો

નવો રસ્તો ફરફરતો હતો. ચારે તરફ દુપટ્ટાઓ દુપટ્ટાઓ. વ્યગ્રના વાદ્ય જેવું ઘૂરકતી રહેલી રતિભાઈમાં.

પણ હજી રતિભાઈના ખોડાઈ જવા તરફ નવા રસ્તાનું જરીકે ય ધ્યાન નહીં ગયેલું

રતિભાઈ ટગર ટગર એને જોવા લાગ્યા.

પછી તો એ ક્રમ થઈ ગયો.

'જોઈ લે જીવડા', 'જોઈ લે દીકરા', જોવામાં શું જાય છે ?' રતિભાઈ રતિભાઈનો કાન આમળતા આમળતા કહ્યે જતા.

પહેલાં આવા રસ્તાઓ એમના માર્ગમાં આવેલા ય ખરા.

કેટલીક મનમોહક પગદંડીઓ મોસમી પવનો જેવા રૂમાલ ફરકાવતી આવી લાગેલી.

રૂપાળી કેડીઓ પણ જળરેલા શી વહી આવેલી.

ત્યારે તો રતિભાઈ પણ નવા નક્કોર રસ્તાનો રૂઆબ ધરાવતા—પગદંડી મળે તો એ હાથ લંબાવતા.

નજરો પાથરતા. પાંપણના છાંયડા કરતા. રાતો રુમાલ થઈને ફરફરી ઊઠતા.

રસ્તાના ઘાસમાં આળોટી લેવાના સણકા પણ ઉપડતા એકાદ વાર તો એ અવનવા રસ્તાનો રોમાંચ લેવા ઉપડેલા ય ખરા. પગલાં પાડતા પાડતા જવાની બીક લાગતી, પણ રસ્તો હોય તો પગલાં પડે જ ને ?

બીજી વાર બાવળિયાનો કાંટો વાગેલો. પાકીને ફરફોલો થયેલો. રતિભાઈ ખાટલે ખૂણે થતા રહેલા. ખાતાં દાઝયા તે કોને કહે ?

'પણ એ વખતનું દર્દ આજે થાય તો જીવ ટાઢો પડે.' કોણ બોલ્યું એ રતિભાઈને સમજાયું નહીં.

નવો રસ્તો એમની છેક પાસે, લગોલગ આવી ગયો હતો. ટગર ટગર તાકતો રસ્તો તસુએ તસુએ તસતસતો હતો. અણુઅણુમાં ઉલ્લાસ છલકાતો હતો. રસ્તો કઠોર હતો. રસ્તો કપરો હતો. હૃદયહીન.

'ગમે તેમ થાય, સડસડાટ ચાલી નીકળવું. આ ઘડી ચૂકવી નથી જન્મારો એળે જવા દેવો નથી.'

'મળ્યા જે બે રસ્તા અધિક અહીં તે ચાહી લઈએ.' મનને નિસરણી મળી. રતિભાઈ વિફર્યા, ઠપકાર્યું એને.

'બસ, બસ, હવે ! બહુ થયું. ના જોઈ હોય તો મોટી ચાહ્યાની પૂંછડી. સાલી ટોપી ! ટણપી...'

રાત–દિવસ એકાકાર. કાઠો કાળ. વસમો વખત. રતિભાઈ મથવા છતાં એકે ય પા ડગલું ભરી શકતા નથી. વર્ષો તો આવે અને જાય.

રતિભાઇમાં ઠલવાતાં જાય પતંગિયાં, રંગબેરંગી પતંગિયાં. ના કહેવાય ના રહેવાય, રંગો વચ્ચે લુખ્ખા ય શેં રહેવાય ?

નવો રસ્તો તો એ ય, 'નજર પાથરીને બેઠો છે. એની બેઉ બાજુ કાળી કાળી રાત લઈને વહ્યા કરતાં ખળખળતાં ઝરણાં છે.

'ગાલે ખંજન આંખે અંજન શમણાં આવે આવે કે ઊડી જાય.' નવો રસ્તો ઘડી ય વિસરાય નહીં. માખણમાંથી કંડારેલા શિલ્પ જેવો નવો નક્કોર રસ્તો. કમનીય વળાંકો. મોગરા વેરે સ્મિત. ચન્દ્ર–આંખો. ઊઘડું ઊઘડું થવા ઝંખે પોયણાં. નક્ષત્રો ઊડે આગિયા. આ બેઉ બાજુ કમળ ટેકરીઓ માથે સૂરજ.

ઘૂઘરી વાગે ને રતિભાઈથી રહેવાય નહીં.

'આટલાં વર્ષો પછી ય રસ્તાનું આવું મારકણું આકર્ષણ, ના, ના, રતિભાઈ! ચાલો, ખભે ભાર છે ને આપણો માર્ગ રાહ જુએ છે.'

પણ ડગલુ ભરાય તો ચલાયને ? રતિભાઈ નક્કર આરંભ કરે ને બરફ ઓગળે, મીણ ઓગળે. રતિભાઇ રતિભાઈવાળી કરવામાં ન મેલે પણ એમનું ચાલે નહીં.

નવા નક્કોર રસ્તાની બેઉ બાજુ વૃક્ષોની હાર. કદમ્બ અને કેળ. રતિભાઈને એની છાંયાનાં કામરુ કામણ જંપ વળવા નથી દેતાં.

બેઉ તરફ તળાવો. લીલાં કાચ પાણી, એમાં શમણાં પ્રતિબિમ્બાયા કરે. ચોમેર ઘાસ. સારસ યુગ્મોના ટહૂકાઓ ડાંગરનાં દૂધે ચડેલાં ખેતરોની વાસ આવે. રસ્તામાંથી ઊંચી ચડી ચૂકેલી મધુમાલતી. રાત્રિને મઘમઘાવી મૂકતાં પારિજાત. અવશ રતિભાઈ કરે શું!?

રસ્તો રતિભાઇની સન્મુખ તે સન્મુખ. લિસ્સી કરાડ કોતરો. શેવાળ પરથી રતિભાઇના પગ લપસી પડે. રતિભાઈ પહોંચે પાતાળોમાં મરુણ–કથ્થાઈ ટેકરીઓ રતિભાઈની હથેળીઓમાં વવળાટ ચામડી ઊતરી જાય. રતિભાઇ બેઠા થવા, ઊભા રહેવા મથે. ચારે તરફ અજગર ભરડા. ને રસ્તો કઠોર.

રહેજ સ્પર્શ અને જળમાં તરંગો જ તરંગો વહી આવે લીલાં-રીંછ વનો. કોણ વગાડે છે જળતરંગ પહેલી જ વાર પ્રાણ માટે ?” આ આકાશ સમેટાઈ આવ્યું એક આંસુ માત્રમાં. લખોટી જેવી પૃથ્વીની તે શી વિસાત !

'ઝાકળ પહેરીને ઊભેલી ચમેલી, છાતી કોરીને ભમરીએ ઘર કર્યાં.'

રતિભાઈએ ભાર ઉતારી વિસામો કર્યો. રાત પડી. ઝૂંપડી બાંધી વય ને આયખું કવચ કુંડળની જેમ એમણે પોતામાંના જીવન-યાત્રીને આપી દીધાં. હળવાશ પહેરી લીધી એમણે ઊંઘવા કાજે.

નવો રસ્તો સવારની તાજપ લઈને ઊભેલો. ઘટતા ધુમ્મસમાં નિશ્ચલ જ્યોત બળતા દીવાઓ દેખાતા હતા. રતિભાઈએ પડખું બદલવા પ્રયત્ન કર્યો. બન્ને હાથની જગાએ, રતિભાઈએ જોયું તો, પોતાને પાંખો ફૂટી હતી. એના રંગો જોઈને એ હર્ષોન્મત્ત થઈ ઊઠ્યા. જીવનયાત્રીની આંખો વિસ્મયચકિત થાય ને ચિંતાવાણી સંભળાવવા હોઠ ખૂલે એ પહેલાં તો—

રતિભાઈએ પાંખો ફફડાવી. જોતજોતામાં રતિભાઈ પતંગિયું બનીને ઊડી નીકળ્યા... નવા નક્કોર રસ્તા પર. ફરરર... દૂર દૂર... રતિભાઈને સમજાઈ ગયું હતું કે પતંગિયાને પગલી પડવાનો ડર હોતો નથી.... 

□ જિંદગી તો બંધ બારણા સામે જોયા વિના આગળ વધી જવા જેવી છે.

□ બારણું ખૂલે છે અને માણસને બદલે અવાજો બહાર આવે છે.

□ ઘણા માણસો જોતા હોય એ ચહેરો પોતીકો લાગતો નથી.

## આ હું / તે હું / પ્રાણજીવન મહેતા

હુંની સામે આ હું બેઠો છે. હું જાણે નહીં આ હું તે કોણ. પણ આ હું જાણે તે હું તે કોણ. બન્ને સામસામે બેઠા. બેઠા એક-બીજાને તાકે. તાંતણાની જેમ નજર લંબાય. લંબાતી નજર અધ-વચાળ તૂટી પડે. તૂટેલી નજરને પાછા સાંધવાનો પ્રયત્ન કરે. પણ તૂટેલું સંધાય નહીં, તે નહીં.

હું ઊઠી ઊભો થઈને આ હુંથી તેર ડગલાં દૂર પણે ત્યાં જઈ બેઠો. ત્યાં બેઠો બેઠો તાકયા કરે પાછો. તીરની જેમ, પણ વચ્ચે પણછ ઢીલી પડે, ઓગળી જાય. પીગળી જાય એથી આ હું દેખાય નહીં. તે હું કાંઇ ભાળી શકે નહીં.

તે હુંના મનમાં થાય. આ હું એકાએક કયાં ઓગળી ગાયબ થયો ? આસપાસ આંગળ અંગૂઠો મેલી ફેરવી નક્કી કરે-અહીં ના ધૂળ ના ધુમ્મસ. ના છાંયો, ના તડકો ને આમ સમૂળગો હું કયાં થઇ ગયો ગુમ ? બૂમ પાડી ધુમ્મસ હોય તો ઓગાળી નાખું. ગાળી નાખું. ધૂળ હોય તો ખંખેરી મેલું. છાંયો તડકો સઘળું સેળભેળ કરી ભાળું આ હું ગયો કયાં ઘડીકમાં ? બૂમ પાડવાનો વિચાર તો આવે. પણ ગળામાં સ્વરપેટીની બધી પીન ગોળ ગૂંચળું વળી ગયાની અંદર ઘૂમી-ફરી રહી અવાજ બહાર આવી શકે નહીં. અંદરોઅંદર ઘૂમ્યા કરે. બૂમ પાડવાનું પડતું મેલી ફેર વિચાર કર્યો. આ હું આમ એકાએક ગયો કયાં ? લાવ, તાળી પાડું. કદાચ

એને સંભળાય. બન્ને હાથથી તાળી પાડવાનો પ્રયત્ન કર્યો, પણ અવાજ વચ્ચેથી જ સરકી જઈ એના પગ પર અથડાયો–અફડાયો. હું ઘડી પળ ચમકી ઊઠયો. આ શું અફડાયું–અથડાયું અહીં–આ પગ પર. વિચારનાં નીચે નમી જોયું. નીચે નમી જુએ તો અવાજ, બે પગ વચાળે અફડાઈ જમીન સોંસરો હેઠે ઊતરી ગયેલો. ત્યાં જમીનમાં સહેજ ઊંડો ખાડો પડેલો હુંને દેખાયો.

જમીન પર હાથ પસરાવી પારખ્યું. ખાડો અંગૂઠા વેંત ઊંડો જણાયો ખાડામાં હું એ અંગૂઠો મેલી ખાડાનું પૂરેપૂરું માપ પ્રમાણ તારવવા પ્રયત્ન કર્યો જમીન પરના ખાડે અંગૂઠો મૂકતાં સૂફી દીધો. ધીમે ધીમે પેલો હાથતાળીનો અવાજ ખાડામાં ઊંડે ઊતરતો ગયો. હું તો હાથ અંગૂઠાથી માંડી આંગળથી પોંચીથી કોણી સુધી ખાડામાં ગરકાવ થઈ ગયો હું આ હુંના વિચારમાં ને વિચારમાં પોતે ખાડામાં અંગૂઠો જ મૂક્યો છે એના જ ધ્યાનમાં હજુ. એવામાં હુંને અંગૂઠે વીંછી જેવું કશું ડંખ્યું. મનમાંથી બધું આપમેળે ખંખેરાઈ ગયું. કોણી સમેત હાથ ખાડાની અંદર ગરકાવ થઈ ગયેલ તેનું ભાન થયું. એકાએક પોતાનો કોણી લગ હાથ ખાડાની અંદર ગરકાવ થયેલ તે ખાડાની અંદરથી બહાર ખેંચી કાઢવા શરીરને એક ઝાટકો દીધો. હાથ જાણે કોઈ મૂળિયાં સાથે ભેરવાઈ જડાઈ ગયો ત્યાં ખાડાની અંદર જડાયેલો રહ્યો તે હું ત્યાં ઢગલો થઈ ખાડા પર ઢળી પડયો.

બૂમ પાડી શકાય એમ નહોતું. તાળી પાડી અવાજ કરવા ગયો તે ભોંય પટકાયો. વીંછી જેવું કશું ડંખ્યું. અંગૂઠે કોણી સમેત હાથ ખાડામાં ગરકાવ. બહાર ખેંચવા જતાં જાતે જ ઢગલો ભોંય પર એટલામાં હુંને કશોક અવાજ સંભળાયો. માન્યું આ હુંનો અવાજ હશે. કદાચ આટલામાં તો બીજું કોઈ હતું જ નહીં. હા, આ હુંનો જ અવાજ હોવો જોઈએ. કાન સરવા કર્યા. માથું ફેરવ્યું આંખો આમતેમ ઘૂમાવી. ગોળાકારે. ડાબે–જમણે. આસપાસનું સઘળું હું ને ગોળ ફરતું ભળાયું. કાન નજીક અવાજ ચાડિયાની જેમ

ખોડાઈ ગયો. ગોળ ફરતી નજરમાં હું ને કાંઈ પરખાયું નહીં. આંખો આપમેળે ઢળી ગઈ.

આ હું અહીં બેઠો બેઠો બધું જોયા કરે. હુ ને થયું તે હું ત્યાં ઢગલો થઈ ઢળી પડયો તે કેમ? ઘડીક પહેલાં તો તે હું અહીંથી ઊભો થઈ ત્યાં બેઠો. બેઠાં બેઠાં શું સૂઝયું તે વળી આમ ઘડીકમાં જમીન પર ઢેફાની જેમ ઢળી પડયો? હું અહીં બેઠો વિચારે. એને થયું તે હું જરૂર કંઈ જમીન પર હાથ મારી સાંભળી રહ્યો લાગે અથવા કશું દાટેલું ફંફોસે. લાવ જોઉં તો ખરો હું તે શું કરે ત્યાં. પડયો પડયો હું ત્યાંથી ઊભો થયો આળસ ખંખેરી, જાત ખંખેરી સ્વસ્થ થયો. એક ડગલું આગળ વધ્યો. બીજું ડગલું માંડવા જતો હતો ત્યાં પાછો હું ને વળી વિચાર આવ્યો. તે હુ ત્યાં શું કરે તેનું જાણી મારે શું કામ? ભલે પડયો ત્યાં. પડયો પડયો કાન માંડી કશું કથા જેવું છો સાંભળે. છો ફંફોસતો દાટેલું જે કાંઈ હોય ત્યાં તે.. આગળ માંડેલું એક ડગલું પાછળ હઠવા પ્રયત્ન કર્યો હુનો પગ ભોંય પરથી પાછો અદ્ધર ઊંચકાય નહીં કેમે ય કરીને. પાછળનો પગ આગળ મૂકવા યત્ન કર્યો પાછો તે પણ વ્યર્થ. હુંને થયું બન્ને પગ જમીન સાથે ખોડાઇ ગયા થાંભલાની જેમ કે કેમ વળી? હું એ પોતાના આખા શરીરને હચમચાવી જોસભેર જમીન પરથી બન્ને પગ ઊંચકવા ફેર પ્રયત્ન કર્યો પણ નિષ્ફળ. એમ જ ત્યાં ખોડાઈ જડાઈ રહ્યો

હુંની આંખ આગળ ધુમ્મસ ફરી વળ્યું. કાનમાં બહેરાશ પ્રવેશી ગઈ. બન્ને હાથ પવનચક્કી જેમ ફેરવતો હું ત્યાં થાંભલા શો ખોડાઈ ઊભો. તે હું તે ત્યાં ઊભા ઊભા જોઈ રહ્યો. બૂમ પાડવાની ઈચ્છા થઈ તે થંભી ગયો. આંખને એક ખૂણે આંસુ ટપક કરતું એ ઊભો હતો ત્યાં એના પગ પર પડયું. બીજું પડયું. બન્ને પગ હવે સખત જમીન સાથે જડાઈ ગયા. હવે વધુ આંસુ ન ટપકે એમ વિચારી હું બન્ને આંખ મીંચી ત્યાં ઊભો. એવામાં ઊડતો

ઊડતો એક હોલો આ હું ના માથે આવી બેઠો. વાળમાં ચાંચ ઘસી. ઘાસ સમજી ચાંચથી વાળ ઉખેડવા માંડયો. હું એ માથું ધુણાવ્યું. હોલો ફરફર ઊડવા જતો હતો પણ એના પગ હું ના વાળ ભેળા ભેરવાઈ ગયેલા. વાળ ખેંચાયા. હોલો હું ને માથે આમ તેમ ફરફરી રહ્યો. હું ના માથેથી થોડા વાળ ખેંચાઈ ઉખડી જઈ હોલાના પગમાં ભેરવાઈ રહ્યા. હોલો ત્યાંથી ઊડી ગયો. હું ના મોંએ ચીસ નીકળી ગઈ.

તે હું ત્યાં જમીન પર પડયો રહ્યો એટલામાં જ સરકતો ફરકતો એક કરોળિયો એના કાન ફરતે ફરી વળ્યો. ધીમે ધીમે કરોળિયાએ હું ના કાનની ફરતે જાળું બાંધ્યું. એક ખૂણે જઈ ભરાઈ બેઠો. પેલા એ હું ની ચીસ હું ના કાને આવી અફડાઈ. હું ના કાન ફરતે કરોળિયાએ બાંધેલા જાળામાં ધબ્બ કરતી ફસકાઈ પડી. જાળું હલ-બલ્યું. કરોળિયો સજાગ થયો. સરકવા મંડયો. હું ને થયું આ કાન ફરતે જરૂર કશું અફડાયું લાગે. શું અફડાયું છે તે એને સમજાયું નહીં ત્યાં કરોળિયો સરકતો સંવ કર્ણમૂળ પાસે આવી અટકયો. જાળામાં શું સપડાયું છે તે શોધવા આમતેમ ફર્યો. હું ના કાનની આડે પરદો પડી ગયેલો. એણે ત્યાં પડયા પડયા એક હાથ ઊંચો કરી કાન તરફ વાળવા પ્રયત્ન કર્યો હાથ કરી ઊંચકાયો. અદ્ધર થયો. અને ધબાક પાછો પટમાં પછડાયો. ધૂળ ઊડી, હાથ પર માટી ચોંટી ગઈ. ઊડતી ધૂળ કરોળિયાના ભેરવાઈ. ધૂંધવાયેલો કરોળિયો આમતેમ જાળામાં ઘૂમી ફરી વળ્યો. છેવટ કશું ન મળતાં તે હું ના કર્ણમૂળને કરડવા બેઠો.

પેલો હોલો ઊડતો ઊડતો તે હું ની પીઠ પર જઈ બેઠો. એના પગે ભેરવાઈ ગયેલા વાળનો ગુચ્છ હું ની પીઠ પર પગ ઘસી પછાડી દૂર કરવા મથતો રહ્યો હું ને લાગ્યું આ પીઠ પર પથ્થર જેવું કંઈ પડ-ઉપડ થયા કરે છે તે શું? એ જાણવા સમજવા હું એ ડોક ફેરવી જોવા પ્રયત્ન કર્યો. ડોક થોડી મચકોડાઈ. મરડાઈ, આંખેથી કંઈ ભાળી શકાયું નહીં. પીઠ પર હજુ હોલો પગ ઘસી-

ખડકાઈ. સાંભળી સૂણી દેખી ભાળી પારખી શકાય નહીં. એટલામાં જ ઊડયા કરતો હોલો ફરતો ઊડતો પાછો હું ના પગ પર આવી બેઠો.

આ હું ક્યારનો આમ સ્થિર થાંભલા શો ઊભેલો તે તેના પગ પર નાના નાના જીવ-જંતુ ચડી આવી ફરી રહ્યાં હોલો પગ પર ચાંચ મારી એક પછી એક જીવડાં હડપ કરતો ગયો. હું ના પગ ટોચતો ગયો. ચાંચ ટોચાતાં હું ના જમીન સોતા જડાઈ ખોડાઇ ગયેલા પગ પરથી રેતી ધૂળના પડ ઉખડવા લાગ્યા હું ને કંઈ ભળાય નહીં. સંભળાય– સૂણાય કંઈ જ નહીં. હોલો ચાંચ ટોચતો ગયો. ધૂળ માટી થર હું ના પગેથી ખરતા ઉખડતા ગયા. હોલાની ચાંચ હું ને પગે સોયાની જેમ ટોચાઇ. ઠેઠ ઊંડે. સોસરી ઊતરી ગઇ. હું ને પગે કંઈ કાંટા શૂળ જેવું ભોંકાયું–ભરાયું, સીસકારો, નીકળી ગયો. મોંફાડમાં ભરાયેલ ધૂળકણ હવામાં ફંગોળાયા. હોલાની પીઠે ધૂળકણ પછડાતાં હોલો ઊડવા મંડયો. પણ હોલાની ચાંચ આ હુંના પગની અંદર ઠેઠ ઊંડે ખીલાની જેમ ખૂંતી ગયેલી તે ઝટ નીકળે નહીં. હોલાએ પાંખો ફફડાવી. ઝડપભર ચાંચ બહાર કાઢવા પ્રયત્ન કરો. છેવટ ખીલો ખસ્યો હોલો પાંખ ફફડાવતો ઊડયો. ઊડતાં ઊડતાં હોલાની પાંખની ઝાપટ આ હુંના લમણે લાગી. આ હું સમતોલપણું ગુમાવી તેર ડગલાં દૂર ભોય પડેલા તે હું ના પડછાયે જઈ પટકાયો.

☐

પછાડી વાળના ગુચ્છથી છૂટવા મથી રહેલો હું ને પીઠ પર ખડક પરના પથ્થરો ખસી જઈ ઢગલો થઈ ખડકાઈ જતા હોય તેવો ભાર જણાયો. પીઠ પર પડખે આસપાસ પથ્થર ઢગ ખડકાઈ ગયાનો ભાસ થયો. પીઠ પડખું ફરી શકાયું નહીં ડોક ફેરવવા જતાં મરડાઈ મચકોડાઈ ગઈ. પડયો રહ્યો. વાળનો ગુચ્છ છૂટો પડતાં હોલો હું ની પીઠ પરથી ઊડી ગયો. બન્ને પગના નિશાન હું ની પીઠે અંકાઈ ગયાં હોલાના બન્ને પગનાં નિશાન હું ની પીઠે પંજાની જેમ જડાઈ જકડાઈ પીઠ ફરતે ભીંસ ભરડો લેવા લાગ્યા. પીઠની પાંસળીઓ હાડકાં ધીરે ધીરે સંકોચાઈ સમેટાઈ હડેડાટ તૂટલા ભાંગવા મંડયાં. હું ને એક કાને કરોળિયાનું જાળું. કરોળિયો કર્ણમૂળને કરડતો. બીજો કાન જમીનભેર, હું ને આ ભાંગ તૂટની ભાળ પણ થઈ નહીં. પીઠ પર કશું ભારેખમ ખડકાઇ રહ્યું છે તે જણાય-અનુભવાય. હું પાછો પડખું ફેરવવા કણસ્યો પડખું ફરવા જતાં હુ નો એક હાથ કોણી લગી ખાડામાં ખોડાઈ ગયેલો તે વધુ ખાડાની અંદર ખેંચાતો ગયો. હું એ પડખું ફરવાનો વિચાર–યત્ન પડતા મૂકી કણસાટ કરી જમીન પર પગ પછાડયા.

આ હું અહીં ખોડાઈ ઊભો રહ્યો. બન્ને પગ ભોંય ભેળા થાંભલા શા જડ. હું ઊભો ઊભો જોઈ રહ્યો, ત્યાં પણ. તે હું કાં પગ પછાડે અમથો અમથો ? હું ને થયું જરૂર તે હું ને ભોંય ફ ફોસતાં કશું મળી ગયું લાગે, કે પછી કાન માંડી કયારનો કંઈ સાંભળી રહ્યો તે કથાસાર સુણી જરૂર હરખાતો હશે છો હરખાય હુના મનમાં થયું દોટ મૂકી તે હું કને પહોંચી જાઉં નહિ. પણ વ્યર્થ. તે હું એ પાછા પગ પછાડયા તે પટ પરથી ધૂળ ઊડી. થોડી ઉપર ચડી, ઘટ બની હવામાં ઘૂમી પવનને એક સૂસવાટે હું ઊભો હતો ત્યાં તેના મોં પર જઈ પછડાઈ ધૂળનો ધબાકો હું ના ચહેરા પર છવાઇ ગયો. આંખ નાક કાન મોંમા ધૂળ પ્રવેશી ગઈ. કાન ફરતે ધૂળની ઢગલી

ખડકાઈ. સાંભળી સૂણી દેખી ભાળી પારખી શકાય નહીં, એટલામાં જ ઊડયા કરતો હોલો ફરતો ઊડતો પાછો હું ના પગ પર આવી બેઠો.

આ હું ક્યારનો આમ સ્થિર થાંભલા શો ઊભેલો તે તેના પગ પર નાના નાના જીવ-જંતુ ચડી આવી ફરી રહ્યાં હોલો પગ પર ચાંચ મારી એક પછી એક જીવડાં હડપ કરતો ગયો. હું ના પગ ટોચતો ગયો. ચાંચ ટોચાતાં હું ના જમીન સોતા જડાઈ ખોડાઇ ગયેલા પગ પરથી રેતી ધૂળના પડ ઉખડવા લાગ્યા હું ને કઈ ભળાય નહીં. સંભળાય- સૂણાય કંઈ જ નહીં. હોલો ચાંચ ટોચતો ગયો. ધૂળ માટી થર હું ના પગેથી ખરતા ઉખડતા ગયા. હોલાની ચાંચ હું ને પગે સોયાની જેમ ટોચાઇ. ઠેઠ ઊંડે. સોસરી ઊતરી ગઇ. હું ને પગે કઈ કાંટા શૂળ જેવું ભોંકાયું-ભરાયું, સીસકારો, નીકળી ગયો. મોંફાડમાં ભરાયેલ ધૂળકણ હવામાં ફંગોળાયા. હોલાની પાંિ ધૂળકણ પછડાતાં હોલો ઊડવા મંડયો. પણ હોલાની ચાંચ આ હુંના પગની અંદર ઠેઠ ઊંડે ખીલાની જેમ ખૂંતી ગયેલી તે ઝટ નીકળે નહીં. હોલાએ પાંખો ફફડાવી. ઝડપભર ચાંચ બહાર કાઢવા પ્રયત્ન કરે. છેવટ ખીલો ખસ્યો હોલો પાંખ ફફડાવતો ઊડયો. ઊડતાં ઊડતાં હોલાની પાંખની ઝાપટ આ હુંના લમણે લાગી. આ હું સમતોલપણું ગુમાવી તેર ડગલાં દૂર ભોંય પડેલા તે હું ના પડછાયે જઈ પટકાયો.

☐

## ગણુતરી–આંતર્મનની ગતિની દૃશ્યાત્મકતા

/ ઇલા નાયક

બાહ્ય વાસ્તવથી આંતર વાસ્તવ તરફનો આધુનિક વાર્તાનો ઝોક એની વિશિષ્ટ સામગ્રી છે આથી મનનાં ભીતરી સંચલનો વિવિધ રીતિનો આશ્રય લઈ આધુનિક વાર્તામાં વ્યક્ત થયાં છે. મનોવિશ્વનાં ચેતન–અર્ધચેતન–અચેતન સ્તરોને મુખ્યત્વે આધારભૂમિ તરીકે લેવાય છે. ચિનુ મોદીની 'ગણુતરી' વાર્તામાં આવો જ અચેતન મનના નીચેના સ્તરોના એક પ્રવાસનો આલેખ અપાયો છે મનના આંતર–સ્તરોને મૂર્ત કરતી આ વાર્તામાં વિશિષ્ટ અભિવ્યક્તિથી કપોલકલ્પિતનો વિનિયોગ થયો છે. આ વાર્તાનો નાયક એમની અન્ય વાર્તાઓ 'તડકો' અને 'સિંદૂરનું પડીકું' કે કાવ્ય 'ઓચ્છવલાલ'ના ઓચ્છવલાલોનો સગોત્ર છે આ ઓચ્છવલાલોમાં દેખીતા સત્યના અતિક્રમણની લાલસા પડેલી છે. કથાના પ્રારંભમાં જ નાયક ઓચ્છવલાલ એમને ખબર પણ ન પડે એમ તરંગમાં સરે છે. આંખ પર પહેરેલાં ચશ્મા નીચે પડી જાય છે, અટકાવ્યાં અટકતાં નથી અને માર્ગદર્શક બનીને ઓચ્છવલાલને દોરે છે. લિફ્ટમાં નીચે જતા હોય તેમ ભોંયમાં નીચે ને નીચે ઊતરતાં એક પછી એક પાતાળ પસાર થતાં જાય છે. ત્યાં

એમને વિલક્ષણ અનુભવો થાય છે. સાવ નીચેની ભોંય પર પહોંચતાં પહેલાં જ ઓચ્છવલાલની કાયામાં અચાનક ફેરફારો થાય છે. કારણ વગરનાં હતાં એ અંગો આપમેળે વગર પીડાએ શરીરથી છૂટાં પડે છે. એમની પાસે એક હાથ, પગ, આંખ, કાન રહે છે. હવે તેમની પાસે બધું જ ગણતરીનું, ન વધારે ન ઓછું, બાકી રહે છે. તેમને આ નવી પરિસ્થિતિનો આનંદ છે. તેમને મગજમાં વિચારો અને તરંગો પણ ગણતરીના જ આવે છે. એવામાં આગળ ને આગળ દોડતાં ચશ્મા સાવ નીચેની ભોંય પર પડી જાય છે અને પડતાંની સાથે જ આશ્ચર્યકારક ઘટના ઘટે છે પહેલાં ચશ્માની એક દાંડી અને એક કાચ ગાયબ બને છે. આથી તેમને ધ્રાસકો પડે છે કે પોતાની કાયા પણ ભોંય પર પછડાતાં કાયાપણું ખોઈ દેશે તો ? અને તેઓ તેમના ખોયેલા ડાબા પગ, હાથ, કાન, આંખને મદદે બોલાવી લે છે. ભોંય નીચેની ભોંયનો તેમને ડર લાગે છે. તેથી છેક તળિયા સુધી જઈ ભોંયને અડયા વિના પાછા સપાટીએ આવે છે.

મનુષ્ય જ્યારે અંદરની સૃષ્ટિ તરફ નજર નાંખે છે ત્યારે એમાનાં વિવિધ અકલ્પ્ય રૂપો જોઈ એ સ્તબ્ધ અને અવાક્ બની જાય છે. 'સ્વ'ને તળની સપાટીથી જોઈને એને સ્વીકારવાની વાત અત્યંત દુર્લભ છે. આથી જ તો તળિયાનો સ્પર્શ કર્યા વિના જ આ વાર્તામાં ઓચ્છવલાલ સપાટી પર પાછા ફરે છે. અહીં વાર્તાકારે કપોલકલ્પિત માટે ચશ્માને પ્રયોજ્યાં છે. ચશ્માને લિફ્ટમેન તરીકે ઓળખાવ્યાં છે એમાં—આ બન્નેમાં વિનિયોગ આકર્ષક છે. ચશ્મા અને લિફ્ટ બન્ને શારીરિક ક્ષમતાને ઉલ્લંઘી જનારાં સક્ષમ સાધનો છે અને આંતરિક ચેતનાનો પ્રવાસ એવાં સક્ષમ સાધનોની ઉચિત સહાયથી થયેલો છે. પણ પછી ઈન્દ્રિયો ખરવા સાથે ચશ્માને ગાયબ થયેલાં જોઇ પોતાની કાયાનું શું ? નો પ્રશ્ન ઓચ્છવલાલના આરંભના આનંદને ભયમાં રૂપાંતરિત કરી એમને વિક્ષિપ્ત કરી નાંખે છે. વાર્તામાં આ ક્ષણનો વિસ્ફોટ ચમત્કારિક છે. કાયાને અતિક્રમીને

નાગનાગણો અને સાત પાતાળના પૌરાણિક સંકેતો અને લિફ્ટ, લિફ્ટમેન, એરકંડીશન્ડ થિયેટર, એડન, વિમલા સરકસ વગેરેના આધુનિક સંકેતો પુરાણકાળ અને સાંપ્રતકાળનું સંનિધીકરણ રચે છે. સાત પાતાળ અને અંધકાર અસંપ્રજ્ઞાત મનનો સીધો સંકેત આપે છે. સમગ્ર વાર્તા વાંચતાં આછો અનુભવાતો વક્રવિનોદનો દોર ચૂકી જવાય તો ચાલે તેમ નથી, વાસ્તવિકતાથી તિર્યક્ જઈ કપોલકલ્પિત સુધી પહોંચતી આ વાર્તામાં આંતરમનની ગતિ પૂરી દશ્યાત્મકતાથી વ્યક્ત થઈ છે. □

□ વિસ્મયમાં ઉંમર ઘટાડી નાખવાનો ચમત્કારિક ગુણ રહેલો છે.

□ અજાણ્યે પડેલા ફોટાની જેમ કોઈની આંખે ઝડપાયા છો ?

□ જિંદગી એક બહુ જ નબળો આગ્રહ છે.

□ મધુવનમાં મહુડાનાં ઝાડ ફરે છે !

□ નહીં ખખડાવેલું બારણું ઉપેક્ષિત નથી હોતું....

□ નીરવતાને શું ? એ તો કૂવામાં પણ પડી રહે !

□ દરેક ભયને પોતાનો પરસેવો હોય છે.

□ ભય અને ઉલ્લાસ વચ્ચેના 'અને' ટાપુમાં હું રહું છે.

□ દામ્પત્યનો સ્કેચ વિગ્રહરેખાથી લંબાય છે.

□ ભય અને ખુશી–બંને આતુર હોય છે.

–રતિલાલ 'અનિલ'

કરેલો. કંઈ નહીં. મારું મરકલડું આ જ્યોત લંબાવે છે એ એનું 'ભગિનીકૃત્ય' છે, હું તો કંઈ એકધારું મરકી શકું નહીં, મારા હોઠ અને આંખોને બીજાં ઘરનાં ને બહારનાં બીજાં કામ હોય કે નહીં? ગૃહિણીએ ઉમ્મર, ઘરેણાં અને ચાંદીના પોલિયા અને પ્રકાશ આપતા ઉંબર–કોડિયા પ્રત્યે કૃતજ્ઞતા વ્યક્ત કરવા ભાઈબીજ સુધી ઉંબરે અને લાભ પાંચમ સુધી ટોડલે દીવા મૂક્યા, જો કે એને લાભ તો ઉંબરના કોડિયાએ જ કરાવેલો ઉંબરે માણસને દીપોત્સવ આપ્યો અને આખું ઘર મીઠું ધીમું હસે એ માટે દીવાના પ્રકાશમાં પોતે એકધારી વિશેષ ઉજળી પ્રસન્નતા વિખેર્યા કરી.



લલ્લુભાઈ બે પાંદડે થયા પણ એમણે એનો પડિયો ન બનાવ્યો પણ ઘર હતું તોયે બીજો ફ્લેટ બાંધ્યો. બધાં કહ્યા કરે છે, લલ્લુભાઈ તે નવા ભવનમાં કેમ જતા નથી? 'જૂનું ઘર ખાલી કરતાં' એવી કોઈ કવિતા મારે લખવી નથી એમ કહી શક્યા હોત, પણ એમણે કહ્યું કે લકઝરી કહેવાતો ફ્લેટ બાંડો છે, બોડો છે, એના બારણાંને ઉંબર નથી, ટોડલા નથી, બહારથી ઘરમાં આવ–જા કરું છતાં કશું ઓળંગતો નથી, કોઈ આડી રેખા મને રોકતી નથી, અને જવા દેતી નથી, એવો કોઈ સંદર્ભ સંપડાવે નહીં, હું એવા નવા ઘરમાં કેમ રહેવા જાઉં? દીવાનખાને બેસું ત્યારે મને ટગર ટગર અનિમેષ નજરે જોનારું કોઈ નહીં, મારા અસ્તિત્વનો સાક્ષી ઉંબર નહીં, મારા ગતિસૂચક જીવનનો, આવ–જાનો મૂગો સાક્ષી ઉંબર નહીં, ત્યાં હું શા માટે જાઉં? હું ઉંબર સાક્ષીએ આજ સુધી જીવ્યો છું અને ઉંબરે ઘણુ બધું જીવાડયું છે, એવું જીવન્ત છોડીને હું ઉંબરવિહોણા ફ્લેટમાં રહેવા જાઉં? હરગિજ નહીં!

લલ્લુભાઈના સમોવડા મિત્ર દેસાઈભાઈએ કહ્યું, 'બધું કલોલ–કલ્પિત છે!'



## હું આવીશ / લક્ષ્મીશંકર મિશ્ર

હું આવીશ એક ગજવામાં તારી સ્મૃતિ લઈને અને ખાજામાં ઉદ્, એ તો ચીંથરું છે, હું આવીશ.

હું આવીશ કેમ કે કોઈ પોકારે તો આવવું જ પડે છે.

જેના આગમનની આશા ન હોય, નહીં હોય એના આગમનની ખુશી બનીને હું આવીશ.

અવધૂતોની જેમ, સંતો, ફકીરો, દરવેશોની જેમ, આ પાગલપણું છે, કે હા હું સૂફી છું, હા હું રત્નસેન, દક્ષિણ પશ્ચિમ મોનસુનની હવા બનીને આવીશ.

હું આવીશ કેમ કે બેચેની પછી કવિતાની પંક્તિઓ આવે છે, કેમ કે સભ્યતાઓને માટે નદીઓ આવે છે.

હું આવીશ કેમ કે દક્ષિણનો આદમી ઉત્તરમાં જાય છે, હું તારી જાતિ નહીં પૂછું, અને મારી નસલ પણ નહીં બતાવું, ભૂસાની નીચે દાણો, હું આવું ત્યારે મને એ રીતે પિછાણજે

મારો ચહેરો ન તો અપૂર્વ છે ન તો વિશિષ્ટ, હું એ માટે ક્ષમા નથી માગતો કે મારો ચહેરો બીજા લાખો ચહેરા જેવો જ છે.

અવધનો માણસ ઓળખી લેવાય છે એમ મને ઓળખજે, જો એ સાચું છે કે પરસેવામાં પરિવર્તન, લોહીમાં ઈચ્છા અને બદદુવાસીમાં ઈતિહાસ ઓળખી લેવાય છે તો મને ઓળખજે, મને ઓળખજે કે હજાર વર્ષ જૂનો પૂર્વપુરુષ પણ ઓળખી લેવાય છે, હું ફૂલ નથી, ચાંદ પણ નહીં.

મારો રંગ વિંધ્યસમાન શ્યામ છે, દુનિયાની સૌથી જૂની નદીના સ્વાદ જેવો છે મારા પરસેવાનો સ્વાદ, મને મારી ખટાશ,

તીખાશ, કડવાશ અને અમ્લથી ઓળખજે, હીંગ, ગંધક, નમક અને તેજાબથી ઓળખજે મને–મને ઓળખજે મારી ભીતર ભેગા થતા સાઈનાઈડથી.

હું જાણું છું કે માણસ સાથેના પ્રેમની કિંમત શું છે અને માણસ પ્રત્યેની નફરતનો પુરસ્કાર શું છે, જેલમ સુધી પહોંચવાનો માર્ગ હું તમને નથી પૂછતો, રેલવેપ્રધાનના પાટા ઓળંગતી કોઈ ડોસીની સીધી આંગળીની સીધી દિશાએ આગળ વધતો હું આવીશ, જેમ દરજી પોતાની સોય શોધે છે, મોચી પોતાની રાંપી, ખેડૂત પોતાની ગુમ થઈ ગયેલી તમાકુની ડબ્બી, જેમ કોઈ આત્મા શોધે છે, હું આવીશ તને શોધતો તલાશ કરતો અંધારા ખૂણાઓમાં જાગતો જગાડતો હું આવીશ.

દરેક માણસ તેના જીવનમાં ઓછામાં ઓછું એક યુદ્ધ લડે છે, કોઈ નામિબિયા માટે, કોઈ નિકારાગુઆ માટે, મને ઓળખજે કારણ કે પોતાના ઘર માટે બદહવાસ પેલેસ્ટાઇનીઓને પ્રત્યેક પિછાને છે, સવાર થઈને, પાંખ થઈને, તુરાઈ અને દેશ બનીને હું આવીશ

મરતા માણસમાં પાછો ફરતો શ્વાસ, પોતાના ઊગમ તરફ પાછી ફરતી નદી અને બીજ તરફ પાછું ફરતું વૃક્ષ–કબીરની અવળ-વાણીની જેમ આવીશ.

હા, હું આવીશ ઈતિહાસની સૌથી વિકટ પગદંડી પર દોડતો, અઢારસો સત્તાવનના ખેડૂતનો પુકાર બનીને, કોઈ ખીણમાંથી નજીક આવતી સભ્યતાના પગરવ જેવો, લોકભાષાઓ જેવો લંગડાતો, પુકાર કરતો હું આવીશ.

મારો પરિચયપત્ર કોઈ સતાવાયેલા માણસના ગજવામાંથી મળી શકે છે, મારા જીવન્ત રહેવાનો અર્થ છે કે સૌથી વધારે સતાવાયેલા માણસ પણ જીવન્ત રહી શકે છે, મને ઓળખજે કે સંસારનો સૌથી ઉપેક્ષિત માણસ પણ ચાહે છે કે પોતાને પિછાનવામાં આવે. 

(અનુસંધાન પાના નં. ૮ પરનું)

એ કદાચ ટહૂકો કરનારી બહેનો જાણે છે. બારણે થોભે, સહેજ વળે અને ટહૂકો કરે, '....બેન, છો કે?'

ફેરિયાઓને ભાગ્યે જ સંસ્કાર–પુરુષ કહી શકાય આમ છતાં એમના સંસ્કાર શહેરીઓમાં આવતા જાય છે અને જેમને કશું વેચવું નથી હોતું તેઓ પણ બૂમ પાડે છે!

આપણે બૂમ અને ટહૂકા વચ્ચે જીવીએ છીએ. બૂમ વધારે ને ટહૂકા ઓછા! મહોલ્લામાં વસ્તી કરતાં ફેરિયા વધારે છે એવો અનુભવ કોઈ કોઈ વાર થાય છે–તેવું આ બૂમોનું છે.

સીધેસીધું કહી દેવાનો ચાલ વધતો જાય છે તેનું કારણ એ હોય કે વસ્તીમાં કાગડા અને ચકલાં જ રહી ગયા છે. ગુંજન કરનારાં પારેવાં ખરાં, પણ બહુ ઓછાં સાદને વળાંક આપનારા આરોહી સાદ ઓછા થતા જાય છે ત્યારે અનાયાસ આવેલો મરોડદાર પેલો ભીનો ટહૂકો કવિતા જેવો લાગે છે 

# મેરા ભારત મહાન



जवाहरलाल नेहरू
जन्मशती

JAWAHARLAL NEHRU
CENTENARY

1889 — 1989

રાષ્ટ્રની સમૃદ્ધિ અને વિકાસનો
તેમજ ગુજરાતના પ્રાણપ્રશ્ન
સમી નર્મદા યોજનાનો પાયો નાખનાર
લોકલાડીલા ભૂતપૂર્વ વડા પ્રધાન જવાહરલાલ નહેરુના
આપણે સૌ સદાય ઋણી રહીશું

મુખ્યમંત્રી ગુજરાત રાજ્ય

# કંકાવટી

૧૯૮૯
જુલાઈ

સાહિત્યસર્જન
અને વિચારોનું
સર્વલક્ષી માસિક

વર્ષ ૩૯ : અંક ૩૫૯ : મૂલ્ય : ૩ રૂપિયા

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૨૫. બે વર્ષના રૂ. ૪૮. વિદેશ શિલિંગ ૪૦. (દરિયાઈ ટપાલથી), સાડા ૭ પાઉન્ડ (હવાઈ ટપાલ). મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સુરત–૩૯૫૦૦૨ સરનામે જ કરવો.



વર્ષાંતે ફાઈલમાં ખૂટતા અંકો મળ્યા નથી એવી ફરિયાદ યોગ્ય નથી. અંક ન મળ્યાની જાણ એ જ માસમાં કરવી.



તંત્રી–મુદ્રક–પ્રકાશક

રતિલાલ મૂ. 'અનિલ'

માલિક : આર. આર. રૂપાવાળા

ફોન : ૪૫૦૨૮

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સુરત–૩૯૫૦૦૨

મુદ્રણસ્થાન : નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દરપુરા, આંબાવાડી–સુરત.

**દેવદૂત સાથે એક સ્વપ્ન / મારિયા બાનુશ ***

અમુક અંશે ઔપચારિક રીતે જ આ ઘટના બને છે.
પુલ પસાર કરીને પાંખાળા કસ્ટમ્સ અધિકારીની હથેળીમાં હું
એક તાંબાનો સિક્કો મૂકું છું;
અને તે મારો સામાન તપાસવા માંડે છે.
'પેલી થેલીમાં શું છે ?'
'એક ચોપડી છે – ચિત્રોની.'
'કેવાં ચિત્રો ? તારા વાળ તો ધોળા છે !' વક્ર દૃષ્ટિએ મારી સામું જોઈ તે કહે છે.
અને મારા આખા દેહમાં ઠંડી ફરી વળે છે.
એક સ્મૃતિ – એક ઘુવડ પૃથ્વી પરથી ઊડીને આવે છે અને એનાં નહોર વડે મારી છાતીને ચીરી નાખે છે.
હવે તેઓ મારું નામ સ્વર્ગ માટે અયોગ્ય એવાં ગાંડાંઓની યાદીમાં નોંધી દેશે.
પુલની સામે ગેસ-ચેમ્બર છે – ગાંડાં ને માંદાં માટે !
હું બબડું છું; 'તમે ધારો છો તે એ નથી. મને છૂટ છે ચાહું હું ત્યાં સુધી બાળક બની રહેવાની; વાદળી રંગનાં ફૂલોની વાદળી ખીણોમાં સંધ્યાના ઝાંખા પ્રકાશમાં ખંજરીનાં ઝાપટાં જેવા રાત્રીના ચોંધારોમાં નાહવાની –
કેમકે હું એક લેખક છું.'
દેવદૂત કરડી નજરે મને જુએ છે.
શું થશે મારું અને મારી એ ચિત્રપોથીનું ?
હું ચિત્રપોથીને છાતી સરસી ચાંપી લઉં છું,
અને ધ્રુજું છું, પરસેવે રેબઝેબ, રાહ જોતો થોભું છું
નિદ્રાની કોરે ઊભો ઊભો.

* રોમાનિયન કવયિત્રી

અનુ. અંજુમ વાલોડી

ગઝલ / અંજુમ વાલોડી

નિજવાસમાં ય એટલા કાયર બની ગયાં,
ડોલી જરાક ડાળ તો પંખી ઊડી ગયાં.

ફરતા રહે છે શ્વાનની સાથે અહીં વરૂ,
જંગલ હવે તો શહેર સુધી વિસ્તરી ગયાં—

દુર્ભાગ્ય તો જુઓ કે વમળમાંથી નીકળી,
કાંઠે અમે ગયાં તો કળણમાં ધસી ગયાં !

કેવું ગજબ કરે છે આ કિસ્મત કે સ્વપ્નમાં,
આવ્યું કોઈ તો ઊંઘનાં પંખી ઊડી ગયાં.

મેંદી લગાવી અંગ પર આવ્યાં'તાં પાન પણ,
આવ્યો ન લાલ રંગ તો પીળાં પડી ગયાં.

પથિકોમાં પણ હશે કોઈ સંબંધ, એટલે;
પગલાં બધાં ગૂંથાઈને કેડી બની ગયાં.

આંસુ ન જે વહી શક્યાં સાગરની આંખથી,
સિંચાઈ જઈને છીપમાં મોતી બની ગયાં.

વૃક્ષોને સ્થાને ઊંચાં મકાનો બની ગયાં,
હિજરત કરીને પંખી બધાં વન ભણી ગયાં.

## પગરવ

ઘણા માર્ગે ઘણાયે જાય પગરવ,
ન મારા મારગે કંઈ થાય પગરવ.

શમે છે ઊર્મિનો વંટોળિયો, ને
સમયની રેતમાં પથરાય પગરવ.

મને છોડીને હું ચાલ્યો ગયો છું,
છતાં આ શ્વાસમાં પડઘાય પગરવ.

નથી આ શંખ મૂંગો કાન પાસે,
સમંદરનો સતત સંભળાય પગરવ.

પવન પગલાં ભૂંસી ચાલ્યો ગયો છે,
સ્મરણમાં તે છતાં અંકાય પગરવ

સમયના ચક્રનો રવ રહી ગયો છે,
નથી પગલાં, હવે નહિ થાય પગરવ.

## સમય

આ શૂન્યાતના વ્યોમ્માં જાગ્યા કરે સમય,
એકાદ ભીની વાદળી માગ્યા કરે સમય.

સીમાવિહીન પંથના વાસ્તવથી સ્તબ્ધ થઈ,
પાંખો સમેટી રાતના થોભ્યા કરે સમય.

સ્મૃતિને આંખમાં ભરી આગતના માર્ગમાં,
પકડી ક્ષણોની આંગળી ચાલ્યા કરે સમય.

જોવા સમી કશી અહીં ઘટના બની નથી,
પાછો વળીને કોને આ જોયા કરે સમય!

થાકી ગયો હશે કે એ હાંફી ગયો હશે,
શ્વાસોના ભાર ખેંચતો ચાલ્યા કરે સમય.

૧૯૭૨

ઊર્મિઓ બેલગામ, તને યાદ તો હશે !
ક્યાં યે નહીં વિરામ, તને યાદ તો હશે !

ક્યાં ક્યાં હતા મુકામ, તને યાદ તો હશે !
એકાદ શું, તમામ; તને યાદ તો હશે !

તારા જીવનપ્રવાસમાં આવ્યું હશે ઘણું,
એકાદ તીર્થધામ, તને યાદ તો હશે !

તે રાત થૈ જતી, વળી ઉપકાળ થૈ જતો,
એવી જ કોઈ શામ, તને યાદ તો હશે !

મેળા ને મ્હેફિલે તો હતી મેદની ઘણી,
પણ કોણ ખાસ, આમ; તને યાદ તો હશે !

હા, એમ તો છે જિંદગી જંજાળ, તે છતાં–
કરવાનું એક કામ, તને યાદ તો હશે !

સાગર બની જતાં અને મોજાંઓ ઊઠતાં,
હૈયાની એવી હામ, તને યાદ તો હશે !

આકાશમાં જ આપણાં સિંહાસનો હતાં,
એ દૌર, એ દમામ, તને યાદ તો હશે !

વનવાસમાં એ એક અને શહેરમાં જુદાં,
એક જ સીતા ને રામ, તને યાદ તો હશે !

## પ્રયોગશીલ કૃતિ : 'પગલાંની લિપિ' / વિજય શાસ્ત્રી

ડૉ. યોગેશ પટેલ વર્ષોથી બ્રિટનમાં વસે છે. વિદગ્ધતા અને સંવેદનશીલતાને કારણે જે સમાજની વચ્ચે રહેવાનું આવ્યું છે તે સમાજમાં રહેલી વિવિધ અસંગતિઓ અને વિડમ્બનાઓના મૂક સાક્ષી બની રહેવાનું તેમને પરવડે એમ નથી. જે કંઈ ચારે તરફ ચાલી રહ્યું છે તેની સામે આક્રોશ અનુભવે છે અને એ આક્રોશમાંથી આ વાર્તાઓ નીપજી છે. પણ નર્યાં અનુભવોની મૂડીથી કળાનો વેપલો થઈ શકતો નથી. આજે જે વાત ધગધગતી લાગે છે તે આવતી કાલે વાસી થઈ જાય છે. આજનું ચોંકાવનારું કથન આવતી કાલે સામાન્ય બની રહે છે તેથી વાર્તાકલામાં મહિમા શું કહેવાયું છે તેનો ઝાઝો રહેતો નથી પણ તેને કલાત્મક રૂપ અપાયું છે કે કેમ તેનો જ રહ્યો છે.

આવી કલાત્મક સૂઝ લેખકે આ વાર્તાઓમાં દાખવી પણ છે. દાખલા તરીકે વર્ણનો અને પાત્રાલેખન, એ બે તત્ત્વોનો વિનિયોગ પ્રથમ કૃતિ 'પગલાંની લિપિ'માં વિશિષ્ટ પ્રકારે થયો છે. 'દરિયાનાં ધાંધલિયાં મોજાં વારંવાર ધસી આવતાં હતાં. અડગ તટ સાથે જોર–શોરથી અથડાતાં હતાં– જાણે નવી ક્રાંતિનાં મોજાં જડ વિચારોના ખડક સાથે ટક્કર લેતાં હતાં.' પૃ. : ૧) અહીં વર્ણનનો પૂર્વાર્ધ સ્ટેરીઓટાઈપ છે એટલે કે જે છે તેનાથી ઈતર એવા કશાનું સૂચન કરતો નથી પણ 'જાણે'થી શરૂ થતી ઉત્પ્રેક્ષા એ વર્ણનની નિર્ભેળતાને ડહોળી નાખે છે અને લેખકને અભિપ્રેત એવા ક્રાંતિના અર્થનું વાહક બનાવે છે. આ તો એક દૃષ્ટાન્ત છે, જે લેખકની ટેક્નિકનો નિર્દેશ કરવા દર્શાવું છું. લેખકે જ્યાં જ્યાં વર્ણનો કર્યાં છે ત્યાં ત્યાં તેમને નિર્ભેળ રહેવા દીધાં નથી પણ પોતાના તાત્પર્યના સૂચક બનાવવા ધાર્યાં છે. આ વર્ણન આખી કૃતિની ધરી બની રહે છે કેમ કે પછી એમાં સેન્ડીનું પાત્ર ઉમેરાય, દાદાજીનું પાત્ર આવે, રંગભેદજન્ય રમખાણોનું આલેખન આવે. ત્યારે એ વર્ણનનો વિસ્તાર થવા માંડે અને એ મૂળગત વર્ણન આ બધી વિગતોના અર્ક સમું બની રહે એ

(અનુસંધાન પાના નં. ૪૭ પર)

## હું સહન કરીશ / રતિલાલ 'અનિલ'

હું સહન કરીશ, જીવવા માંડયું ને સમજણો થયો ત્યારથી સમજ આવી છે : જીવન સહન કરવા માટે છે, માણસોને સહન કરો, સહન દ્વારા એમને પામો, કૃતકૃત્યતા નહીં, ધન્યતા નહીં, માત્ર પામો, અર્થ નહીં, માત્ર માણસને પામો.

ખડકને પુષ્પોનો પહાડ તમે ન કહી શકો તો એવું સાંભળો, એ સંસ્કારિતા છે, ભદ્રદર્શન છે, સંભવ છે : એ સ્વપ્ન હોય; સ્વપ્ન સુંદર રૂપાળું હોય છે, સુંવાળું, રમણીય હોય છે– કઠોર તો નહીં જ– અનુભવ ભૂલી જવા તે દ્વારા માણસને પામવા માટે હોય છે, અને સંભવ જીવવા માટે હોય છે. માણસ અનુભવ દ્વારા નહીં, શક્યતા દ્વારા જીવી શકે છે, આ જીવનને સહન કરો, સહન કરો, રમણીય ક્ષિતિજને પાર દિવ્ય રમણીય છે. ત્યાં સિંહાસન, મુગટવાળો, વજ્રાયુધ ઈન્દ્ર છે, પૃથ્વીની વાસ્તવિક્તાને મારી હઠાવવા એણે વજ્ર ધારણ કરેલું છે– રાજા છે, અને રાજ્યે આપવાં કહેલાં સુખો સાચવવાની બાંહેધરી એણે પાળવાની છે. ત્યાં ચિરયુવા અપ્સરાઓ છે. ફૂલોનું રક્ષણ વજ્ર જ કરી શકે એ ઈન્દ્ર જાણે છે.

કચરામાં કાગળ વીણતી ગોબરી છોકરી મોઢું ધોયા વિના જ સડક પર નીકળી પડી છે, એણે ઊંઘમાં સ્વપ્ન જોયું નહોતું એટલે નક્કર ધરતી પર આવતાં પહેલાં એ શું ધોઈ કાઢે ? પરીકથા, સ્વર્ગ–કથાનો કોઈ મેકઅપ એ કરતી નથી, તો શું ધોઈ નાખે ? અંગભૂતને

એ અંગભૂત જ રાખે છે– એ રાત્રીની વાસ્તવિકતા સાથે જ સડક પર નીકળી આવી છે. એણે ગ્રહેલા શણના કોથળા અને ઋણે પહેરેલી ઘાઘરીચોળી સમાન છે– ઉજ્જડ ભૂમિ એકસરખી હોય છે, રણસમાન હોય છે, બોડા ડુંગરની સપાટી સમાન હોય છે.

હું પરીકથા સહન કરીશ, એનો ઉજાસ સહન કરીશ, એની ઊજળી ધોળી પાંખો, એના માથા પરનો મોગરાનો મુગટ, એના ધવલ ઓજવંતો લેબાશ, એના દૂધ જેવા દાંત, માત્ર રાજકુમાર પ્રત્યેની સહાનુભૂતિ, એને મદદ કરવાનું પરગજુપણું–બધું સહન કરીશ.

એ કચરામાંથી કાગળના કટકા વીણે છે, વાંચવાનો લોભ કે મોહ થાય, કર્મસાધના અને ફરજમાં વિક્ષેપ ન પડે એ માટે એ ભણી જ નથી. એ કચરામાંથી કાચના કટકા વીણે છે, પ્લાસ્ટિકની જુદી કોથળીમાં મૂકે છે, ચીંથરાં કાગળ કાચના સહવાસમાં ધવાય નહીં– એવો કોઈ મંગળ વિચાર તો નહીં હોય, પણ જે છેવટે અલગ પડવાનાં જ છે એને સાથે રાખ્યાં શા ખપનાં– એવું ડહાપણ નહીં હોય, માત્ર કાચ અને કાગળ એ અલગ રાખે છે, મનોમન જોખ કરે છે, ખરો જોખ તો ધરવાળાં કરશે એ તે જાણે છે.

પેલી આકાશપરી ભુલા પડેલા રાજકુમારને બચાવવા, એની ભૂખ–તરસ મટાડવા, એને ભયમુક્ત કરવા, એ 'સહન'ના પાઠ ન ભણી શકે એ માટે ઊંચું નિશાન ભૂલીને નીચે, છેક નીચે, પૃથ્વી પર ઊતરી આવી છે...

કચરો વીણતી છોડી આવડા મોટા શહેરમાં ગલીકૂંચી, મહોલ્લા, વાડા, ખાંચા, ખડકી, સોસાયટીના શંભુમેળામાં, ચોકઠા અને ચાર રસ્તાવાળા શહેરમાં રસ્તો ભૂલી જતી નથી, જ્યારે કાગળ નથી મળતાં એ સાવ અજાણ્યા માર્ગે નીકળી પડે છે, રસ્તો ભુલી જઈશ તો માર્ગ બતાવવા કોઈ જ આકાશપરી નહીં આવે, તરસ લાગશે તો કોઈ ગળતા નળે, નહિતર ફ્રોને લીલી રાખતી બાગની પાણીની સૂંઢે મોઢું મારીશ અને કચરાપેટી તો અન્નપૂર્ણા છે એ ગાયમાતા પણ સ્વીકારે છે

તો હું તે વળી કોણ ? પરોઢનો અંધકાર, અજાણ્યાં કૂતરાં, અને ગોબરાં કુકુરો, અજાણ્યા માણસો એને ડરાવતાં નથી...કાચના કટકાની ધાર વાગી જાય તો એ આંગળી ચૂસે છે. લોહીનો ખારો સ્વાદ એ દિવસનો પહેલો સ્વાદ હોય છે...એંઠા તેલિયા કાગળમાંથી આવતી ફરસી વાસ એને આકર્ષે છે... 'ચોરી કરવા આવી છે?' દાતણ કરતાં અટકી ગયેલું મોઢું બરાડે છે : એ બસ, એની સહજ દૃષ્ટિએ તરફ જુએ છે, ડરતી નથી. એ ચાલી જાય છે, દૂરની કચરાપેટી એને બોલાવે છે. રસ્તો સાફ થશે, માર્ગ પરની બધી સંપત્તિ ઉસેટાઈ જશે એ ઉતાવળે ચાલી જાય છે.. દેશનેતાની છબિવાળા અખબારનું પાનું એ જુએ છે, ઝટ દેશનેતાનો ડૂચો કરીને કોથળામાં નાખી દે છે, એમાં કોઈના રિસેપ્સનની જાહેરખબર પણ કોકડું વળી ગઈ... હેડ ન્યૂઝનો ફોટો ય ચૂંથાઈને કોથળામાં ચાલ્યો ગયો.... ખેવડ-ત્રેવડ ચોવડ વળી ગયેલા દેશનેતા કોથળામાં આ ધરતીની વાસ્તવિક ગંધ માણતા હશે કે કોણ જાણે... દેશનેતા, અભિનેતા-અભિનેત્રીની જાહેરખબરિયા પરતીના એ ઝટઝટ ડૂચા વાળે છે, મર્યાદિત કોથળો ફુગાયેલા કાગળોનો ફુગાવો પણ સહન કરતો નથી... એકાદ છબિ એ સાચવે છે, એણે ભીંત પરના પોસ્ટરમાં જોઈ હતી એવી જ ! ઘરની ગારલિપી વાંસની ભીંતે એણે એવી છબિ ચીટકાડેલી છે, એક વધુ, એને એ ભીંતપરી પણ કહેતી નથી, એ પરી વિશે કંઈ જ જાણતી નથી, એની દાદી તો વહેલી સવારે એને ઉઠાડીને 'જા, કચરો કાગળ વીણવા જા' એટલું જ કહે છે.

આકાશપરીની સફેદ પાંખ, દુધાળું શરીર, શ્વેત વસ્ત્રો, માથે મોગરાનો મુગટ, રાજકુમારને બચાવ્યા પછી, એની ભૂખતરસ મટાડ્યા પછી, માર્ગ બતાવ્યા પછી યે રાજકુમાર એકલો માર્ગે પડતો નથી, બધું સ્વચ્છ, રમણીય, હેતાળ રહે છે– એ હું સહી લઉં છું, જીવન સહન કરવા માટે છે એ હું સમજી ગયો છું. □

## ઘાયલનો કલરવ / રતિલાલ 'અનિલ'

સહરાની છાલકો યે પછી અમને ચાલશે,
શીખી જવા દો એક વખત તરબતર થવું.
—મુકુલ ચોકસી

પાણીની પેઠે રણની રેતીનો યે સ્વભાવ છે કે ઉન્મત્ત પવનના પ્રવાહે પોતે પણ લહેરાઈ જવું, પવન કોની દોસ્તી નથી કરતો એ જ કહેવું મુશ્કેલ છે અને એનો ઉન્મત્ત સ્વભાવ એવો છે કે રાહમાં આવે તે સૌને પોતાના સ્વભાવના કરી સમાન દોસ્ત રૂપે પ્રગટ થવું. વૃક્ષને સાથે લઈ જવાનું કહીને પવન ચાલ્યો જાય છે. ઉન્મત્ત પવન વૃક્ષના અસ્તિત્વને હચમચાવી જાય છે. ખડક સામે વીંઝાતો પવન ઘાયલ થાય છે કે કેમ એ જોઇ શકાતું નથી, પણ ખડકની આગળ પણ એટલા જ ઉન્મત ભાવે દોડતો હોય તો કહીએ કે એ ઘાયલ થયો હશે ? આ પવન અને પાણી કદી ઘાયલ થતાં નથી, પોતાની વચ્ચે આવેલું અંતર અમારા ભાગલા પાડી નાખશે એવો કશો ભય આ પવન અને પાણીને નથી. અને રેતીયે કેવી છે કે ઉન્મત્ત પવન એને ઉડાવી જાય છે, અને એ જ્યાં પડે છે ત્યાં રણનો જ ભાગ બની જાય છે ! એના કણકણ આમ તો અલગ છે, છતાં સર્વ વચ્ચે સમાનતા અને એકતા કેવી કે અહીંથી ઊડીને બીજે જઇ પડી તો એ ત્યાંની જ બની ગઈ. રણમાં રેતી ગમે ત્યાં જાય એ આગંતુક નથી બનતી. અને શું પવન પણ આગંતુક લાગે છે ખરો ? થોડીવાર પહેલાં આળસુ હતો, ઉન્નિદ્ર હતો, હવે જાગ્યો અને આંટા ફેરા

મારે છે એવું લાગે ! એ નહોતો એમ કહી શકાતું નથી એટલે 'પવન આવે છે' એમ કહીએ ત્યારે આપણે આગંતુકની નહીં, સ્વજનની વાત કરીએ છીએ – એવું જ લાગે. પાણી, પવન, રેતી – જુદા કૂળનાં તોયે એમનામાં એકતા જેવું છે ખરું, પાણી બુંદ બુંદ થઈ જાય એમ પહાડ રેતી રેતી થઈ ગયો છે એમ લાગે પણ બુંદ બુંદ ભેગાં મળી વળી એક થઈ શકે છે, રેતીનું એવું નથી, અને છતાં રેતીનો એક કણ બીજા કણ કરતાં ક્યાં જુદો છે ? 'હવાનાં બાચકાં' જેવા શબ્દો છે પણ એ ય છેવટે ઉચ્છ્વાસ થઈને વહેતી કે સ્થિર હવામાં ભળી જાય છે. હવાના ભાગલા પાડી શકાતા નથી.

આમ તો આપણે એને 'પાણી' કહીએ છીએ, પણ એનાથી આપણે 'તર–બ-તર' થઈ જઈએ તો એને 'રસ' કહેવો જોઈએ. 'ભિંજાવા'માં પણ રસનો સંકેત છે અને તરબતરમાં તો રસનું છલકાવું જ હોઇ શકે ! પાણીને પણ કેફ ચઢે છે એને આપણે 'ફીણ' કહીએ છીએ. એ તે કેવું આશ્ચર્યવત્ છે કે સાગરનું પાણી દૂર દૂરથી દોડી આવીને કિનારે લસોટાય છે, એ ગતિ અને ઘર્ષણે પાણીને ફીણ વળે છે અને એવા કશા ઘર્ષણ અને લસોટાવા વિના પાણી પર ફીણ હોય તો એ એનો કેફ કે 'ખમીર' જ કહેવાય. પાણી ખમીરવંતું છે એટલે તો રવાલ ચાલે, પાણીવેગે ચાલનારો, દોડનારો ઘોડો પાણીદાર કહેવાય છે અને એને મોઢે વળતા ફીણને શું કહીશું ? શૌર્યનો કેફ ? આ પવન પણ દેખાતો હોત તો ખૂબ દોડ્યા પછી એને ફિનાળો જોઈ શકાતે ! ઈશ્વરની આ જગતમાં એક જ પ્રતીતિ છે : પવન ! એ દેખાતો નથી, પણ અનુભવાય છે. હવા પ્રાણ છે તો ભાઈ, નિરીશ્વરવાદી, પેલા નહીં દેખાતા, પણ અનુભવાતા ઈશ્વરને પ્રાણ કહેવામાં તને શો વાંધો છે? ધૂળ અને રેતીની એકતા – બંનેના કણોની એકતા અને પાણી – હવાની એકતા – કશુંક સર્વવ્યાપી હોવાનો તર્ક તો પ્રેરે છે. જવા દો, આપણે તરબતર થઈએ. રસમય બનીએ. તન્મયતા ઉન્મત્ત બને છે અને એને ફેનિલ કેફ ચઢે છે–

એવી કવિતા કરવાનું મન થાય છે. ફીણને ઉચ્ચ ગતિ મળે તો એ ફેનિલ થાય. પણ પ્રશ્ન એ છે કે તરબતર થવાનું તે વળી શીખવાનું હોય ? રસ તો માણસના અંતરમાં પડેલો હોય છે. નકરું પાણી તો પલાળે, ભીના કરે, કદાચ ધ્રુજાવે યે ખરું, ત્યારે કોરા થવાનો ઉદ્યમ કરવો પડે, પણ અંતરમાં જે રસ પડ્યો છે તેને કઈ અંગૂલીસ્પર્શ જગાડે છે– મૂળ પ્રશ્ન આ છે ! આ ધૂળ એમ તો નથી કહેતી કે મને ઉન્મત્ત કે ઉન્માદી થવાનું તો શીખવા દે ! ના, એનામાં એવો સ્વભાવ તો છે જ. પણ પ્રશ્ન એ છે કે કોના સ્પર્શે એ જાગ્રત અને જીવન્ત થાય ? પવનનો અંગૂલીસ્પર્શ થતાં જ શાંત પડેલી ધૂળ ઉન્મત્ત થઈને ગાંડીતૂર ઉડવા માંડે છે. પવનના સ્પર્શે શાંત પડેલું પાણી હિલ્લોળા કે લહેરિયા લેવા માંડે છે અને એના જ સ્પર્શે તો પથ્થરની બનેલી રેતી ઉન્મત્ત, ગાંડી દોડ બની શકે છે ! તો ભાઈ તરબતર થવાનું, શીખવાનું ન હોય ! પ્રશ્ન એ છે કે જે રસ અંતરમાં સુપ્ત પડેલો છે, તે કોના સ્પર્શે ઊઠે અને ફેનિલ કેફ રૂપે પ્રગટ થાય. સૂતેલા ઝંકારને અનાયાસ અડતી અંગૂલી ઝંકાર રૂપે પ્રગટ કરી દે છે એમ અંતરમાં પડેલા રસને કોઈક અંગૂલીસ્પર્શ એવો તો પ્રગટ કરે છે, ઉભરાવે છે કે માણસ રસબસ, તરબતર, રસમય બની જાય છે. પવન જેમ આસપાસના અસ્તિત્વમાં જીવ આણી દે છે એમ પ્રેમનો સ્પર્શ માત્ર માણસને રસમય કરી મૂકે છે. જે શીખવી પડે તે કળા હોય છે અને જે જીવવી પડે જ એ અવશતા હોય છે– અને તે કોઈ સૂફી ફકીરમાં હોય કે પ્રેમીમાં હોય !. પ્રેમ એ અભ્યાસ નથી, અલબત્ત એ હોય તો ઉન્મત્તતા, ઉન્માદ, દીવાનગી, શૂન્યતા, વિષાદ– ઘણાં બધાંનો અભ્યાસ આપોઆપ થવા માંડે ! પણ શિક્ષણે દૂષિત કરેલા અર્થ બહારનો એ અભ્યાસ હોય છે. સાતત્યનો એક અર્થ 'નિરંતર અભ્યાસ' થાય છે. પ્રેમ એ સામયિક નિરંતરતા હોય છે કારણ કે એ હોય ત્યારે અન્ય કશું હોતું નથી, સ્થૂળ રૂપે દેખાય તે એનામય હોય છે.

તારા જ સ્પર્શે એક વાર તરબતર બનું,
સહરાની છાલકો ય પછી અમને ચાલશે !

આવું કંઈ કહી શકાય ? પણ પાનાંઓ સુધી ગઝલો જુઓ તો પહેલી પંક્તિમાં નહીં તો બીજી પંક્તિમાં 'ઉન્માદ' શબ્દ અચૂક આવશે ! (આજથી પત્રોને બદલે લખજે નક્ષત્રો, સજનવા-સંગ્રહની ગઝલો) અને ઉન્માદમાં તો ભાઈ, ઊંધુંચત્તું થાય જ !

'ઉન્નત' શબ્દનો અર્ધો ભાગ 'ઉન્માદ' શબ્દમાં છે જ. અને આશ્ચર્ય તો એ કે 'ઉન્નત' માં નત' શબ્દ ભેળો થઇ ગયેલો છે અને એ તો નમ્રતાસૂચક છે ! ભક્તિભાવે એ 'નત' છે કે લજ્જાભાવે એ વાત જવા દઈએ પણ ઊંચે છે અને નત છે એ વિરોધાભાસ નથી — આકાશી ભાવ છે. ઉન્માદ તો એક કેફ હોય છે, એક ઉર્જા હોય છે. તે હોય છે ત્યારે માત્ર તે જ હોય છે. ઉન્માદ હોય ત્યાં વસ્તીગણતરી ન હોય. અન્યનું હોવું — ન હોવું હોય છે. ધુમાડે જવું એ પણ ઊંચે જવુ હોય છે—હોય તેનાથી ઊંચે. ઉન્માદ માણસને હોય ત્યાં રાખતો નથી, એને ઉછાળે છે, ફેંકે છે, ઘુમાવે છે — ઉન્માદ એ ઉત્તુંગ મોજું પણ છે અને ઘુમરાતું વમળ પણ છે — ગતિ છે, માત્ર એનો માર્ગ અનિશ્ચિત હોય છે. આખર તો રસની જ વાત છે કે સહરાની યે છાલક વાગે છે ! રસ હોય તે સર્વને રસમય જુએ ! સહરામાં છાલક વાગે, વાછટ વાગે, સમયના રસમય પવનની આ વાત છે. એકવાર છલોછલ થવા દો— પછી ખાલીપોય ઝરવીશું. એ ખાલીપોય રસમય હશે. વરાળ પણ પાણીનું જ એક રૂપ છે ને ! રસના યે રૂપાન્તરો હોય છે — પણ મૂળે રસ હોય છે !

જીવનનું કોઇક સત્ય કેવળ ઉન્માદમાં જ વ્યક્ત થાય છે. પાગલ થયેલો માણસ જે કહી શકે છે તે બાકીનું જગત કહી શકતું નથી. કહેવું છે, અચૂક કહેવું છે, કહ્યા વિના રહી શકાતું નથી, પણ આ શાણપણ, ડાહ્યાપણું એ કહેવા દે એમ નથી, અને આ

સત્ય અણુકહ્યું રહેવા માગતું નથી, એથી તે માણસને ઉન્માદી બનાવે છે અને પેલું સત્ય અચૂક પ્રગટ થાય છે. ઉન્માદ બીજાને ક્ષોભ પમાડી શકે છે, પણ પોતે ક્ષોભ પામતો નથી, અને ક્ષોભ નથી પામતો એટલે જ એને જે કહેવું હોય તે જ, અચૂક બોલી નાખે છે. રૂંધાયેલા સત્યની ગતિ અને બળ અતિશય વધી જાય છે એને શાણું જગત 'ઉન્માદ કહે છે,' ડાહ્યું જગત ભલે એને 'વિનાશક ઊર્જા' કહે. ધરતીકંપ થાય જ છે, અસત્ય વ્યક્ત થવા માંગે છે, તે વ્યક્ત થાય છે – જગત એને ઉન્માદ કહે, ધરતીકમ્પ કહે, વિસ્ફોટ કહે એ વ્યક્ત થાય છે, ટેવવશ એને અભિવ્યક્તિ કહી દઈએ ત્યારે શોભીએ : આ વિસ્ફોટમાં કશું અભિયુક્ત નથી, એ માત્ર અવશપણે પ્રગટ થયું છે, અભિની કળા સાધવા જેટલા સંયમનો સમય જ એની પાસે નથી. અભિમાં તો ગૌરવાંકિત સંયમ હોય છે– વિસ્ફોટ પાસે કળા અને સંયમનો સમય જ ક્યાં છે ? પોતે ક્યારે વ્યક્ત થશે એ શું પોતે પણ જાણે છે ? ના. જુઓને એ જ ગઝલનો બીજો શે'ર :

પામી લીધું ઊંડાણ મેં અભિવ્યક્તિનું નવું;
ચૂમો તો ચીસ પાડું ને કાપો તો કલરવું.

ચુમવું એ ખરેખર પ્રેમની અભિવ્યક્તિ છે, પણ કાપો એ આવેશ, આક્રોશ, રોષ, રીસ વ્યક્ત થયાં એ પ્રહાર રૂપે– એમાં, એ ક્રિયામાં 'અભિ' ક્યાં છે ? અભિમાન તો કદરૂપું હોય છે, અલબત્ત, તે જેનામાં હોય તે પોતાને અભિમંડિત જોતો હોય– અભિમાન પોતાને એ રૂપે જ જોતું હોય છે– પણ એ પોતે કરેલી પોતાની છલના હોય– સેવેલી ભ્રમણા હોય. આપણે આ 'અભિ' વિશે જરા સૂક્ષ્મ-પણે વિચારીએ.

બીજી પંક્તિ જાણે કબીરની અવળ વાણીનું સ્મરણ કરાવે છે પણ એ પ્રેમનું સત્ય છે, ચમત્કારપૂર્ણ સત્ય છે. તમે તપ્ત પાત્ર પર પડેલા ઓસબિન્દુને છમ્મ કરતું, ચીસ પાડી ઊડતું જોયું– સાંભળ્યું

હશે જ. પ્રેમાગ્નિથી દહતા શરીરે ચુંબન એ ઓસબિન્દુની જેમ જ સ્પર્શે અને ચીસ પડે.... અને સમર્પણભાવે ઘાયલ થયેલું ગુલાબ વધુ ફોરમે કલરવે છે. ઘાયલ જેટલું ગુંજે છે એટલું ભરપુર પ્રસન્ન ગુંજતું નથી– કદાચ તે આનંદની ચીસ પાડીને અટકે અને બાકીની ક્રિયા શરીર અને મનમાં થાય. આ તો માણસે પ્રેમ કરવા માંડયો, એ ઘાયલ થયો ત્યારથી પ્રેમીઓમાં વિસ્તરતું આવેલું પરિણામ છે– 'નવું' નથી. આ કવિ સરસ પંક્તિઓ આપે છે અને પૂર્ણ શે'ર બને એટલો સંયમ કેળવી શકતા નથી. આવેગ પણ ઘૂંટાવો– રસાવો જોઈએ. વ્યાકૂળતાના વલોણાએ પણ સમરસ, સમરૂપ નવનીત નીપજાવવું જોઈએ. અહીં ઊંડાણ અને અભિવ્યકિત– બંને આગંતુક લાગે છે– અંતરંગ નહીં. ગુજરાતી વિવેચને આ બે શબ્દોને એવા તો ગાજર મૂળાની જેમ આદતના જોરે સરતી રીતે વાપર્યા છે કે સાહિત્ય પ્રેરિત સાહિત્યની પરંપરા દેખાય છે તેમ બાની પ્રેરિત બાનીના સંસ્કાર વળી કવિતા પર પડેલા જણાય છે. હવે તો ઊંડાણ અને અભિવ્યકિત વિવેચનના યે ઉપલક, ઉપર ભભરાવેલા શબ્દ લાગે છે, અને યોગ્યપણે પ્રયોજાયા ન હોય તો અછાન્સમાં પણ, કવિતામાં નર્યા આગંતુક બને છે. આત્મીય નહીં.

જો મારા પ્રતિભાવનું આ રૂપ અવનવું,
ચૂમે તો ચીસ પાડું ને કાપે તો કલરવું !

'અંગતતાસૂચક' 'આગવું' પણ 'અવનવું'ને સ્થાને હોઈ શકે. આમ પણ ગઝલ ઘણીવાર 'ઘાયલનો કલરવ' જ હોય છે ને !

૧૫–૧–'૮૮ □

ગિરાનદીને તીર : વિવિધ કવિ–કવિયિત્રીની રચનાઓનો સંગ્રહ : મુખ્ય સંપાદક રમેશ પારેખ : સહસંપાદકો : સરૂપ ધ્રુવ, હર્ષદ ચંદારાણા, રમણિકલાલ મારુ, અરવિન્દ ભટ્ટ, ઉદયન ઠક્કર, રમેશ આચાર્ય, પ્ર. અથ–થી–ઈતિ (સાપ્તાહિક) ઝાલારોડ, ધ્રાંગધ્રા–૧૦ (જિ. સુરેન્દ્રનગર), મૂલ્ય ૩૦ રૂપિયા.

## એક છે, જેને મારા માથા પર સતત છત્રી મારવાની ટેવ છે

/ ફેર્નાન્ડો સોરેન્ટિનો

અનુ. બકુલ ટેલર

એક માણસ છે જેને મારા માથા પર સતત છત્રી મારવાની ટેવ છે. જ્યારે એણે મારા માથા પર છત્રી મારવાની શરૂઆત કરેલી ત્યારે હું સહન ન હતો કરી શકેલો. હવે મને ટેવ પડી ગઇ છે.

હું એનું નામ નથી જાણતો. એ જરૂર જાણું છું કે એ એક સાધારણ માણસ છે સાદો સૂટ, કાનપટ્ટી પર પાકેલા વાળ, અસ્પષ્ટ ચ્હેરો. પાંચ વર્ષ પહેલાં એક સુરખીભરી સવારે એ મને મળ્યો હતો. હું ચૂપચાપ મેલાર્મો પાર્કમાં એક વૃક્ષની છાયામાં બેન્ચ પર બેઠો છાપું વાંચી રહ્યો હતો. અચાનક મને લાગ્યું કોઈ વસ્તુ મારા માથાને સ્પર્શી રહી છે. એ આ જ હતો, જે અત્યારે પણ, જ્યારે હું આ લખી રહ્યો છું, તટસ્થ ભાવથી સતત મને મારી રહ્યો છે.

ત્યારે પહેલી વાર હું ચિઢાઈને પાછળ ઘુમ્યો હતો ( છાપું વાંચતી વેળા કોઈ મને પરેશાન કરે તો હું ચિઢાઇ જાઉં છું ), એ તન્મયતાથી પોતાનું કામ કરી રહ્યો હતો. મેં એને પૂછ્યું કે, 'તું શું ગાંડો છે ?' થયું કે જાણે એણે મારો પ્રશ્ન સાંભળ્યો જ નથી. મેં પોલિસ બોલાવવાની ધમકી આપી. એ અવિચળ પોતાનું કામ કરતો રહ્યો. થોડીક વાર થોભીને અને એ જોઈને કે એ થોભી નથી રહ્યો – હું ઊભો થયો ને એના ગાલ પર એક જોરદાર તમાચો ચોડી

દીધો. એ અશક્ત છે એમાં કોઈ શક નથી, હું જાણું છું જેટલી શક્તિ મારા ગુસ્સાથી જન્મી હતી મેં એને એટલા જ જોરથી ચમચમાવી દીધો હતો. એ કણસતો કણસતો ગબડી પડ્યો અને તરત જ કોઈક રીતે ઊઠ્યો અને ફરી પાછો મારા માથા પર છત્રી મારવા મંડ્યો. એના નાકમાંથી લોહી વહી રહ્યું હતું અને હું નથી જાણતો કેમ, પણ એ વખતે મને એના પર દયા આવી હતી, એને જોરથી મારવાનું મને દુઃખ થયું હતું. કારણ કે આખર તો એ મને જોરથી મારતો ન હતો, ખરેખર તો એના પ્રહાર એકદમ મુલાયમ અને પીડાહીન હતા. એ ખરું કે આવા પ્રહારોથી ભયાનક બેચેની થાય છે. બધાને ખબર છે કે જો એક માખી માથા પર બેસે તો માણસને પીડા નથી થતી, બેચેની થાય છે. હા, એ છત્રી એક વિરાટ માખી હતી, જે રહી રહીને મારા માથા પર ચઢી બેસતી હતી. અથવા સંક્ષેપમાં કહું તો, ચામાચિડીયા જેવી માખી.

જે પણ હોય, મારાથી એ માખી સહન ન થઈ. એને ગાંડો જાણીને મેં ભાગવાનો પ્રયત્ન કર્યો. પણ એ મારો પીછો કરવા લાગ્યો, ચૂપચાપ, પોતાના પ્રહારોને રોક્યા વિના. મેં દોડવાનું શરૂ કરી દીધું (હું એ બતાવી દઉં કે બહુ ઓછા લોકો દોડમાં મારી બરાબરી કરી શકશે). એ મારી પાછળ પાછળ ભાગ્યો અને ભાગતા ભાગતા ય કોઈ પણ રીતે એકાદ વાર ઓર મારી લેવાનો પ્રયત્ન એ કરવા લાગ્યો. એ બરાબર હાંફી રહ્યો હતો, એના શ્વાસો ફૂલી ગયા હતા. મને લાગ્યું જો હું વધુ થોડીક વાર દોડ્યો તો મારો ઉત્પીડક ત્યાંનો ત્યાં જ ઢીમ થઈને ઢળી પડશે.

મેં દોડવાનું બંધ કર્યું અને ચાલવા લાગ્યો. મેં એને જોયો. એના ચહેરા પર ન કૃતજ્ઞતા હતી, ન ચીડ કે ગુસ્સો. એ ફક્ત મારા માથા પર લગાતાર છત્રી મારી રહ્યો હતો. મેં વિચાર્યું પોલિસચોકીએ જાઉં અને કહું, 'જુઓ સાહેબ, આ માણસ મારા માથા પર છત્રી મારી રહ્યો છે.' આ અપૂર્વ કેસ હશે. પોલિસ અધિકારી મારા તરફ ઘૂરશે,

મારા કાગળિયાં માંગશે અને મને શરમભર્યા પ્રશ્નો પૂછશે. અંતે કદાચ એ મારી જ ધરપકડ કરશે.

મેં વિચાર્યું ઘરે જવું જ બહેતર. હું સડસઠ નંબરની બસમાં ચઢી ગયો. પોતાની છત્રી એક પળ પણ રોક્યા વિના એ પણ મારી પાછળ પાછળ બસમાં ચઢી ગયો. હું પહેલી સીટ પર બેસી ગયો ને એ મારી પાછળ, એણે ડાબા હાથથી સળિયો પકડ્યો ને જમણાથી મારા માથા પર અવિરતપણે પોતાની છત્રી ઠોકતો રહ્યો. બીજા મુસાફરો મુસ્કુરાવા લાગ્યા. ડ્રાઈવર આયનામાં અમને જોઇ રહ્યા હતો. ધીરે ધીરે મુસ્કુરાહટ ખડખડાટ હાસ્યમાં ફેરવાઈ ગઈ. હું શરમથી લાલ લાલ થઈ ગયો. આ હાસ્યથી અજાણ મારો ઉત્પીડક મને મારતો રહ્યો.

પુએન્તે પેસિફિકો પર હું ઊતર્યો– અમે ઊતર્યા. અમે સાન્તાથી અવેન્યુ સુધી ચાલ્યા. દરેક જણ પાછું વળીને મૂર્ખની જેમ અમને ઘૂરતું. મને થયું એ લોકોને બરાડું, 'તમે લોકો શું જોઈ રહ્યા છો એવફૂફો ? શું તમે ક્યારેય કોઈને કોઈના માથા પર છત્રી પટકતો નથી જોયો !' મને તરત ખ્યાલ આવ્યો, કદાચ એમણે ન જ જોયો હોય ! પાંચ સાત ટાબરીઆઓ અમારો પીછો કરવા લાગ્યા, જંગલી સુવ્વરોની જેમ અવાજો કરતાં.

પણ મારી ખોપરીમાં એક યોજના હતી. ઘરે પહોંચીને મેં ધડાક દેતાં બારણું બંધ કરવા ચાહ્યું. હું બંધ કરી નહીં શક્યો. એ પહેલેથી જ અનુમાન લગાવી ચૂક્યો હતો. એણે કડકડાવીને બારણાનો હાથો પકડી લીધો. થોડીવાર સંઘર્ષ થયો અને પછી એ પણ મારી સાથે સાથે જ અંદર ઘૂસી આવ્યો. ત્યારથી એ લગાતાર મારા માથા પર છત્રી મારી રહ્યો છે. જ્યાં સુધી મને ખબર છે ત્યાં સુધી એ નથી સૂતો કે નથી એણે કાંઈ ખાધું. એ કાયમ મારી સાથે રહે છે– મારી અત્યંત અંતરંગ ક્ષણોમાં ય. શરૂ શરૂમાં મને બરાબર યાદ છે, છત્રીનો માર મને સૂવા નહીં દેતો; હવે એના વગર મારું સૂવું

અસંભવ છે.

ત્યારે ય અમારો સંબંધ સતત સૌહાર્દપૂર્ણ નથી રહ્યો. કોણ જાણે કેટલી વાર મેં અનેક વાનાં કરીને, એના આ કૃત્યનું કારણ જાણવાં ચાહ્યું છે. એનાથી કાંઈ વળ્યું નથી; એ એની શાંતિપૂર્ણ રીતે મારા માથા પર છત્રી મારતો રહ્યો. કેટલીય વાર મેં એને મુક્કા, લાત અને ભગવાન માફ કરે, છત્રીથી પણ એને ઢીલો કર્યો. એણે આ બધું જ વિનમ્રતાથી સહન કર્યું. જાણે આ બધું બનતું જ રહે છે. અને બરાબર આ જ એનો સૌથી વધુ ડરામણો ગુણ છે : એનો દૃઢ નિશ્ચય, એનામાં નફરતનો – તિરસ્કારનો નિતાન્ત અભાવ. સંક્ષેપમાં, એક ગુપ્ત અને મહાન લક્ષ્યની તરફ વધ્યે જવાનો એનો અંતહીન વિશ્વાસ.

એની આવશ્યકતાઓ નહીં જેવી છે છતાંય મને ખબર છે હું જ્યારે એને મારું છું ત્યારે એને પીડા થાય છે. હું જાણું છું એ અશક્ત છે, નશ્વર છે. હું એ પણ જાણુ છું કે માત્ર એક જ ગોળી મને એનાથી મુક્તિ અપાવી શકશે, પણ હું એ નથી જાણતો કે જ્યારે અમે બેઉ મરી જઈશું ત્યારેય શું એ મારા માથા પર છત્રી પટકતો જ રહેશે ? નથી હું એ જાણતો કે ગોળી કોને મારવી જોઈએ; એને યા મને પોતાને જ. જે પણ હોય, આ વિચારવું નકામું છે. હું બરાબર રીતે જાણું છું, નથી તો હું એને મારી શકવાનો કે નથી મને પોતાને.

અહીં મને એમ લાગવા માંડ્યું છે કે હું એના પ્રહારો વિના જીવી નહીં શકીશ; રહી રહીને મને એક ભયાનક સંદેહ થાય છે. હું ગભરાઈ જાઉં છું. ખૂબ ગભરાઈ જાઉં છું – વિચારીને કે જ્યારે મને એની એકદમ જરૂર હશે ત્યારે આ માણસ ચાલ્યો જશે અને હું એના મુલાયમ પ્રહારોને અનુભવી નહીં શકીશ, જે મને ગાઢ નિંદ્રા લેવામાં મદદ કરે છે. ( મૂળ સ્પેનીશ ) □

## એ છોકરાને પ્રધાન થવું હતું / દિમીત્ર કોરૂબ્યેવ

પ્રધાન થવાનો નિર્ણય કર્યો હતો તે છોકરો સાંજે પાંચ વાગ્યે બહાર આવ્યો, કેમ કે તે ખૂબ ઊંઘ્યો હતો. એ નાનકડી કૉલોનીમાં સૌએ જોયું કે પીળા મકાનમાં રહેનારા જાડા ગાયકે ફરી દહીંનાં ત્રણ પૅકેટ ખરીદ્યાં છે – બીજાઓની જેમ બે નહીં. એ ગાયક ઈચ્છતો હતો કે હું દહીંનાં ત્રણ પૅકેટ ખરીદું છું એ વાતથી લોકો ટેવાઈ જાય, પણ એમાં એને સફળતા મળતી નહોતી. એ પણ પોતાની વાતને વળગી રહ્યો. ભલે એકાએક ભેટી જતાં લોકો કહેતા રહે, 'પેગોવ, સાંભળ, અખબારોમાં આવે છે કે દહીં ખાવાથી માણસ જાડો થઈ જાય છે. દહીં ઓછું ખરીદો' પગોવે ઘેરો શ્વાસ લીધો. બીજા દિવસે ગલીના લોકોએ સહર્ષ જોયું કે પેગોવની ઝોળીમાં દહીંના બે પૅકેટ હતાં. પણ ફરી પાછી એ જ મૂળ પરંપરા ચાલી.

લોકો બધું જોતા હતા અને એમણે પ્રધાન થવાનો નિર્ણય કર્યો હતો એ છોકરાને પણ જોયો.

સ્વાભાવિકપણે એ પ્રશ્ન થાય છે કે ત્રણ નંબરના મકાનમાં રહેતા શિવાચેવ પોતે ક્લાર્ક હતા ત્યારે એના પુત્રમાં પ્રધાન થવાનો નિર્ણય કરવાની ઈચ્છા, નિર્ણય સુધી કેમ પહોંચી ! કોલેબ કુટુંબના છોકરાએ મદદનીશ અધ્યાપક થવાનો નિર્ણય કર્યો અને રુસ્મેવ કુટુંબની છોકરી વેરાએ ચિત્રકારને પરણવાનો નિર્ણય કર્યો – એમને મહામુસીબતે એમ કરતાં રોક્યાં ત્યારે ગલીનાં તમામ કુટુંબો યુવાનો

કરી નાખે છે એવી નવી મૂર્ખાઈઓને રોકવા માટે તૈયાર થઈ ગયા.

બાળકો ખુશીથી કે અસંતોષથી બારીબહાર જોતાં, અથવા આંગણે રમતાં ત્યારે એમના પર કોઈ ધ્યાન આપતું નહીં. કંઈ નવું, અવનવું બનવાનો અંદેશો જ નહીં ને !

પણ અઠવાડિયા પહેલાં, એક દિવસ શિવાચેવ કુટુંબનો છોકરો જાગ્યો ત્યારે એના ચહેરો બહુ ગંભીર હતો. બાળકોમાં ક્યારેક એવું બને છે, મા-બાપ કામે ગયાં હતાં. રસ્તા પર અવકાશ સમયનો તડકો છવાયો હતો. સ્નાન અને નાસ્તો કરવાના કઠણ સમયે મા-બાપ ન હોય એ અંગે એમના મનમાં કશી કડવાશ વસી નહીં. એ બહાર આવીને ધીરે ધીરે પોતાના મિત્રો સાથે પહોંચ્યો. બધા પીળા મકાન પાસે ભેગા થયા હતા. છોકરાઓ 'નમસ્તે' અને બીજી ઔપચારિકતાથી પોતાના જીવનને જટિલ બનાવતા નથી એટલે એ ત્યાં જઈને ઊભો રહ્યો અને યુદ્ધની ફિલ્મની રોચક વાર્તા સાંભળવા લાગ્યો. તે પછી વાર્તા કહેતા છોકરા પાસે આવીને એણે પૂછ્યું, 'તાન્કી, તું શું બનવા ઈચ્છે છે ?'

વાર્તા કહેતી વખતે તાન્કીનો ચહેરો યોદ્ધા જેવો થઈ ગયો હતો. એણે ગર્વથી, યાદ કરીને તરત કહ્યું, 'લશ્કરી અફસર, બીજું વળી શું !'

છોકરાઓએ એકબીજાની સામે જોયું. બધા એક સાથે બોલી ઊઠ્યા, નોકરી હાથથી ન નીકળી જાય !

– પાયલોટ !

– ફૂટબૉલ પ્લેયર !

– સર્કસ કળાકાર !

ઈત્યાદિ, ઈત્યાદિ, કોઈએ બીજી વાર બોલીને પોતાની ઈચ્છા બદલી નહીં.

બધું સાંભળી લીધા પછી શિવાચેકે કહ્યું, 'હું પ્રધાન થઈશ !'

એ સાંભળતાં સાથે સન્નાટો છવાઇ ગયો. આખા રસ્તા પર

બાળકો ચૂપ હોય ત્યારે બીજું શું સંભળાય ?

શિવાચેવને લાગ્યું કે સૌના પર મારો રોફ પડયો છે. એ સૌથી પહેલો ઘેર ચાલ્યો ગયો. બારણે પહોંચી એ શેરી તરફ મોઢું કરીને ઘાંટો પાડીને બોલ્યો, 'ત્યારે હું તમારા સૌ પર રોફ જમાવી શકીશ, પણ એમ હું નહીં કરું.'

બધાં બાળકો એકબીજા પર રોફ જમાવવાનાં સ્વપ્નાં જુએ છે, એટલે એનાં શબ્દોએ સૌને એટલા બધા આશ્ચર્યચકિત કરી દીધા કે સાંજે એ સૌએ પોતાનાં માતાપિતાને એ વાત કરી દીધી.

મા–બાપ હસ્યાં. પરંતુ રાત્રે વાંચવાને બહાને પોતાના પિતાને પોતાની માને કહેતા સાંભળ્યા : 'જોયું, આમના પર હવે નજર રાખવી પડશે ! એમ તો એ છોકરાની ડીંગ છે, પણ એમને દબાવ્યા નહીં તો એ અક્કડપણું બતાવશે અને બગડી જશે. છોકરાને આટલી બધી છૂટ આપી દીધી એ શિવાચેવની ભૂલ છે. બાકી તો કોણ જાણે છે... એણે આખી જિંદગી કારકૂની કરી તો, દીકરાને પ્રધાન બનાવવાનું ભૂત કેમ સવાર થયું ?'

માતાઓનો જવાબ હતો : 'એ જ વાત છે. ભગવાન જાણે, એને શું સૂઝયું કે એ જ દીકરાના મગજમાં ભરી દીધું. યાદ છે ને, દિતીત્રી દંપતી પોતાના દીકરાને ઓપેરાગાયક બનાવવા માગતું હતું. બહુ મુશ્કેલીએ એને સમજાવ્યું. યાદ છે ને, એનો અવાજ કેવો હતો ? આપણા તો કાન જ પાકી જતા.'

ગમે તે-હોય, છોકરાઓએ જે કહ્યું એથી ગલીના લોકો ગભરાઈ ગયા હતા. દરેક જણ એનાં 'મા–બાપને થોભાવીને ચિંતા સાથે કહેતું : તમારો દીકરો કેવો ઈમાનદાર છે અને પાસેની કોલોનીમાં બનેલી એવી જ કોઇ ઘટના સંભળાવતું.

સાંજ થતાં તો શિવાચેવ દંપતી કંઈક ચિંતાતુર થઈ ગયું. એ ઘરે પાછું ફરતું હતું ત્યારે રૂસ્ચેવ કુટુંબની છોકરી એમની પાસેથી પસાર થઈ– જેનો ઇરાદો ચિત્રકારને પરણવાનો હતો, તેણે એમ જ

સહજપણે કહી દીધું : 'પ્રધાન થનારા છોકરાને મારા નમસ્કાર !'

શિવાચેવ દંપતિ જલદી જલદી પગથિયાં ચઢીને ઉપર આવી ગયું. અને દીકરો બેઠો વાંચતો હતો ત્યાં બારણું બંધ કરીને પૂછ્યું, 'તો તું પ્રધાન થવાનો છે, કેમ ? અમારું નાક કપાવશે ? તારે કારણે અમારે બહાર નીકળવાનું અઘરું થઈ ગયું છે, લોકો તો કહેશે કે આ બેવકૂફી તારી નથી, અમે જ તારા મગજમાં આ ભૂસું ભરી દીધું છે.

દીકરો તો પોતાનું ગઈકાલનું કીર્તિમાન ભૂલી ગયો હતો. પણ હવે એને બાળહઠ સૂઝી : 'હા, હું પ્રધાન જ થઈશ ! એમાં ખરાબ શું છે ?'

'આનું મગજ ફરી ગયું છે !' એટલું કહીને મા ખુરશી પર ઢળી પડી, 'તેં વિચાર્યું પણ છે ખરું કે એનો અર્થ શું થાય છે ?'

'મતલબ વળી શી ! નોકરી છે. જેને પૂછો તો કહેશે પાયલોટ બનીશ કે ડોકટર. તમને હું પ્રધાન બનીશ એમ કહેનાર કોઈ મળ્યું છે ? હું એવો પહેલો છું, એટલે પ્રધાન થઈશ પણ ખરો !'

'તું કરશે શું ?' શિવાચેવે કમ્પતા સાદે પૂછ્યું.

'મનમાં આવે તે ! બીજાઓને પણ જે થવું હશે તે થવા દઈશ. તમે એમ ન માનતાં કે હું સૌને નાહ્યા, નાસ્તો કર્યા પછી ઊંઘવાનું કહીશ. ન તો એમને સૂપ અને બીજી નકામી ચીજો જબરદસ્તીથી ખવાડીશ. તમે મારી પાસે કરાવો છો એવું કરવાનું મે નહીં કહું, કારણ કે તમે નાનાં હતાં ત્યારે તમારે પણ એવું કરવું પડતું હતું.'

છોકરો મક્કમપણે પોતાના પલંગ તરફ વળી ગયો.

શિવાચેવ દંપતી લગભગ આખી રાત જાગ્યું. એમને કઠણ કાળ આવવાનો, આભાસ થતો હતો. ગલીના લોકો સામે જતાં એમને કપરી ક્ષણોનો સામનો કરવો પડશે. પણ તેઓ પોતાના છોકરાને તેનો નિર્ણય બદલવાનું કહી શકતાં નહોતાં. એવામાં એમના ઘવાયેલા આત્માઓમાં અસ્પષ્ટ ગર્વનો ભાવ આવી ગયો.

શ્રીમતી શિવાયેવે પતિને કહ્યું, 'જુઓને એ પદ કોને મળે છે ? પ્રધાન તો કદાચ જ બને, પણ એ કોઈ મોટો માણસ બને તો મને આશ્ચર્ય નહીં થાય.'

'એવું ન બોલ !' શિવાયેવે કહ્યું, એનો ધીમો સાદ કમ્પતો હતો.

પણ એમને પોતાના સંકોચી અને પ્રતિબંધિત સ્વપ્નોની ભારે કિંમત ચૂકવવી પડી.

બીજા દિવસે પાડોશીઓએ એમને ફરી રોકવા શરૂ કર્યાં. લોકો પોતાનાં બાળકો પર ધ્યાન રાખતા નથી એવી વાત લાંબા સમય સુધી ચાલતી રહી. એક પાડોશી તો એવું કહેતો ફરતો હતો, બાળકો આ રીતે વાતાવરણ બગાડે છે. એક સજ્જને એવો સંકેત કર્યો કે આ અંગે કંઈ કરવું જોઈએ– શું કરવું જોઈએ એ વિશે કોઈકની સલાહ લેવી જોઈએ.

તે દિવસે લોકો પ્રધાન થનારો છોકરો બહાર આવે એની રાહ જોતા હતા. શિવાયેવે દિવસનું ભોજન ઘરમાં જ કર્યું, બાકી એ ક્યારેય એમ કરતો નહોતો. થોડી વાર ઘરે રોકાઈને એ ઑફિસે ચાલ્યો ગયો.

બપોર પછી એ છોકરો શેરીના નાકે આવેલી દુકાને દૂધ લેવા ગયો. ત્યાં ત્રણ સ્ત્રીઓ હતી. દૂધ લઈને એ પાછો ફરતો હતો ત્યારે એમાંની એક હસી અને એને પૂછ્યું, 'મારો છોકરો કહેતો હતો કે તેં પ્રધાન થવાનો નિર્ણય કર્યો છે. એ વિચાર તેં બદલ્યો કે નહીં ?' એટલું કહી બીજી સ્ત્રીને સૂચક ઈશારો કર્યો.

છોકરાએ કહ્યું. 'મેં વિચાર બદલ્યો નથી. હું પ્રધાન થઈશ.'

ગલીમાં ઉત્સાહનું મોજું ફેલાઈ ગયું. ઘરે પાછા ફરતાં શિવાયેવ દંપતીને દૂધની દુકાને શું બન્યું તેની જાણકારી આખા વિસ્તારમાંથી મળી છે. શિવાયેવ તો રાતનું સ્વપ્નું ભૂલી ગયો. દાદર ચઢતાં એ નિરાશા અને ગુસ્સાથી વ્યાકુળ થઈ ગયો.

'તારું તે ભેજું છે કે નહીં ?' એ દીકરા પર ગુસ્સે થયો. એક

માત્ર દીકરો જ એવો હતો જેના પર શિવાચેવ ગુસ્સે થઈ શકતો હતો.

દીકરાએ પૂછ્યું, 'પપ્પા, તમે શા માટે નારાજ થાવ છો, પ્રધાન થવા માટે ?'

'હા, એ માટે જ ! હમણાં જ તારા મિત્રો પાસે જઈને, હજી શેરીમાં જ હશે, જઈને કહે કે પ્રધાન થવાનો મારો વિચાર બદલાઈ ગયો છે.'

'હું નહીં કહું.'

એ દિવસે શેરીનો છોકરા એનાથી અલગ રહેવાના પ્રયત્નો કરતા હતા. બધાં એને ત્રાંસી નજરે જોતા ત્યારે એનામાં રહસ્યપૂર્ણ ગર્વનો ભાવ જાગતો, ના, આવો વિચાર કોઈ એમ જ નહીં છોડી દે.

'હું તને મારીશ.' શિવાચેવે ઘાંટો પાડીને ખરેખર એને માર્યો.

છોકરો રડતો રડતો એના ઓરડામાં ચાલ્યો ગયો. મા એને સાંત્વન આપવા પાછળ ગઈ.

પછીના દિવસે બનેલી ઘટનાઓ તો ઓર નાટકી હતી. બાકીના છોકરા પોતાનાં મા-બાપના આદેશ અનુસાર શિવાચેવ દંપતીના છોકરા પાસે ફરક્યા પણ નહીં. પણ એની તરફ વધારે ગભરાટ અને ઉત્સુકતાથી, કંઈક ઇર્ષ્યાથી એને જોતા રહ્યા. એથી એને આનંદ મળતો હતો, એ ગલીમાં ઊંચા માથે ફરતો.

કોઈ કોઈ બુઝુર્ગ ઊંડો શ્વાસ ભરી એને પૂછતા, 'તો, તું હજી યે પ્રધાન થવા ઈચ્છે છે ?'

'હા, હજી પણ !' છોકરો જવાબ આપતો.

એની મક્કમતાએ ગલીના લોકોને ભયભીત કરી નાખ્યા હતા, શિવાચેવ દંપતી પરેશાન હતું. લોકો ક્ષુબ્ધ થઈને વારંવાર રોકતા અને નાક ચઢાવનારાઓની નવી નવી વાતો કહેતા, એકે તો ત્યાં સુધી કહી દીધું કે મા-બાપને છોકરા ઉછેરતા આવડતું નથી, તો એ કામ સમાજ પર છોડી દેવું જોઈએ.'

શિવાચેવ તો હવે આતંકથી અભિભૂત થઈ ગયો હતો. પાડોશી-

એને જોતાં એ કંપતો, અને એ સામેથી કહેતો, હું સમજી ગયો છું કે લોકો મારું ભલું ચાહે છે. એણે જાણે કોઈ મહાપાપ કર્યું હોય એવો સંકોચ અને અપરાધભાવ એ અનુભવતો હતો. સૌથી ખરાબ વાત તો એ હતી કે એ પોતાના દીકરા અને એની ઈચ્છાથી જ ડરવા લાગ્યો હતો. એની ઈચ્છા એની કલ્પનામાં યે સમાતી નહોતી. હવે તો એને માટે જેના પર પોતે ગુસ્સે થઇ શકે એવો એક પણ માણસ દુનિયામાં રહ્યો નહોતો. ખબર નહીં, એ વિચિત્ર છોકરો હવે શું શું કરશે ! સાચે જ એ પોતાના હેતુમાં સફળ થશે તો આ ગલીની તો ખરાબ હાલતની તો કલ્પના યે થઈ શકતી નથી—એ ગલીએ તો એને પરેશાન કરી મૂકયો છે.

પણ તે દિવસે છોકરો ઊઘીને પાંચ વાગ્યે બહાર નીકળ્યો તે અચંબાનો દિવસ હતો.

લોકો બારીઓમાંથી ડોકિયાં કરીને એને જોતા હતા; અને એ તડકાભરી હવામાં શ્વાસ લેતો હતો. એ હવા ધૂળભરી ફૂટબોલ મેચ, સાયકલનાં ટાયરો અને આંગણાના અસુંદર ઘાસની મીઠી ગંધથી ભરેલી હતી. સિનેમા થિયેટરમાં એક કલાક પછી શો શરૂ થવાનો હતો. પીળા મકાન પાસે ઊભેલા છોકરા પોતાને કાઢવાના ટિકિટના પૈસા ગણતા હતા. પેલા છોકરાએ હજી પોતાનો વિચાર બદલ્યો ન હતો, પોતાની ઈચ્છા છોડી ન હતી, હજી યે એ એનાથી ઘેરાયેલો હતો, એમાં એની ઇચ્છા ડૂબેલી હતી. અને એ આખી હાસ્યાસ્પદ વાર્તાનો અંત આવી ગયો– વાંકા ગોઠવેલાના અરીસામાંનું પ્રતિબિમ્બ ઓરડો સમાપ્ત થતાં પૂરું થઈ જાય છે, એમ.

બીજા છોકરાઓના ટોળામાં ઘૂસીને એણે ઘાંટો પાડયો : 'હું પણ આવું છું !'

સૌએ એની સામે જોયું, અને હસ્યા, પણ કોઈએ એ પર ધ્યાન આપ્યું નહીં, કારણ કે શો શરૂ થાય તે પહેલાં ફૂટબોલ રમી લેવાની ઉતાવળ હતી, એમાંના માત્ર એકે કહ્યું, 'આ રહ્યો પ્રધાન !'

એ છોકરાએ મન વગર કહ્યું, 'એ બેવકૂફી છોડી દે.'

આખેડ લોકોએ પણ સાંજની ઘટના વિશે જાણ્યું. ધીરે ધીરે તાણ ઓસરી ગઈ, પછીના દિવસે સૌએ શિવાચેવને હાર્દિક વધામણી આપી અને અભાગી પિતા ફરી માણસ જેવો લાગવા માંડયો.

એ વખતે છોકરો ફૂટબોલ રમતો હતો. માત્ર એક વાર એણે માથું ઊંચું કર્યું, અને જોયું કે લોકો ઊભા છે અને એક પણ માણસ એની સામે જોતું નથી. અને છોકરાઓ પણ કોલોનીમાં કોઈ પાડોશીને સામાન્યપણે જુએ એમ એને જોતા હતા. એને અચાનક અજાબ લાગ્યું. પણ એ જ વખતે એણે ઘાંટો પાડયો : 'બોલ ફેંક !'

– અને એ બધું ભૂલી ગયો.

(બલ્ગેરિયન નવલિકા) □

આજે કવિતાના મેદાનમાં નજર કરીએ તો મોટે ભાગે શું જોવા મળે છે? રંગબેરંગી શબ્દોના વાઘા અને દુર્મેળ થીંગડાં મારેલા પોશાકનો મેળો જામ્યો છે. એમાં ક્યાંક પીળચટ્ટી પરેડ, ક્યાંક છંદની લંગડી દોડ, ક્યાંક ભાષાના બાળગોઠિયા, ક્યાંક વારંવાર રાગ ઠોકતા બે-ચાર શબ્દોનું જોગિંગ અને ક્યાંક વળી મુદ્રણની આકૃતિના મેચિંગમાં ફેશનપરેડ કરાવીને કવિતા અર્થની શોધમાં આંટા મારે છે.

– મકરન્દ દવે

## 'સમૂડી' નામનું એક વ્યક્તિત્વ અને નામ વગરનો એક સ્નેહસંબંધ / જયંત કોઠારી

'સમુડી' વાંચતાંવેંત જ, ઘણાને સ્પર્શી ગઈ હશે તેમ, મને પણ સ્પર્શી ગયેલી. એનું કારણ શું એમ પૂછીએ તો, હું માનું છું કે, સૌ કોઈ સૌ પ્રથમ સમુડી નામના ધબકતા વ્યક્તિત્વનો જ નિર્દેશ કરશે. લેખકે સમુને વગડાની દીકરી કહી છે. હું એને પર્યાવરણ અને પંચેન્દ્રિયનું બાળ કહું. માત્ર વગડાને જ નહીં, આજુબાજુની સમસ્ત માનવ અને માનવેતર સૃષ્ટિને એ પોતાની પંચેન્દ્રિયથી, અને મનથી, ઝીલે છે, એને આત્મસાત કરે છે અને એને પ્રતિક્રિયાઓ આપે છે. મનનો વ્યાપાર તો માનવને માટે સહજ છે, પરંતુ પંચેન્દ્રિયનો આવો પ્રબળ વ્યાપાર સમુડીના વ્યક્તિત્વનો અનોખો અંશ છે.

બીજી ઇન્દ્રિયોના અનુભવો તો આપમેળે થયા કરતા હોય છે, આપણે કેવળ ઝીલવાના હોય છે, પરંતુ સ્પર્શ અને સ્વાદના અનુભવો ઘણે ભાગે સક્રિયતાની અપેક્ષા રાખે છે. સમુના અહીં આલેખાયેલા ઇન્દ્રિય વ્યાપારોમાં સ્પર્શ અને સ્વાદના વ્યાપારનું કેવું પ્રાચુર્ય છે !

"સુક્કા ઘાસના ભારામાંથી વેરાયેલી અસંખ્ય ઝીણી ઝીણી સોનેરી કરચોવાળી રેશમી ધૂળમાં ચાલવાથી પગને કેવું પોચુંપોચું લાગે ! પાણી પાયેલાં ખેતરોમાં ઉઘાડા પગે ફરવાથી પગના તળિયાને કેવું મઝાનું ઠંડુંઠંડું ભીનુંભીનું લાગે ! સ્પર્શનું આવું આહ્લાદક સુખ જતું કરીને સમુડી શું ચંપલ પહેરવાની હતી ?" (પૃ. ૩)

"ચોમાસામાં લાલ મખમલ જેવાં જીવડાં થતાં ને પોતે એ જીવડાંને હથેળીમાં લેતી. એ જીવડાં બધાંય પગ કેવા શરીરની અંદર ખેંચી દેતાં ! ને હથેળીમાં મખમલનો કેવો સુંવાળોસુંવાળો સ્પર્શ થતો !" (પૃ. ૧૨૫)

ચોરેલી કેરી અને બોરના આસ્વાદની કથા અહીં વીગતે કહેવાયેલી છે. પરંતુ સમુડી તો "વાસણ માંજવાની કાળી આમલીયે મોમાં મૂકે ને કચૂકા તો બધાય છેડે બાંધીમે લઈ જાય. સોપારીના કટકાની જેમ શેકેલા કચૂકા મોંમાં મૂકે ને એ પછી જોઈ લ્યો કામમાં સમુડીનો ઝપાટો !" ( પૃ. ૨૫ )

સ્પર્શ અને સ્વાદના સંવેદનની તીવ્રતા સમુમાં એટલી બધી છે કે અન્ય ઈન્દ્રિયોના અનુભવોનેયે સ્પર્શ અને સ્વાદના વિષયો બનાવ્યા વિના એને જંપ થતો નથી. નારીનું રૂપ તો દૃષ્ટિનો વિષય ગણાય. પણ સમુને માટે ?

"જ્યારે નયના આવી ત્યારે સમ્પડીએ તો એના પર જુલમ ગુજારી દીધેલો. હાથ અડકાડી–અડકાડીને નયનાને જુએ !... ચિબુક પકડીને એનો ચહેરો ઊંચો કરે. હસતી વખતે નયનાના ગાલમાં પડતાં ખંજન પણ તર્જની અડકાડીને જુએ ! ગળામાંનો હાર, નથ વગેરે ઘરેણાંય અડકી–અડકીને જોયાં ને તાજી જ સરખી કરાવેલી આયબ્રો જોઇને તો સમુડીની આંખો પહોળી થઈ ગઈ ! ઊંચે ચડેલી ભમ્મરો અધ્ધર જ રહી ગઈ ! ભમ્મરોનો આવો સરસ વળાંક અને ઘાટ ! ભમ્મરોનેય સમુડીએ તર્જની ફેરવીફેરવીને જોઇ." ( પૃ. ૪–૫ )

નયનાએ એક વખતે અત્યંત મોટા કોલરવાળું આછું ગુલાબી ટોપ પહેરેલું ત્યારે સમુડીને એવો તો અચંબો થયેલો કે એ કોલર પકડીને હલાવ્યા વિના એનાથી રહેવાયું જ નહીં ( પૃ. ૨૬ )

ભીની વરસાદી માટીનો માત્ર સ્પર્શ અનુભવવાથી સમુને તૃપ્તિ નથી થતી, એ ગંધ અને સ્વાદનો અનુભવ એમાંથી ખેંચે છે : "સમુ ભીની ભીની વરસાદી માટીને હાથમાં લઈ, નસકોરાં ફુલાવી–

ફુલાવી સૂંઘે ને પછી તો સમુડીથી 'રયરાય' જ નહીં, થોડી માટી લઈને બરફીના ચોસલાની જેમ મોમાં મૂકે !" ( પૃ. ૨૬ )

દર્શન, શ્રવણ અને ગંધના અનુભવો આપણા પર આક્રમણ કરતા આવતા હોય છે. સમુડીની બાબતમાં એવું અહીં ભાગ્યે જ આલેખાયું છે. વરસાદી ઋતુના રંગો સમુડીના મનમાં ઊભરાતા બતાવ્યા છે ( પૃ. ૨૩ ) એ એકમાત્ર અપવાદ. આ સિવાય, આ અનુભવોમાં પણ સમુની સક્રિયતા દેખાય છે. ટેકરી પરથી સૂર્યાસ્ત જોવા માટે સમુ કેટલી બધી સક્રિય બને છે ! આયના સામે ઊભા રહી માત્ર નિહાળવા માટે જ એ પોતાનું રૂપ સજે છે અને તે પણ કેવી કાળજીથી !–

"શાંતાફૈબા શાક લેવા જાય ત્યારે એ આયના સામે ઊભી રહી ચહેરો જોયા કરે. ટેરવે કાજળ લઈ આંખોમાં લપેડા કરે. પછી ટેરવું ભમ્મરો પર ઘસે. બેય આંખને ખૂણે, ચીપિયાને છેડે થોડું કાજળ લઈ અણિયાં કાઢે. કંકુનો આઠ–આની જેવડો ચાંલ્લો કરે ને થોડુંક સેંથીમાં પૂરે ! પછી શાંતાફૈબાની સાડી લઈ આવડે એવી પહેરીને (દક્ષિણી, હોં !) આયના સામે ઊભી રહે. સ્તનનો ઉભાર તથા કમરનો વળાંક નીરખે. પછી શરીરનું વજન જમણા પગ પર રાખી, કમરને ય બાજુ ધકેલી, અજન્તાની શિલ્પકન્યા જેવો આકાર રચે ! કદાચ ક્યાંક આવા કોઈ શિલ્પનો ફોટો કે કેલેન્ડર જોયું હશે..." (પૃ. ૧૯)

કેટલીકવાર તો એવું લાગે છે કે પોતાના ઇન્દ્રિયવ્યાપારથી જ જાણે એ ઇન્દ્રિયાનુભવોને નિમંત્રે છે– નિષ્પન્ન કરે છે !–

"ચોમાસાનો પહેલો વરસાદ આવવાનો હોય કે માવઠું થવાનું હોય ત્યારે પહેલાં તો ઠંડો, વરસાદની સુગંધવાળો પવન આવે. સમુડી બેય નસકોરાં ફુલાવીફુલાવીને એ પવન શ્વાસમાં લે, શ્વાસ મઘમઘે; ને બેય આંખો પહોળી કરી, ભમ્મરો અદ્ધર ચડાવીને બોલે, 'શાંતાફૈબા, શાંતાફૈબા, ચ્યાંક વરહાદ પડહ.' " (પૃ. ૨૨)

"શાંતાફૈબાના કહેવાથી નાછૂટકે બધી બારી બંધ કરી

"ચોમાસામાં લાલ મખમલ જેવાં જીવડાં થતાં ને પોતે એ જીવડાંને હથેળીમાં લેતી. એ જીવડાં બધાંય પગ કેવા શરીરની અંદર ખેંચી દેતાં ! ને હથેળીમાં મખમલનો કેવો સુંવાળોસુંવાળો સ્પર્શ થતો !" (પૃ. ૧૨૫)

ચોરેલી કેરી અને બોરના આસ્વાદની કથા અહીં વીગતે કહેવાયેલી છે. પરંતુ સમુડી તો "વાસણ માંજવાની કાળી આમલીયે મોમાં મૂકે ને કચૂકા તો બધાય છેડે બાંધીમે લઈ જાય. સોપારીના કટકાની જેમ શેકેલા કચૂકા મોંમાં મૂકે ને એ પછી જોઈ લ્યો કામમાં સમુડીનો ઝપાટો !" ( પૃ. ૨૫ )

સ્પર્શ અને સ્વાદના સંવેદનની તીવ્રતા સમુમાં એટલી બધી છે કે અન્ય ઈન્દ્રિયોના અનુભવોનેયે સ્પર્શ અને સ્વાદના વિષયો બનાવ્યા વિના એને જંપ થતો નથી. નારીનું રૂપ તો દૃષ્ટિનો વિષય ગણાય. પણ સમુને માટે ?

"જ્યારે નયના આવી ત્યારે સમુડીએ તો એના પર જુલમ ગુજારી દીધેલો. હાથ અડકાડી–અડકાડીને નયનાને જુએ !... ચિબુક પકડીને એનો ચહેરો ઊંચો કરે. હસતી વખતે નયનાના ગાલમાં પડતાં ખંજન પણ તર્જની અડકાડીને જુએ ! ગળામાંનો હાર, નથ વગેરે ઘરેણાંય અડકી–અડકીને જોયાં ને તાજી જ સરખી કરાવેલી આયબ્રો જોઇને તો સમુડીની આંખો પહોળી થઈ ગઈ ! ઊંચે ચડેલી ભમ્મરો અધ્ધર જ રહી ગઈ ! ભમ્મરોનો આવો સરસ વળાંક અને ઘાટ ! ભમ્મરોનેય સમુડીએ તર્જની ફેરવીફેરવીને જોઇ." ( પૃ. ૪–૫ )

નયનાએ એક વખતે અત્યંત મોટા કૉલરવાળું આછું ગુલાબી ટોપ પહેરેલું ત્યારે સમુડીને એવો તો અચંબો થયેલો કે એ કૉલર પકડીને હલાવ્યા વિના એનાથી રહેવાયું જ નહીં ( પૃ. ૨૬ )

ભીની વરસાદી માટીનો માત્ર સ્પર્શ અનુભવવાથી સમુને તૃપ્તિ નથી થતી, એ ગંધ અને સ્વાદનો અનુભવ એમાંથી ખેંચે છે : " સમુ ભીની ભીની વરસાદી માટીને હાથમાં લઈ, નસકોરાં ફુલાવી–

ફુલાવી સૂંઘે ને પછી તો સમુડીથી 'રયરાય' જ નહીં, થોડી માટી લઈને બરફીના ચોસલાની જેમ મોમાં મૂકે !" ( પૃ. ૨૬ )

દર્શન, શ્રવણ અને ગંધના અનુભવો આપણા પર આક્રમણ કરતા આવતા હોય છે. સમુડીની બાબતમાં એવું અહીં ભાગ્યે જ આલેખાયું છે. વરસાદી ઋતુના રંગો સમુડીના મનમાં ઊભરાતા બતાવ્યા છે ( પૃ. ૨૩ ) એ એકમાત્ર અપવાદ. આ સિવાય, આ અનુભવોમાં પણ સમુની સક્રિયતા દેખાય છે. ટેકરી પરથી સૂર્યાસ્ત જોવા માટે સમુ કેટલી બધી સક્રિય બને છે ! આયના સામે ઊભા રહી માત્ર નિહાળવા માટે જ એ પોતાનું રૂપ સજે છે અને તે પણ કેવી કાળજીથી !–

"શાંતાફૈબા શાક લેવા જાય ત્યારે એ આયના સામે ઊભી રહી ચહેરો જોયા કરે. ટેરવે કાજળ લઈ આંખોમાં લપેડા કરે. પછી ટેરવું ભમ્મરો પર ઘસે. બેય આંખને ખૂણે, ચીપિયાને છેડે થોડું કાજળ લઈ અણિયાં કાઢે. કંકુનો આડ–આની જેવડો ચાંલ્લો કરે ને થોડુંક સેંથીમાં પૂરે ! પછી શાંતાફૈબાની સાડી લઈ આવડે એવી પહેરીને (દક્ષિણી, હોં !) આયના સામે ઊભી રહે. સ્તનનો ઉભાર તથા કમરનો વળાંક નીરખે. પછી શરીરનું વજન જમણા પગ પર રાખી, કમરને ય બાજુ ધકેલી, અજન્તાની શિલ્પકન્યા જેવો આકાર રચે ! કદાચ ક્યાંક આવા કોઈ શિલ્પનો ફોટો કે કેલેન્ડર જોયું હશે..." (પૃ. ૧૯)

કેટલીકવાર તો એવું લાગે છે કે પોતાના ઈન્દ્રિયવ્યાપારથી જ જાણે એ ઈન્દ્રિયાનુભવોને નિમંત્રે છે– નિષ્પન્ન કરે છે !–

"ચોમાસાનો પહેલો વરસાદ આવવાનો હોય કે માવઠું થવાનું હોય ત્યારે પહેલાં તો ઠંડો, વરસાદની સુગંધવાળો પવન આવે. સમુડી બેય નસકોરાં ફુલાવીફુલાવીને એ પવન શ્વાસમાં લે, શ્વાસ મધમધે; ને બેય આંખો પહોળી કરી, ભમ્મરો અદ્ધર ચડાવીને બોલે, 'શોંતાફૈબા, શોંતાફૈબા, ચ્યોંક વરહાદ પડહ.' " (પૃ. ૨૨)

"શાંતાફૈબાના કહેવાથી નાછૂટકે બધી બારી બંધ કરી

'ઇસ્ટાપરી' ભરાવી દે. પણ બારીની તિરાડ પાસે કાન માંડીને ઊભી રહે. સૂ ઉઉઉ... સૂ ઉઉઉ . કરીને આવતા પવનના સુસવાટાથી ને તિરાડમાંથીયે ધસી આવતી સીમની બારીક રજકણોથી સમુડીના કાનમાં જાણે ગલગલિયાં થાય. સમુડીને આમ બારીની તિરાડ પાસે કાન માંડીને, વાંકી વળીને ધ્યાનથી ઊભી રહેલી જોઈ શાંતાફૈબાના મનમાંય કુતૂહલ થાય કે સમુડી કેમ આમ ઊભી છે ?

'લી સમુડી,' તેઓ પૂછે, 'ચ્યમ ક્યારની એંમ ઊભી સ ?'

'આ પવન કોંક બોલ હ. મીં કું ક લાય હોંભળું. પણ બજુ કોંય હમજાતું જ નહ.' સમુડી જવાબ આપ." (પૃ. ૨૪)

ઇન્દ્રિયાનુભવોનું આકર્ષણ સમુમાં સક્રિયતા જ નહીં, સાહસ પણ પ્રેરે છે પેલા પપ્પુને વરસાદના શીતસતમ સ્પર્શનો અનુભવ કરાવવા જતાં જ એને નોકરી છોડવી પડી હતી ને ? જેણે એને 'ચોઈટી'નું બિરુદ કમાવી આપ્યું એ લક્સ સાબુની નાનકડી ચપતરી ચોરવાનું કામ પણ એ સાબુના મુલાયમ સ્પર્શના કૌતુકથી જ કર્યું હશે ને ? સોસલાના સંકજામાં સમુડી સપડાય છે તે ટેકરી પરથી સૂર્યાસ્ત જોવા જવાનું પરિણામ !

સમુ કેવા પ્રકટ, ઉત્કટ પંચેન્દ્રિય વ્યાપારથી જીવતી છોકરી છે ! માનવબાળને માટે – કોઇ પણ પ્રાણીબાળને માટે – એ નૈસર્ગિક સ્થિતિ છે, પરંતુ પૌઢતા અને સભ્યતાનો પ્રવેશ થતાં આ ઇન્દ્રિય-વ્યાપારનો સંકોચ થવા લાગે છે. સમુની મુંબઇમાં શી સ્થિતિ થઇ ? પહેલી જ વાર હોટલમાં ગયેલા ત્યારે સમુને "મખમલની પોચીપોચી લાલચટક જાજમ પર દોડાદોડ કરવાનું મન થઇ આવ્યું... સમુડીએ ચંપલ કાઢી તો નાખ્યાં પણ આટલાબધા માણસોનાં દેખતાં તે કંઈ જાજમ પર દોડા દોડી થતી હશે ? ને ચંપલ ફરી પહેરી લીધાં." (પૃ. ૧૨૫) દરિયે ગયેલાં ત્યારે સમુ પગ પર, માથામાં રેતી હાલવે છે ને મૂઠી ભરીને બ્લાઉઝ ઊંચું કરી છાતીમાં પણ ઓરે છે ! ચપટીમાં લઈ મોંમાં મૂકે છે ! તેજાને શરમ આવે ને લાગે છે કે

રખે કંઇ વળગાડ હોય. ફરી દરિયે આવવાનું બંધ થઇ જાય છે. પછી શહીદસરી બની ગયેલી સમુ તે સહજ ઇન્દ્રિયવ્યાપારોથી ભરેલા બાળપણને ખોઇ બેઠેલી સમુ છે.

સમુ અને હર્ષદને જોડતી કડી તે વગડાનું આકર્ષણ છે. હર્ષદ ઈન્દ્રિયાનુરાગી પણ છે. સમુની સાથે ટેકરી પરથી સૂર્યાસ્ત જોવા એ જતો હોય છે. એનાં કેટલાંક નાજુક ને સૂક્ષ્મ ઈન્દ્રિયસંવેદનો અહીં આલેખાયેલાં છે. બારણામાંથી આવતા અજવાળામાં થોડીક ક્ષણ ચળકતા ને સુકાઈ જતા, ફર્શ પર થતા પોતાના ભીના અર્ધવર્તુળની નોંધ હર્ષદની આંખો લે છે. નયનાના સાથમાં દશેય ઈન્દ્રિયોથી અરણ્યનું પોતે પાન કરતો હોય એવું દીવાસ્વપ્ન એ અનુભવે છે. પણ એમ લાગે છે કે હર્ષદનો ઈન્દ્રિયરાગ એ વધુ તો એના સ્વપ્ન-લોકનો, એની કપોલકલ્પિતની સૃષ્ટિનો અંશ છે, સમુની જેમ નર્યા વાસ્તવનો અંશ નહીં, ઈન્દ્રિયવ્યાપારમાં એ સમુની જેમ સક્રિય નથી. ઈન્દ્રિયસંવેદનોનો એ ગ્રાહક છે, કારક નહીં. આનું કારણ સમજાય એવું છે. હર્ષદ શિષ્ટ સમાજનો સભ્ય છે, ઇન્દ્રિયવ્યાપારની નૈસર્ગિકતા અને તાજગી જે સમુએ મુંબઇ ગયા સુધી સાચવી રાખી તે હર્ષદે ઘણી વહેલી ખોઈ દીધી છે. ઈન્દ્રિયવ્યાપારમાં હર્ષદ એક વખત જ સક્રિય થતો દેખાય છે– સમુને બાથમાં ભીડીને એ ચુંબન કરી બેસે છે ત્યારે. પણ આ ઘટના એને પોતાને જ અસ્વાભાવિક લાગે છે અને એની એ શરમ અનુભવે છે. સ્વપ્નલોક જાણે વ્યવહારલોકનાં પડળ તોડી બહાર ધસી આવ્યો ! સમુના જીવનમાં આવી અસ્વાભાવિક ઘટનાને જાણે અવકાશ નથી, કેમકે એનો ઇન્દ્રિયરાગ નૈસર્ગિકતાથી અને સમથળ પ્રવર્તે છે.

આજુબાજુની દુનિયા સાથે સમુ જે અધિકારપૂર્વકનો અને આત્મીય સંબંધ સ્થાપી શકી છે તે હર્ષદ કરી શક્યો નથી. ટેકરી, તળાવ, વગડો–બધાંની સાથેનો સમુનો પરિચય પ્રગાઢ છે. કોઈની વાડીમાંના કેરી ને બોર પર પણ એ પોતાનો અધિકાર માને છે !

'ઈસ્ટાપરી' ભરાવી દે. પણ બારીની તિરાડ પાસે કાન માંડીને ઊભી રહે. સૂ ઉઉઉ... સૂ ઉઉઉ . કરીને આવતા પવનના સુસવાટાથી ને તિરાડમાંથીયે ધસી આવતી શીમની બારીક રજકણોથી સમુડીના કાનમાં જાણે ગલગલિયાં થાય. સમુડીને આમ બારીની તિરાડ પાસે કાન માંડીને, વાંકી વળીને ધ્યાનથી ઊભી રહેલી જોઈ શાંતાફેઆના મનમાંય કુતૂહલ થાય કે સમુડી કેમ આમ ઊભી છે ?

'લી સમુડી,' તેઓ પૂછે, 'ચ્યમ ક્યારની ઍમ ઊભી સ ?'

'આ પવન કોંક બોલ હ. મીં કું ક લાય હોંસણું. પણ ગજ્યુ કોંય હમજાતું જ નહ.' સમુડી જવાબ આપ." (પૃ. ૨૪)

ઇન્દ્રિયાનુભવોનું આકર્ષણ સમુમાં સક્રિયતા જ નહી, સાહસ પણ પ્રેરે છે પેલા પપ્પુને વરસાદના શીતસરમ સ્પર્શનો અનુભવ કરાવવા જતાં જ એને નોકરી છોડવી પડી હતી ને ? જેણે એને 'ચોઈટી'નું બિરુદ કમાવી આપ્યું એ લક્સ સાબુની નાનકડી ચપતરી ચોરવાનું કામ પણ એ સાબુના મુલાયમ સ્પર્શના કૌતુકથી જ કર્યું હશે ને ? સોમલાના સંકજામાં સમુડી સપડાય છે તે ટેકરી પરથી સૂર્યાસ્ત જોવા જવાનું પરિણામ !

સમુ કેવા પ્રકટ, ઉત્કટ પંચેન્દ્રિય વ્યાપારથી જીવતી છોકરી છે ! માનવબાળને માટે – કોઇ પણ પ્રાણીબાળને મટે – એ નૈસર્ગિક સ્થિતિ છે, પરંતુ પૌઢના અને સભ્યતાનો પ્રવેશ થતાં આ ઇન્દ્રિય-વ્યાપારનો સંકોચ થવા લાગે છે. સમુની મુંબઇમાં શી સ્થિતિ થઇ ? પહેલી જ વાર હોટલમાં ગયેલા ત્યારે સમુને "મખમલની પોચીપોચી લાલચટક જાજમ પર દોડાદોડ કરવાનું મન થઇ આવ્યું... સમુડીએ ચંપલ કાઢી તો નાખ્યાં પણ આટલાબધા માણસોનાં દેખતાં તે કંઈ જાજમ પર દોડા દોડી થતી હશે ! ને ચંપલ ફરી પહેરી લીધાં." ( પૃ. ૧૨૫ ) દરિયે ગયેલાં ત્યારે સમુ પગ પર, માથામાં રેતી ઠાલવે છે ને મૂઠી ભરીને બ્લાઉઝ ઊંચું કરી છાતીમાં પણ ઓરે છે ! ચપટીમાં લઈ મોંમાં મૂકે છે ! તેજાને શરમ આવે ને લાગે છે કે

રખે કંઇ વળગાડ હોય. ફરી દરિયે આવવાનું બંધ થઇ જાય છે. પછી શાહીડમરી બની ગયેલી સમુ તે સહજ ઇન્દ્રિયવ્યાપારોથી ભરેલા બાળપણને ખોઇ બેઠેલી સમુ છે.

સમુ અને હર્ષદને જોડતી કડી તે વગડાનું આકર્ષણ છે. હર્ષદ ઈન્દ્રિયાનુરાગી પણ છે. સમુની સાથે ટેકરી પરથી સૂર્યાસ્ત જોવા એ જતો હોય છે. એનાં કેટલાંક નાજુક ને સૂક્ષ્મ ઈન્દ્રિયસંવેદનો અહીં આલેખાયેલાં છે. બારણામાંથી આવતા અજવાળામાં થોડીક ક્ષણ ચળકતા ને સુકાઈ જતા, ફર્શ પર થતા પોતાના ભીના અર્ધવર્તુળની નોંધ હર્ષદની આંખો લે છે. નયનાના સાથમાં દશેય ઈન્દ્રિયોથી અરણ્યનું પોતે પાન કરતો હોય એવું દીવાસ્વપ્ન એ અનુભવે છે. પણ એમ લાગે છે કે હર્ષદનો ઈન્દ્રિયરાગ એ વધુ તો એના સ્વપ્ન–લોકનો, એની કપોલકલ્પિતની સૃષ્ટિનો અંશ છે, સમુની જેમ નર્યા વાસ્તવનો અંશ નહીં, ઈન્દ્રિયવ્યાપારમાં એ સમુની જેમ સક્રિય નથી. ઈન્દ્રિયસંવેદનોનો એ ગ્રાહક છે, કારક નહીં. આનું કારણ સમજાય એવું છે. હર્ષદ શિષ્ટ સમાજનો સભ્ય છે, ઇન્દ્રિયવ્યાપારની નૈસર્ગિકતા અને તાજગી જે સમુએ મુંબઇ ગયા સુધી સાચવી રાખી તે હર્ષદે ઘણી વહેલી ખોઈ દીધી છે. ઈન્દ્રિયવ્યાપારમાં હર્ષદ એક વખત જ સક્રિય થતો દેખાય છે– સમુને બાથમાં ભીડીને એ ચુંબન કરી બેસે છે ત્યારે. પણ આ ઘટના એને પોતાને જ અસ્વાભાવિક લાગે છે અને એની એ શરમ અનુભવે છે. સ્વપ્નલોક જાણે વ્યવહારલોકનાં પડળ તોડી બહાર ધસી આવ્યો ! સમુના જીવનમાં આવી અસ્વાભાવિક ઘટનાને જાણે અવકાશ નથી, કેમકે એનો ઇન્દ્રિયરાગ નૈસર્ગિકતાથી અને સમથળ પ્રવર્તે છે.

આજુબાજુની દુનિયા સાથે સમુ જે અધિકારપૂર્વકનો અને આત્મીય સંબંધ સ્થાપી શકી છે તે હર્ષદ કરી શક્યો નથી. ટેકરી, તળાવ, વગડો–બધાંની સાથેનો સમુનો પરિચય પ્રગાઢ છે. કોઈની વાડીમાંના કેરી ને બોર પર પણ એ પોતાનો અધિકાર માને છે !

ઘરના વાછરડાની પ્રીતિ, એ મરી જાય છે ત્યારે એને ગાયની ડોકે વળગીને રડાવે છે, તો શાંતાફૈબાના રસોડામાં વધી ગયેલી ઉંદરડીઓ પણ એના સમભાવથી વંચિત નથી, એને મારી નાખવાને બદલે એ કાળજીથી પકડીને ગામને ગોંદરે મૂકી આવે છે. તળાવમાંની જળોના ગુણદોષને એ પિછાને છે ને ગીધડાંઓનો જીવનવ્યવહાર પણ એનાથી અજાણ્યો નથી. માનવેતર જીવસૃષ્ટિ સાથે સમુને આટલો ઘરોબો હોય તો માનવસૃષ્ટિને પોતીકી બનાવ્યા વિના કેમ રહે ? શાંતાફૈબા અને હર્ષદ સાથેનો એનો નાતો કેટલી બધી આત્મીયતા ભર્યો છે ? નયનાનેયે પોતાના આત્મીયતાના વર્તુળમાં લાવવા મથે છે ને તેઓને માટે તો એ સાહસ ખેડે છે. ભરી ભરી સૃષ્ટિના કોશેટામાં સમુનું જીવન ધબકી રહ્યું છે. એ અર્થમાં એ પર્યાવરણનું બાળ છે. આ પર્યાવરણથી વિખૂટી પડેલી સમુ એ જાણે સમુ જ નથી એમ લાગે છે.

હર્ષદને સમુના આ વ્યક્તિત્વનું ભારે આકર્ષણ છે, પણ એ પોતે સમુની પેઠે આજુબાજુની સૃષ્ટિનું એક અવિચ્છિન્ન અંગ બની જતો નથી. બાળપણથી એને જંગલોમાં રખડવાનો શોખ છે, પણ મોટા થયા પછી તો એ જ્યારે અસ્વસ્થ હોય ત્યારે જ જંગલોમાં ફરવા નીકળી પડે છે, જાણે એના વાસ્તવિક જીવનનો એ ભાગ નથી, એ એનો સ્વપ્નલોક છે. એ તરતાં શીખ્યો નથી ને તળાવને કાંઠે પગ ઝબોળીને જ બેસી રહે છે. પહેલાં એ સમુ સાથે કેરી કે બોર ચોરવા જતો, પણ મોટા થયા પછી એણે એ છોડી દીધું છે. સમુ ચોરીને લાવે એ કેરી ને બોર એ ખાય છે ખરો. શાંતાફૈબા તો હર્ષદની બા પણ એમની સાથે લાડકોડનો સંબંધ તો જાણે સમુને વિશેષ હોય એમ લાગે છે. હર્ષદ નયનાનેયે પોતાની બનાવી શકતો નથી ને એની સાથેનો વિવાહ તોડવાનોયે નિર્ણય લઈ શકતો નથી. આજુબાજુથી સૃષ્ટિ સાથે એ જાણે બરાબર સંકળાઈ શકતો નથી, એ કશાક કપોલ-કલ્પિતમાં રાચે છે. એ જાણે દ્રષ્ટા છે. અલગાવનો એક આછેરો પડદો રાખીને એ જીવે છે. સમુની કથાનો પણ એ કથક હોય એવું લાગે

છે. એ સાથેની એની સંડોવણી તો પ્રચ્છન્ન રહે છે.

કથાનો ઊડીને આંખે વળગે એવો અંશ તો સમુનું આ વિલક્ષણ વ્યક્તિત્વ જ છે. એનો સાક્ષાત્કાર કરાવવો એ આ કથાની નેમ છે. સર્વ કંઈ એને માટે જ ગોઠવાયું છે. સમુથી વિરુદ્ધ પ્રકારના, ખલપાત્ર જેવા, નયનાના પાત્રને ઊભું કરવામાં આવ્યું છે તે સમુના વ્યક્તિત્વને ઉઠાવ આપવા માટે જ. ઊડીને આંખે ન વળગે એવો છતાં સહૃદય ભાવકને સ્પર્શી જાય એવો બીજો એક રમણીય અંશ આ કથામાં છે અને તે છે જેને કશા નામમાં બાંધી ન શકાય એવા એક સ્નેહ સંબંધનું વ્યંજનાપૂર્ણ આલેખન. આ જાતના સંબંધના આલેખનનું આ કથાના લેખક યોગેશ જોશીને સવિશેષ આકર્ષણ છે એવું એમની બીજી લઘુનવલ 'જીવતર' બતાવે છે. ત્યાં એવો પ્રેમ પ્રૌઢાવસ્થામાં જીવતરનો એક પ્રબળ આધાર બની રહેલો જોવા મળે છે. અહીં એવો સ્નેહ સંબંધ કિશોરાવસ્થા વટાવી યુવાવસ્થામાં પ્રવેશતા એક છોકરા–છોકરીને આશ્રયે આલેખાયો છે.

હર્ષદ અને સમુના સ્નેહસંબંધનાં બીજ એમની બાળપણની મૈત્રીમાં રહેલાં છે. હર્ષદને સમુના વ્યક્તિત્વનું અજબ આકર્ષણ છે. એ નયનાને સતત સમુ સાથે સરખાવ્યા કરે છે. સમુ હર્ષદની અત્યંત કાળજી લે છે અને એને માટે અત્યંત ઉમળકો બતાવે છે. એના લગ્ન વખતે હર્ષદ આવે છે ત્યારે મેંદીની ડિઝાઈન ફેંદાઈ જવા દઈને પણ એ દોડીને હર્ષદના હાથમાંથી બેગ લઈ લે છે. પણ બન્ને વચ્ચે પ્રણયનો–દામ્પત્ય પ્રેમનો મનોભાવ વિકસ્યો છે એમ આપણે કહી શકીશું ખરા ? પરિસ્થિતિ ઘણી સંદિગ્ધ જણાય છે. શ્યામળો રંગ પણ લાવણ્યથી ભર્યોભર્યો સ્નિગ્ધ ચમકતો પાતળો દેહ ધરાવતી સમુડીના સ્ત્રીત્વની હર્ષદની આંખો નોંધ તો લે છે "ક્યારેક–ક્યારેક હર્ષદ, સમુડી વાસણ માંજતી હોય ત્યારે એના પોલકામાંથી દેખાતો એક સ્તનનો થોડોક ભાગ અને વચ્ચેની ઊંડી ખીણ તરફ તાકી રહેતો

સમુડી હીંચણથીયે ઉપર ચણિયો લઈને કપડાં ધોતી હોય ત્યારે હર્ષદ ક્યારેક એની થરથરતી માંસલ જાંઘને જોયા કરતો." (પૃ. ૧૯) અને તેનીને મળવા તૈયાર થયેલી લજ્જાશીલ નારી સમુના સ્પર્શથી તો એવો અપૂર્વ રોમાંચ અને આવેગ અનુભવે છે કે એ ઝનૂનપૂર્વક સમુને ચુંબન કરી બેસે છે. પોતાના આ વર્તનથી એ વખતે તો એ ઘણી લજ્જા અનુભવે છે. પણ સમુડીનો સ્પર્શ એના જીવનની મોંઘી મિરાત બની જાય છે. નયનાના સ્પર્શથી જુદો જ, કાંઈ અદ્ભુત પ્રકારનો સમુનો સ્પર્શ હતો. સમુ ચાલી ગયા પછી હર્ષદ નેહડે દૂધ લેવા જાય છે ત્યારે સમુએ ભીંત પર થાપેલા છાણાંઓ પર એની આંગળીઓની જે છાપ પડી હતી એ છાપ ઉપર હર્ષદ પોતાની આંગળીઓ ફેરવે છે, દબાવે છે, દબાવે છે. સમુના સ્પર્શની એક નિગૂઢ ઝંખના આમાંથી વ્યક્ત થાય છે.

પરંતુ આ સમુને હર્ષદના સ્વપ્નલોકમાં ક્યાંય સ્થાન નથી ! ત્યાં તો નયનાને જ પ્રવેશ છે. બાળપણથી જ એના મનમાં પોતાનાં વનસાહસોની સંગિની જે કપોલકલ્પિત કન્યા સ્થપાતી આવી છે તે તો નયના છે એમ એને ભાસે છે. કલ્પનામાં નયનાનાં અનેક રૂપો ઊભરાય છે. જેનાંથી હર્ષદ ડગલે ને પગલે અસંતોષ અનુભવે છે એ નયનાને હર્ષદ પોતાના કલ્પનાલોકમાં ઝંખે છે ને જેનાં વ્યક્તિત્વ અને વર્તનને હર્ષદ ક્ષણેક્ષણે ભાવપૂર્વક સંભાર્યા કરે છે એ સમુને હર્ષદના કલ્પનાલોકમાં સ્થાન નથી ! હર્ષદના ચિત્તની આ વિલક્ષણ ઘટના છે અને તે હર્ષદ–સમુ વચ્ચેના સંબંધની મર્યાદાનો સંકેત કરે છે. એક રબારણ કન્યા – ને તેય પાછી જેને લઘરવઘર ને મેલાઘેલા વેશે જોઈ છે– તેને પોતાની જીવનસંગિની તરીકે કલ્પવાનાં દ્વાર જાણે હર્ષદને માટે બંધ છે ને જે કલ્પવું વધારે સ્વાભાવિક છે તે એ કલ્પી શકતો નથી !

સમુના ચિત્તની સ્થિતિના ખાસ કશા સંકેતો અહીં મળતા નથી. હર્ષદની જેમ એ ચિત્તવ્યાપારોથી જીવતી સ્ત્રી નથી. હર્ષદ એને

બાથમાં લે છે અને ચુંબન કરે છે ત્યારે એ હતું એટલું જોર કરીને હર્ષદને ધક્કો મારે છે. પણ પછી તો જાણે આ ઘટના બની જ ન હોય એમ હર્ષદ સાથે સ્વાભાવિકતાથી અને પૂર્વવત્ આત્મીયતાથી વર્તન કરે છે. હર્ષદને પ્રશ્ન થાય છે કે સમુડીને પોતાનું વર્તન ગમ્યું હશે ? કદાચ એમ હોય. બીજે દિવસે સવારે હર્ષદના વજનથી નવા ગોદડામાં પડેલા ખાડા તરફ એ તાકી રહે છે એ કદાચ હર્ષદ માટેના શારીરિક આકર્ષણનું સૂચક હોય. કદાચ આ ઘટનાને સમુએ એક સ્વાભાવિક અકસ્માત તરીકે સ્વીકારી લીધી હોય. હવા કોઈવાર આપણને ઝાપટ મારી દે તેથી કંઈ હવાનો તિરસ્કાર થઈ શકતો નથી કેમકે હવા વિના જીવી શકાતું નથી. સમુનો મનોભાવ આ પ્રકારનો પણ હોય. સમુને માટે પણ હર્ષદ વિશે બીજી કોઈ રીતે વિચારવું અશક્ય હોય.

નયના સાથેનો વિવાહ તોડવાના હર્ષદના વિચારને અને સમુને કંઈ સંબંધ છે ? એક વખત તાવ ઊતર્યા પછી ઊંઘમાં એ 'મારે નયના સાથે નથી પરણવું'ની સાથોસાથ જ 'સમુ, માથું દબાવી આપ ને ! ક્યાં જતી રહી છે તું ?' એમ બબડે છે. (પૃ. ૧૦૪) પણ બીજી વાર સમુડીની હર્ષદ માટેની આત્મીયતાના પ્રસંગોનું વર્ણન કરી લેખક કહે છે કે "આ બધું યાદ આવતાં જ હર્ષદના મગજમાંથી નયના સાથેના વિવાહ તોડવાના વિચારો ક્યાંક અદૃશ્ય થઈ જાય; પણ થોડા સમય માટે જ." એ સંબંધો જુદી ભૂમિકાના હોવાનું સૂચન અહીં છે. ચિત્તની અભાન સ્થિતિમાં જે લાગણી ડોકિયું કરી જાય છે તેને સભાન ચિત્તસ્થિતિમાં સ્થાન નથી એમ પણ કહી શકાય.

હર્ષદ–સમુનો સંબંધ મનોવૈજ્ઞાનિક સંકુલતાઓથી ભર્યો છે ને એને કોઈ નામમાં બાંધવો અઘરો છે. માનવજીવનમાં ઘણીવાર આવા વિલક્ષણ સ્નેહસંબંધો રચાતા હોય છે ને જીવનનું પરમ ધન બની જતા હોય છે. □

૧૬ જૂન ૧૯૮૯

સમુડી ઢીંચણથીયે ઉપર ચણિયો લઈને કપડાં ધોતી હોય ત્યારે હર્ષદ ક્યારેક એની થરથરતી માંસલ જાંઘને જોયા કરતો." (પૃ. ૧૯) અને તેનીને મળવા તૈયાર થયેલી લજ્જાશીલ નારી સમુના સ્પર્શથી તો એવો અપૂર્વ રોમાંચ અને આવેગ અનુભવે છે કે એ ઝનૂનપૂર્વક સમુને ચુંબન કરી બેસે છે. પોતાના આ વર્તનથી એ વખતે તો એ ઘણી લજ્જા અનુભવે છે. પણ સમુડીનો સ્પર્શ એના જીવનની મોંઘી મિરાત બની જાય છે. નયનાના સ્પર્શથી જુદો જ, કાંઈ અદ્‌ભુત પ્રકારનો સમુનો સ્પર્શ હતો. સમુ ચાલી ગયા પછી હર્ષદ નેહડે દૂધ લેવા જાય છે ત્યારે સમુએ ભીંત પર થાપેલા છાણાંઓ પર એની આંગળી-ઓની જે છાપ પડી હતી એ છાપ ઉપર હર્ષદ પોતાની આંગળીઓ ફેરવે છે, દબાવે છે, દબાવે છે. સમુના સ્પર્શની એક નિગૂઢ ઝંખના આમાંથી વ્યક્ત થાય છે.

પરંતુ આ સમુને હર્ષદના સ્વપ્નલોકમાં ક્યાંય સ્થાન નથી ! ત્યાં તો નયનાને જ પ્રવેશ છે. બાળપણથી જ એના મનમાં પોતાનાં વનસાહસોની સંગિની જે કપોલકલ્પિત કન્યા સ્થપાતી આવી છે તે તો નયના છે એમ એને ભાસે છે. કલ્પનામાં નયનાનાં અનેક રૂપો ઊભરાય છે. જેનાથી હર્ષદ ડગલે ને પગલે અસંતોષ અનુભવે છે એ નયનાને હર્ષદ પોતાના કલ્પનાલોકમાં ઝંખે છે ને જેનાં વ્યક્તિત્વ અને વર્તનને હર્ષદ ક્ષણેક્ષણે ભાવપૂર્વક સંભાર્યા કરે છે એ સમુને હર્ષદના કલ્પનાલોકમાં સ્થાન નથી ! હર્ષદના ચિત્તની આ વિલક્ષણ ઘટના છે અને તે હર્ષદ–સમુ વચ્ચેના સંબંધની મર્યાદાનો સંકેત કરે છે. એક રબારણ કન્યા – ને તેય પાછી જેને લઘરવઘર ને મેલાઘેલા વેશે જોઈ છે– તેને પોતાની જીવનસંગિની તરીકે કલ્પવાનાં દ્વાર જાણે હર્ષદને માટે બંધ છે ને જે કલ્પવું વધારે સ્વાભાવિક છે તે એ કલ્પી શકતો નથી !

સમુના ચિત્તની સ્થિતિના ખાસ કશા સંકેતો અહીં મળતા નથી. હર્ષદની જેમ એ ચિત્તવ્યાપારોથી જીવતી સ્ત્રી નથી. હર્ષદ એને

બાથમાં લે છે અને ચુંબન કરે છે ત્યારે એ હતું એટલું જોર કરીને હર્ષદને ધક્કો મારે છે. પણ પછી તો જાણે આ ઘટના બની જ ન હોય એમ હર્ષદ સાથે સ્વાભાવિકતાથી અને પૂર્વવત્ આત્મીયતાથી વર્તન કરે છે. હર્ષદને પ્રશ્ન થાય છે કે સમુડીને પોતાનું વર્તન ગમ્યું હશે ? કદાચ એમ હોય. બીજે દિવસે સવારે હર્ષદના વજનથી નવા ગોદડામાં પડેલા ખાડા તરફ એ તાકી રહે છે એ કદાચ હર્ષદ માટેના શારીરિક આકર્ષણનું સૂચક હોય. કદાચ આ ઘટનાને સમુએ એક સ્વાભાવિક અકસ્માત તરીકે સ્વીકારી લીધી હોય. હવા કોઈવાર આપણને ઝાપટ મારી દે તેથી કંઈ હવાનો તિરસ્કાર થઈ શકતો નથી કેમકે હવા વિના જીવી શકાતું નથી. સમુનો મનોભાવ આ પ્રકારનો પણ હોય. સમુને માટે પણ હર્ષદ વિશે બીજી કોઈ રીતે વિચારવું અશક્ય હોય.

નયના સાથેનો વિવાહ તોડવાના હર્ષદના વિચારને અને સમુને કંઈ સંબંધ છે ? એક વખત તાવ ઊતર્યા પછી ઊંઘમાં એ 'મારે નયના સાથે નથી પરણવું'ની સાથોસાથ જ 'સમુ, માથું દબાવી આપ ને ! ક્યાં જતી રહી છે તું ?' એમ બબડે છે. (પૃ. ૧૦૪) પણ બીજી વાર સમુડીની હર્ષદ માટેની આત્મીયતાના પ્રસંગોનું વર્ણન કરી લેખક કહે છે કે "આ બધું યાદ આવતાં જ હર્ષદના મગજમાંથી નયના સાથેના વિવાહ તોડવાના વિચારો ક્યાંક અદૃશ્ય થઈ જાય; પણ થોડા સમય માટે જ." બે સંબંધો જુદી ભૂમિકાના હોવાનું સૂચન અહીં છે. ચિત્તની અભાન સ્થિતિમાં જે લાગણી ડોકિયું કરી જાય છે તેને સભાન ચિત્તસ્થિતિમાં સ્થાન નથી એમ પણ કહી શકાય.

હર્ષદ-સમુનો સંબંધ મનોવૈજ્ઞાનિક સંકુલતાઓથી ભર્યો છે ને એને કોઈ નામમાં બાંધવો અઘરો છે. માનવજીવનમાં ઘણીવાર આવા વિલક્ષણ સ્નેહસંબંધો રચાતા હોય છે ને જીવનનું પરમ ધન બની જતા હોય છે. □

૧૬ જૂન ૧૯૮૯

## વિશ્વાસવિકાસની ક્ષણથી વિશ્વાસનાશની ક્ષણનો વિસ્તાર / ઇલા નાયક

આ જગતને માત્ર કાર્યકારણના તર્કબળે જ પામી શકાય નહીં, આંતરજગત અને કપોલકલ્પિતનો તર્ક પણ આ જગતને પામવામાં સહાયક બને છે એની પ્રતીતિ આજની વાર્તાએ કરાવી છે. તરંગ અને કલ્પના, જાગૃતિ અને સ્વપ્ન, વાસ્તવ અને અવાસ્તવ જેવાં અંતિમો વચ્ચે રહી ક્યારેક આગવી વાસ્તવિકતા પણ એણે સિદ્ધ કરી છે. પ્રતીકાત્મક પરિમાણમાં કુતૂહલ અને વિસ્મય વિસ્તારતી જતી, અંજલિ ખાંડવાળાનો વાર્તાસંગ્રહ 'આંખની ઈમારતો' (૧૯૮૮)ની 'ઈંદુભાઈ ગાયબ' વાર્તા આ જ રીતે વાસ્તવ અને કપોલકલ્પિતના સંયુક્ત સ્તર પર સત્તા અને રાજકારણના મર્મ લઈને વ્યક્તિનો આંતરસંઘર્ષ અને અવબોધની ક્ષણોને ઉપસાવે છે. અહીં રાજકારણીની ગતિવિધિને નિહિત વ્યંગ્યમાં પ્રભાવક રીતે નિરૂપીને એની બાહ્ય સત્તા સામે વ્યક્તિના આંતરજીવનની પ્રક્રિયાનું આલેખન કર્યું છે.

વાર્તાવસ્તુ આ પ્રમાણે છે : સર્વથા સામાન્ય એવા ઈંદુભાઈ એમની કીકીની કાળાશમાં ઘૂઘવતી લુચ્ચાઈને કારણે અસામાન્ય બની બેઠા હતા. લોકસમુદાયના કેન્દ્રમાં તેમણે આથી દૃઢ સ્થાન પ્રાપ્ત કર્યું હતું. પોતાનું આ સ્થાન ડગે નહીં તેની તેમણે કાળજી પણ રાખેલી. એમની આ ઊભી કરેલી મોટપને કારણે સહુ એમનાથી અંજાઈ જાય એવું એમણે પોતાની આસપાસ તેજવર્તુળ ઊભું કરી પ્રલંબ પડછાયાની વ્યવસ્થા કરેલી, ઈંદુભાઈ એક વખત ઑફિસમાં બેઠા હતા ત્યારે એક વાંદાએ તેમની આ મહાપ્રતિભાની અવગણના કરી

એમની સામે મોરચો માંડ્યો. ઇંદુભાઈએ એને ગગડાવી બહાર ફેંકી દીધો તો પણ એ વ્યૂહ બદલી એમની ખોચી પર ચઢી બેઠો અને ધીમે ધીમે એમના પડછાયાને ચગળીને ખાઈ ગયો પણ આથી ઈંદુભાઈએ ક્યારેય ન અનુભવેલી હળવાશ અનુભવી. પછી સાકરની નહીંવત ગાંગડી જેવા ઝીણા થઈ ગયેલા ઈંદુભાઈ વિરાટકાય વાંદાની દીપ્તિ અસહ્ય લાગતાં ખુરશીની ઝીણી સલામત તિરાડમાં ભરાયા. છેવટે વાંદો ધીમે ધીમે સંકોચાવા લાગતાં એમાંથી ઉદ્ભવની શૂન્યતામાં ફુંકાયેલા વંટોળે ઈંદુભાઈને અવકાશમાં દાટી દીધા. બીજે દિવસે ઇંદુભાઈના પ્રલંબ પડછાયાને ન જોતાં અને ઈંદુભાઈને ગાયબ થયેલા જાણી લોકોએ ગેલમાં આવી સૌથી મોટા પડછાયાવાળા ઈંદુભાઈ–૨નો ખુરશીભિષેક કર્યો.

શક્ય અશક્ય કાલ્પનિક જગતની ધરી પર નિરૂપાયેલી આ વાર્તામાં વાસ્તવિકતાનો સમૂળગો પરિહાર નથી. આપણાં રોજિંદા જીવનની સામાન્ય ઘટના નિરૂપાતી હોય એવો એનો આરંભ છે : 'તે માણસ હતો, સામાન્ય. બુદ્ધિ સામાન્ય, નામ સામાન્ય; ઇંદુભાઈ. માત્ર એની આંખ સામાન્ય નહોતી.' પછી વાર્તા વાસ્તવના સામાન્ય સ્તર પરથી ધીમે ધીમ ઊંચકાય છે : 'ઈંદુભાઇએ એમની પાછળ એક સ્પોટ–લાઈટ ફિક્સ કરાવેલી. જાણે સૂરજ! કોઈને ગંધ ન આવે એમ. એટલે જ એમનો પડછાયો પ્રલંબ પડતો.' અહીં 'સ્પોટ–લાઈટ' અને 'પડછાયો' દ્વારા 'સામાન્ય ઇંદુભાઈ'થી વિશેષ મર્મ તરફ વાર્તા ગતિ કરે છે. 'સ્પોટ–લાઈટ' કૃતક તેજવલયનો અને 'પડછાયો' મિથ્યા મોટપ કે પ્રતિષ્ઠાનો અણસાર આપે છે. અન્ય સંદર્ભે પડછાયાના કથાનકનો પ્રયોગ કરતી સુરેશ જોષીની 'ગૃહપ્રવેશ' અને રાધેશ્યામ શર્માની 'સળિયા' વાર્તા યાદ આવે જ. * પરંતુ જર્મન લેખક કામિસો chamisso) ની કથાનો પડછાયા વિનાનો નાયક

* The lost shadow : Walter Riedel : (Canadian

પિટર શ્લેમિલ આ પડછાયાવાળા ઈંદુભાઈના વિરોધમાં ખાસ યાદ કરવા જેવો છે. પડછાયો' યહૂદીઓના સંદર્ભમાં ખોવાયેલી વસ્તુ, માતૃભૂમિ, સામાજિક મોભો, પ્રસિદ્ધિ, મૂલ્યો વગેરે અનેક સંકેતોનો વાહક બન્યો છે. એનાથી ઊલટું આ વાર્તામાં ઈંદુભાઈની મિથ્યા મોટપને વિસ્તારતો પડછાયો મનોવૈજ્ઞાનિક પરિમાણ ધારણ કરે છે. બહારથી મોટા ઈંદુભાઈ અંદરથી ખવાયેલી પોકળ હયાતી છે, આ આ કારણે જ પોતે 'પ્રલંબ પડછાયા'નો ઘટાટોપ રચે છે. ખુરશી છૂટી જશે તો શું થશે, પોતા કરતાં વધુ બળવાન આવશે તો શું થશે, વગેરે પીડાઓ પડછાયાને પડછે અસરકારક રીતે વ્યક્ત થઈ છે. એક રીતે જોઈએ તો રાજકરણનો અભિનિવેશ રચી ઈંદુભાઈના આંતર-યાથાર્થ્યને વાર્તાકારે ઉચિત પરિમાણમાં લાવવા પ્રયત્ન કર્યો છે. વ્યક્તિ પોતે અસ્વસ્થ હોય કે અપરાધ પ્રતીતિની ક્ષણ પર હોય ત્યારે ગમતાં ન ગમતાં પાસાંઓનો એ અન્ય પર પ્રક્ષેપ કરે છે. આથી અંદર અને બહારની સીમાઓ અદૃશ્ય થાય છે. અને વિવિધ પ્રક્ષેપપણોમાં પોતે વિભક્ત થાન છે. અહીં પ્રક્ષેપપણ રચનાતંત્રથી (Projective mechanism) કપોલકલ્પિત નિયંત્રિત છે. પડ-છાયામાં જેમ એમના અપેક્ષિત મોટાઈનું આરોપણ છે તેમ કોઈથી ન ડરનારા ઈંદુભાઈ વાંદાથી ડરે છે, એમાં પણ એમની પોતાની જાતનું વાંદામાં આરોપણ અને પછીથી તો એમાં એમનું રૂપાંતર પણ છે. પડછાયો ઈંદુભાઇનું બીજું વ્યક્તિત્વ (Second self) છે તો વાંદો એમનું પોતાનું અંતઃકરણ (Conscience) છે. આ એ વચ્ચેનો સંઘર્ષ, ઈંદુભાઈ, પડછાયો અને વાંદાના યુદ્ધ રૂપે દશ્યા-ત્મક બન્યો છે. પહેલાં તો ઈંદુભાઈ વાંદાને પડકારે છે પણ વાંદો ગણકારતો નથી, "ક્યાં તો વાંદો બહેરો હતો ક્યાં તો વાંદો રાજપૂત બચ્ચો હતો. એ તો ખુરશીની દિશામાં આગેકૂચ કર્યે ગયો." એમાં અસ્તિત્વ પરનાં આક્રમણનો સંદર્ભ છે. છેવટે વાંદાને હરાવવાના ઈંદુભાઈના બધા જ પ્રયત્નો નિષ્ફળ નીવડતાં "વર્ષોથી ચણાઈ,

ઊંચો ઊંચો ઈંદુભાઈનો આત્મવિશ્વાસ ગાબડે ગાબડે ખરવા" માંડે છે. આમ આ કપોલ કલ્પિતની પ્રયુક્તિથી બહારના જગતના વિરોધમાં આંતરજગતની પ્રભાવકતા શિદ્ધ થતી જોવાય છે. ઈંદુભાઈ અંતઃકરણનો પ્રતિકાર તો પ્રબળપણે કરે છે. પણ છેવટે અંતઃકરણ વધુ જોર કરે છે. આનંદની વાત એ છે કે પોતે જ પોતાની મિથ્યા ઊભી કરેલી જાતમાં પુરાઈ ગયા હતા. તેમાંથી બહાર આવવાની એમને સુખદ અનુભૂતિ છે: "એમનાં પુરાઈ ગયેલાં છિદ્રોનો મેલ પડછાયાનાં ખોતરવાથી ખરી ગયો. ત્વચાની ઝીણી ઝીણી બારીમાંથી પહેલી વાર પવનની લહેરખી અંદર આવી." 'આત્મસાક્ષાત્કાર (Self realisation) અને સમજણ (under standing) ની આ ક્ષણ સ્પર્શક્ષણ કલ્પન દ્વારા અભિવ્યક્ત થઈ છે.

આ પછી પડછાયો જતાં પોતે વિરાટમાંથી વામન રૂપ પામ્યા; અને એટલા સૂક્ષ્મ થયા કે વાંદાથી ડરીને ખુરશીની ઝીણી તિરાડમાં સલામતી શોધી ભરાઈ ગયા એવા નિરૂપણમાં ઈંદુભાઈના વ્યક્તિત્વનાં વિરાટ દર્શન અને સૂક્ષ્મદર્શનનો વિરોધ વસ્તુને યથોચિત પરિપ્રેક્ષ્યમાં મૂકીને તેના અંતર્ભૂત સંવેદનને પ્રગટ કરે છે. ઈંદુભાઈ પોતે જ વાંદો બની ગયા હોય એવી પળનો સંકેત "તેઓ ખુરશીની ઝીણી તિરાડમાં સલામતી શોધી ભરાઈ ગયા." જેવા વિધાનમાં મળે છે. એટલે વાંદો વાર્તામાં આગન્તુક નથી રહેતો, નાયકના વ્યક્તિત્વનો અંતર્ગત ભાગ બનીને રહે છે. ઈંદુભાઈના આંતરવિશ્વનાં બહાર પ્રક્ષેપિત રૂપોની આ પ્રક્રિયા કપોલકલ્પિત દ્વારા કૃતિના હાર્દને રચે છે.

વિશ્વાસવિકાસની ક્ષણથી વિશ્વાસનાશની ક્ષણ સુધી વિસ્તરેલો પડછાયો, 'અનુભવની મનોવૈજ્ઞાનિક પ્રકૃતિને તેના અંતસ્તલમાંથી' જોવાનો ઉપક્રમ રચે છે. વળી વાંદો અંતઃકરણનો અણસાર આપે છે. તો સાથે સાથે મૃત્યુનો સંદિગ્ધ અણસાર પણ આપે છે. આ બન્ને અણસારની સમાંતરતાની અનોખી ભાત પછીથી વાર્તામાં આકર્ષક બની છે. આથી વાર્તા 'વિરાટ પડછાયા'માંથી 'વિરાટ વાંદા'

## તીર્થની ઉદાસીનતા.... / અ.

આ તો તળેટીના અંદરના જંગલમાં રહેવાનું. મહિનામાં એક-બે વાર હટાણું કરવા જૂનાગઢ શહેરમાં જવાનું થાય. પાછા ફરવાની ઉતાવળ પણ હોય એટલે જૂનાગઢ શહેરનો મારો પરિચય અલ્પ. અમૃત ઘાયલની બદલી જૂનાગઢ થઈ ત્યારે વળી શનિવારે રાત્રે ત્યાં પહોંચી રવિવાર સાથે ગાળવાનું બન્યું પણ ત્યારે ભાગ્યે જ બહાર નીકળીએ. ઘરમાં જ હોલીડે માણીએ. અમને તો લાકડાં લેવા આવનારા જંગલમાં જ મળે ! આટલા લાકડાં લઇ જનારા – એ ગિરનારને બાંડો તો નહીં બનાવે – એવી ચિંતા મારા જેવાને થાય. પાંચ હજાર માણસ ગિરનારના જંગલના લાકડાં પર જીવે ! હું ગામમાં જવા ગાડીવાનને ત્રણ રૂપિયા ભાડું ચૂકવું અને કઠિયારો દાતરડું કુહાડી લઈ આવે, જંગલમાં તે સાત કલાક ગાળે; લાકડાનો મોટો ભારો બાંધે અને મણમણનો એ બોજ ઉપાડી ગામમાં જાય ત્યારે એ ભારાના ત્રણેક રૂપિયા ઊપજે ! આ વિસંવાદ અને એ વિચાર પાંચ વર્ષ સુધી મનને મથતો રહ્યો.

તીર્થ પર જીવતાં નાનાં શહેરનો એક સ્વભાવ બની જાય છે. સરકસનો તંબૂ બંધાય ત્યારેનું મેદાન અને સરકસ ગયા પછીનું લાંબા સમય પછી સૂનું પડી રહેતું-મેદાન આ બે દૃશ્યો કેવાં ઉત્સાહ અને શૂન્ય નિર્વેદનાં છે ! તીર્થ પર જીવતા શહેરના હાલ પણ એવા જ ! કાર્તિકી અગિયારશે ભવેશ્વરનો મેળો આવે ત્યારે

સુધી પહોંચી છે.

અહીં કથાનક અને કથનરીતિ, રહસ્યોદ્‌ઘાટન અને પ્રત્યક્ષીકરણના પ્રગટીકરણનું વિસ્મય એકસરખાં આસ્વાદ્ય છે. આ સઘળું સબળ પ્રતીકનિર્માણ, કલ્પનરચના અને અનેકવિધ વાક્યુક્તિઓના થયેલા સંચલનને આભારી છે. 'પડછાયો' અને 'વાંદા'ની પ્રતીકાત્મકતા દ્વારા વાર્તાકારે અગોચર મનોજગત સાથે ભાવક કલ્પનાને સંકોરી છે; અને સંકુલ અર્થસમૃદ્ધિ અનાવૃત કરી છે. કલ્પનોના હારમાળા ખડી થાય એવાં સરલ ભાષાકર્મ પાછળ રહેલો ટીખળનો સૂર આ વાર્તાનો સૌથી આસ્વાદ્ય અંશ છે. ઈંદુભાઈએ ઊભા કરેલા પડછાયાનું વર્ણન, વાંદાના આક્રમણનું આલેખન, વાંદો ઈંદુભાઈના પડછાયાને ખાતો જાય છે તેની પ્રત્યક્ષતા અને ઈંદુભાઈના ગાયબ થવાનું ગતિશીલ ચિત્ર — આ સઘળું મનોઘટનાને તાદૃશ ભાષાઘટનામાં રૂપાંતરિત કરે છે. ભાષાકર્મના સંદર્ભમાં 'પુરશીભાષેક' શબ્દ ધ્યાન ખેંચે છે. આ શબ્દમાં પ્રાચીન અને વર્તમાન અધ્યાસોના અર્થસંકરને લાક્ષણિકતાથી કરકસરયુક્ત અભિવ્યક્તિ મળી છે. આથી જ ભાષા, અહીં વ્યાયામ નથી બની. વળી કપોલકલ્પિતની પ્રતીકાત્મકતા ભાષાના એકાધિક સ્તરે કરાયેલા વિનિયોગથી સિદ્ધ થઈ શકે છે. વાંદાનો પ્રવેશ, ઈંદુભાઈનો પ્રતિકાર, વાંદાની આયોજનાની ઘટનાઓ દ્વારા જો શક્ય કાલ્પનિક જગત વ્યક્ત થયું છે તો પડછાયો ખાવાની વાંદાની ક્રિયામાં કે વિરાટકાય વાંદાના વર્ણનમાં અશક્ય કાલ્પનિક જગત વ્યક્ત થયું છે. એટલે કે તથ્યાત્મક વાસ્તવિકતા અને કાલ્પનિક વાસ્તવિકતા એકબીજાના વિરોધથી નહીં પણ સમાંતરે ક્રિયમાણ બનેલાં છે. અહીં વાસ્તવિકતાને કપોલકલ્પિતના સ્તરે તાગવાનો સફળ પ્રયત્ન છે.

આમ પ્રારંભમાં અને અંતમાં રાજકારણની વાર્તાનો ભ્રમ ઊભો કરતી આ રચના વાસ્તવમાં રાજકારણીના રાજકારણની નહીં પણ મનોકારણની વાર્તા છે. □

## તીર્થની ઉદાસીનતા.... / અ.

આ તો તળેટીના અંદરના જંગલમાં રહેવાનું. મહિનામાં એક—બે વાર હટાણું કરવા જૂનાગઢ શહેરમાં જવાનું થાય. પાછા ફરવાની ઉતાવળ પણ હોય એટલે જૂનાગઢ શહેરનો મારો પરિચય અલ્પ. અમૃત ઘાયલની બદલી જૂનાગઢ થઈ ત્યારે વળી શનિવારે રાત્રે ત્યાં પહોંચી રવિવાર સાથે ગાળવાનું બન્યું પણ ત્યારે ભાગ્યે જ બહાર નીકળીએ. ઘરમાં જ હોલીડે માણીએ. અમને તો લાકડાં લેવા આવનારા જંગલમાં જ મળે ! આટલા લાકડાં લઇ જનારા – એ ગિરનારને બાંડો તો નહીં બનાવે – એવી ચિંતા મારા જેવાને થાય. પાંચ હજાર માણસ ગિરનારના જંગલના લાકડાં પર જીવે ! હું ગામમાં જવા ગાડીવાનને ત્રણ રૂપિયા ભાડું ચૂકવું અને કઠિયારો દાતરડું કુહાડી લઈ આવે, જંગલમાં તે સાત કલાક ગાળે, લાકડાનો મોટો ભારો બાંધે અને મણમણનો એ બોજ ઉપાડી ગામમાં જાય ત્યારે એ ભારાના ત્રણેક રૂપિયા ઊપજે ! આ વિસંવાદ અને એ વિચાર પાંચ વર્ષ સુધી મનને મથતો રહ્યો.

તીર્થ પર જીવતાં નાનાં શહેરનો એક સ્વભાવ બની જાય છે. સરકસનો તંબૂ બંધાય ત્યારેનું મેદાન અને સરકસ ગયા પછીનું લાંબા સમય પછી સૂનું પડી રહેતું–મેદાન આ બે દૃશ્યો કેવાં ઉત્સાહ અને શૂન્ય નિર્વેદનાં છે ! તીર્થ પર જીવતા શહેરના હાલ પણ એવા જ ! કાર્તિકી અગિયારશે ભવેશ્વરનો મેળો આવે ત્યારે

લાખ માણસો ઊભરાય! માણસ જ માણસ! શહેરમાં અને જંગલમાં એ જ ભજનોની રમઝટ અને 'ગુરુ ગિરનારની જે!' જે કંઈ કમાણી કરવાની તે આ મેળાને ટાણે. માણમાનું પૂર આવે, બજારો, દુકાનોની રોનક વધી જાય. જેટલું કમાયા તે ખરું! ખરીદી પછી ગણતરીની ચીજોની. એ દિવસોમાં રોનક આવી જાય. ભાડૂતી વાહનોવાળા પણ બને એટલી કમાણી કરવા વાહનોને તગેડે. ત્રણથી પાંચ દિવસની રોનક... પછી એ જ માંડવો છૂટ્યા પછીની વેરાની, નહીં જેવા વકરા માટે દુકાનદારો થડે બેસી રહે. ગરીબ વસ્તી રોજિંદી આછી પાતળી જરૂરિયાતો લેવા આવે એ જ ઘરાકી. બધા જ તીર્થનગર ગામોનો એવો સ્વભાવ અને દેખાવ, બની રહે છે. કોઈ ઉદ્યોગ નહીં, માલની મોટી હેરફેર નહીં, રોજિંદી સામાન્ય જરૂરિયાતનો ધંધો ચાલ્યા કરે. આમ તો તીરથે આખું વર્ષ છુટાછવાયા યાત્રીઓ અને સાધુજોગી આવ્યા કરે – પણ એમની ખર્ચ કરવાની શક્તિ કેટલી? બધા જાણે પેલા આવનારા તીર્થપર્વની રાહ જોયા કરે. હોટલે બેઠેલા માણસો ઝટ ઊઠે નહીં, આમેય હોટલમાં ભીડ હોય નહીં, જે બેઠા છે તે જ ઘરાક – એવી સ્થિતિ! તીર્થના ગામ કે શહેરના સામાન્ય દિવસોમાં એક પ્રકારની માંદલી ગતિ, વ્યાપક ઉદાસીનતા વ્યાપેલી અનુભવાય. ઉત્સાહ ઉમંગ ગતિ બધું પર્વે દેખાય, પછી જાણે ફુગ્ગામાંથી હવા નીકળી જાય. તીર્થના ગામ કે નાના શહેરમાં રહેવું ભારે ધીરજ માંગે છે. ગતિ હોય ત્યારે રેસના ઘોડાની, પછી બસ એ જ ચાલે છે, થાય છે, થશે... એ જ નિરુત્સાહી વાતાવરણ. તીર્થે જનારા દિવસો સુધી ત્યાંનાં સ્મરણો સંભારે છે, પણ તીરથે વસનારાઓને જાણે કશી સ્મૃતિ નથી હોતી. પર્વની કમાણીમાં આખું વરસ કાઢવાનું એવો અહેસાસ. એવા સ્થાને રહેનારાઓનો એક જુદો જ સ્વભાવ બની જાય છે. એમને જાણે જીવવાની કશી ઉતાવળ ન હોય, જીવાય છે હવે, ક્યાં યમદૂત બારણે આવી ઊભો છે – એવું સમાધાન! આડે દિવસે રૂપિયાની બોણી

કરાવનારની પણ ઇજ્જત, રાહ જોવાની અને પર્વે, પાંચ આપ કાં જાવ – એવી બેદરકારી ! અને તીરથનો ધંધો મર્યાદિત ચાન્નેગો. પ્રસાદ, માળા, કંકુ, નાળિયેર, સીધું સામાન ને બહુ તો રમકડાં... ધર્મ સાથે વેગીલો ઉત્સાહ જોડાયેલો છે તો શૂન્ય ઉપેક્ષા પણ જોડાયેલી છે. મોસમી ધંધો કરનાર અહમદ લારી ફેરવે છે, પણ લગ્નગાળો આવે છે ત્યારે દાઢભર્યો વેશ કરીને વરઘોડામાં વાજું વગાડે છે. કદાચ તીર્થના ગામ કે શહેરનું એ એક પ્રતીક છે. જે જે ઉતારા, ધર્મશાળા, મંદિર પાસેનાં થાનકોમાં જગ્યા નહોતી મળતી, કિડિયારાં ઊભરાતાં ત્યાં એ જગ્યા સાચવતી એકલડોલ આળસભરી વ્યક્તિ દેખાય. જેમતેમ દિવસ ગાળે. એકાદ વ્યક્તિ નવી આવેલી દેખાય તેના પર આશાભરી મીટ મંડાય... 'આવો, આવો' એવો આવકાર મળે, તે સાથે એ વળી 'આપી આપીને શું આપી જવાનો છે...' એવો અવસાદ પણ ખરો. અનેક જગ્યાઓ અને થાનકો જાણે હોસ્પિટલમાં આરામ કરતાં હોય એવાં લાગે. તીર્થભૂમિની શૂન્યતા અને વિષાદ કોઈ અવિસ્મરણીય કરુણિકા લખી શકનાર મહાકવિ જ વર્ણવી શકે.

મોસમ સિવાયના સમયે વિહારધામોએ, હિલસ્ટેશનોએ જાવ– ત્યાં પણ એવી જ ઉદાસીનતા અને નીરવતા દેખાશે– અનુભવાશે. ક્ષણેક્ષણ જીવનારા જાણે જેમતેમ સમય કાઢતા થઈ જાય. તીર્થો અને હિલસ્ટેશનોના સામૂહિક જીવનનો આ વિસંવાદ એક વ્યાપક વિષાદ પાથરી જાય છે. જંગલના માર્ગે એકાદ માખી મળી જાય, એને દૂર કરવાના પ્રયત્નો કરો, આગળ ચાલો તોયે સાથ છોડે નહીં, એને માંડ માણસ મળ્યો – તે કેમ છોડે ? પર્વ સિવાયના દિવસે તીર્થે જાય અને કોઇ વાહનવાળો, કોઇ ઉતારાવાળો મળે તો એ જ મારી પાછળ પાછળ આવવાનો... આ એક માણસ 'આ એક માણસ પણ આજનો આધાર છે...' એવી અસહાયતા....

આપણે તીર્થો વિશે વિચારીએ છીએ તેની એક જ પરંપરિત

(અનુસંધાન પાન નં. ૭ પરનું)
રીતની તંત્રવ્યવસ્થા વાર્તાકાર તરીકેની તેમની સૂઝબૂઝની દ્યોતક બની રહે છે, વળી તેમને રીતસરની માંડણી કરીને રીતસરની પૂર્ણાહુતિ કરવામાં રસ નથી. તેઓ પ્રેગનન્ટ ડિટેલ્સને આપણી સામે માંજીઘસીને મૂકી આપે છે. એ વિગતોનું Juxtaposition પોતે જ સૂચક હોઈ વાચકે તેમનું સંયોજન કરી વ્યંજના નિષ્પન્ન કરવાની રહે છે. આ રીતની Elliptical નિરૂપણરીતિ પણ તેમની વાર્તાકલાનો નોંધપાત્ર ગુણ છે. 'સંવાદ' તત્ત્વનો આવો વિશિષ્ટ ઉપયોગ 'ગાંડુ પંખી'માં થયેલો છે. બે પાત્રો વચ્ચેના સંબંધની વિચ્છિન્નતા એકપક્ષી સંવાદના ઉપયોગથી દર્શાવાઈ છે.

ફ્રેંચ કવિ માલાર્મે અને રેમ્બોએ સાહિત્યકલાને સંગીતકલા જેવી શુદ્ધકલા બનાવવાનો આદર્શ સેવ્યો હતો. દેખીતી રીતે જ સાહિત્યકલાના શબ્દ જેવા ઉપાદાનની વ્યવહાર–અર્થોને નિવારવાની અશક્તિને લીધે આ આદર્શ સંપૂર્ણ સિદ્ધ થઈ શકે નહીં. છતાં એવા પ્રયત્નો ઠીક ઠીક થયા. મધુરાયે 'હાર્મોનિકા'ની રચના પાછળ પણ આ જ આશય રાખ્યો. આ પૂર્વભૂમિકાનો હેતુ એ કે યોગેશભાઈએ 'Allegro' વાર્તાને સિમ્ફોનિક મુવમેન્ટવાળી વાર્તા ગણાવી છે પણ ઉપરકથિત સમસ્યાએ તેમને સફળ થવા દીધા નથી છતાં એક પ્રયોગ લેખે તેની નોંધ અચૂક લેવી ઘટે.

રંગભેદ એ સામાજિક સમસ્યા ઉપરાંત રાજકીય સમસ્યા પણ છે અને વ્યક્તિ માટે મનોવૈજ્ઞાનિક સમસ્યા પણ બની રહે છે. 'ધે આર બ્લાઈન્ડ' અને 'શ્યામ રંગ સમીપે ન જાવું મારે આજ થકી' એ બે કૃતિઓના કેન્દ્રમાં આ સમસ્યા છે. 'શ્યામ રંગ સમીપે'ની શૈલી રિપોર્તાજની છે, વિવિધ કિસ્સાઓને લાઈનબંધ ગોઠવી આપ્યા છે. લગ્ન કરી બ્રિટન જતી ભારતીય નારીને જે વર્જિનિટી ટેસ્ટમાંથી પસાર થવું પડે છે તે તેને ભાંગી નાખવા, તેના દામ્પત્યને છિન્ન કરી દેવા પૂરતો છે, પણ એ ભારતીય નારી એ આઘાત બાદ સંકલ્પ કરે છે કે એ અનુભવને 'મારા લગ્ન જીવનમાં હું ખલનટ નહીં બનવા

દિશા હોય છે. તીર્થની ડોલીવાળાઓનો વિચાર કરો. પર્વે તો એ મોંમાગ્યા ભાવે, એકને મૂકીને તરત બીજાને ઉપાડે, પણ પછી એ ડોલીવાળા બેસી રહે છે, રાહ જોયા કરે છે કે કોઈ ઘરડા અશક્ત યાત્રીની, યાત્રાના, મેળાના હાટની ભૂમિ, મેળો અને હાટ ગયા પછી જોવા જેવી હોય છે.... નકામા કાગળિયાં રવડતાં હોય, ખૂંટા ખોડેલા એના ખોખા ખાડાઓ જોયા કરે... રખડુ કૂતરાં જમીન સૂંઘ્યાં કરતા હોય નીરવ સન્નાટામાં... અને તીરથના માણસો પર્વના દિવસોને જાણે બેઠાં બેઠાં સૂંઘ્યા કરતા લાગે ! □

૯–૫–'૮૮

## સાભાર સ્વીકાર

કેચઆઉટ : (નવલકથા) રવીન્દ્ર ઠાકોર, યેશા પ્રકાશન, બદ્રી-નારાયણ મંદિર, ટ્યુટોરિયલ સ્કૂલ પાછળ, શાહપુર દરવાજા બહાર, અમદાવાદ–૩૮૦ ૦૦૪, મૂલ્ય રૂપિયા પચીસ.

મનોગતા : (કાવ્યસંગ્રહ) જયાનન્દ લ. દવે, પ્રકાશક : પોતે. વિક્રેતા : પ્રવીણ પુસ્તક ભંડાર, લાભ ચેમ્બર્સ, મ્યુ. કોર્પો. સામે, રાજકોટ કિંમત રૂ. ૧૯–૫૦ પૈસા.

સંવાદ : (શિક્ષણવિભાગ, દક્ષિણ ગુજરાત યુનિવર્સિટી, સુરતનું વાર્ષિક એપ્રિલ ૧૯૮૮) ડૉ. ગુણવંત શાહ વિશેષાંક : સંપાદકો : ડૉ. વિનોદ પટેલ, ડૉ. શશિકાન્ત શાહ, ડૉ. ઉમ્મેદસિંગ.

વિચ્છિન્ન : (નવલકથા) ભરત પરીખ : પ્રકાશક : યેશા પ્રકાશન, બદ્રીનારાયણ મંદિર, ટ્યુટોરિયલ સ્કુલ પાછળ, શાહપુર દરવાજા બહાર, અમદાવાદ ૩૮૦ ૦૦૪. મૂલ્ય : રૂ. ચૌદ.

ત્રિપર્ણ : (નવલકથા) ડૉ. અબ્બાસઅલી તાઈ, પ્રકાશક : વિકાસ ટ્રસ્ટ, ગડત. ૩૯૬ ૩૫૦ જિ. વલસાડ : મૂલ્ય : પંદર રૂપિયા.

(અનુસંધાન પાન નં. ૭ પરનું)

રીતની તંત્રવ્યવસ્થા વાર્તાકાર તરીકેની તેમની સૂઝબૂઝની દ્યોતક બની રહે છે, વળી તેમને રીતસરની માંડણી કરીને રીતસરની પૂર્ણાહુતિ કરવામાં રસ નથી. તેઓ પ્રેગ્નન્ટ ડિટેલ્સને આપણી સામે માંજીઘસીને મૂકી આપે છે. એ વિગતોનું Juxtaposition પોતે જ સૂચક હોઈ વાચકે તેમનું સંયોજન કરી વ્યંજના નિષ્પન્ન કરવાની રહે છે. આ રીતની Elliptical નિરૂપણરીતિ પણ તેમની વાર્તાકલાનો નોંધપાત્ર ગુણ છે. 'સંવાદ' તત્ત્વનો આવો વિશિષ્ટ ઉપયોગ 'ગાંડું પંખી'માં થયેલો છે. બે પાત્રો વચ્ચેના સંબંધની વિચ્છિન્નતા એકપક્ષી સંવાદના ઉપયોગથી દર્શાવાઈ છે.

ફ્રેંચ કવિ માલાર્મે અને રેમ્બોએ સાહિત્યકલાને સંગીતકલા જેવી શુદ્ધકલા બનાવવાનો આદર્શ સેવ્યો હતો. દેખીતી રીતે જ સાહિત્યકલાના શબ્દ જેવા ઉપાદાનની વ્યવહાર-અર્થોને નિવારવાની અશક્તિને લીધે આ આદર્શ સંપૂર્ણ સિદ્ધ થઈ શકે નહીં. છતાં એવા પ્રયત્નો ઠીક ઠીક થયા. મધુરાયે 'હાર્મોનિકા'ની રચના પાછળ પણ આ જ આશય રાખ્યો. આ પૂર્વભૂમિકાનો હેતુ એ કે યોગેશભાઈએ 'Allegro' વાર્તાને સિમ્ફોનિક મુવમેન્ટવાળી વાર્તા ગણાવી છે પણ ઉપરકથિત સમસ્યાએ તેમને સફળ થવા દીધા નથી છતાં એક પ્રયોગ લેખે તેની નોંધ અચૂક લેવી ઘટે.

રંગભેદ એ સામાજિક સમસ્યા ઉપરાંત રાજકીય સમસ્યા પણ છે અને વ્યક્તિ માટે મનોવૈજ્ઞાનિક સમસ્યા પણ બની રહ છે. 'ધે આર બ્લાઈન્ડ' અને 'શ્યામ રંગ સમીપે ન જાવું મારે આજ થકી' એ બે કૃતિઓના કેન્દ્રમાં આ સમસ્યા છે. 'શ્યામ રંગ સમીપે'ની શૈલી રિપોર્તાજની છે, વિવિધ કિસ્સાઓને સાહિત્યબંધ ગોઠવી આપ્યા છે. લગ્ન કરી બ્રિટન જતી ભારતીય નારીને જે વર્જિનિટી ટેસ્ટમાંથી પસાર થવું પડે છે તે તેને ભાંગી નાખવા, તેના દામ્પત્યને છિન્ન કરી દેવા પૂરતો છે, પણ એ ભારતીય નારી એ આઘાત બાદ સંકલ્પ કરે છે કે એ અનુભવને 'મારા લગ્ન જીવનમાં હું ખલનટ નહીં બનવા

દઉં' તેમાં બે સંસ્કૃતિઓનો સંઘાત પ્રગટે છે. બીજી તરફ ખુદ ભારતીય માનસ પણ કેવું રંગભેદથી ગ્રસ્ત છે તેનો ચોંકાવનારો કિસ્સો જુઓ. કાળી સ્ત્રી–ભારતીય સ્ત્રી–ને સંબોધી તેની 'ભારતીય' સાસુ કહે છે કે–"અલ્યા, આ તે શું ઉપાડી લાવ્યો છે ? તને બીજી કોઈ ના મળી ? મને તો એમ કે શું સરસ ગોરી વઉ હશે' (પૃ. ૯૮) લેખકે માત્ર ભારતીય સાસુના ભારતીય પુત્રવધૂ માટેના ઉદ્‌ગારો ટાંકીને અટકી જવાનું યોગ્ય માન્યું છે. બાકીનું મૌનમાં કહેવાય છે એવું પણ ટેક્નિકનો અંશ ગણું છું.

શૈલીની આંટીઘૂંટી વગરની, નરી સાહજિકતાથી વિકસતી આવતી સંવેદનની તીવ્રતા, સંતપ્તતા છતાં, અભિવ્યક્તિની સરલતા ધરાવતી 'કાંટો' રચના નવી/જૂની વાર્તાના ભેદથી પર છે. બે વ્યક્તિ વચ્ચે સમ્ભવતા અને વિકસતા જતા, નામ વગરના સમ્બન્ધની આ કથા 'કાંટો'ના પ્રતીકથી સમાપન પામે છે. આવી સમર્થ પતીક યોજના લેખક હેરફેર કરી નથી શક્યા.

હાયડેગરે 'Dasman' સંજ્ઞા વડે માનવીના અનધિકૃત અસ્તિત્વની વાત કરી હતી. 'સ્મશાન' વાર્તાનાં સ્ત્રી–પુરુષનાં બે પાત્રો આવી Dasmanની ભૂમિકાએ જીવે છે. એક તરફ વ્યવહાર જગત છે, જેમાં તેમનું અસ્તિત્વ અનધિકૃત છે, ઈચ્છા વિનાનું છે, 'વસ્તુ' રૂપ છે બીજી તરફ સ્વકીય જગત છે, જેમાં આદિમ આવેગોનો ઉછાળ છે આવાં બેવડાં જગતો વચ્ચે રહેંસાતાં પાત્રોની કરુણ નિયતિની કથા 'સ્મશાન' આધુનિક સંપ્રજ્ઞતાયુક્ત માનવછબીને ઉપસાવે છે.

આ વાર્તાઓનું સમાજશાસ્ત્રીય દૃષ્ટિકોણથી પણ મૂલ્ય અલબત્ત છે. અને વાર્તાના રસનો જ આગ્રહી ભાવક તેને પણ અવગણી શકે નહીં. છતાં આ પુસ્તક સમાજશાસ્ત્રનું નથી, વાર્તાનું છે એ દૃષ્ટિએ જોતાં વાર્તાકલાના અનેક નવા ઉન્મેષો અહીં અનુભવાય છે અને લેખકની સર્જકતાની પ્રતીતિ કરાવે છે. □

# કલમ




# હેઠળ કરવેરામાં રાહત

## છ વર્ષીય રાષ્ટ્રીય બચત પત્રો

[illegible]

[illegible]

# કૃતિ

ઑગસ્ટ
૧૯૮૯

અન્ના અખ્માતોવા

કિસન સોસા

અમર પાલનપુરી

તાદ્યુશ રોઝેવિચ

હિમાંશુ જોશી

રતિલાલ 'અનિલ'

ઍલિસ વૉકર

કાર્તિક સંજાણકર

અલગારી

વિજય શાસ્ત્રી

ધલા નાયક

માગ્દા સાબો

# કંકાવટી

ઑગસ્ટ ૧૯૮૯

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૩૯ : અંક ૩૬૦ : મૂલ્ય : ૩ રૂપિયા

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.


વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૨૫. બે વર્ષના રૂા. ૪૮. વિદેશ શિલિંગ ૪૦. (દરિયાઇ ટપાલથી), સાડા ૭ પાઉન્ડ (હવાઈ ટપાલ). મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫૦૦૨ સરનામે જ કરવો.

—

વર્ષાંતે ફાઈલમાં ખૂટતા અંકો મળ્યા નથી એવી ફરિયાદ યોગ્ય નથી. અંક ન મળ્યાની જાણ એ જ માસમાં કરવી.


તંત્રી–મુદ્રક–પ્રકાશક

રતિલાલ મૂ. 'અનિલ'

માલિક : આર. આર. રૂપાવાળા

ફોન : ૪૫૦૨૮

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫૦૦૨

મુદ્રણસ્થાન : નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દરપુરા, આંબાવાડી, સૂરત.

## છેલ્લી કવિતા / અન્ના અખ્માતોવા

કોઈએ પ્રસારેલા ગડગડાટની જેમ
જિંદગીના શ્વાસની જેમ
ઘરમાં ઘૂસી આવે છે એક કવિતા
હસે છે, કમ્પે છે, એ ગળાની નજીક
ચક્કર મારે છે, તાલી બજાવે છે.

મધરાતની ચૂપકીદીમાં જન્મતી
ન જાણે ક્યાંથી ચૂપચાપ
ચાલી આવે છે મારી પાસે બીજી કવિતા
ખાલી દર્પણમાંથી જુએ છે
અને કડકાઈથી કંઇક બબડે છે.

પણ કેટલીક કવિતા એવી યે હોય છે
જાણે એને હું દેખાતી જ ન હોઉં
વહે છે એ ઉજળા કાગળ પર
જેમ ખીણમાં ઊતરતું ઝરણું.

અને એવી યે હોય છે કંઈ રહસ્યમય
ટહેલતી ધ્વનિહીન, રંગહીન

રંગહીન અને ધ્વનિહીન
નિખરતી, બદલાતી અને ચકરાતી
એ જીવતી, કોઈ રીતે પકડાતી નથી.
પણ એ લોહીનું ટીપું ટીપું પી ગઈ
જે રીતે યૌવનમાં પીતો હતો પ્રેમ
અને મને એક શબ્દ કહ્યા વિના
રૂપાંતરિત થઈ ગઈ ફરી મૌનમાં.
અને હું એનાથી વિશેષ બીજી નિર્મમ
આપદા નથી જાણતી
ચાલી ગઇ એ એનાં પદ્ચિહ્ન
ફેલાઈ ગયાં કોઈ બીજા સીમાંત તરફ
અને હું એના વિના મરતી જાઉં છું.

## સાંજની ઘેરી ઉદાસી / કિસન સોસા

સાંજની ઘેરી ઉદાસી આંગણામાં ઊતરી;
રૂંવે રૂંવે કંપી ઊઠી વેલ ભીંતે ચીતરી.

પ્રેમનાં ઘેઘૂર વૃક્ષો ધૂંધળા ઓળા થયા;
હ્યો, સમય-તટ નાંગરી એક નાવ સન્નાટે ભરી.

ચોતરફ વાગી રહ્યું અંધારું કાળા ઘુઘરે;
ને શિશુ જેવું જ ગભરું મન રહ્યું દીવો ધરી.

ગોખલેથી તેલનું અજવાળું કડવું ઊતર્યું;
ઓરડો આખો ભરી બેઠું એ પીળાશે નરી.

સૂર્યના પહેલા કિરણ સુધીના ચહેરા સાંભર્યા;
ઊંડે ઊંડે ક્યાંક લીલી ડાળ ભીનું મર્મરી.

બોજ વરસોનો હવે તળિયે જઈ બેસી ગયો;
જિન્દગીભરની એકલતા લાશ થઈને ઊભરી.

## લાગણીનું ગામ / કિસન સોસા

એ લાગણીનું ગામ, તને યાદ તો હશે;
તારો જૂનો મુકામ, તને યાદ તો હશે.

મેડીએ તું હતી ને હતો દીપ ધૂંધળો;
કસ્બો એ સૂમસામ, તને યાદ તો હશે.

તારી પલકની છત તળેથી આવતો, જતો;
એ છોકરો અનામ, તને યાદ તો હશે.

ચહેરો કદાચ આજ તને યાદ હો ન હો;
આંખોની એ સલામ, તને યાદ તો હશે.

મુજ આહટે એ આવવું દિવાને-ખાસથી;
તારું દિવાને-આમ, તને યાદ તો હશે.

જે તીશ્નગીમાં જાગતું'તું આગિયા સમું;
ખોવાયેલું એ નામ, તને યાદ તો હશે.

## તને યાદ તો હશે! / અમર પાલનપુરી

એ દૌર, એ દમામ, તને યાદ તો હશે,
બેફ્રામ, બેલગામ; તને યાદ તો હશે.

પ્હેલી નજરનું કામ, તને યાદ તો હશે,
નીંદર હતી હરામ, તને યાદ તો હશે.

સાકી, સુરા, સિતાર ને મહેફિલ-એ-ગઝલ,
મસ્તોનાં તીર્થધામ, તને યાદ તો હશે.

માયાની જાળ મોહનાં બંધન મહીં ફસી,
રઝળી પડ્યા 'તા રામ, તને યાદ તો હશે.

આદતની સામે જીદનો અંજામ શું થયો,
'સાહેબ-બીબી-ગુલામ;' તને યાદ તો હશે.

કરતો નથી હું યાદ હવે કાલને કદી,
દાઝયા ઉપરના ડામ, તને યાદ તો હશે.

વિશેષણોની ભીડમાં જડતું નથી મને,
ખોવાયેલું એક નામ, તને યાદ તો હશે.

મરવું છે માની ગોદમાં, લે ચાલ તું 'અમર';
એ સીમ, ઘર ને ગામ; તને યાદ તો હશે.

## કાગળ પર / હિમાંશુ જોશી

કોરા કાગળ પર રંગબેરંગી, રંગબેરંગી રેખાઓથી મેં અનેક સૂરજ ઉગાડ્યા, સૂરમઈ વાદળોની સૃષ્ટિની અલ્લડ નદીઓનું પારદર્શી જળ દૂર દૂર સુધી વિખેર્યું, હથેળી જેવી નાજુક ખીણોમાં હરી ભરી મુલાયમ દુર્વા ઉગાડી, ખુલ્લા ડુંગર પર નાના નાના છોડ રોપ્યા, કાગળના એક નાના ટુકડા પર મેં એ બધું રચી નાખ્યું—રચી શકતો હતો તે બધું જ-એક ફૂલ અને તું અને ભૂરું આકાશ, ભૂરું આકાશ આકાશમાં નહીં, ખરેખર મારી પાસે હતું, મારી આંખોની સામે—તારી ખુલ્લી પીઠની જેમ એને હું પસવારી શકતો હતો, ફૂલની મહેક એટલે કે તારી દેહગંધ માત્ર સ્પર્શી જ શકતો નહોતો, મારી મીંચેલી આંખે હું જોઈ પણ શકતો હતો.

ગંધનું પણ રૂપ હોય છે અને રંગ પણ—મેં પ્રથમ વાર જાણ્યું હતું કાગળ પર ખેંચેલી રેખાઓ પણ બોલે છે, એમાં પણ સ્પંદન હોય છે—મેં એ પ્રથમ વાર પિછાન્યું હતું.

શબ્દ જ્યારે બોલવા લાગે, પોતાના હોઠ ખોલવા લાગે અને કાગળ પર અંકાયેલી આકૃતિઓ ચહકતાં બચ્ચાંની જેમ દોડવાં લાગે, ત્યારે કાગળ, કાગળ નહીં, બલકે સમસ્ત જિંદગીનું જ એક પાનું બની જાય છે.

પણ, પાનું બનવા પહેલાં જ તેં અણઘડ બાળકની જેમ એના ટુકડે ટુકડા કરીને પાણીમાં વિખેરી નાખ્યો, એ ગળેલા કાગળના તરતા ટુકડામાં જ્યારે કંઈ જ રહી જતું નથી ત્યારે પણ મને એક આકૃતિ દેખાય છે, એક ગંધ—એક સ્મૃતિ, એક દંશ ! □

## બળતાં પાણી / રતિલાલ 'અનિલ'

કવિતા શેનાથી પ્રિય બને છે, એ પ્રશ્નના શાસ્ત્રીય અને વૈયાકરણી જવાબો પુસ્તકોમાં રહેવા દઈ મન કહે છે : કવિતાથી ઉદાત્ત વિચારો, મંગલ ભદ્ર ભાવના, સુચિંતિત ઉદ્‌ગારો—આ બધાંથી કવિતા બને છે કે કેમ તે હું જાણતો નથી, પણ કવિતાથી કવિતા બને છે તે એવી કવિતા વાંચવા મળે છે ત્યારે અનુભવું છું.

કવિતા શેનાથી બને છે એ વિશે તો ચર્ચા થતી જ રહેવાની, પણ બે કાવતાને તમે કવિતા કહો, સ્વીકારો અને એ બંને સ્વરૂપે અને ભાવે જુદી હોય એવું બને. કવિતાની માત્ર અનુભૂતિ હોય, એની વ્યાખ્યા નહીં,

ચંદાવાડીમાં યોજાયેલા એક વાર્તાલાપ વખતે મેં કવિતા અંગે જ પ્રશ્ન કરેલો અને શ્રી ઉમાશંકર જોશીએ કહ્યું,

'આપણને મમ્ મમ્ સાથે કામ કે ટપ્ ટપ્ સાથે ?'

તરત મનમાં પ્રશ્ન ઊઠેલો, 'વિવેચક ઉમાશંકર આ કહે છે ?', પણ બોલેલો નહીં.

કવિતા વિશે એમને બોલવાનું તો વારંવાર આવ્યું પણ એમને પોતાની કે બીજાની કવિતાનો પાઠ કરતાં વધારે આનંદ થયો હશે.

ઉમાશંકર શીતળ ગંગોત્રી કે સૌમ્ય પ્રસન્ન ચાંદરણું ? જે જેટલું ઝીલે એટલું તેને મળે, પણ જે ન મેળવ્યું તે પણ તે હોય છે. એવા સૌમ્ય ઋજુ, શાંત શીતળ કવિની રચના બે એક દિવસથી

વાંચું છું તે કઈ? 'બળતાં પાણી.'

ડુંગરો વચ્ચેથી નદી વહી જાય છે, ડુંગરે દવ લાગ્યો છે, એના ભડકાના ઓળા પડે છે નદીના વિશાળ પટ પર – સરિતાનું હૈયું સળગી ઊઠેલું દેખાય છે. પાસેના અને પ્રતિબિમ્બોના તાપે ય સરિતા ઘણી દાઝે છે, એમાંથી વરાળબિંદુ યે ઊંચે ઊડે છે. અને કવિ કહે છે: મરમી વચન ઉચ્ચારે છે: 'વરાળ હૈયાની પણ મદદ કૈં ના દઈ શકે,' હૈયાની વરાળ એ બળતા પ્રત્યેની લાગણી, શાંત ઉત્કટ અજંપો ય હોય, છતાં યે ઊછળીને પહાડોને છાંટી એમની આગ ઠારવાનું એનાથી બનતું નથી. એ જ પહાડોમાંથી તો એ પાણી આવ્યાં હતાં! છતાં પહાડના પાણી પહાડના દવને ન ઠારે! કેવી વાત! જે પહાડોએ નદીને આટઆટલી સભર કરી, તેમને જરૂર પડી ત્યારે દવને ઠારવા એ એક બુંદ પણ આપી શકી નહીં...

નદીના જળપટમાં બિમ્બાતો પહાડો પરનો દવ – એક લાલચોળ લાંબો અરીસો બની રહ્યો. પણ અરીસામાં બિમ્બાય છે તેનો જીવન્ત સ્પર્શ અરીસાને થાય છે ખરો? હા, સરિતાનાં જળ અરીસાની સપાટી જેવાં નિભર તો નહીં, નહીં; સ્પર્શે દાઝે, પ્રતિબિમ્બે સળગતા દેખાય એટલા સમસંવેદનશીલ, પોતીકાં તો ખરાં જ. પણ પોતાની ભીડ વખતે પોતીકાં જ તટસ્થ બની રહે – એ સ્થિતિ, નિયતિનું શું? બનવું તો એમ જોઇએ કે સરિતા કિનારાની આંકેલી કઠણ મર્યાદાને ઓળંગીને, તેને ઉથાપીને સ્વજનને, શાતા, ઠાર આપે! પણ એ તો પોતાના સળગી મરતાને અવગણીને પેલા સાગરને મળવા જાય છે... ભડકે બળતાં પોતીકાને નહીં, પેલા દૂરના અથાહ પાણીવાળા સાગરના વડવાનળને બુઝાવવા જાય છે!

આ દવ તો બધું ભસમ કરીને બેસી જશે, ઉત્તાપથી કે રાહતથી તે તો કોણ જાણે, પણ આ નદીના સૂર્યતાપે આકાશે જશે, અને વર્ષારૂપે વરસશે, પણ તે ક્યારે? આ સૌમ્ય મુખર કવિ પ્રખર સાદે પૂછે છે: 'ભસમ સહુ થૈ જાય, પછીથી?'

આ સૌમ્ય ઋતુ કોમળ વાણીના કવિનો સાદ 'મને મૂદડાંની વાસ આવે', 'ખંડેરની ભસ્મકણી ન લાધશે' જેવો અન્ય કવિતામાં પણ ઊંચે ગયો છે, પ્રખર થયો છે, ઉમાશંકરનો સૌમ્ય ઋજુ સાદ વધારેમાં વધારે કેટલો ઊંચે પહોંચ્યો ? એનો વિચાર કરું છું ત્યારે એમની આવી ઘણી પંક્તિઓ સાંભરે છે.

'બળતાં પાણી' આમ તો તટસ્થ નિયતિની કઠોર વાત કહે છે. પોતીકાં પોતાને કપરા કાળે કામ નથી આવતાં. એક તો આ અગ્નિ મને બાળે છે, અને એથી વધારે તો આ મારી પુત્રી પાસે દવ શમાવનારું જળ છે, તે સાવ તટસ્થ રહે છે, એ ભાવ, માનવભાવોનું આરોપણ કરીએ તો, પહાડોને વધારે બાળતો હશે.

'એ તે ક્યારે !
ભસમ સહુ થૈ જાય પછીથી ?'

કવિનો આ પ્રશ્ન તો માનવીના જીવનમાં ઘણીવાર ઊઠે છે. 'એ તે ક્યારે !' એ જાણે માણસનો નિયતિ જેવી ક્ષણોનો શાશ્વત ઉદ્‌ગાર બની રહે છે.

આ કવિતા માત્ર આટલી જ નથી. ભડકે બળતા ડુંગરા, એના નદીજળમાં બિમ્બાના ભડકા– એ ચિત્ર ચિત્તમાં તાદૃશ કરો તો રૌદ્ર રમ્યનો અનુભવ થશે.

જીવનમાં એવી કેટલીય ક્ષણો આવે છે ત્યારે અનાયાસ ઉદ્‌ગાર સરી પડે છે : 'એ તે ક્યારે !' અને જાણે પોતે જ જવાબ આપી સામે પ્રશ્ન કરે છે. 'ભસમ સહુ થૈ જાય પછીથી ?'

'મૃદુહાસ તડકા'ને ગાનારા કવિએ ગિરિદવને, ખાસ તો તેને નદીજળમાં બિમ્બાવી અગ્નિમય વિસ્તારી દીધો – તેણે પણ છેલ્લી પંક્તિ જુઓ તો એટલી જ પ્રખરતાથી ઝીલ્યો છે. આ કવિતામાં રૌદ્ર, રમ્ય છે, નિયતિ છે અને તે સામે માનવીનો સનાતન પ્રશ્ન છે :

'એ તે ક્યા રે !
ભસમ સહુ થૈ જાય પછીથી ?'

વાંચું છું તે કઈ? 'બળતાં પાણી.'

ડુંગરો વચ્ચેથી નદી વહી જાય છે, ડુંગરે દવ લાગ્યો છે, એના ભડકાના ઓળા પડે છે નદીના વિશાળ પટ પર – સરિતાનું હૈયું સળગી ઊઠેલું દેખાય છે. પાસેના અને પ્રતિબિમ્બોના તાપે ય સરિતા ઘણી દાઝે છે, એમાંથી વરાળબિંદુ યે ઊંચે ઊઠે છે. અને કવિ કહે છે: મરમી વચન ઉચ્ચારે છે: 'વરાળ હૈયાની પણ મદદ કૈં ના દઈ શકે,' હૈયાની વરાળ એ બળતા પ્રત્યેની લાગણી, શાંત ઉત્કટ અજંપો ય હોય, છતાં યે ઊછળીને પહાડોને છાંટી એમની આગ ઠારવાનું એનાથી બનતું નથી. એ જ પહાડોમાંથી તો એ પાણી આવ્યાં હતાં! છતાં પહાડના પાણી પહાડના દવને ન ઠારે! કેવી વાત! જે પહાડોએ નદીને આટઆટલી સભર કરી, તેમને જરૂર પડી ત્યારે દવને ઠારવા એ એક બુંદ પણ આપી શકી નહીં...

નદીના જળપટમાં બિમ્બાતો પહાડો પરનો દવ – એક લાલચોળ લાંબો અરીસો બની રહ્યો. પણ અરીસામાં બિમ્બાય છે તેનો જીવન્ત સ્પર્શ અરીસાને થાય છે ખરો? હા, સરિતાનાં જળ અરીસાની સપાટી જેવાં નિભર તો નહીં, નહીં; સ્પર્શે દાઝે, પ્રતિબિમ્બે સળગતા દેખાય એટલા સમસંવેદનશીલ, પોતીકાં તો ખરાં જ. પણ પોતાની ભીડ વખતે પોતીકાં જ તટસ્થ બની રહે – એ સ્થિતિ, નિયતિનું શું? બનવું તો એમ જોઈએ કે સરિતા કિનારાની આંકેલી કઠણ મર્યાદાને ઓળંગીને, તેને ઉથાપીને સ્વજનને, શાતા, ઠાર આપે! પણ એ તો પોતાના સળગી મરતાને અવગણીને પેલા સાગરને મળવા જાય છે... ભડકે બળતાં પોતીકાને નહીં, પેલા દૂરના અથાહ પાણીવાળા સાગરના વડવાનળને બુઝાવવા જાય છે!

આ દવ તો બધું ભસમ કરીને બેસી જશે, ઉત્તાપથી કે રાહતથી તે તો કોણ જાણે, પણ આ નદીના સૂર્યતાપે આકાશે જશે, અને વર્ષારૂપે વરસશે, પણ તે ક્યારે? આ સૌમ્ય મુખર કવિ પ્રખર સાદે પૂછે છે: 'ભસમ સહુ થૈ જાય, પછીથી?'

આ સૌમ્ય ઋતુ કોમળ વાણીના કવિનો સાદ 'મને મૂદડાંની આસ આવે', 'ખેરની ભસ્મકણી ન લાધશે' જેવો અન્ય કવિતામાં પણ ઊંચે ગયો છે, પ્રખર થયો છે, ઉમાશંકરનો સૌમ્ય ઋજુ સાદ વધારેમાં વધારે કેટલો ઊંચે પહોંચ્યો ? એનો વિચાર કરું છું ત્યારે એમની આવી ઘણી પંક્તિઓ સાંભરે છે.

'બળતાં પાણી' આમ તો તટસ્થ નિયતિની કઠોર વાત કહે છે. પોતીકાં પોતાને કપરા કાળે કામ નથી આવતાં. એક તો આ અગ્નિ મને બાળે છે, અને એથી વધારે તો આ મારી પુત્રી પાસે દવ શમાવ-નારું જળ છે, તે સાવ તટસ્થ રહે છે, એ ભાવ, માનવભાવોનું આરોપણ કરીએ તો, પહાડોને વધારે બાળતો હશે.

'એ તે ક્યારે !

ભસમ સહુ થૈ જાય પછીથી ?'

કવિનો આ પ્રશ્ન તો માનવીના જીવનમાં ઘણીવાર ઊઠે છે. 'એ તે ક્યારે !' એ જાણે માણસનો નિયતિ જેવી ક્ષણોનો શાશ્વત ઉદ્ગાર બની રહે છે.

આ કવિતા માત્ર આટલી જ નથી. ભડકે બળતા ડુંગરા, એના નદીજળમાં બિમ્બાના ભડકા– એ ચિત્ર ચિત્તમાં તાદૃશ કરો તો રૌદ્ર રમ્યનો અનુભવ થશે.

જીવનમાં એવી કેટલીય ક્ષણો આવે છે ત્યારે અનાયાસ ઉદ્ગાર સરી પડે છે : 'એ તે ક્યારે !' અને જાણે પોતે જ જવાબ આપી સામે પ્રશ્ન કરે છે. 'ભસમ સહુ થૈ જાય પછીથી ?'

'મૃદુહાસ તડકા'ને ગાનારા કવિએ ગિરિદવને, ખાસ તો તેને નદીજળમાં બિમ્બાવી અગ્નિમય વિસ્તારી દીધો – તેણે પણ છેલ્લી પંક્તિ જુઓ તો એટલી જ પ્રખરતાથી ઝીલ્યો છે. આ કવિતામાં રૌદ્ર રમ્ય છે, નિયતિ છે અને તે સામે માનવીનો સનાતન પ્રશ્ન છે :

'એ તે ક્યા રે !

ભસમ સહુ થૈ જાય પછીથી ?'

'આમ તો ઉમાશંકરભાઈ પ્રસન્ન રમણીય ઋજુ કોમલ વાણીના ચાંદલિયા કવિ કહે છે, પણ 'ખ'ડેરની ભસ્મકણી ન લાધશે', 'મને મૂદડાની વાસ આવે', 'એ તે ક્યારે ! ભસમ સહુ થૈ જાય પછીથી ?' જેવી પંક્તિમાં ભટ્ટ બોલ કેટલી ઊંચાઈએ પહોંચી શકે અને તે પણ બોલચાલની સહજ ભાષામાં – એ એક જુદા વિચારની સામગ્રી બને છે. બહુ સરળ છે આ કવિતા, પણ નિયતિનો અતિવિકટ પ્રશ્ન એ ઉભારે છે. અસહાયતાની, નિર્મમ તટસ્થતાની એક ભૂમિકાની એ વાત કરે છે તે, પેલો દવ તો ભય પમાડે, પણ આ વાત તો સ્તબ્ધ કરી દે એવી દારુણ અસહાયતાની છે.

'બધું આંખ સામે બન્યું, અસહાયપણે જોયા કર્યું, અરે જાત પર ખિજાઈને માથાના વાળ વીંખ્યા, છાતી પીટી, પગ પછાડયા પણ કંઈ કરી શક્યો નહીં.' આવા અનુભવો કોને નથી થયા ? આ કવિતા તો એ માનવીય સ્થિતિને અહીં રૌદ્ર રમ્ય સ્વરૂપ – ઉદાહરણે પ્રગટ કરે છે.

આ કવિતા સિંહગઢમાં, ડુંગરોના વિસ્તારમાં લખાઈ છે. એ કવિનો સ્વાનુભવ હશે ? કોણ જાણે. 'બળતાં પાણી' એ લોકભાષાના શબ્દો પેલી નદીનાં દવના તાપે અને અંતરના ઉત્તાપે વરાળ થઈ ઊંચે જતાં પાણી એ બળતાં પાણી... એક તો જ્વાળાના પ્રતિબિંબે એ બળે છે અને ખરેખર વરાળ રૂપે ઊંચે પણ જાય છે. આંસુને આપણે 'બળતાં પાણી' સિવાય શું કહીશું ?

આ સંસ્કૃત વિદ્વાન કવિ સંસ્કૃત વૃત્તોમાં સહજ ઉદ્ગારની લોકભાષામાં ઉદ્ગારે છે તે કેટલું સ્પર્શે છે ! એ ઉદ્ગારો કેવા જીવન્ત બને છે ! છંદલયમાં 'ભસમ' શબ્દના ઉચ્ચારમાં કેવો થડકો, કવિનો કેવો ઉત્તાપ ઉદ્ગારે છે !

૮–૬–'૮૯ ▢

## આકાશની યે ઉપર ! / રતિલાલ 'અનિલ'

મંઝર ઈક બુલંદી પર ઔર હમ બના શકતે,
અર્શ સે ઉધર હોતા, કાશ, કે મકાં અપના !

— ગાલિબ

સ્વીકારના શબ્દો કરતાં રૂપો જ વધારે પ્રતીતિજનક બને છે. સ્વીકારની એક મોહક છટા 'ના' શબ્દ સાથે જોડાયેલા અર્થને પણ બદલી નાખે છે અને મૌનમાં રહેલો સ્વીકાર તો મર્મી જ અનુભવી શકે છે. સ્વીકારના શબ્દો નહીં, ભાવ હોય છે. સ્વીકારના વિધિઓ પહેલાં જ સ્વીકાર થઈ ચૂકેલો હોય છે, વિધિ તો સમાજને બતાવવા માટે, તે પણ સ્વીકારે એ માટે થાય છે. એકાંતોને પૂછવાનું મન થાય છે : કેટલી મૂગા સ્વીકારના તમે સાક્ષી છો ? પ્રસન્નતા સ્વીકારનું એક ઊજળું રૂપ છે. કશુંક મળે છે, ચહેરા પર પ્રસન્નતા છવાઈ રહે છે, એ સ્વીકારનું જ એક રૂપ હોય છે. કશુંક પ્રાપ્ત થાય છે, દુનિયાની નજરથી છુપાવી, બચાવીને સંતાડવાનું મન થાય છે, એ સ્વીકાર છે. કશુંક ખૂબ દૂર દૂર છે, તે અલગ હોવા છતાં પોતીકું લાગે છે, એ સ્વીકાર છે. સ્વીકાર પહેલાં નજર લંબાય છે, હાથનો વારો તો તે પછી આવે છે. સ્થૂળ રૂપે જેની પાસે કશું જ દેખાતું નથી, એ ફકીર એના મિજાજમાં પ્રસન્ન દેખાય છે ત્યારે એણે કશુંક દિવ્ય સ્વીકારેલું છે એની પ્રાપ્તિએ તે છે તે અવસ્થામાં છે.

'એમાં કહેવાનું હોય જ નહીં,' 'એમાં વળી પૂછવાનું શું ?'

આ વાક્યો પણ સ્વીકારનું એક રૂપ પ્રગટ કરે છે. 'એ તો હોય જ,' 'એમના વિના ચાલે જ નહીં' આ પણ અફર સ્વરૂપનું જ એક રૂપ છે.

આ જગતમાં માણસને બહુ ઓછી સ્વીકારની સ્વતંત્રતા મળી છે. એણે સ્વીકારી લીધેલું ઘણું બધું પોતાની પસંદગીનું, પોતે પસંદ કરેલું નથી હોતું, એણે સ્વીકારી લીધું હોવાનો ભ્રમ ઉપજાવતું ઘણું બધું છે, એ સૌથી એ ઘેરાયેલો છે. માણસ કલ્પના કરે છે, સ્વપ્ન જુએ છે એ જ બતાવે છે કે એની સ્પૃહા અને સ્વીકાર શાં છે. માણસને મળેલી સ્વતંત્રતા અસ્વીકારની છે. અને અસ્વીકારનાં યે કેટકેટલાં રૂપો છે! જોરશોરથી વાતો ચાલે છે ત્યાં એક જણ સાવ મૂગો અને બીજી દિશામાં બેઠો છે, એ પણ અસ્વીકારનું એક રૂપ છે. કોઈના હાથમાં પગારની રકમ મુકાય છે, હાથમાં પૈસા આવ્યા છતાં એ સામાન્ય માણસ ખિન્ન છે, એ પણ અસ્વીકરનું જ એક રૂપ છે, ઘરમાં પારાયણની વાત ચાલે છે, તે જ વખતે ઘરનો યુવાન અખબારમા સિનમા થિયેટરોની જાહેર ખબર જુએ છે, પગથિયાં તરફ જતાં શિશુને ઉપાડી લીધો અને એ માના શરીરે હાથ પછાડે છે, એ પણ અસ્વીકારનું એક રૂપ છે. માણસ ઉદાસ, ખિન્ન હોય ત્યારે એકવાર એણે સ્વીકાર્યું હોય તે સૌનો અસ્વીકાર કરીને બેઠો હોય એમ લાગે છે. ત્યાગનાં રૂપો તે અસ્વીકારના રૂપો હોય છે. બધી જ કહેવાતી પ્રાપ્તિ સ્વીકાર નથી હોતો, સ્થૂળ બાબતો માટે તો એ માણસના જીવનમાં ઘણીવાર સાચું હોય. કંટાળો, ઉકળાટ, રોષ, મૌન, ખુલ્લી છતાં બંધ આંખો, આરામની દશામાં કણસવું— અસ્વીકારનાં કેટકેટલાં રૂપો છે! આખું જગત એને રિઝવવા મથતું હોય ત્યારે માણસ કેળના પાંદડા જેવો બની રહેતો હોય, એ અસ્વીકાર છે. અસ્વીકાર ન હોય તો વિનવણી અને મનામણાં હોય ખરાં?

નાસ્તિકો દલીલો અને તર્કો કરી કરીને ધર્મ અને ઈશ્વર વિશેની સ્થાપનોનો અસ્વીકાર કરે છે, તો ઘણા લોકો ઈશ્વર અને ધર્મના અસ્વીકાર માટે મંદિરો અને ધર્મસભાઓમાં જાય છે! પ્રામાણિક

થવાના ભય અને જોખમો તે લોકો જાણે છે! માણસના ઘણા ખરા અસ્વીકારો સ્વીકારના પ્રગટ રૂપના હોય છે.

બે માણસ કોઈ એક વિષયની વાત કરતા હોય ત્યારે ત્રીજો એ વિષય સાથે જ અદશ્ય અનુસંધાન હોય એવી વાત કરે એ તો આઘાતજનક અસ્વીકાર પેલા બે અને તેમની વાતોનો હોય!

ગાલિબ એવા મર્મી કળાકાર છે કે સાત આસામાન અને સાત સ્વર્ગની વાત થઈ છે ત્યાં આકાશની આ બાજુ મારું મકાન હોત તો બુલંદીનું એ એક જુદું જ દશ્ય હોત એમ કહે છે! એમાં જ દેખાતી ઉચ્ચતા, બુલંદીનો અસ્વીકાર આપોઆપ આવી જાય છે. ઇન્કારની આ રીત, અસ્વીકારની આ કળામય ભૂમિકામાં સ્વતંત્ર અસ્તિત્વ અને તેની પિછાણની સૂચકતા પણ આવી જ જાય છે. એમની અપેક્ષા માણસની સ્વતંત્ર બુલદીની છે, પોતાની સ્વતંત્ર ઓળખની છે. આમ તો આ શે'ર એક વિચાર જ માની લેવાય, પણ ગાલિબના કેટલાક શે'રનો મિજાજ અને ધ્વનિ જેમણે માણ્યા-પ્રમાણ્યા છે તે આ શે'રમાં વ્યક્ત થયેલા ભાવને તરંગ કે કપોલ કલ્પના ન કહી શકે.

નિજી ઓળખ આપતી બુલંદીની ગાલિબ સ્પૃહા કરે છે. માણસને પોતાની ઉચ્ચતા હોવી જોઈએ. હયાત અને કાયનાતના પ્રશ્નો અહીં સંકળાયેલા છે. કવિતા ને સાહિત્યમાં અસ્તિત્વવાદ આવ્યો તે પહેલાં ગાલિબે અસ્તિત્વવાદી વિચારણા અલપ ઝલપ પોતાની રીતે કરી હતી એમ કહી શકાય.

'ગાલિબ' સમર્પણવાદી નહીં, પણ અસ્તિત્વવાદી હોવાનું જ લાગે છે.

આઈ હયાત, લાઈ કઝા, લે ચલી, ચલે!
અપની ખુશી ન આયે હમ, ન અપની ખુશી ચલે!

અસ્તિત્વ જ મોત લઈ આવ્યું, તેને મોત લઈ ચાલ્યું તો ચાલો, આપણે પોતાની મરજીથી અહીં આવ્યા નથી તેમ પોતાની મરજીથી

જતા નથી– એમ કહેવામાં માણસ તો વિધાતાની શેતરંજનું પ્યાદું છે એવા સંકેત સાથે, અસ્તિત્વ – હયાતિ – એ વળી શું છે! હોવું એ ન હોવા જેવું છે! આ પણ અસ્વીકારની એક ભૂમિકા છે – અસ્તિત્વ જ નથી, પછી સમર્પણ શેનું! આમાં પોતાની અસહાયતા, નિરર્થકતા પ્રથમ દર્શને લાગે, પણ તે એક આપખુદ પરોક્ષ અસ્તિત્વનો નિર્દેશ કરે છે તે વિચારણીય બને છે.

ઈકબાલ તો વળી અસ્તિત્વની અદ્‌ભુત બુલંદીની વાત કરે છે.

ખુદી કો કર બુલંદ ઇતના, કિ હર તકદીર કે પહેલે,
ખુદા બંદે સે કુછ પૂછે: બતા, તેરી રઝા ક્યા હૈ?

અસ્તિત્વને એવી ઊંચાઈએ લઇ જાઓ કે, ભાગ્યવિધાતા ખુદ પૂછે; બોલ, તારી શી ઈચ્છા છે.'

પણ ગાલિબની ખુમારી, મિજાજ કંઈ ઓર જ છે. એને કેવળ માણસે સર્જેલી, બીજી કોઈ પણ આધાર વગરની સ્વતંત્ર ઉચ્ચતાની અપેક્ષા છે, 'કાશ!' શબ્દ એનું એ સ્વપ્ન પ્રગટ કરે છે. અને સ્વપ્ન એ વર્તમાન સ્થિતિ અને સ્વરૂપનો અસ્વીકાર કે બીજું કંઈ? ☐

તા. ૩–૧–'૮૯

## સાભાર સ્વીકાર

ચહેરા : નવલકથા : મધુરાય : મૂલ્ય ૩૨ રૂપિયા.

પરાયા શ્વાસ : નવલકથા : ભરત ત્રિવેદી, મૂલ્ય ૧૯ રૂપિયા

શેષ પાત્ર : નવલકથા : ભાનુપ્રસાદ ત્રિવેદી, મૂલ્ય ૬૫ રૂપિયા.

જાલકા : નાટક : ચિનુ મોદી : મૂલ્ય ૨૦ રૂપિયા.

પ્રકાશક દરેકના રન્નાદે પ્રકાશન ૨૩૪૫, મહાલક્ષ્મીની પોળ, અમદાવાદ–૩૮૦ ૦૦૧.

## ચર્ચવાળી ડોસી / એલિસ વોકર

હુ પવિત્ર વેદી પર બેસીશ
પોકારો પાડી પાડીને ઝંઝટોને પહોંચી વળીશ
ઈસૂ સાથે વાત કરીશ, સાથે ફરતાં
ભગવાનને બતાવીશ
કે મારી સાથેના તમારો વર્તાવ કેવો છે
અત્યારે, આજના દિને ! — ભજન

ઉપરની દિશામાં જોતી ડોસી ચર્ચ જવાનાં કપડાંમાં ઊભી હતી. પગે પોલિશ કરેલા જોડા, કમરે કસેલો લાંબા સમયનો જૂનો થઈ ગયેલો, ઝોલ ખાઈ ગયેલો ડ્રેસ, માથે સરસ સ્કાર્ફ, એના તેલિયા શિરકેશ સાથે જાણે ચોંટયો હતો, કદાચ એણે ઘણાં કષ્ટ વેઠયાં હતાં, એની ઘરડી ભૂરી આંખોમાં એક સૂતી હોય એવી ઝલક હતી, એનું કારણ શોધવા માટે જે લોકો એનો ચહેરો તલાશતા, તેમને એક બંધ બારણું મળતું – ત્યાં કશું વાંચી શકાતું નહીં, અને છેવટે એમને એના પર ભયની એક આભા દેખાતી, ઘરડાં અને કાળાંનો ડર, અજ્ઞાત અને સુપરિચિતનો પણ, આતંક. એને ચર્ચના પગથિયાં પર જોનારા કેટલાકે એને વિશે એવા શબ્દો ઉચ્ચાર્યા કે તે સાંભળવા યોગ્ય નહોતા, બાકીના મૂગા રહ્યા, કેટલાકના મનમાં કરુણાના ધૂંધળા તરંગ જેવું ઊઠ્યું. એ દુબળી, અણિયાળી અને

કપાસની ખેતી અને મોસમના બેરહમ મારથી અનુર્વર થયેલી જ્યોર્જિયાની માટીના રંગની હતી. કરચળિવાળા હાથની કોણીઓ, રાખોડી રંગની પરંતુ ટકાઉ ચામડી, ઘરડાં ચીડ વૃક્ષની છાલ જેવી. એની એક આંખની આસપાસની કરચળીઓના રૂપમાં શિયાળાઓ લપેટાયા હતા, બીજી આંખની ચારે બાજુ ઊંડી ખોદાયેલી આવનારી ઉમરની ધમકી હતી. ચર્ચ પાસે હાજર કેટલાક લોકોએ એની ઉમર, જકડાયેલો દેહ અને ઝરતા ડ્રેસનાં ગુમ થયેલાં બટનો જોયાં, બાકી-નાઓએ એના સહેજ ઝૂલતા ગાલોમાં, રસોઈયા, નોકરડીઓ, ડ્રાયવરો, રખાતો અને ન સ્વીકારાયેલાં સંતાનો જોયાં. કેટલાકોએ એક પાપ-ભર્યા સ્થળે થતો ઉન્મુક્તાચાર જોયો, કેટલાક લોકોએ તોફાનોમાં થતી લૂંટફાટ અને બળાત્કાર જોયા. એમને ક્ષોભ પમતા કાયદાને પોતાની તરફ આવતો જોયો, ઈસાઈ આરાધનાની સુરક્ષાનો અંત જોયો, પવિત્ર ચર્ચનું અતિક્રમણ જોયું, અને જોયું પોતાની અંગતતાનું અતિક્રમણ.

તો પણ, એ એકલી ગોરા ચર્ચ સુધી આવી હતી. વિસ્મૃતિની મારી ડોસી લગભગ અંધ, એની આંખે તડકામાં ચમકતા ચર્ચની છત પર ઊભેલા ક્રૂસ તરફ ગઈ. અડધા માઈલ દૂર આવેલા પોતાના ઘરેથી એ જેમતેમ કરતી ચર્ચ સુધી આવી હતી. એનાં ભવાં અને પાતળાં ઘરડા નાક પાસેની કરચળીએ ઠંડો પરસેવો હતો. પોતાને સાચવતી એ પહોળા પગથિયે થોભી ગઇ હતી, આમ તેમ જોયા વગર, વચ્ચે વચ્ચે એનું ગળું અને સુતરાઉ મોજાંમાં રહેલા પગ કમ્પી જતા.

ચર્ચના સેવકો ખુશનુમા મિજાજ અને રીતે એને આંગણામાં જ અટકાવી. એણે દયાળુ સાદે એમને કહ્યું, 'આન્ટી, તમે જાણો છો, આ તમારું ચર્ચ નથી.' જાણે કોઈ ખોટું ચર્ચ પણ પસંદ કરતું હોય ! પરંતુ કોઈને યાદ નથી, કેમ કે એના વિશે પછીથી કોઈએ વાત કરી નહીં અને આમ એ પણ અધીરાઈથી આગળ નીકળી ગઈ,

જાણે આખી એનાથી આગળ નીકળતી રહી હોય. આ વખતે જરા વધારે ઉતાવળમાં હતી. ચર્ચમાં જઈને એ છેલ્લી બેન્ચ પર બેસી ગઈ. ચર્ચની રંગીન કાચજડી બારીઓને ધ્યાનપૂર્વક તાકતી. ચર્ચની અંદર બેહદ ઠંડી હતી અને એ કંપતી હતી. બધાં એને જોઈ શકતાં હતાં, એ અંદર આવીને બેન્ચ પર બેઠી તે સાથે બધાં એને ધારી-ધારીને જોતાં હતા. એમને માટે પણ મોસમ ઠંડી હતી. ચર્ચની બહાર તાપમાન શૂન્યથી યે નીચે હતું, અંદર પણ ઝાઝું નહોતું. પણ એ બધાંની ઉપેક્ષા કરીને બેઠેલી ડોસીને જોતાં તેઓ લગભગ સળગી ઊઠ્યાં.

ચર્ચના સેવક કોઈને કદી ભગાડયા નહોતા, પણ જેને આ ભગાડવાનું યે લાગતું નહોતું (આખર ડોસીને અહીં આવવાનો શો હક હતો ?) એની પાસે જઈને એમણે બબડતાં બબડતાં કહ્યું કે ડોસીએ અહીંથી ચાલ્યા જવું જોઈએ. એમણે એની દાદી કહી ? હા, દાદી જ કહી હતી. પણ ડોસી પર એની કશી અસર ન થઈ, એ સામેથી બબડી : 'ચાલ્યા જાઓ !'

છેવટે ત્યાં હાજર સ્ત્રીઓએ કરાવવું હતું તે કરાવ્યું જ. અનિર્ણયની દ્વિધામાં પડેલા પોતાના તગડા પતિઓને લલકાર્યા, 'પેલી ડોસીને બહાર ફેંકી આવો !' ઇશ્વર, મા, દેશ, ધરતી, ચર્ચ– બધું દાવ પર મુકાયું હતું, અને અને એ આ જાણતી હતી. ચામડાની બેગ પકડી, જોડાને જમીનસરસા ભીડીને, ઠંડીથી બચવા માટે નરમ ચામડાના મોંઘા મોજાં પહેરેલા તેઓ ડોસીના બદરંગ જકડાયેલા એકબીજામાં પરોવાયેલા હાથોને તિરસ્કારથી જોતી હતી. એમના પતિઓ, અમને એની સાથે બેઠેલી જોવા ઇચ્છશે ? ના, નહીં. પતિઓએ તરત કહ્યું અને કર્તવ્ય પાલન પાટે આગળ થયા.

એમણે પોતાની અક્કડ મુઠ્ઠીઓ ડોસીના હાથ નીચે, બગલમાં રાખી (પછીથી ક્ષય અને દેહગંધથી ગંધાતી રહી– કાંદાની કાતરી અને સડેલાં શાકભાજીની ગંધ.) પોતાના મજબૂત સ્કંધોને આંચકો

એ માટે, તેઓ સામે તો જોતા હતા પણ વચવચમાં આકાશ સામે પણ જોતા હતા.

એમની પાસે જઇને એમણે માત્ર એટલું જ કહ્યું, 'પાછળ આવ.' અને એ ઢળતી ચાલતી એમની પાછળ થઇ. એને ઈસુના પગલે પોતાના કદમ માંડવાના હતા. ક્યાં સુધી બંને મૂગા મૂગા ચાલતા રહ્યા, પણ એણે ઈસૂને કહેવા માંડયું કે મેં કેટલા વરસ એમના ઘરે રસોઇ કરી. ઘર સાફ કર્યાં, એમના બાળકોને સાચવ્યાં. એમણે દયાળુ નજરે ડોસી સામે જોયું, પણ કંઈ જ બોલ્યા નહીં, પછી એ નારાજીથી બોલી કે હું મનમાં ને મનમાં તમારું ભજન ગાતી હતી ત્યાં એમણે મને ઊંચકીને બહાર ફેંકી દીધી. મારા જેવી ઘરડી ગાયને ! પણ તેમણે તો એની સામે જોઈને સ્મિત કર્યું. ડોસી બહુ રાહત અનુભવવા લાગી. ઈસૂની સાથે રસ્તા પર ઘૂમતા એ એટલી બધી ખુશ હતી કે જ્યારે એ રસ્તાની કોરે રહેતા, મોસમોની મારથી બિસ્માર થયેલા એના મકાન પાસેથી પસાર થયા ત્યારે એણે એ તરફ ધ્યાન આપ્યું નહીં.

એક વાર ફરી એણે મૌન તોડયું. ઈસૂને એ બતાવવા માટે કે તમે આવ્યા તેથી હું કેટલી ખુશ છું, અને હું ઘરની ભીંતે ટાંગેલા તમારા ચિત્રને વારંવાર કેવી રીતે જોતી હતી. એ ઇચ્છતી હતી કે મેં ઈસૂની તસ્વીર ચોરી લીધી હતી એની જાણ એમને ન થાય. મેં તો કલ્પયું યે નહોતું કે આમ સાક્ષાત તમારાં દર્શન થશે.

ઈસુએ મોહક સ્મિત કર્યું અને બંને આગળ ચાલવા લાગ્યા, એને ખબર નહોતી કે અમે કયાં જઈએ છીએ. એને માત્ર એટલો જ ખ્યાલ હતો કે અમે કોઈ શાનદાર જગ્યાએ જઈએ છીએ. એના પગ નીચેની જમીન વાદળાં જેવી નરમ થઈ ગઈ. એને લાગ્યું કે હું થાકયા વિના, હમેશાં ચાલી શકીશ. એ પોતાને ગમતું જૂનું ભજન ગાવા લાગી, પણ તે વિચારમગ્ન લાગતા ઈસુને ખીજવવા માગતી નહોતી. તેઓ ચાલતાં ચાલતાં વૃક્ષો ઉપર ફેલાયેલા આકાશને જોતા. બરફાળ

આપ્યો અને ડોસીને બારણાની બહાર ફેંકી દીધી, ઠંડા ભૂરા આકાશ નીચે. એટલું થઈ ગયા પછી સ્ત્રી પોતાના સુડોળ હાથોમાં પોતાની પાતળી કમરોને સમેટી બેસી ગઈ. ઈશ્વરના નિષ્પક્ષ આશ્વાસન અને સુખદ ગરમાટામાં લપેટાયેલાં એ બધાં પ્રાર્થના અને ભજનોમાં ડૂબી ગયાં.

ડોસી સ્તબ્ધ જેવી દેવળના પગથિયે ઊભી હતી, એ મનોમન ગાતી હતી, તેમાં એ લોકોએ અવરોધ નાખ્યો હતો, એ તરત ફરી ગાવા લાગી, હા આ વખતે ગતિ મંદ અને સ્વર ઉદાસ હતો. અચાનક એણે લાંબી, સુરમાઈ લાંબી સડક પર નજર નાખી અને કંઈક આકર્ષક અને સરસ દૃશ્ય એણે જોયું. એ બોખા મોઢે હસી અને ખુશીથી કૂદતી તાળી પાડવા લાગી. એ તરત સમજી ગઈ કે પોતે શા માટે આટલી બધી ખુશ હતી રસ્તા પર દૃઢ પગલે ઈસુ ધીરે ધીરે ચાલ્યા આવતા હતા. એમણે લાંબો ઝભ્ભો પહેર્યો હતો, તેના ગળા નીચેના ભાગે જરી હતી, એમણે ચમકતો દુશાલો ઓઢ્યો હતો. એમના જમણા ખભે કામળો નાખેલો હતો પગમાં પગરખાં હતાં, એમના લાંબા ભૂરા શિરકેશ એક બાજુ વાળેલા હતા એમની ભૂરી આંખોની આસપાસ કરચળી હતી– જાણે તેઓ બહુ પ્રસન્ન હોય કે પછી તડકા સામે જોવાથી એમ બન્યું હોય એ તો ગમે ત્યાં ઓળખાય એવા, એમના ચહેરે ઉદાસીનતાભરી ખુશી ચમકતી હતી. તેઓ દૃઢ પગલે સાગર પર ચાલતા હોય તેમ ચાલ્યા આવતા હતા, બસ, એમના હાથોમાં માત્ર ઘેટાનું બચ્ચું જ નહોતું, નહિતર ઘરમાં એમની છબિ છે એવા આબેહૂબ એ હતા બિછાના પાછળ ઉપર ટાંગી છે એ છબિ જેવા જ. એ છબિ એણે એક ગોરી સ્ત્રી (એને ત્યાં એ ઘરકામ કરતી હતી) ના બાયબલમાં કાઢી લીધી હતી. કેટલાં યે વરસોથી એ છબિ એ જોતી આવી છે, પણ એમને નજરો–નજર જોવાની એણે આશા રાખી નહોતી. એ નજર ઝીણી કરીને એ નક્કી કરવા મથી કે એમના હાથમાં ખરેખર ઘેટાનું બચ્ચું નથી જ. હર્ષાતિરેકમાં એ પોતાનો હાથ હલાવવા લાગી. ઈશુ એને જુએ

એ માટે, તેઓ સામે તો જોતા હતા પણ વચવચમાં આકાશ સામે પણ જોતા હતા.

એમની પાસે જઈને એમણે માત્ર એટલું જ કહ્યું, 'પાછળ આવ.' અને એ ઢળતી ચાલતી એમની પાછળ થઈ. એને ઈસુના પગલે પોતાના કદમ માંડવાના હતા. ક્યાં સુધી બંને મૂગા મૂગા ચાલતા રહ્યા, પણ એણે ઈસૂને કહેવા માંડયું કે મેં કેટલા વરસ એમના ઘરે રસોઈ કરી. ઘર સાફ કર્યાં, એમના બાળકોને સાચવ્યાં. એમણે દયાળુ નજરે ડોસી સામે જોયું, પણ કંઈ જ બોલ્યા નહીં, પછી એ નારાજીથી બોલી કે હું મનમાં ને મનમાં તમારું ભજન ગાતી હતી ત્યાં એમણે મને ખેંચીને બહાર ફેંકી દીધી. મારા જેવી ઘરડી ગાયને! પણ તેમણે તો એની સામે જોઈને સ્મિત કર્યું. ડોસી બહુ રાહત અનુભવવા લાગી. ઈસૂની સાથે રસ્તા પર ઘૂમતા એ એટલી બધી ખુશ હતી કે જ્યારે એ રસ્તાની કોરે રહેતા, મોસમોની મારથી ખિસ્માર થયેલા એના મકાન પાસેથી પસાર થયા ત્યારે એણે એ તરફ ધ્યાન આપ્યું નહીં.

એક વાર ફરી એણે મૌન તોડયું. ઈસૂને એ બતાવવા માટે કે તમે આવ્યા તેથી હું કેટલી ખુશ છું, અને હું ઘરની ભીંતે ટાંગેલા તમારા ચિત્રને વારંવાર કેવી રીતે જોતી હતી. એ ઈચ્છતી હતી કે મેં ઈસૂની તસ્વીર ચોરી લીધી હતી એની જાણ એમને ન થાય, મેં તો કલ્પયું યે નહોતું કે આમ સાક્ષાત તમારાં દર્શન થશે.

ઈસુએ મોહક સ્મિત કર્યું અને બંને આગળ ચાલવા લાગ્યા, એને ખબર નહોતી કે અમે ક્યાં જઈએ છીએ. એને માત્ર એટલો જ ખ્યાલ હતો કે અમે કોઈ શાનદાર જગ્યાએ જઈએ છીએ. એના પગ નીચેની જમીન વાદળાં જેવી નરમ થઈ ગઈ. એને લાગ્યું કે હું થાકયા વિના, હમેશાં ચાલી શકીશ. એ પોતાને ગમતું જૂનું ભજન ગાવા લાગી, પણ તે વિચારમગ્ન લાગતા ઈસુને ખીજવવા માગતી નહોતી. તેઓ ચાલતાં ચાલતાં વૃક્ષો ઉપર ફેલાયેલા આકાશને જોતા. બરફાળ

ઠંડી હવાથી સુકાઈને તરડાયેલી ચામડીવાળા ચહેરા પર ફરકતું સ્મિત સ્વચ્છ જળરાશિ પર ઊઠતા તરંગ જેવું હતું, તેઓ અટક્યા વિના ચાલતા રહ્યા.

ચર્ચમાં ભેગા થયેલા લોકોને ડોસીનું શું થયું એની ખબર ન પડી, એમણે કદી એનો ઉલ્લેખ ન કર્યો, એમાંના ઘણા ખરાએ પછીથી સાંભળ્યું કે પેલી કાળી ડોસી રસ્તે ચાલતાં ચાલતાં મરી ગઈ, એણે ચાલી ચાલીને જીવ કાઢ્યો એ ઘણું મુર્ખાઈભર્યું કહેવાય. રસ્તાની બાજુએ રહેતાં કેટલાંક કાળાંઓનાં કુટુંબીઓએ કહ્યું કે, અમે એ ડોસીને રસ્તથી જતી જોઈ હતી, ક્યારેક ક્યારેક એ ધીમે ધીમે બબડતી, વળી ગાતી અને માત્ર હાથ હલાવતી હતી. વળી વચવચમાં આકાશની સામે જોઈને હાથ હલાવતી હતી. એમણે કહ્યું કે એ એકલી હતી. એમાંના કોઈકે વિચારવાની કોશિશ પણ કરી કે એ ક્યાં જવા માટે આટલી ઉતાવળા અધીરી હતી કે એટલી ઝડપી ચાલે જતી હતી કે એનો જીવ ચાલ્યો ગયો. એમણે ધારણા બાંધી કે નદીપાર કેટલાક માઈલ દૂર એનાં સગાં રહેતાં હતાં, જો કે સાચી વાત તો કોઈ જાણતું નહોતું. □

## સાભાર સ્વીકાર

ક, ખ ક ગ : ગઝલસંગ્રહ : હેમેન શાહ, પ્ર. ગુજરાત સાહિત્ય અકાદમી, દફ્તર ભંડાર ભવન, સેક્ટર–૧૭, ગાંધીનગર–૧૭, મૂલ્ય ૨૦ રૂપિયા.

લઘુચાળીસી : લઘુકથાઓ : સૂર્યકાન્ત સંઘવી, પ્ર. પોતે રજત, સુભાષનગર, રેસકોર્સ પાછળ, રાજકોટ–૩૬૦૦૦૧, મૂલ્ય ૧૫ રૂપિયા.

અક્ષરનાં પીંછાં : કાવ્યસંગ્રહ : ઓચ્છવલાલ શાહ 'પારસ', વિક્રેતા સુમન પ્રકાશન, ૮૬, ડામર ગલી, મુંબઈ – ૪૦૦૦૦૯, મૂલ્ય ૧૨ રૂપિયા.

## મનુ ચીઢાઈ ગયો / કાર્તિક સંજાણકર

મનુને પુનરુજ્જીવનની પરંપરા વિશે ચીઢ ચઢી, કંટાળો આવ્યો. કશી મૂંઝવણ ન હોવાથી જ એને ભારે અકળામણ થઈ. એણે ટાઇમટેબલ સામે જોયું. ઘડિયાળ સામે જોયું, ડાયરીનું આજનું પાનું જોયું— ઘણું બધું કરવાનું હતું પણ સ્વયં કંઈ જ કરવાનું નહોતું. બધું જ તૈયાર હતું.

સરળતા અને સગવડ કેવાં જીવનવિરોધી છે એનો મનુને પ્રથમ વાર જ ખ્યાલ આવ્યો. માણસ એક વિચાર કરનારું પ્રાણી છે—એવા પ્રતિપાદન તરફ ધ્યાન જતાં એ હસ્યો. આ પ્રથમવાર વિચાર કર્યો અને અકળાઈ જાઉં છું. આદિમાનવના સમયમાં જન્મ્યો હોત તો મારે શું શું કરવાનું છે એનો વિચાર કરવાનો હોત—એમાં જરૂરિયાત ઇચ્છા બની હોત એ ખરું, પણ તે મારી હોત અને કેટલી ઓછી ઇચ્છા ! થોડું યે હોય તે સાંજ પહેલાં પતી જવું જોઇએ એવી અનિવાર્યતા ખરી, પણ પોતે તાપણું તો કરી શકે અને તાપણાના નાચતા ભડકા અને એના પડછાયા જોવાના હોત ... ઠીક છે, પણ નહીં કરવાની સ્વતંત્રતા પણ હોત— મનુને વિચાર આવ્યો, 'આજે તબિયત ઠીક નથી આવી નહીં શકાય' એવી ચિટ્ઠી તો મોકલવાની નહોતી ! રજા અને માંદગીને સંબંધ હોય—એવો કોઈ સ્મૃતિબોજ તો નહીં જ ને...

'જવાના હો તો જમી લો !' એવા અવાજો એ સાંભળી ચૂક્યો હતો.

'સાંજે પાછા ફરતી વખતે હોસ્પિટલે જતા આવજો—વેવાઈનું માણસ છે, નહીં જાવ તો ખોટું લાગશે' એવો નિર્દેશ મનુને મળી ચૂક્યો હતો.

'બધું જ બહારથી આવે છે, આપણા અંતરમાંથી નહીં—' મનુને લાગ્યું, 'અને દિમાગ તો લગભગ સાર્વજનિક થઈ ગયું છે, એટલે કે એ સર્વ સામાન્ય રૂઢિને અનુસરે છે, તે તો અગાઉથી નક્કી થઈ ગયેલું હોય છે.' મનુને, પરંપરા માણસની સ્વતંત્ર વિચારણા અને ઇચ્છાશક્તિને તક જ નથી આપતી, એનો આછો ગુસ્સો આવ્યો, 'રક્ષ સમાજ, તું પરંપરા!' એવી પેરેડી— પંક્તિ એને સહજ મલકાવી ગઈ. મને ઑફિસ જતાં પહેલાં જ ભૂખ લાગે છે! જઠરાગ્નિ કેવો કહ્યાગરો છે! ભૂખની ઇચ્છા અનુભવવાની રહી જ નથી, એ જાગી જ હોય એમ માનીને બસ જમી લેવાનું અને કોઇ કન્યા પાણીનું બેડું લઈને આડી ન ઊતરે, તોયે શુકન થઈ જ ગયા છે એમ સ્વીકારીને સંચરવાનું! ચાવીના રમકડાની ચાવી પૂરી થતાં અટકી જાય પણ માણસમાં કોઈ એવી બેટરી બેસાડેલી છે કે તે બસ કશા વિચાર વિના નિયમસર ચાલ્યા જ કરે! માણસ ચાવીવાળાં રમકડાં કરતાં ચઢિયાતો છે– એવી પ્રતીતિએ કેવુંક ગૌરવ અનુભવવું, એ વિચારવું પડશે!' મનુએ આછું બગાસું ખાધું. એને ખ્યાલ આવ્યો કે હવે તો ચિંતાનું પણ સાધારણીકરણ થઈ ગયું છે. એમાં પણ અંગતતા રહી હોય એવું લાગતું નથી. હોટલના ચાના ટેબલ પર મિત્રોની વાતોના વિષય એને યાદ આવ્યા અને એણે આશ્ચર્ય સાથે અનુભવ્યું કે પર્યાવરણ, ટ્રાફિક, ભીડ, અકસ્માત, મોંઘવારી, પગારધોરણમાં થવો જોઈતો સુધારો, ક્રિકેટ, ટેનિસ, ફિલ્મ, ટી. વી.ની કોઇ સીરયલ....પંચમહાભૂતમાં બધું આવી જાય એમ પાંચ પ્રશ્નોની વિચારણામાં 'જીવનવિચાર' આવી જાય અને એ બધા વિશેના મતો અભિપ્રાય વળી પહેલેથી જ તૈયાર હોય! મગજને કશી જ તકલીફ આપવાની નહીં! શહેરમાં કોઈ ખૂન કે ચોરીની, કહેવાતી મોટી ઘટના બને તો તત્પૂરતો ચેઈન્જ આવે, તે યે એવા પ્રસંગે અગાઉ બોલેલા તે જ હોય અને ચિંતાનું સભ્ય સ્તર પણ પહેલાં જેવું જ ગંભીર છતાં અગંભીર! મનુને કંટાળા જેવું હસવું આવ્યું. એ ઊઠ્યો,

એક આંટા માર્યા, બહાર જોયું—બસ અનાયાસ એક ટેવ પ્રમાણે બહાર નજર જાય છે, એમાં પણ સ્વેચ્છા કે સ્વયંપ્રેરણા જેવું ક્યાં રહ્યું છે!

એમ તો બાળકો દરિયાકાંઠે જાય છે ત્યારે રેતી જોતાં જ કિલ્લો બનાવવા માંડે, રેતીમાં પગ નાંખી તેના પર રેતીનો થર ચઢાવે — એ પણ પરંપરા નથી? છે, છતાં પેલો કિલ્લો ભાંગી નાખવાની જે સ્વતંત્રતા છે અને કિલ્લા પર વાવટો ફરકાવી તેની ચોકી કરવાને બદલે એમ જ એને છોડી જવાની સ્વતંત્રતા છે એમાં ટેવનો બોજ તો નથી...મોજાં પણ શું પરંપરાનું જ અનુસરણ કરતાં નથી? એ પણ શું દોડે છે કે ધકેલાય છે? પણ કોણ જાણે એનું એકધારાપણું અનાહત, અનહદ નાદ જેવું લાગે છે. આ મદોન્મત્ત સાગરમાં પણ ઓટ આવે છે, ઓસરતા એને ક્ષોભ થતો નથી.

મનુને પાસેના જગદીશ કાકા સાંભર્યા. હવે એ નિવૃત્ત થયા છે, મુક્ત થયા છે પણ અફીણનો બંધાણી અફીણથી મુક્તિ મેળવ્યા પછી મરણતોલ થઈ જાય એવી એમની હાલત છે આજ સુધીની જિંદગીમાં વિચાર કરવાની સ્વતંત્રતા ભોગવી જ નથી, આંકેલા માર્ગે આગગાડીની જેમ ચાલ્યા છે, પાછા ફર્યા છે, એન્જિનની પેઠે હાંફ્યા, 'હુસ્સ' કરતાં ખુરશીમાં બેઠા છે હવે સ્વતંત્રપણે જીવવાની તક મળી છે, પણ ચાળીસ ચાળીસ વર્ષ ટાઇમ ટેબલે એમને ચલાવ્યા ને ઉંધાડયા... હવે અજાણ્યા પગરખે પગ માંડતાં આંટણ પડશે એવો એમને ભય છે. પેલી લોખંડના પગરખાં પહેરનારી ચીની છોકરી તો પગના પંજાને જ મર્યાદિત, અવિકસિતનું સૌન્દર્ય એમના વડવાઓએ જોયું હતું! એણે તો સ્વતંત્રપણે જોવાનું હતું જ ક્યાં! માણસ વિચાર ન કરી શકે એ માટે તો પરંપરા હોય છે! એ ચીની છોકરીના પગેથી તો લોખંડી બૂટ ગયા પણ આપણા સમગ્ર અસ્તિત્વ પર લોખંડી કવર ચઢી ગયું છે, અવિકસિતનું સૌન્દર્ય પગના પંજાથી તે માથા સુધી નિખરી રહ્યું છે! વાડની અંદર છે તે હું છું, બહાર શું છે

એનો વિચાર હું શા માટે કરું ? કારણ કે એવી પરંપરા જ નથી ! આ એની વૈચારિક રાહત છે !

એમ તો નહોતું કે મનુએ ગઈકાલે કોઈ ક્રાન્તિ વિશેનું પુસ્તક વાંચ્યું હતું. વાસ્તવમાં ક્રાન્તિનો પણ એક સ્થૂળ આલેખ, ક્રાન્તિ શા માટે અને એમાં શું શું થાય — એ બધું પણ એવું જડરૂપે નક્કી થઈ ગયેલું છે કે આર્થોડોક્સ જેટલો જ એડવાન્સ માણસ પણ મનુને નિરસ ચીલાચાલુ યાંત્રિક લાગે છે.

કોઈ કોઈવાર કશું જ ન કરવાની અલસતા આવે છે, પછી મનના અગોચર ખૂણેથી કોઈ કેદ થઈ ગયેલી ઈચ્છા ધીરેથી બહાર આવે છે — અને એની વહુ કહે છે તેમ, આવા ગાંડા વિચારો એને આવે છે.

જગદીશ કાકાએ કોઈની સાથે લાકડી લઈને દરિયાકાંઠે જવાનો પ્રયોગ કરી જોયો, પણ ત્યાં આખો સમય એમણે ધોતિયાના ઊડતો છેડો સાચવ્યા કર્યો. ઠંડી રેતી એમને કનડતી રહી, માથા પર ટોપીને બેસાડ્યા કરી, કોટનાં બટન ભીડેલાં છે કે કેમ તેની વારંવાર તપાસ કરી. પાસે લાકડી હોવા છતાં તેનાથી ભીની રેતીમાં કાંઈ આકૃતિ તો શું, આડી અવળી રેખા પણ ન દોરી. બને એટલાં વહેલા ત્યાંથી પાછા ફર્યા. ટેવ સંરક્ષણ આપે છે, તો ટેવ બહારનું જગત આપણને માટે જોખમકારક પણ બનાવી મૂકે છે... 'ફાવતુ નથી' આ બે શબ્દના બદલામાં માણસ પોતાની તમામ સ્વતંત્રતા, નવા અનુભવો જતા કરે છે...

રસોડેથી જમવા ચાલો એવું ફરી, સોસરું આમંત્રણ આવ્યું. ત્યારે મનુએ કહ્યું કે કચુંબરમાં કાકડી, ચીભડાં, ડુંગળીના દડા, મીઠું, મરીનો ભૂકો, કોથમીર એક તાસકમાં આપી જા, ના, છરી ચપ્પુ ન લાવતી, બધું— ડુંગળીનો દડો પણ દાંતે કરડીને ખાઈશ, કુદરતી સ્વાદ તો આવે, ન આવે, પણ વિચિત્ર સુંદર તો અપરંપરાને કારણે હું અનુભવીશ. ◻

## માણસને હાજર કરો ! / અલગારી

કેટલાક લોકો પોતાને વિશે કોઈ વાત થતી હોય ત્યારે એકાએક પોતામાં હાજર થઈ જાય છે ! બધા બેઠા છે ને ભાઈ બેઠા છે, પણ એવા અન્યમનસ્ક કે સાવ જ ગેરહાજર લાગે ! એમનું નામ દઈએ તો હા, હં – કહેવા જેટલા ઘડીચપકો હાજર થઈને પાછી એ જ ગેરહાજરી ! કહી કે ક્યાં છો ? તો કહે, તમે તમારે બોલોને, હું બરાબર સાંભળું છું, એવા લોકો પરમહંસ હશે એવી શંકા અને ભય પણ ઊપજે. આપણે પરમહંસના મિત્ર છીએ એવા ગૌરવથી ચાંપલો થનગન થનગન તો થાય, પણ પછી આપણે પોતે રહ્યા નર્યા માણસ એટલે અજંપો થાય કે આ નજીકના માણસ પણ કેટલા દૂર છે, જોજનોના જોજન દૂર !

એવા લોક એકલા બેઠા હોય ત્યારે પોતામાં હોય અને ટોળામાં કે મંડળીમાં–માત્ર શરીરે હાજર હોય ! ધ્યાન ધારણામાં પહોંચી જાય ! એવે વખતે એમને પોતામાં હાજર કરવા માટે વાતમાં એમને સીધા સંડોવીએ તો યે છટકી જાય પ્રશંસા કરીએ ત્યારે અર્ધા હાજર હોય છતાં પૂરા ગેરહાજર હોય એવો દેખાવ કરે ત્યારે એવા ધ્યાનપુરુષ કે પરમહંસને પૂરેપૂરા હાજર કરવા માટે એમની જ હાજરીમાં એમની ટીકા કરવાનો આપદ્ધર્મ પાળવો પડે. કેમ, કેવા હાજર થઈ ગયા–એવો વિજયગર્વ અનુભવવો એ પણ એક લહાવો હોય છે. અરે કંઈ નહીં તો મને શું પૂછો છો, આ બેઠાં છે, એમને જ પૂછો ! એમ કહીએ કે પરમહંસ પોતાના ખોળિયામાં હાજર થઈ જાય !

કેટલાક માણસો સમાજવાદી હોવા સાથે વ્યક્તિવાદી હોય છે. ટોળું એમને એકલા પાડી નાખે તે પહેલાં પોતે જ ટોળામાં એકલા પડી જાય છે ! પાણીમાં તેલી પદાર્થ પડીને પણ અલિપ્ત રહે એવા એ માણસ ! એવા વ્યક્તિવાદીને જોયા પછી ઈશ્વરને પ્રાર્થના કરવાનું મન થાય છે ! હે ઈશ્વર, તું આ માણસને કોઈ એવો ખજાનો આપી

થવાનો સંભવ નથી. પુરુષ સ્વભાવે મીંઢો નહીં, તો યે પોતાની પ્રાપ્તિને પોતે જ માણ્યા કરવા જેટલો રસિક સ્વાર્થી હોવાનું લાગે છે.

ઊંઘ આવતી હોય, બધાંની હાજરીમાં ત્યારે આંખે પાણી છાંટવું કે સૌની વિદાય લઈને શયનખંડમાં છટકી જવું એવી રસિક મૂંઝવણના પ્રસંગો આવે છે. ખુલ્લી આંખે ઘણા બધા વચ્ચે ગેરહાજર રહી શકાય છે, એવી સિદ્ધિ ઘણાને વરેલી હોય છે, પરંતુ મીંચાતી આંખ બધા જુએ એમ ગેરહાજર થઈ જા—એવી બળજબરી કરે ત્યારે મીઠી મૂંઝવણ થાય – એમની એ મૂંઝવણ દૂર કરવા વિનાકારણ પણ વાતમાં એમનું નામ ઉચ્ચારીને એમને જાગતા રાખવા, બલકે તેમના શરીરમાં હાજર કરવાનો કીમિયો અજમાવવામાં કીમિયાગરને પણ આનંદ આવે!

'માણસને માણસમાં હાજર કરો' એવી ઝુંબેશ યુગોથી સુધારકો, ક્રાન્તિકારીઓ અને વિચારકોએ ચલાવ્યે રાખી છે. એમણે પોતે એ માટે કેટલાયે માર્ગો ચીંધ્યા છે તેમ ચાલી બતાવ્યા છે છતાં આજે પણ માણસને, માણસમાં લાવવાના પ્રયત્નો ચાલુ જ છે! કોઈ એમ નથી કહેતું કે, 'અલ્યા, તું ક્યાં ગુમ થઈ ગયો છે?' સીધેસીધું કોઇ એમ કહેતું નથી. સામે શ્રોતાઓ હોય તો શ્રોતાઓ સિવાયના કોઈ માણસમાંથી માણસ ગુમ થઈ ગયો હોય એવી રીતે બોલે છે! એવા વક્તાને એવો વહેમ પણ હોય કે આ શ્રોતાઓને એમના પોતે વિશે સાંભળવામાં કશો રસ નથી, કોઈ ત્રાહિત માણસની વાત કરીશ તો બધા તે રસપૂર્વક સાંભળશે! આથી તેઓ જાણીતા ગેરહાજર માણસની વાત કોઈ અજાણ્યા વિશે બોલતા હોય એવી રીતે કરે છે! માણસને, માણસમાં હાજર કરવાની ઝુંબેશ યુગોથી ચાલતી આવે છે, પણ માણસ એવો તો પરમહંસ છે કે તે હાજર રહીને ગુમ થઈ જાય છે! કેટલાક લોકો વામાચારી હોય છે—એમને મંત્રમાં નહીં, તંત્રમાં વિશ્વાસ હોય છે, લાંબા માર્ગમાં નહીં, શોર્ટકટમાં શ્રદ્ધા હોય

છે. પ્રેમથી બોલાવીશું તો હાજરી તો પુરાવશે પણ કળા કરીને છટકી જશે. પણ પ્રગટપણે પરાયા રૂપે પણ વાસ્તવમાં પોતીકા રૂપે એના પર કોઈ આરોપ મૂકો એટલે 'તમે શું કહ્યું ?' એમ કહેતો કલ્પનામાં લાખો જોજન દૂર ચાલ્યો ગયો હશે તો યે હાજર થઈ જશે. 'મારી ચીજ તને મળી ?' પૂછીશું તો 'ના, હું નથી જાણતો' કહીને અન્યમનસ્ક થઈ જશે, પણ 'અલ્યા, તેં કોને પૂછીને મારી ચીજ લીધી ?' એવો મીઠો આરોપ મૂકીશું તો એ સૂતો હશે તો યે સફાળો બેઠો થઈને, 'શું કહ્યું તમે ?' કહેતો પોતામાં પૂરેપૂરો હાજર થઈને આપણી સન્મુખ આવી જશે !

માણસ હાજર હોય ત્યારે તે ખરેખર હાજર છે એવી અનુભૂતિ આપણને થવી જોઈએ, તે ગેરહાજર રહેતો હોય તો એને અને આપણને, બંનેના સંબંધને વાંધો ન આવે એ રીતે એને પોતામાં હાજર રાખવાના કીમિયા કરવા જોઈએ ! એ હાજર હોય છતાં ગેરહાજર પણ હોય તે કેમ ચાલે ? એમ તો તે ભલે માને કે હું કેવો પરમહંસ છું, છતાં એને જાણ નહીં હોય તેમ એ હિજરાતો હશે અને આપણે ય એકલા પડયાના શોકે હિજરાતા જ હોઈએ ! કોઈવાર એને પાસે આણવા ઠપકો આપવો પડે, નિર્દોષ આરોપો મૂકવાની યુક્તિ અજમાવવી પડે તો તે ય અજમાવીએ – પણ માણસને હાજર તો કરવો જ રહ્યો ! એ હાજર ન થાય તો એને વહાલ પણ શી રીતે કરવાના ? તો કોઈ વાર મીઠું મેણું યે એને મારીએ. આપણી કોઈ ચીજ, બને તો હેતુ જ એની પાસે એની જાણ વિના મૂકી આવીએ એટલે એ 'અરે આ અહીં ક્યાંથી ! મેં તો કંઈ તફડાવ્યું નથી, ચોરી કરી નથી !' એવો એકરાર કરવા એ દોડતો આપણી પાસે આવે ! માણસને તેનામાં હાજર કરવા માટે કંઈક તો કરવું જ પડશે ! નહિતર તે અને આપણે એકલા એકલા હિજરાઈ મરીશું ! □

## ઍસ્થેટિક ઍટીટ્યુટ–૨ / વિજય શાસ્ત્રી

ધ્યાન તો જગતના કોઈ પણ પદાર્થ ઉપર અપાતું હોય છે, પણ સૌંદર્યલક્ષી અભિગમમાં 'ધ્યાન'ની વ્યાખ્યા વિશિષ્ટ રૂપ ધારણ કરે છે. કેટલાક એમ કહે છે સૌન્દર્યલક્ષી દર્શનમાં દૃષ્ટાની આંખો, ગાયની આંખો જેવી નિષ્પલક હોય છે. બીજા કેટલાંકનું વળી એમ કહેવું છે કે સૌન્દર્યલક્ષી દર્શનમાં આપણે કલાની કૃતિ સામે આપણી જાતને ધરી દઈએ છીએ અને દઈને તેમ જ રંગોનાં મોજાંઓમાં તણાઈ જ્યાને તત્પર રહીએ છીએ.

પણ આમ કહેવું તે અનુભવની હકીકતોને વિકૃત કરવા બરાબર છે આ ખરેખર તો સૌન્દર્યલક્ષી અનુભવ કરતી વખતે કલાકૃતિનું મૂલ્ય આપણા અનુભવમાં સંપૂર્ણપણે જીવન્ત થઈ વ્યાપી વળે છે. પણ ધ્યાન વધતી ઓછી માત્રા ધરાવતી વસ્તુ છે. ઉપરાન્ત સૌન્દર્યલક્ષી અનુભવમાં ધ્યાનની પ્રક્રિયા કશીક પ્રવૃત્તિને સાથે લઈને આવતી હોય છે. એ પ્રવૃત્તિ, કથીક ધ્યેયને પાર પાડવા માગતી વ્યવહારપ્રવૃત્તિ જેવી નથી હોતી પણ જેરોમ સ્ટેલનિટ્ઝ તેને disinterested perception કહીને ઓળખાવે છે. તે જોતાં વ્યવહાર પ્રયોજનનો અભાવ ધરાવતી પ્રવૃત્તિ હોય છે. સૌંદર્યલક્ષી ધ્યાનમાં તો To saxor fuly the clistinctive Value of the object, we must be attentive to its frepuently complex and subtle details.' કૃતિની વિશિષ્ટ મૂલ્યવત્તાને પામવા કૃતિની સૂક્ષ્મ અને સંકુલ વિગતો પ્રત્યે લક્ષ હોવું ઘટે.

જરૂરી છે. અને આવા લક્ષને જેરોમસ્ટોલનિટ્ઝ 'વિવેકપૂર્ણ લક્ષ' કહીને ઓળખાવે છે. કૃતિના વિવિધ ઘટકોનો પરસ્પર સાથેનો સહયોગ અને સંવાદ ક્યાં અને કેવી રીતે થાય છે, વિવેચનની જરૂર અહીં પડે છે. વિવેચક કૃતિના ઘટકોના પારસ્પરિક સંવાદની ખૂબીઓ ધ્યાનપૂર્વક વિવેકપૂર્વક શોધી શકતો હોય છે અને તેથી જ્યારે આપણે તે વાંચીએ છીએ ત્યારે આપણો અનુભવ વધુ સમૃદ્ધ બને છે.

એક વાત આ પરથી એટલી ફલિત થાય છે કે કોઈપણ પદાર્થમાં સૌન્દર્યલક્ષી અનુભવ કરાવવાની ક્ષમતા રહેલી હોય છે. જ્યારે કોઈપણ પદાર્થને તેને પોતાને ખાતર અને વ્યવહારુ પ્રયોજનો વગર જોઈએ ત્યારે તે પદાર્થનું સૌન્દર્યલક્ષી આકલન થયેલું ગણાય.

જેરોમ સ્ટોલનિટ્ઝે બીજો એક મુદ્દો એ ઉપસ્થિત કર્યો છે કે પદાર્થો બે પ્રકારના હોઈ શકે. મૂળભૂત રીતે જ સુન્દર, આકર્ષક અને જોતાં વ્હેંત જ સુન્દરતાનો અનુભવ કરાવે એવાં. અને બીજી તરફ અસુન્દર અનાકર્ષક અને સૌન્દર્યનો અભાવ ધરાવતા. હવે સૌન્દર્યલક્ષી અભિગમમાં તેમના મતે bradeninig of vision થતું આવ્યું છે. એટલું જ નહિ 'The whole history of taste shows how the boundries of aesthetic exloerince have been pushed back and have come to include a tremendous variety of things" પૃ. ૩૯) રુચિના ઈતિહાસમાં અનેક પ્રકારની વસ્તુઓનો સમાવેશ થવા માંડ્યો છે, છેલ્લાં દોઢસો વર્ષોના કલાના ઈતિહાસને તપાસતાં જણાશે કે સામાન્ય રીતે જેને અનએસ્થેટિક કહીએ, dull કહીએ, સાધારણ કહીએ અને ugly કે Grotesque કહીએ એવી ઘટનાઓ અને પદાર્થોનો કલામાં સમાવેશ થવા માંડ્યો છે. જેમ કે ઓગણીસમી સદીના આરમ્ભે કવિ વર્ડ્ઝવર્થે પ્રાકૃત જીવનને વિષય બનાવીને રચનાઓ કરી. કલાકાર વાન ગોધે 'યલો ચૅર' નું ચિત્ર દોર્યું હતું. (સ્ટોલનિટ્ઝના પુસ્તકમાં તેની પ્લેટ આપી છે.) શયનખંડમાંના કચરા જેવા રાચરચીલાનાં ચિત્રો

દોર્યાં છે. ચિત્રકાર બેન શેહને /Ben Shahn/ હાથદડો રમતા મહોલ્લાનાં બાળોનું ચિત્ર દોર્યું છે, (આની પણ પ્લેટ આપી છે) અલબત્ત કળાકારે તેમાં કલ્પના અને સંવેદનાનો વિનિયોગ કર્યો જ છે, પરિણામે કલાની કૃતિ તરીકે તેમાં તાદૃશતા અને ઉદ્દીપક તરીકેની શક્તિ અનુભવાય છે. કહેવાનો મુદ્દો એ કે સૌન્દર્યલક્ષી અભિગમમાં પદાર્થોનું વૈવિધ્ય કેટલું છે તે અહીં સમજાય છે. આવા પદાર્થોના કલાક્ષેત્રમાં થતા સમાવેશથી બિનકલાકારની રુચિને બદલે છે, વિસ્તારે છે. સામાન્ય માનવી અનેક જુદા જુદા પદાર્થો અને ઘટનાઓ પરત્વે નવેસરથી સંવેદનપટુ થતો આવે છે, તેના Blind spots ધીમે ધીમે અવન્ધ્ય થતા આવે છે. E. M. Bartlett પોતાના પુસ્તક 'Types of Aesthetic Judg ment' નોંધે છે કે અસુન્દર પદાર્થોને સુન્દર તરીકે ભલે હું જોઈ ન શકું પણ સૌન્દર્યનિષ્ઠ અભિગમથી તો જોઈ જ શકું છું. I can see the ugly aesthetically but I cannot see it as beautiful.' આ પરથી તારણ એ નીકળે છે કે કોઈ ચહેરો, કોઈ ઇમારત, કોઈ દૃશ્ય ભલે પરમપરાગત દૃષ્ટિએ 'સુન્દર' કે 'આકર્ષક' ન ગણાતું હોય, તો પણ સૌન્દર્યનિષ્ઠ રસ ઉત્પન્ન કરી શકે છે. આ ચર્ચા એક બીજા મુદ્દા તરફ પણ પ્રકાશ પાડે છે કે ગાંધીયુગમાં આપણે ત્યાં ચૂસાયેલો ગોટલો, તૂટેલા ચંપલ, બાજરુની માખી વગેરે અસુન્દર અને કુત્સિત પદાર્થોને કવિતાના વિષયો બનાવાયા હતા, તેની સામે ઉપર નોંધેલા ચર્ચાના અનુસન્ધાનમાં કોઈ વાંધો લઈ શકાય નહીં. પણ પ્રશ્ન બીજો છે કે જે કલ્પનાશક્તિ અને તાદૃશતા ભાવકમાં સૌન્દર્યનિષ્ઠ અભિગમ જન્માવવા માટે જરૂરી છે તે એ કૃતિઓ ધરાવતી હતી ખરી? માત્ર વિષયોની તુચ્છતા જ સૌન્દર્યલક્ષી અભિગમને પોષક નથી બનતી, પણ એ કુત્સિતને કલાનું રૂપ આપી શકે એવી સર્જકતા એમાં પ્રગટી છે ખરી?

(જેરોમ સ્ટોલનિટઝકૃત 'એસ્થેટિક્સ એન્ડ ફિલોસોફી ઓફ આર્ટ ક્રિટિસિઝમ' ગ્રન્થમાંના 'ધી એસ્થેટિક એટીટ્યુડ' પ્રકરણને આધારે) □

# સ્વરૂપાંતર – કાન્તિ પટેલ

## પરિવર્તિતતાની પ્રક્રિયાનું કપોલકલ્પિત પરિમાણ

□ ઈલા નાયક □

આધુનિક વાર્તામાં પ્રયોગશીલ રીતિઓ દ્વારા વાસ્તવનું રૂપાંતર કલાત્મક નિર્મિતિમાં પરિણમે છે એમાં બાહ્ય ઘટનાને સ્થાને આંતરિક ચિત્રાંકનો, સંવેદન, લાગણી કે વિચારની સંરચનાત્મક ભાતને વિશેષ સ્થાન મળ્યું છે. પરંતુ ઘણી વાર સંવિધાનરીતિની સર્જકસૂઝ ભાવકને મૂંઝવે છે. અને તેથી કૃતિની અંતઃચેતનાના બળે ભાવકને તેનો કળમર્મ પામવા ઉદ્યુક્ત થવું પડે છે. પ્રયોગશીલતાના સંદર્ભમાં નવી વાર્તામાં કપોલ–કલ્પિતનો વિવિધ સ્તરે કરાયેલ પ્રયોગ સૌંદર્યાનુભૂતિ નીપજાવવામાં કેવી રીતે સક્ષમ બને છે એ જોવું હંમેશાં રસપ્રદ રહે છે.

સુમન શાહ સંપાદિત 'સુરેશ જોષીથી સત્યજિત શર્મા' (૧૯૭૫) સંગ્રહમાંની કાન્તિ પટેલની 'સ્વરૂપાંતર' વાર્તા આ સંદર્ભમાં જોવા જેવી છે. બાહ્ય વાસ્તવથી વ્યતિરિક્ત કપોલકલ્પિત સૃષ્ટિ દ્વારા એમાં સંકુલતા સમેત રમણીય આવિષ્કરણ સધાયું છે. કપોલ કલ્પિતના પ્રતીકાત્મક વિનિયોગ દ્વારા વિશ્વની રોજબરોજની અત્યંત ચંચલ પ્રવાહિતા અને પરિવર્તિતાને એના સાચા પરિપ્રેક્ષ્યમાં મૂકવામાં આવી છે. સૃષ્ટિ પદાર્થોનું સ્વરૂપાંતર સાધતો જીવંત પાત્ર રૂપે દેખા દેતો અંધકાર અહીં આસ્વાદનો વિષય છે. અનેક સ્થિત્યંતરોના સંદર્ભમાં અંધકારના

વિવિધ આવિષ્કારો અહીં નોંધપાત્ર છે.

દિવસને અંતે ખાલી થયેલ હોટલના વાસ્તવિક દૃશ્યના નિરૂપણથી વાર્તાનો આરંભ થાય છે. હોટલમાંથી બધા જતા રહેતાં વેઇટરો તથા મેનેજર બધું બંધ કરી દરવાજા બહાર નીકળી જાય છે. અહીં સુધી વાંચતાં ઘટનાપ્રધાન પારંપારિક વાર્તાનો ભ્રમ ઊભો થાય છે. પણ અચાનક વાર્તાનું પરિમાણ બદલાય છે: 'ગયા બધા. અહીં અંધારું છે. ધીરે ધીરે ખુરશી ટેબલની ભિન્નતા ઓગળવા લાગી, પેલું રેકર્ડ-ચેન્જર પણ તેમાં એક થવા પ્રયત્ન કરવા લાગ્યું. કાઉન્ટર ઉપર એક બાજુના ખૂણામાં પડેલો ફૂલાવરવાઝ પણ ખુરશી ટેબલના ઓગળતા અંધારા રૂપમાં તણાવા લાગ્યો.......!' આ પછી તો અંધકારનો પ્રવાહ બધે ફરી વળે છે. બધાંનો અભેદ સધાય છે. પદાર્થોનાં રૂપ, રંગ, બધું જ પ્રવાહમાં પીગળી જાય છે. અંધકારનો પ્રવાહ સમગ્રને પોતાનામાં સમાવતો મુખ્ય રસ્તા પર અને શહેરની શેરી શેરીએ ફરી વળે છે. હોટલમાંથી નીકળેલો નાનકડો પ્રવાહ અનેક ગણો વિરાટ થઈ જાય છે, પરંતુ એકાએક પ્રવાહની ગતિ અટકે છે, બધું પહેલાં અર્ધપારદર્શિતાથી અને પછી પૂરેપૂરું દેખાય છે, તો પદાર્થોનાં કેટલાંક વિચિત્ર સંમિશ્રણો જોવા મળે છે. પછી હોટલમાં બધું જ દેખાવા માંડે છે. કેટલાક લોકો જમતા હતા, વેઇટરોની અવરજવર અને ગુમરાણ ચાલુ હતી. અંતે પ્રવાહે એવો ઊલટ પલટો ખાધો કે ત્યાં હાજર આકૃતિઓએ જુદો જ સ્વાંગ ધારણ કરી લીધો. અશ્લીલ ગાળોના ધ્વનિઓ તરવા લાગ્યા. જાંઘ સુધી ઉઘાડા પગોની અવરજવર જણાતી હતી. આકૃતિઓની વિચિત્ર ચેષ્ટાઓ દેખાતી હતી. કંઈક અસાધારણ બની રહ્યાનો અણસાર આવતો હતો. આ પછી લાઈટો બંધ કરવામાં આવી અને અંધકાર બધે ફરી વળ્યો. પહેલાંની, જેમ જ અંધકાર બધાંને પોતાનામાં તાણીને શહેરની લટાર મારવા નીકળી પડયો.

હોટલની વાસ્તવિકતાના સંદર્ભ પડછે વાર્તામાં કપોલકલ્પિત

દાખલ થયું છે, એમાં એક લય છે. વાર્તાનું આયોજન જાણે કે સંગીતની તરાહે થયું છે. અંધકાર જીવંત પાત્રરૂપે હોટલથી સફર શરૂ કરે છે; અને હોટલમાં પાછો આવે છે અને ફરીથી શહેરમાં લટાર મારવા નીકળે છે. અહીં એક ચક્ર પૂરું થાય છે અને એક શરૂ થાય છે. આમ વાર્તાકાર ફરી ફરીને સમ ઉપર આવતાં એક સંવાદિતાનો અનુભવ કરાવે છે. આ બધું બને છે એ જોનાર ત્યાં કોઈ નથી, એમ નિરૂપણમાં વારંવાર કહેવાયું છે. કોઈ સાક્ષી નથી એનો સાક્ષી વાર્તાકાર પોતે બને છે અને ભાવકને પણ એનો સાક્ષી બનાવે છે એનો વિરોધાભાસ ચમત્કૃતિપૂર્ણ છે. કાવ્યાત્મક પ્રતીકાત્મક અને તાત્ત્વિક (metaphysical) એમ ત્રિવિધ સ્તરે અપૃથક રીતે ગૂંથાયેલ વાર્તાસામગ્રી અસાધારણ સૂચકતા ધારણ કરે છે.

વાર્તામાં અંધકારને પાણીનું પરિમાણ અપાયું છે. ઓગળતા અંધકારમાં જે કાંઈ ઓગળે છે એ પણ અંધારરૂપ ધારણ કરે છે અને એથી અંધકારના પ્રવાહમાં ભરતી આવે છે. અંધકારના આધારસ્રોત અને બલસ્રોતનું રૂપકાત્મક વર્ણન બલિષ્ઠ છે: "બધો પ્રવાહ પહેલાં તો ત્યાં ને ત્યાં ગોળ ગોળ ઘૂમરીઓ લેવા લાગ્યો. પછી તે રસ્તો કાઢવા પ્રયત્ન કરવા લાગ્યો. તેમાં સફળ ન થતાં એનો વિફરાટ વધ્યો. હવે એમાં ભ્રમણકક્ષા ગુમાવી બેઠેલા કોઈ ગ્રહની શક્તિ ઉમેરાઈ અને બધું તડોતડ તૂટવા લાગ્યું. શટરની કાણાવાળી દીવાલમાં મોટાં ગાબડાં પડતાં સંભળાયાં." અહીં રોષે ભરાયેલા અંધકારને ભાવાત્મક પારમાણ સાંપડયું છે. પ્રવાહના વહેણમાં ડૂબેલા શહેર માટે વાર્તાકારે યોજેલું દૃષ્ટાંત પણ એટલું જ માર્મિક છે: "હવાઈ હુમલા સામે રક્ષણના ઉપાય તરીકે બ્લેકઆઉટ જાહેર કરાય તેમ આખુંય શહેર અત્યારે અંધકારના દરિયામાં પરપોટો બની તળિયે ઢબૂરાઈ ગયું હતું." આ પછી એકાએક અટકી ગયેલા પ્રવાહની સપાટી નીચે જાય છે ત્યારે જે વિચિત્ર સંમિશ્રણો યોજાય છે એમાં વાર્તાકારે આધુનિક ચિત્રશૈલીનો ( Painterly style ) જાદુ ઊભો કર્યો છે.

માટે અમને કહેવાતા ક્વૉરેઈન્ટાનમાં રાખવામાં આવ્યા હતા ! એ માત્ર એક નિયમપાલન હતું, કોઈ ડૉક્ટરે અમને તપાસ્યા નહોતા, બસ થોડા દિવસ અહીં રાખીને અમને છોટા ચક્કરમાં લઈ જવાના હતા.

આપણો ભય આપણને બીજાથી અલગ રાખે છે, અને બીજાનો ભય તેને આપણાથી અલગ રાખે છે. આપણા શાણા લોકોએ આપણા પ્રેમ અને તે દ્વારા સધાતી એકતા કરતાં ભયના વિભિન્નતા, અલગતા પર વધારે વિશ્વાસ રાખ્યો છે. 'એ તો ખરાબ છે, એનાથી છેટે રહેજે' એવી શીખ કયા બાળકને તેનાં માંબાપ દ્વારા નહીં મળી હોય ? સંયુક્ત કુટુંબ આમ એક છતાં, બે વહુનાં બાળકો એકબીજામાં ભળે નહીં એવો અંતરાય સુધ્ધાં જોવામાં આવ્યો છે. ક્વૉરેન્ટાઈનમાં વળી ક્વૉરેઈન્ટાઈન ! આક્રમણ સામેની દિશામાંથી જ આવે. આપણી દિશામાંથી આગળ વધે જ એવો એકપક્ષી વિશ્વાસ ! બીજો માણસ ચેપી છે એમ સ્વીકારીને કુટુંબો પોતે ક્વૉરેઈન્ટાઈનમાં રહેવા લાગ્યાં ! 'પૃથ્વી એક કુટુંબ છે' એવી વ્યાપક ભાવના એટલી હદે ઓન્શાઈ થઈ ગઈ ! પ્રગટ આભડછેટ પછીની આ સૂક્ષ્મ આભડછેટ પણ પોતાની પવિત્રતાના અહંભાવે નહીં એટલી સંરક્ષણભાવે આવી. પવિત્રતા નબળાઈ રૂપે અલગ રહીને પોતે સ્વતંત્ર છે એમ માનવા લાગી. વિકસતા રૂપને ચીના રમણીના પગે લોખંડી બૂટ પહેરાવી સ્થિતિસ્થાપક બનાવી દેવામાં આવતા એવું સંકોચી સ્વરૂપ સ્વીકારી લેવામાં આવ્યું. એનો આગ્રહ પણ રહ્યો. એવાં લોકો વળી મરજાદી કહેવાયા ! મંદિરમાં ગયેલા સત્સંગી (!) એકબીજાથી અલગ રહે, એક પવિત્રતાને બીજી પવિત્રતા અભડાવે નહીં એની કાળજી પણ લેવામાં આવે ! સમાન પવિત્રતા પણ અસ્પૃશ્ય ! શીલ જાળવવું એ ખરેખર પરાક્રમ છે, પણ પરાક્રમ તો પોતાની બહાર માણસ ભય વિના કૂદી પડે મેદાનમાં – એ હોય ! એ પોતે અભેદ્ય કિલ્લો ન બની જાય અને નબળા કિલ્લાનું સમારકામ બારે માસ ચાલ્યા કરે એમ જાતબચાવની, સ્વસંરક્ષણની એકધારી

કાળજી લેવાયા કરે એવા સંકોચે હિન્દુ સમાજ ઓછો માંદલો નહીં બન્યો હોય ! આજે તો માણસ રસ્તાની ભીડમાં, રેલ્વેના ડબ્બામાં, બસમાં, જાહેર સ્થાનોમાં ભેળસેળ થઈ ગયો છે. ગણિતની કૉપીબુકમાં એક જ દાખલો ગણવાની મોકળાશ નથી, એટલે આખું પાનું ચીતરાયેલું છે, તેમ ભીડ જ એટલી છે કે માણસ હોટલ કે રેસ્ટોરાંઓમાં, એપાર્ટમેન્ટની લિફ્ટમાં અડોઅડ ભેળસેળ થઈ ગયો છે. અને છતાં માણસ પોતે રચેલા ક્વૉરેઈન્ટાઈનમાંથી બહાર આવ્યો છે એવી પ્રતીતિ થતી નથી. ક્વૉરેઈન્ટાઈન વિશેની એની અણલખી સમજ ઊલટી છે, ચેપ હોય તો તે અમારા ક્વૉરેઈન્ટાઈનની બહાર છે !

પોતે સારા હોવાનો જાગ્રત ભાવ માણસને બીજાઓથી અલગ પાડે છે. સૌન્દર્યના જાગ્રત ભાવથી સૌન્દર્યવાનનું કુદરતી સૌન્દર્ય છુપાઈ જાય છે, અને બહાર માત્ર રીતભાત અને બાહ્ય સૌન્દર્ય રહી જાય છે. મરજાદીપણા અને અસ્પૃશ્યતાના જાગ્રત ભાવે આપણું મૂળભૂત નિશ્છળ કુદરતી સૌન્દર્ય અલપવી દીધું છે. મને આગ્રહવાદીઓમાં લાવણ્ય હોય ત્યારે ય તેઓ વુડકટ ચિત્રો જ લાગ્યા છે. સંકોચનું અનુપમ સૌન્દર્ય હોય છે અને તે મેં જોયું છે, તે કુદરતી હોય છે, પરંતુ સાંસ્કારિક કહેવાતા અસ્પૃશ્ય ભાવમાંથી આવતો સંકોચ માણસનું સ્વરૂપ બદલી નાખે છે. સાંસ્કારિક ઔપચારિક વિધિ પાછળથી પણ સંકોચી સનાતની સતત ડોકિયાં કરતો રહે છે. મંદિરના અંધારા ગભારામાં મૂર્તિની ખૂબ મોટી આંખ માત્ર દર્શનાર્થીઓને જોયા કરે—એ જ અપલક દૃષ્ટિ જોવાય. બુગદામાં ભરાઈ બેઠેલા પશુનાં અંગારા જેવાં લોચન અંધારામાં તાક્યા કરે એવી જ અંધારા ગભારામાં પેલી મોટી નિષ્પલક આંખ આવનારને જોયા કરે છે, આ સરખામણી આઘાતજનક છે, કારણ કે દેવ અને પશુને તે એક સ્થિતિમાં મૂકી દે છે. બધા દેવ કંઈ જગન્નાથ નથી હોતા કે તેઓ વર્ષે એકવાર તો મંદિરમાંથી બહાર નીકળીને નગરના રાજમાર્ગ પર રથમાં ફરવા નીકળે અને લોકો એમને ફેરવવા માટે દોરડા ખેંચે

આધુનિક કહેવાતા સર્જકે શૂન્યતા અને એકલતાની વાત તો ઘણી કરી, પણ એમને આંખ સામેનાં પ્રતિરૂપો ન દેખાયાં! આપણી આસપાસ જ પ્રતીકો પડેલાં છે–સંભવ છે કે પોતામાં યે પ્રતિરૂપ પડેલું હોય, એવી તલાશ કરી નહીં. જગત તો માત્ર પોતાની બહાર છે એવા ભાવે એ અજાણ્યે પણ દોરાયા હોય. 'હાવકો સનાતની તો એક ક્વૉરેઈન્ટાઈન રચીને બેઠો જ છે, ઉધમાતિયો અરાજકતાવાદી તેને વધારે સંકોચી બનાવે, પણ ઉધમાતિયો ઈમેઈજ ખંડિત કરવા કે ધૂંધળી કરવાના સામયિક દ્રવિડી ઉપચારથી આગળ વધતો હોય એમ અનુભવાતું નથી, અને એ સામયિક ઉધામાં શમે જ, એટલે શમી ગયા છે. આધુનિકો ભંગારની દુકાન માંડીને સનાતની સંકોચનો ઉપહાસ તો કરી શક્યા, પણ એથી કહેવાતી ક્રાન્તિ, તમાશો બનીને રહી ગઇ. સંકોચશીલોને વધારે દૃઢ થવા જેવું લાગ્યું–આખરે ક્વૉરાઈન્ટાઈનની જ જીત થાય છે એવો એમનો વિશ્વાસ હોઇ શકે. ઉપહાસની સામગ્રીથી સામેની છબિના સૌન્દર્યને વિવાદાસ્પદ તો બનાવી શકાય છે, પણ જરૂર તો સૌન્દર્યમંડિત પોતાની છબિ ઉપસાવવાની હોય.

શિવલિંગ પાસે કરવામાં આવેલી ચપટી ચોખાની ઢગલીમાં ચાંચ મારી એક ચોખો ચાંચમાં લઇને ચકલી ઊડી જાય છે અને આમતેમ નજર કરતી ફરી ચોખાની ઢગલી પાસે ચણવા આવે છે અને અંધારા ગભારામાંથી બે સ્થિર આંખ બસ, અપલક જોયા કરે છે. આધુનિકો કરતાં પેલી ચકલીની પ્રતીતિ એને વધારે સાહસિક પુરવાર કરે છે!

૩૧–૭–'૮૯. 

## સાભાર સ્વીકાર

રિસાયેલો ટહુકો : કાવ્યસંગ્રહ : અરુણ નાયક, પ્ર. રેખા એ. નાયક, ૧૧, મિતુલ એપાર્ટમેન્ટ ફિડર રોડ, બીલીમોરા, મૂલ્ય ૨૫ રૂપિયા.

કણિયાની દુકાને જવા માટે એણે ઝોળી ઉપાડી, બારણે તાળું
માર્યું, અને બચ્ચાને બાગમાં મૂકી દીધું. થોડું ચાલ્યા પછી એણે
ફરી પાછળની દિશામાં જોયું. બાળક બાગના નળ પાસે નમીને,
જમીનના પથરાને જોતો હતો. એ તો ઈચ્છતી હતી કે બાળકને સાથે
લઈ જાઉં. એ જન્મ્યો ત્યારથી એના પ્રત્યે, એને બાળક પ્રત્યે ખાસ
આકર્ષણ રહ્યું છે, એ સતત અવ્યક્ત સંબંધ અનુભવતી આવી હતી.
આથી તે ઈચ્છતી હતી કે બહાર જાઉં તો બાળકને પણ સાથે લેતી
જાઉં. બાળક મૂગા સ્વભાવનું હતું. કોઈપણ ચીજને એ હાથ
લગાડતો નહીં. મેચિસ અને ચમકદાર ચીજોની એ નફરત કરતો હતો,
અને કાતર ચપ્પુ જેવી ધારદાર ચીજોથી તો એ ડરતો હતો. રહી
ખાવા પીવાની વાત–તો એ વિશે ય કશી શંકા રાખવા જેવું નહોતું.
હજી એ પોતાના હાથે ખાતા શીખ્યો નહોતો. એને બંધ ઘરમાં છોડી
જવા માટે ય માનો જીવ ચાલ્યો નહીં, આથી એણે છેવટે બાળકને
બારણા બહાર બાગમાં મૂકી જવાનું જ ઠીક લાગ્યું. આમ પણ
કમ્પાઉન્ડ હતું એટલે બહારનો ડર નહોતો, છતાં...

માને માટે આશ્વાસન લેવા જેવું એ હતું કે એ પોતે એકલો
છે એ જાણી શક્યો જ નહોતો, સંભવ છે કે પછી યે નહીં જાણી
શકે, કે મા ક્યાંક બહાર ગઈ હતી. બાળક વિશેની એમિસની ધારણા
સાચી હતી. એ કહેતો હતો કે બાળકને બહાદુર અને હિંમતવાન

બનાવવો જોઈએ, એનો ક્ષોભ દૂર કરવો જોઈએ. ઉદાહરણ તરીકે એને કૂતરાં પાસે લઈ જવો, અજાણ્યા માણસમાં ભળવાની ટેવ પાડવી અને એની નજર સામે છરી ચપ્પુનો ઉપયોગ કરવો.

એનો પતિ બાળક જન્મે તે પહેલાં જ અવસાન પામ્યો, એના પછી આ ધરતી પર એ નહીં જન્મેલા બાળક સિવાય તેને માટે કોઈ ઉમેદ, કોઈ આશ્વાસન નહોતુ – એટલે એ મોટો થાય તે દરમ્યાન-જો કે એ ઘણીવાર અનુભવી ચૂકી હતી કે બાળક બગડી રહ્યો છે, પણ એ જ્યાં સુધી સ્કૂલે નહીં જાય, જીવનમાં મિત્રોનું મહત્ત્વ અને માના ખોળાની બહાર, બહારની દુનિયાનું આકર્ષણ પેદા ન થાય ત્યાં સુધી, એ ઈચ્છતી કે બાળક કાયમ મારી આંખોની સામે રહે અને એની પ્રત્યેક ઈચ્છા પૂરી થાય. કમમાં કમ પોતાના બાળપણના શરુઆતના દિવસો એ એને ગમે એ રીતે ગુજારી શકે.

સૂરજ ચમકવા લાગ્યો હતો અને ચીડ વૃક્ષોના થડો પરથી વરાળ જેવું નીકળતું. એ ઝડપી પગલે ચાલવા લાગી, પણ બાળક બોલતો કે ચીસ તો નથી પાડતો ને, એ જોવા માટે એ ફરી અટકી, કંઈ જ સંભળાયું નહીં. એ રમતો હતો. 'હું એકલો છું એવી જાણ એને થશે ત્યાં સુધીમાં તો હું આવી જઈશ' એણે મનોમન કહ્યું, 'પણ, દુકાને તો જવું જ રહ્યું.'

યુદ્ધના ભડકા હજી દેશ સુધી પહોંચ્યા નહોતા, પણ એની શંકા તો હતી જ, આથી ખાવા પીવાની ચીજો ભેગી તો કરી લેવી જ જોઈએ.

એનો વસવાટ શહેરની પાછળ જંગલની સાવ પાસે હતો. વૃક્ષોની ઘટા આછરતી જાય તે પછી ટ્રામના પાટા દેખાય. સામાન્યપણે એવી, ખૂંચે એવી વાત પણ સારી લાગે છે. જેમ કે ઘરની જ વાત લો. એને અફસોસ થતો કે મારુ ઘર સાવ શહેરને છેડે છે, ત્યાં આવવા જવાનુ પગ સિવાય કોઈ સાધન નથી. રાજમાર્ગ નજીક હોવાને કારણે આ તરફ મોટરકાર જ આવ-જા દેખાય– તે પણ કોઈ કોઈવાર. એક

સર્ર્ર્ અવાજ અને બસ, તે પછી લાંબા સમય સુધી સન્નાટો–પણ એ બધું જ એને અત્યારે રાહત રૂપ લાગ્યું. ટ્રામનો અવાજ તો બાળકને ગમતો જ નહોતો, ભારે અવાજથી યે એ ડરતો હતો.

કણિયાની દુકાન હવે દેખાવા માંડી હતી. કૂતરો તડકામાં સૂતો પડયો હતો. એક છોકરી જેવી સ્ત્રી હોવાને કારણે એને કૂતરાં ઘણાં ગમતાં. છોકરી જેવી એટલે અપરિપક્વ સ્ત્રી. છોકરાની વાત છે ત્યાં સુધી, શરીર ધર્મ તો કોના વશમાં રહ્યો છે ? હા, તો એ છોકરી જેવી સ્ત્રી જ હતી એ જુદી વાત છે કે જવાબદારીના ભાને એને સમય પહેલાં જ આધેડ બનાવી દીધી હતી. પણ એ જાણીને એને ભારે આશ્ચર્ય થતું કે અત્યારે તે પ્રત્યેક ચીજને બાળકની નજરે જુએ છે, અને એણે નફરતથી કૂતરા તરફથી નજર ફેરવી લીધી.

એ દરમ્યાન બાળકે પોતાની આસપાસ નાના મોટા પથરા ભેગા કરી લીધા હતા. ચેસ્ટનટનાં ખરેલાં પાંદડાંને એ જોતો ત્યારે એ મનોમન કંઈ ગણગણતો– એવામાં વૃક્ષ પરથી એક ફળ તૂટીને નીચે પડયું. બાળકનું ધ્યાન એ તરફ ગયું તો ખરું પણ એટલી હિંમત ન થઈ કે આગળ વધી હું એ લઈ લઉં. થોડીવાર પછી એ ઘૂંટણિયા કાઢીને ફેન્સ પાસે ગયો– પેલા ફળથી દૂર રહી શકાય એ માટે. અને થયું કે માને અવાજ દઉં, પણ તેણે એમ ન કર્યું, કેમ કે બોલવું અને વાત કરવાનું એને ગમતું નહોતું. કયારેક જ, અનિવાર્ય લાગે ત્યારે જ એ બોલતો. ત્રણ વર્ષનો થવા છતાં તે પોતાની ઈચ્છા હાવભાવથી જ વ્યક્ત કરતો. એણે ચારે બાજુ ધ્યાનપૂર્વક જોયું જો કે મા કયાંય દેખાઈ નહીં, પણ થોડીવાર પર જ માએ રસોડે એને ખવાડયું હતું એટલે એને વિશ્વાસ હતો કે મા આટલામાં જ હશે.

એવામાં એક કાર ત્યાં આવીને અટકી. કારને સાવ નજીકથી જોવાને એ ઉત્સુક હતો, પરંતુ વૃક્ષ પરથી નીચે પડેલું ફળ નજીક જવાના માર્ગે જ પડયું હતુ એટલે એ તરફ જવાની એણે હિંમત કરી નહોતી, બસ હતો ત્યાંથી જ ફળ સામે એણે જોયા કર્યું હતું.

નહીં ! કારની એ ગોળી જેવી આંખ અને કાતર જેવા વાળ. એવામાં પુરુષના પગની ઠોકર વાગતાં જમીન પર પડેલું ફળ આઘે જઈ પડયું. બાળક એથી ઘણો આશ્વસ્ત થયો.

સોનેરી વાળવાળી સ્ત્રી પાસે દસ ખાલી બાટલી હતી એણે દરેકમાં પાણી ભર્યું. પછી બંનેએ વારાફરતી નળ પર મોઢાં ધોયાં, આંખે પાણીની છાલક મારી. ડોસીને નીચા નમવામાં તકલીફ પડતી હતી, એટલે એના ચહેરે કણસાટનો ભાવ હતો. એ દરમ્યાન સોનેરી વાળવાળી સ્ત્રીએ પૂરા બાગ પર નજર ફેરવી લીધી. એની આંખ ગુલાબના છોડ પર મંડાઇ. તે દોડતી છોડ પાસે ગઈ, ઝૂકી અને એની આંખમાંથી આંસુ વહી નીકળ્યાં. એ જોઇને પુરુષ ધીમા પગલે એની પાસે ગયો અને ધીમેથી કંઈ કહ્યું. બાળકને એવું લાગ્યું, જાણે એ મારી માનો અવાજ છે. જાણે પુરુષ એની માતૃભાષામાં કહેતો હતો : 'જવા દે...! બધાં જંગલો બળી ગયાં ત્યાં એક ગુલાબ માટે શું રડવું! અને અત્યારે આપણે કેવા ભાગદોડમાં છીએ ..'

ડોસીની હેટ પર ઘણી ધૂળ જામી હતી. મુશ્કેલીએ એણે ઘૂંટણ વાળ્યાં અને એ ઊભડક બેઠી, જમણા હાથે પીંજરામાંની ચકલીને બહાર કાઢી, ચૂમી અને ઘાસ પર એને સુવડાવી દીધી અને એ બાળક તરફ જોવા લાગી. બાળક એકાએક હસી ઊઠયો. એની આંખોમાં કૃતજ્ઞતા પ્રગટ થઈ, જાણે એ ભેટ માટે તે આભાર માનતો હતો.

જતી વખતે પુરુષે બાળકના માથે હાથ ફેરવ્યો. જે અજાણ્યાંથી તે અત્યાર સુધી ડરતો હતો, પણ આ વખતે એને એ ગમ્યો. એક ઊંડો, ઠંડો શ્વાસ લઈને એ પુરુષ ઝૂકયો અને એને હાથોમાં ઉપાડી લીધો. બાળકની આંખો ભયથી સ્થિર થઈ ગઈ હતી. એણે બાળકને ઉછાળવામાં આવતાં હતાં તે એણે જોયું હતું પણ એને પોતાને કોઈએ હવામાં ઉછાળ્યો નહોતો. એને ઉછાળવામાં આવ્યો ત્યારે એ આનંદથી અભિભૂત હતો. એને જમીન પર ઉતારવામાં આવ્યો ત્યારે અને ફરી ઉછાળવામાં આવે એવી લાલસા એની આંખોમાં દેખાતી હતી,

એણે આવી કાર કદી જોઈ નહોતી. એ કીચડથી બરાબર ખરડાયેલી હતી, જાણે એક કારમાં બીજી કાર ફીટ કરી હોય એવી એ લાગતી હતી. ભૂરી કારમાં કાળી કાર. એ અદ્‌ભુત દૃશ્ય પર એની નજર મંડાયેલી રહી. અગાઉ એણે ક્યારેય 'કારની અંદર કાર' જોઈ નહોતી.

કારનું બારણું ખૂલ્યું. અંદરથી કોઇ બહાર આવશે, એની તરફ ઈશારો કરશે, 'છોકરા, તારું નામ શું છે?' એમ પૂછશે એવી ધારણા હતી, અને એમણે એવું કર્યું હોત તો છોકરો દૂર ભાગ્યો હોત, કદાચ ચીસ પાડીને રડી યે પડયો હોત. પણ એવું કંઈ થયું નહીં, કાર બાઉન્ડરીની નજીક આવી ગઈ.

ડ્રાયવરની બેઠક પર બેઠેલો માણસ બહાર આવ્યો. એની પાછળ બે સ્ત્રી પણ નીચે ઊતરી. એકના શિરકેશ સોનેરી તો બીજીના ચમકતા સફેદ હતા. સફેદ વાળવાળી સ્ત્રીના હાથમાં મકાન આકારની કોઈ ચીજ હતી– આ ધારણા બાળકની છે, કારણ કે પંક્ષીનું પીંજરું આ અગાઉ એણે ક્યારેય જોયું નહોતું. એને ચકલી ગમતી, પણ પીંજરાની અંદર પીળી પાંખવાળી એ ચકલી સામાન્ય ચકલી જેવી નહોતી. ચકલીઓના સ્વભાવથી સાવ વિપરીત રીત એ કૂદતી નહોતી કે બોલતી નહોતી. બસ, એક બાજુ ડોક ઢાળીને સૂતી હતી.

એ અજાણ્યા લોકો ભીંત પાસે થોભી ગયા. પુરુષ છોકરાની સામે જોઈને કંઈક બોલ્યો. એનો અવાજ મધુર અને એમાં આત્મીયતાનો રણકો હતો. આમ તો એનો અવાજ તીખો હતો એટલે ચૂપ રહેવા છતાં બાળક પુરુષ તરફ જ આકર્ષાયો હતો. પુરુષે બંને હાથ અંજલિ આકારે મોઢે લગાડયા અને પાણી પીવા જેવો અભિનય કર્યો. એનો સંકેત સફળ થયો. બાળક, પેલો માણસ તરસ્યો છે એ સમજી ગયો, પણ તે છતાં તે બોલ્યો નહીં. એણે મોઢું ફેરવીને નળ તરફ સંકેત કર્યો.

ત્રણે જણ અંદર આવી ગયાં, નળ તરફ ગયાં. માણસના ચહેરાને નજીકથી જોતાં બાળકને લાગ્યું કે ગરદનની ઉપર જાણે ચહેરો છે જ

નહીં ! કારની એ ગોળી જેવી આંખ અને કાતર જેવા વાળ. એવામાં પુરુષના પગની ઠોકર વાગતાં જમીન પર પડેલું ફળ આઘે જઈ પડ્યું. બાળક એથી ઘણો આશ્વસ્ત થયો.

સોનેરી વાળવાળી સ્ત્રી પાસે દસ ખાલી બાટલી હતી એણે દરેકમાં પાણી ભર્યું. પછી બંનેએ વારાફરતી નળ પર મોઢાં ધોયાં, આંખે પાણીની છાલક મારી. ડોસીને નીચા નમવામાં તકલીફ પડતી હતી, એટલે એના ચહેરે કણસાટનો ભાવ હતો. એ દરમ્યાન સોનેરી વાળવાળી સ્ત્રીએ પૂરા બાગ પર નજર ફેરવી લીધી. એની આંખ ગુલાબના છોડ પર મંડાઈ. તે દોડતી છોડ પાસે ગઈ, ઝૂકી અને એની આંખમાંથી આંસુ વહી નીકળ્યાં. એ જોઈને પુરુષ ધીમા પગલે એની પાસે ગયો અને ધીમેથી કંઈ કહ્યું. બાળકને એવું લાગ્યું, જાણે એ મારી માનો અવાજ છે. જાણે પુરુષ એની માતૃભાષામાં કહેતો હતો : 'જવા દે...! બધાં જંગલો બળી ગયાં ત્યાં એક ગુલાબ માટે શું રડવું! અને અત્યારે આપણે કેવા ભાગદોડમાં છીએ ..'

ડોસીની હેટ પર ઘણી ધૂળ જામી હતી. મુશ્કેલીએ એણે ઘૂંટણ વાળ્યાં અને એ ઊભડક બેઠી, જમણા હાથે પીંજરામાંની ચકલીને બહાર કાઢી, ચૂમી અને ઘાસ પર એને સુવડાવી દીધી અને એ બાળક તરફ જોવા લાગી. બાળક એકાએક હસી ઊઠ્યો. એની આંખોમાં કૃતજ્ઞતા પ્રગટ થઈ, જાણે એ ભેટ માટે તે આભાર માનતો હતો.

જતી વખતે પુરુષે બાળકના માથે હાથ ફેરવ્યો. જે અજાણ્યાથી તે અત્યાર સુધી ડરતો હતો, પણ આ વખતે એને એ ગમ્યો. એક ઊંડો, ઠંડો શ્વાસ લઈને એ પુરુષ ઝૂક્યો અને એને હાથોમાં ઉપાડી લીધો. બાળકની આંખો ભયથી સ્થિર થઈ ગઈ હતી. એણે બાળકને ઉછાળવામાં આવતાં હતાં તે એણે જોયું હતું પણ એને પોતાને કોઈએ હવામાં ઉછાળ્યો નહોતો. એને ઉછાળવામાં આવ્યો ત્યારે એ આનંદથી અભિભૂત હતો. એને જમીન પર ઉતારવામાં આવ્યો ત્યારે એને ફરી ઉછાળવામાં આવે એવી લાલસા એની આંખોમાં દેખાતી હતી,

પણ પુરુષ એનો એ મનોભાવ જાણી શક્યો નહીં, એ ત્યાં સુધીમાં કાર પાસે પહોંચી ચૂક્યો હતો. ત્યાં જઈને એણે ફરી બાળકને બૂચકાર્યો અને આંખ ભરીને નિહાળ્યો. હવે એના ચહેરે તરસનો નહીં, તૃપ્તિનો ભાવ હતો.

સોનેરી વાળવાળી સ્ત્રી ફરી ઝડપી ચાલે ગુલાબના છોડ પાસે ગઈ. એને છાતીસરસો ભીડયો, અને ઝડપથી પાછી ફરી. બાળકની નજીક એના સ્કર્ટની સરસરાહટ અને હવાનું એક મોજું અનુભવ્યું. ડોસીનો ચહેરો એને પાછી ફરતી જોઈને હસી ઊઠયો. ક્ષણભરમાં તો કીચડથી ખરડાયેલી એ કાર ત્યાંથી ઉપડી ગઈ.

ઘેર પહોંચવાની ઉતાવળમાં એ એક હાથ થાકી જતા બીજા હાથમાં ભરેલી ઝોળી બદલતી ચાલતી હતી. ઝોળી ખાસ્સી ભારે હતી. 'તેં ક્યાંક નિરાશ્રિતોને જોયા કે?' કણિયાએ એને પૂછ્યું હતું, 'કહે છે કે આખા શહેરમાં નિરાશ્રિતો છવાઈ ગયા છે' પણ એણે સાંભળ્યું–ન સાંભળ્યું કર્યું, એને ઝટ ઘરે પાછા ફરવાની ઉતાવળ, ચિંતા હતી. લોટ અને ખાંડ ખતમ થઈ ગયાં નહોત તો એ ઘરબહાર નીકળતે પણ નહીં...ત્યાં તો બાળકને જોર જોરથી રડતો સાંભળ્યો અને એ દોડી. ત્યાં પહોંચી ત્યારે છોકરો નળ પાસે ઊભો રડતો હતો. એના પગ પાસે પીંજરું હતું, અને ઘાસની લોન પર પીળાં પીંછાંવાળી મરેલી ચકલી પડી હતી. માને આવેલી જોઈને એણે મરેલી પડેલી ચકલી તરફ ઈશારો કર્યો અને પૂરેપૂરું જોર કરીને એ રડી પડયો. □

(હંગેરીઅન નવલિકા)

# વાંચકોને, સંસ્થાઓને

દક્ષિણ ગુજરાતમાં વર્ષોથી એકધારા, નિયમિત પ્રગટ થતા 'કંકાવટી' માસિકે શુદ્ધ સાહિત્યિક સામયિકનું સ્વરૂપ ધારણ કર્યું તેથી ગુજરાત સુપરિચિત છે. કવિતા, વાર્તા, ગદ્યખંડ નિબંધિકા અને વિવેચનની સાથે સમકાલિન સાહિત્યનો પરિચય, સહકાર આપનાર લેખકો દ્વારા અપાય છે.

આપને અંગતપણે અને આપની સંસ્થાને આવા સાહિત્યિક બની રહેવાના ધ્યેય સાથે પ્રગટ થતા 'કંકાવટી'ના ગ્રાહક બની સહકાર આપવાની અપેક્ષા.

વાર્ષિક લવાજમ : રૂપિયા ૨૫

૩, આનંદનગર, સગરામપરા–૨

---

# કંકાવટી

સપ્ટેમ્બર
૧૯૮૯

રાધેશ્યામ શર્મા

રતિલાલ 'અનિલ'

અંજુમ વાલોડી

સાંદીપનિ

મણિલાલ પટેલ

અદમ ટંકારવી

વિજય શાસ્ત્રી

ઈનેઝ આરેડાંડો

ઇલા નાયક

હિમાંશુ જોશી

# કંકાવટી

સપ્ટેમ્બર ૧૯૮૯

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૩૯ : અંક ૩૬૧ : મૂલ્ય : ૩ રૂપિયા

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૨૫. બે વર્ષના રૂા. ૪૮. વિદેશ શિલિંગ ૪૦. (દરિયાઇ ટપાલથી), સાડા ૭ પાઉન્ડ (હવાઈ ટપાલ). મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સુરત-૩૯૫૦૦૨ સરનામે જ કરવો.



વર્ષાંતે ફાઈલમાં ખૂટતા અંકો મળ્યા નથી એવી ફરિયાદ યોગ્ય નથી. અંક ન મળ્યાની જાણ એ જ માસમાં કરવી.



તંત્રી–મુદ્રક–પ્રકાશક

રતિલાલ મૂ. 'અનિલ'

માલિક : આર. આર. રૂપાવાળા

ફોન : ૪૫૦૨૮

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સુરત-૩૯૫૦૦૨

મુદ્રણસ્થાન : નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દરપુરા, આંબાવાડી-સુરત.

## બિલ્લીપગની ચાંદની / રાધેશ્યામ શર્મા

આ અમાસને ભૂંસી નાખવી છે
અંધારાની શાહીને ચૂસી નાખવી છે
ગગનનું વૈધવ્ય અકલ્પ્ય
જ્યાં લગી ચાંદો સૂરજ તપે.
પૂનમના પનોતા સિક્કાની
બીજી પા છે
પનોતી સમી અમાસ.
પ્રકાશની પરિણતિ છે પૂનમે.
અંધકારની પરાકોટિ છે અમાવાસ્યે.
અજવાસની રેખા જો
નવવધૂના અવગૂંઠનને ભેદી
નાસિકાએ ઝૂલતા નંગની
આરપાર જઈ શકે
તો
તિમિરશર
ઉરોજફાટને વીંધી શકે.
અર્જુને તાકી લીધી'તી
એકમેવ પક્ષી–આંખ–
–પ્રકાશ પરિણામે નહિ,
હતું યોગદાન
અંધારાના પરિમાણનું પણ.
જ્યોત્સ્નાને ભૂંસ્યા વિના
અમાવાસ્યાને
નામશેષ ક્યાંથી કરી શકું ?
સ્વીચ ઑફ કરતાં જ
બિલ્લીપગે
ચાંદની ઘૂસી ઘરમાં....

## કાળા આશીર્વાદ / રતિલાલ 'અનિલ'

માથે કોઇ વડીલ રહ્યા નથી (?)
'હુંપદ તજો હરામી
દુનિયા નથી સદાની'
નાટકના ગાયકને કહેવું પડે
એવો 'હું' નથી, 'પદ' નથી;
મારા પડાવને 'ઘર' કહે છે
તે બીજાનું છે
(અગાઉ તે ત્રીજા 'બીજા'નું હતું)
તે કાંગારું નથી
પણ હું પેટાભાડૂત છું
બારીઓ છે એટલે ઘર છે
(કાળી ગુફા નથી)
સ્વનામધન્ય 'ઉપલા માળે'–
તેમાં બહુધા રાત્રે રહું છું
(રાત મને રહેવા દે છે, રાત જ રાખે છે)
મારે માથે કોઈ વડીલ રહ્યા નથી
ઘરની આગળ પાછળ
બે મિલ, બે ચીમની છે
ઊંચી ઊંચી, વડીલોના વડીલ જેવી
તે આશીર્વાદમાં
મારા પર કાજળ વેર્યા કરે છે.
–મેં 'વડીલોના વાંકે' નાટક જોયો નથી.

## ઇકબાલી મુક્તકો / અંજુમ વાલોડી

દોશ બ રાહબર ઝનદ,
રાહ યગાના તય કુનદ;
મીન દહદ બ હસ્તે કસ,
ઇશ્ક ઝમામે ખેશ રા !



પ્રેમ નિજની લગામ ક્યારે પણ,
અન્યના હાથમાં ન આપે છે;
માર્ગદર્શકને પીઠ દેખાડી,
એ સ્વયં નિજનો માર્ગ કાપે છે.



ગઝલે ઝદમ કે શાયદ,
બ નવા કરારમ આયદ;
તપે શૌ'લા કમ ન ગર્દદ,
ઝ ગુસસ્ત ને શરારા.



એમ ધારીને મેં ગઝલ છેડી,
કે વળે મારા દિલને કંઈ શાંતિ;
એક તણખો ઊડી જતાં કિન્તુ,
લાહ્યની ઉષ્ણતા નથી ઘટતી.



ખખિલ્વતશ ચુ રસીદી નજર બ ઊ મકુશા,
કે આંદમેસ્ત, કે કાર અઝ નઝારા મીગુઝરદા.



તું પ્રિયાના વાસમાં પ્હોંચે અગર,
ના જરી એના તરફ કરજે નજર;
હોય છે એ તે સમય, કે જે સમે,
કાર્ય સૌ થઈ જાય છે દર્શનથી પર.



નિગાહે બેઅદબ ઝદ રહનાહા
દર ચશ્મેં તન્હાઈ,
દિગર આલમ બિના કુન ગર
હજાબે દર્મિયાં ખાહી !



પાડી ગઈ છે ગગનમાં બાકોરાં,
કોઈની એક વિનયવિહોણી નજર;
તારે રહેવું જ હોય પરદામાં,
એક નવા વિશ્વનું જ સર્જન કર !

## ગરૂડની ઉડાન / રતિલાલ 'અનિલ'

મરા બરાહે તલબ બારદર ગિલસ્ત હનોઝ,
કે દિલ બ કાફ્લઓ રખ્તો મંઝિલસ્ત હનોઝ.

— ઈકબાલ

શોધમાર્ગે હજી ય મુજ કાયા
મુજને એક બોજરૂપ લાગે છે;
કે હજી પણ આ મારું ઘેલું દિલ,
સંઘ, સ્વારી, પડાવ માગે છે !

અનુ. અંજુમ વાલોડી

બાગમાં લીલા ઘાસની બિછાત પર ઊભેલા વિવિધ પુષ્પોના છોડ જોઈને ક્યારેક લાગે છે : કેટકેટલું વૈવિધ્ય છે ફૂલોમાં ! આપણે પ્રાણી માત્રને 'માણસ' માનતા નથી, કારણ કે માનવથી ઇતર પ્રાણીઓનાં રૂપરંગ, આકાર જુદાં છે, તો પુષ્પોમાં ય શું એવું નથી ? સૌના આકાર જુદા છે, કોઇ કોઈ નાનાં છે, તો કોઇ કોઈ ખૂબ મોટાં છે. કેટલાં ય નિર્ગંધ છે, કોઈકમાં માત્ર ગંધ છે, તો કેટલાયમાં પોતીકી સુગંધ છે ! આટલા વૈવિધ્ય છતાં દરેક ફૂલને 'ફૂલ' જ કહીએ છીએ, તો રૂપરંગ, સ્વભાવે જુદાં પ્રાણીઓને માણસ કેમ નથી કહેતા ? પ્રાણી અને ફૂલ – આ સર્વનામની એકતાની બહાર પણ બંનેમાં કોઈ એકતા નથી ? આપણે ફૂલ, કળીઓને વિવિધ કે

એનામાં કળાકારની ગુહ્યતા નહીં, પણ પયગમ્બરી સ્પષ્ટતા છે. એ પ્રગટ આકાશ જ કેવું ગહન ગુહ્ય અનુભવાય છે ! પ્રગટતાની સૂક્ષ્મતા, રહસ્યમયતા એટલે આકાશ, ઈકબાલ વારંવાર તેના ભાવકને પૃથ્વી પરની ગરૂડની પાંખે ઉડાવીને આકાશે જ લઈ જાય છે. એની શાઈરીના સંઘ, સવારી અને પડાવોને પસાર કરી એની આકાશગામી સૌ પહોંચીએ તો બધું ભૂલીએ અને એ જ યાદ રહી જાય એવું મને તો લાગે છે.

સિતારોં કે આગે જહાં ઔર ભી હૈ–

આ ભાષા કોઈ સોનેરી ગરૂડની છે, 'પ્રેમની કસોટીઓ મારી રાહ જુએ છે–' કહેનારનો મિજાજ પયગમ્બરી છે. □

૫–૯–'૮૯

## સાભાર સ્વીકાર

૩૩ મહોરાં : એકપાત્રી અભિનેય કૃતિસંગ્રહ, આર. ડી. દેસાઈ; મૂલ્ય ૨૫ રૂપિયા

દરવાજો ખોલો : એકાંકીસંગ્રહ : આર. ડી. દેસાઈ, મૂલ્ય ૨૦ રૂપિયા.

પ્રકાશક બંનેના : સુમીરાનંદ કોમ્યુનિકેશન, ૮–એ, ઊર્મિકુંજ સોસાયટી, સેંટ ઝેવિયર્સ કૉલેજ સામે, અમદાવાદ–૩૮૦ ૦૦૯.

યુગચેતના સ્મૃતિગ્રન્થ : શ્રારામ શર્મા સ્મૃતિગ્રન્થ : પ્ર. યુગચેતના સ્મૃતિગ્રન્થ સમિતિ C/O યુગસહિત્ય પ્રચાર કેન્દ્ર, દવાખાના શોપિંગ સેન્ટર, કોસિન્દ્ર–૩૯૧ ૧૪૦, તા. સંખેડા, જિ. વડોદરા.

બ્લેક ફોરેસ્ટ : કાવ્યસંગ્રહ : ચન્દ્રકાન્ત ટોપીવાળા, પ્ર. પાર્શ્વ પ્રકાશન, નિશાપોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ – ૩૮૦૦૦૧. મૂલ્ય : ૧૫ રૂપિયા.

## રસ્તો / સાંદીપનિ

મથુરાને એકલ નિસ્તેજ થાકેલો પડેલો માર્ગ જોતાં લાગે છે: આખા દિવસની વ્યસ્તતાએ આને બસ આ જ કમાણી કરી આપી? કોઈ એના પર એંઠા કાગળ ફેંકી ગયું છે, વાહનોમાંથી પડેલાં તેલનાં નિશાન છે, ન ગમે એવા વાહનોનાં પૈડે કચડાયેલી પીસાએલી ધૂળ છે.... અત્યારે એની પાસે કેવળ ઘોંઘાટરહિતતાની રાહત સિવાય શું છે? આટઆટલાં ગમન–આગમન પછી યે તેની પાસે કોઈ સ્મરણ છે ખરું? કોઈ સિગારનું સળગતું ઠુંઠું ફેંકી ગયું, કોઈએ પાનની પીચકારી વીઝી, કોઈએ વળી પગ પણ થપકાર્યો હશે... નાનાં નાનાં પગલાંનાં પગરવ તો નહીં હોય એની પાસે, અને હશે તો ઘોંઘાટે અને સડસડાટ દોડયે જતાં પૈડાંઓએ એને કચડી નાખ્યા હશે... આ વિખ્યાત માર્ગે દિવસભર અતિ વ્યસ્ત રહી દિવસને અંતે શી કમાણી કરી? કદાચ પોલિસે ટ્રાફિક રોકી કોઈ પછડાઇ પડેલા માણસની પીડાને અવગણીને તટસ્થભાવે, અસ્પૃશ્યભાવે એના પર કશુંક નજીકની દુકાનેથી મંગાવી તેના પર બેસી કાગળિયાં કર્યાં હશે...અને મન અભિસારિકાના પથે આંખ માંડે છે તો પગલાંનો પદસ્પર્શનો કેફ ચઢયો હોય એમ એ કેડી અલસ પડી છે... કયાં એ દૂર સરી ગયેલાં પગરવને કાન માંડીને એકચિત્તે સાંભળ્યા કરે છે, ગંતવ્ય સ્થાન નિકટ આવતાં વધી ગયેલા અભિસારિકાના શ્વાસોચ્છ્વાસના ઓલાંશ જેવા મધુર ધ્વનિને એ સાંભળે છે... આતુરતાના ઉત્કંઠ ઉચ્છ્વાસની ગંધનો એ કેડીને જાણે મધુર કેફ ચઢયો છે.

ગમન – આગમન તો ચાલ્યા જ કરે છે... કોણ નોંધ રાખે છે, કોણ ગયું અને કોણ આવ્યું એની! ધ્વનિઓ હવામાં ફંગોળાયા કરે છે, કોણે બે મીઠી વાત કરી, કોણ રૂપાની ઘુઘરી જેવું હસ્યું... કોણ પગના અંગૂઠે ધરતીને ખોતરવાનો અનાયાસ નિષ્ફળ કર્યો... અસ્તિત્વની

એનામાં કળાકારની ગુહ્યતા નહીં, પણ પયગમ્બરી સ્પષ્ટતા છે. અને પ્રગટ આકાશ જ કેવું ગહન ગુહ્ય અનુભવાય છે ! પ્રગટતાની સૂક્ષ્મતા, રહસ્યમયતા એટલે આકાશ, ઇકબાલ વારંવાર તેના ભાવકને પૃથ્વી પરથી ગરૂડની પાંખે ઉડાવીને આકાશે જ લઈ જાય છે. એની શાઈરીના સંઘ, સવારી અને પડાવોને પસાર કરી એની આકાશગામી સફરે પહોંચીએ તો બધું ભૂલીએ અને એ જ યાદ રહી જાય એવું મને તો લાગે છે.

સિતારોં કે આગે જહાં ઔર ભી હૈ–

આ ભાષા કોઇ સોનેરી ગરૂડની છે, 'પ્રેમની કસોટીઓ મારી રાહ જુએ છે–' કહેનારનો મિજાજ પયગમ્બરી છે. □

૫–૯–'૮૯

## સાભાર સ્વીકાર

૩૩ મહોરાં : એકપાત્રી અભિનેય કૃતિસંગ્રહ, આર. ડી. દેસાઇ; મૂલ્ય ૨૫ રૂપિયા

દરવાજો ખોલો : એકાંકીસંગ્રહ : આર. ડી. દેસાઇ, મૂલ્ય ૨૦ રૂપિયા.

પ્રકાશક બંનેના : સુમીરાનંદ કોમ્યુનિકેશન, ૮–એ, ઊર્મિકુંજ સોસાયટી, સેંટ ઝેવિયર્સ કૉલેજ સામે, અમદાવાદ–૩૮૦ ૦૦૯.

યુગચેતના સ્મૃતિગ્રન્થ : શ્રીરામ શર્મા સ્મૃતિગ્રન્થ : પ્ર. યુગચેતના સ્મૃતિગ્રન્થ સમિતિ C/O યુગસહિત્ય પ્રચાર કેન્દ્ર, દવાખાના શોપિંગ સેન્ટર, કોસિન્દ્ર–૩૯૧ ૧૪૦, તા. સંખેડા, જિ. વડોદરા.

બ્લેક ફૉરેસ્ટ : કાવ્યસંગ્રહ : ચન્દ્રકાન્ત ટોપીવાળા, પ્ર. પાર્શ્વ પ્રકાશન, નિશાપોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ – ૩૮૦૦૦૧. મૂલ્ય : ૧૫ રૂપિયા.

## રસ્તો / સાંદીપનિ

મન્વરાને એકલા નિસ્તેજ થાકેલો પડેલો માર્ગ જોતાં લાગે છે : આખા દિવસની વ્યસ્તતાએ આને બસ આ જ કમાણી કરી આપી ? કોઈ એના પર એંઠા કાગળ ફેંકી ગયું છે, વાહનોમાંથી પડેલાં તેલનાં નિશાન છે, ન ગમે એવી વાહનોનાં પૈડે કચડાયેલી પીસાએલી ધૂળ છે.... અત્યારે એની પાસે કેવળ ઘોંઘાટરહિતતાની રાહત સિવાય શું છે ? આટઆટલાં ગમન–આગમન પછી યે તેની પાસે કોઈ સ્મરણ છે ખરું ? કોઈ સિગારનું સળગતું ઠુંઠું ફેંકી ગયુ, કોઈએ પાનની પીચકારી વીઝી, કોઈએ વળી પગ પણ થપકાર્યો હશે... નાનાં નાનાં પગલાંનાં પગરવ તો નહીં હોય એની પાસે, અને હશે તો ઘોંઘાટે અને સડસડાટ દોડયે જતાં પૈડાંઓએ એને કચડી નાખ્યા હશે... આ વિખ્યાત માર્ગે દિવસભર અતિ વ્યસ્ત રહી દિવસને અંતે શી કમાણી કરી ? કદાચ પોલિસે ટ્રાફિક રોકી કોઈ પછડાઇ પડેલા માણસની પીડાને અવગણીને તટસ્થભાવે, અસ્પૃશ્યભાવે એના પર કશુંક નજીકની દુકાનેથી મંગાવી તેના પર બેસી કાગળિયાં કર્યાં હશે...અને મન અભિસારિકાના પથે આંખ માંડે છે તો પગલાંનો પદ્સ્પર્શનો કેફ ચઢયો હોય એમ એ કેડી અલસ પડી છે... ક્યાં એ દૂર સરી ગયેલાં પગરવને કાન માંડીને એકચિત્તે સાંભળ્યા કરે છે, ગંતવ્ય સ્થાન નિકટ આવતાં વધી ગયેલા અભિસારિકાના શ્વાસોચ્છ્વાસના બોલાશ જેવા મધુર ધ્વનિને એ સાંભળે છે... આતુરતાના ઉત્કંઠ ઉચ્છ્વાસની ગંધનો એ કેડીને જાણે મધુર કેફ ચઢયો છે.

ગમન – આગમન તો ચાલ્યા જ કરે છે... કોણ નોંધ રાખે છે, કોણ ગયું અને કોણ આવ્યું એની ! ધ્વનિઓ હવામાં ફંગોળાયા કરે છે, કોણે બે મીઠી વાત કરી, કોણ રૂપાની ઘુઘરી જેવું હસ્યું... કોણ પગના અંગૂઠે ધરતીને ખોતરવાનો અનાયાસ નિષ્ફળ કર્યો... અસ્તિત્વની

આ ફોરમ તો ઊડતી ધૂળ, આવ-જાના અવાજોમાં ભીંસાઈને વેર-વિખેર થઈ જાય છે— હોવું છતાં ન હોવુ એ શું માત્ર માણસનો અનુભવ છે ? આ બધું હતું અને હોય છતાં તે નથી એવી ગેર-હાજરીમાં આ માર્ગ જીવ્યા કરે ત્યારે નાની નાની ક્રિયાઓ, તેનાં સ્પંદનો પણ હોવા છતાં, હોય છે ખરાં ?

કોઈ ખાલી હાથે આવે છે અને સત્તાર પડયે ચાલ્યો જાય છે. નાયક અને નાયકાની વાત કહેતી કવિતા, નવલિકા, નવલકથા કહે છે, પેલો નાયિકાનું હૈયું લઈને ચાલ્યો ગયો, કોઈ કહે છે કે ગયો શરીર લઈને, હૈયું તો નાયિકા પાસે મૂકી ગયો. સ્થૂળ હેરાફેરીમાં આવાં પરિવર્તનો આપ-લે તો માત્ર કવિને જ દેખાય છે.

મધરાતના સ્તબ્ધ માર્ગને વિરક્ત ભાવે જોયા કરું છું અને એક સૂની કેડી સાંભરે છે, સંભવ છે કે કોઈ સંસ્કૃત કવિએ એ કંડારી હોય. એક બારીમાંથી બે આંખો એને જોયા કરે છે. કિનારે લાંગરેલા વહાણ પર મોટું પાટિયું હોય છે જેનો બીજો છેડો કિનારાની જમીન પર હોય છે. કેડીને જોઈ રહેલી આંખને થતું હશે: વહાણ ઊપડે છે અને પેલું લાંબું પાટિયું ઉઠાવી લેવામાં આવે છે તેમ આ કેડીને ઉઠાવી લઈ શકાતી હોત તો કેવું સારું ! તો તો જનારો જઈ શકયો જ ન હોત ! પેલા મૂઆ કુકડને શું સૂઝયું તે બોલી ઊઠયો, ફરી બોલ્યો અને તેનામાં ચાલ્યા જવાની જાગ્રતિ આવી. મૂઇ એ જાગ્રતિ... જે જાગ્રતિ કોઇનું કંઈ પડાવી લે, આપ્યું હોય તે નિર્દયપણે લઇ લે, તે શું જાગ્રતિ હોય ?

કેટલાંક પગલાં એવાં હોય છે કે તે પોતાની સાથે કેડીને પણ લઇ જાય છે... એમના આગમને એ કેડી બીજી જ બની ગઈ હતી તેને એ જતી વખતે પગલે પગલે ઉપાડતો જાય છે... પથરાયેલી લાલ જાજમ સંકેલાય તે તો સ્થૂળ આંખો જુએ છે, પણ નવી પથરાતી અને વિદાય સાથે સંકેલાયે જતી કેડીને તો વિદાયનાં પગલાંને જોઈ રહેલી આંખ જ જોઈ શકે છે... અને છતાં એક અદશ્ય ફોરમ તો

એ કેડી પર રહી જ જાય છે અને તે જ તો વ્યાકુળ કરે છે. સુગંધી શ્વાસ-ઉચ્છ્વાસે હવાને નવો પ્રાણ આપ્યો છે તેને લઈ જવા માટે આવતો પવન પણ અળખામણો લાગે છે.. આ પ્રાણમય ગંધને વિખેરી નાખવામાં તને તે કયો ક્રૂર આનંદ આવે છે? એમ પૂછવાનું મન થઈ જાય..

એવા જ કોઈ સુગંધી ઉચ્છ્વાસ છોડી કેડીને લઈને ચાલ્યા ગયેલા નાયકને મળેલી, બાલિકા એથી પાછી ફરે છે. એ અરીસા પાસે જાય છે અને પરિચિત ચહેરાને બદલે કોઈ બીજો જ ચહેરો જુએ છે! સખીને પૂછે છે:

સખી, કહે તો–
હું પણ શું એની સાથે જ
પ્રવાસે ચાલી ગઈ છું?
આ દર્પણમાં તો
કોઈ જુદી જ સુમુખી દેખાય છે!

ડૉ. હરિવલ્લભ ભાયાણી અનુદિત આ મુક્તક કહે છે કે આવનાર હૃદય જ નહીં. ચહેરો પણ લઇ જાય છે! કેડીને તો પેલા વહાણે ચઢવાને પાટિયાની જેમ ઉપાડી લઇ શકાતી નથી, તો ચાલ, હું જ એની સાથે એને ખબર ન પડે એ રીતે ચાલી જાઉં! અરે એવા સંકલ્પની જાગૃતિ યે ક્યાં હોય છે? એણે અરીસામાં જોયું ત્યારે જ જાણ થઇ– હું તો એની સાથે જ ચાલી ગઈ છુ– આ તો કોઈ બીજી સુમુખી છે!

ચમત્કારિક સ્પર્શો કેવું રૂપાન્તર કરી નાખે છે! જ્યાં જ્યાં સ્પર્શ થયો હોય ત્યાં ત્યાં બધું બદલાઈ જાય છે... પેલી કેડી પણ તેના આગમન પહેલાં હતી એવી ક્યાં છે! એના પદસ્પર્શે એનું પણ રૂપાન્તર થઈ ગયું છે અને જે ચહેરે હસ્તસ્પર્શ થયો એ પણ બદલાઈ ગયો. એ સ્પર્શ સાથે જ જાણે હતો એ ચહેરો ચાલ્યો ગયો..

અનુભૂતિનું શબ્દોમાં રૂપાન્તર એ કવિતા છે, તો આ રૂપાન્તર

શું છે ? એ માત્ર નાયિકાની જ કવિતા રહેતી નથી, તે ભાવકની પણ કવિતા બની જાય છે, ભાવક પણ પહેલાં જે હતો તે રહેતો નથી, કાવ્યસ્પર્શે એનું પણ રૂપાન્તર થતું જાય છે...? એક બીજી વાત બની લાગે છે.

પોતાનું એક અપરિચિત રૂપ પોતામાં જ સંતાઈને બેઠું હોય છે. નોકર રાખનારા એને હાંક મારવાની ઉદ્ધતાઈ કરે છે ખરા, પણ તે બહાર આવતું નથી, પણ કોઈ એવી વ્યક્તિ આવે છે, અસ્તિત્વને સ્પર્શે છે કે પેલું છુપાઈને બેઠેલું આપણું રૂપ આપોઆપ પ્રગટ થઈ જાય છે: 'અરે, હું આ પણ છું !' એવો આશ્ચર્યભાવ પ્રગટ કરવાની ક્ષણ તો ત્યારે નથી હોતી પણ ટાણું ઉજવાઈ ગયા પછી પેલું સ્વરૂપ પાછું અંતરમાં ઓગળી જાય છે છતાં તેની આભા, તેની માદક ગંધ આછી આંછી તો રહી જ જાય છે અને થાય છે: 'અરે, હું આ પણ છું ? આને તો હું જાણતો જ નહોતો !' જીવનમાં એવો ચેતનસ્પર્શ, સંજીવનસ્પર્શ ન થાય ત્યાં સુધી આપણે પોતે પણ આપણા એક ગોપિત્ત રૂપથી અજાણ્યા રહી જઈએ છીએ. જેના જીવનમાં એવો પારસમણિસ્પર્શ છે તે ધન્ય છે, અને એ ધન્યતા જ એવી અંગત હોય છે કે પોતે પણ બીજા માટે પારસમણિ બન્યાની એને જાણ પણ હોતી નથી...

☐

આ ભારઝલ્લો રસ્તો પડી રહ્યો છે, એને ઉપાડી શકાય એમ નથી. એ આમ જ પડી રહેશે અને ફરી એના પર ગમન–આગમન ચાલ્યા કરશે. એના પર પડનારી નજરને આવ–જાના ઘસરકા લાગ્યા કરશે, પેલી કેડી નજરને સ્થિરતા આપે છે એવી શક્તિ એનામાં નથી. અહીંથી જનારા કોઈ ને કોઈ સ્થૂળ ચીજ નહીં તો બોઝીલ આશય લઈને જાય છે, એ સાર્વજનિક મહોરાને હાથ છે, પણ એક સ્પર્શે કોઈનો ચહેરો લઈ જવાની ચમત્કારિક શક્તિ એનામાં નથી. ☐

૧૩–૧૦–'૮૮

શે'ર / રતિલાલ 'અનિલ'

ઝાંઝવાં આમ તેમ રખડે છે,
કોઈ રહેઠાણ હોય તો સારું.
— મનહર મોદી

આમ તો રેતીના સમસ્ત પટ પર ઝાંઝવાં આ છેડેથી તે પેલે છેડે સુધી હોય છે–'જે અહીં છે તે જ ત્યાં ય છે' એમ ઈશ્વર વિશે કહેવાયું છે તે રેતીના આ કિનારેથી તે કિનારા સુધી જે વ્યાપ્ત છે તેને વિશે પણ કહી શકાય. આ સરખામણી ઘણાને અરુચિકર લાગશે, પણ જેણે આ દશ્યજગતને મિથ્યા, માયાલોક કહ્યું, તેણે ય બીજું શું કહ્યું છે? આમ તો રેતીનો આખો આ ભરબપોર ઝાંઝવાંનું રહેઠાણ લાગે છે, પણ એ તો અજંપાથી અહીંથી ઠેઠ પણે સુધી દોડે છે, રખડે છે. સાગર એ શું મોજાંનું રહેઠાણ છે? છે તો એ સાગરમાં જ, એની બહાર એનું અસ્તિત્વ જ નથી, છતાં એમની રઘવાઈ દોટ... સાગર એ મોજાંનું રહેઠાણ જ છે એમ તો પૂરવાર નથી થતું. સાગરની બહાર મોજાંની ગતિ નથી તો શું જીવન પણ છે ખરું? રઘવાઈ દોટ–એ જ શું જીવન છે? એની ગતિને તો ધ્વનિ યે છે, કિનારે તો પછડાટની હાંક પણ છે, એટલું જીવનનું સૂચન તો છે, પણ આ ઝાંઝવાંની ગતિને તો સાદ કે ધ્વનિ એ નથી. પ્રકાશને ગતિ તો હોય પણ ધ્વનિ હોતો નથી. પ્રકાશ મૂંગો મૂંગો આવે છે અને એમ જ વિલાય પણ છે અને

પ્રકાશમાં રઘવાયાં દોડયે જતાં ઝાંઝવાં મૂગાં છે અને મૂગાં મૂગાં જ વિદાય થવાનાં. પ્રકાશ છે એટલે ઝાંઝવાં પણ છે-રણનું આ કેવું કઠોર સત્ય છે ! રણને પ્રકાશની શી જરૂર ! એ ઝાંઝવાંમાં જીવે છે એ માટે કે ઝાંઝવાં એમાં જીવે એ માટે ? કંગાલો પાસે અધ્યાત્મનો પ્રકાશ લઈ જનારા જાણે છે ખરા કે રણમાં પ્રકાશનું આગમન ઝાંઝવાં માટે હોય છે? જ્યાં સાવ સામાન્ય જમીન છે ત્યાં કંઈ પ્રકાશનો અર્થ છે, પણ જ્યાં ધરતી જ નથી, નરી રેતી છે, ત્યાં પ્રકાશ જશે તો શું ઉત્પન્ન થશે ? તો એમને શું અંધકારમાં રહેવા દેવા ? રણની રાત્રી જ ટાઢી કંઈ અમીભરી હોય છે. આખો દિવસ રઘવાયાં રખડેલાં ઝાંઝવાં પાઢી ગયાં છે, પેલો સૂરજ આવે તે સાથે એ તરત નહીં જાગે ! આખા દિવસના રઝળપાટનો થાક એને સફાળાં ઊઠવા નહીં દે ! સૂરજ એને ધાર ધારે ઉગ્ર થઈને ઉઠાડશે અને ઊઠશે તેવાં રઘવાઈ દોટ મૂકશે.

અજંપો હોય ત્યારે પ્રકાશથી પણ આંખ બળે છે, આંખ આડો હાથ થઈ જાય છે અને રણમાં તો સૂર્યનો પ્રકાશ અળખામણો ય થઈ જાય છે... 'એ જ્ઞાન મને ખપતું નથી.' કહેનારી સુદામાની પત્ની કદાચ જ્ઞાનને ઝાંઝવાં રૂપે જુએ છે... દારિદ્રતાની રેતી પર પડેલો સૂર્ય-પ્રકાશ આવકાર પામતો નથી... અહીં ઇન્દ્રધનુષ્ય પણ 'લોહીના રંગ સાત' એવો અર્થ લઈ આવતું હોય...રણમાં સૂર્ય પ્રતિષ્ઠિત થઈ શકતો નથી, દરિદ્રતામાં જ્ઞાન પ્રતિષ્ઠિત થઈ શકતું નથી... એમ લાગે છે કે જ્ઞાન અને સૂર્ય આ ધરતીને દ્વારાંવહોણી માને છે એટલે એ બધે પહોંચી જતાં હશે... પણ સપાટ ધરતી પર પણ દ્વાર હોય છે અને વિવેકી ત્યાં થોભી જાય છે: જ્ઞાન અને સૂર્ય પહોંચે એ પહેલાં ત્યાં માટીએ અને જીવને ભલે તેની પ્રાથમિક સ્થિતિમાં પહોંચી જવું જોઈએ. અમે જ મૂળભૂત આધાર છીએ એમ સ્વીકારવામાં સૂર્ય અને જ્ઞાન સાચાં હશે— માનવી માટે તો સનાતન સાપેક્ષ બની જાય એવો એના પર શાપ છે... એ શાપને સમજતા નથી તે સનાતન

પણ સાપેક્ષ શાપ માણસ માટે બની જાય છે... રણ માટે સૂર્ય જ ઝાંઝવાં બની જાય છે, દરિદ્રતા માટે બ્રહ્મજ્ઞાન જ ભ્રમ બની જાય છે. પ્રકાશને રણમાં વાવી શકતો નથી. એ ઉપર ઉપર જ રઘવાયો રઘવાયો રખડયા કરે છે, ઝાંઝવાં નહીં પ્રકાશ રૂપાંતરે રખડયા કરે છે... રણ અંધકારમાં જ શાંતિ અનુભવે છે. અંધકાર પણ રણમાં વાવી શકાતો નથી, એ પણ ઉપર જ ઠરે છે, પણ કોઈ ભ્રમ ઉત્પન્ન કરવામાં નિષ્ફળ જાય છે, કદાચ એની એવી ઇચ્છા–અપેક્ષા જ નથી; અપેક્ષાઓ પ્રકાશ અને જ્ઞાનને હોય છે ... ... જ્ઞાન નવી પીડા આપનારું અને અજ્ઞાન સાંત્વન બની જાય એવી, વિચિત્ર માણસની પરિસ્થિતિ છે. એટલે જ તો બપોરટાણે આવેલા જિજ્ઞાસુને બુદ્ધ તેને પ્રથમ પૂછે છે : તેં આહાર કર્યો છે ? ભિક્ષુઓને કહે છે કે ભિક્ષાન્ન હોય તે આને આપો અને વળી જિજ્ઞાસુને કહે છે કે જમ્યા પછી આરામ કર, તે પછી આપણે વાત કરીશું ! અનંત અખંડ સમયને નામ અને વિશેષણો આપી એના ખંડ પાડી દેવાયા છે, અખંડ સત્યના, સનાતન સત્યને માનવીનું સ્થિતિ, પરિસ્થિતિજન્ય સત્ય, એમ ભાગલા પાડી નાખે છે....પાણીમાં લકીર પાડનારો તો એ લકીર જુએ જ છે. પાણીમાં ખાડો પડતો નથી, પણ માણસ જાણે છે કે મેં કયાંથી ખાલી ડોલ ભરી છે...

ઝાંઝવાંને જમીન આપો, એ દેખાશે નહીં, છતાં હશે ખરાં ! એણે અદૃશ્ય રૂપો ધારણ કર્યાં હશે. 'દેખવું નહીં અને દાઝવું યે નહીં' એવું ભ્રામક સુખ માણસે મેળવ્યું છતાં એ જમીન પર ઝાંઝવાં અનેક રીતે અનુભવવાનો. 'ભૂખ કરતાં ભાલા સારા' એવું સાંત્વન અહીં પામતો હશે ! ઝાંઝવાંને રહેઠાણ નથી મળ્યું એવું નરી નજરે તો લાગે છે, પણ જમીનમાં બધું રોપી શકાય છે, કૌવચનો છોડ તો રોપવો યે નથી પડતો, તો પછી ઝાંઝવાં યે રોપવાનાં ન હોય. માણસને અપેક્ષિત તો એને રોપવું વાવવું પડે છે, પણ નિંદામણ આપમેળે ઊગે. પણ નિંદામણ શું અને પાક

શું ? પાક વિશે પણ ચર્ચા ચાલ્યા કરે છે. નિંદામણનો ક્યાંક ખોરાક બને છે અને ખોરાકમાં યે કેટલોક નિસિદ્ધ ઠરે છે અને પથ્ય સામે પણ અપવાસ આવે છે. આ ભૂમિમાં ઝાંઝવાં છે અને કદાચ એમને ઠરેલાં, ઠામ પાડવાના પ્રયત્નો ચાલે છે એ ઝાંઝવાં છે...

ઝાંઝવાંને પેલા રણમાં તો રઝળપાટ મળ્યો છે પણ આ ભૂમિ પર વસેલા સંસારમાં તો રૂપાન્તરે ક્યાંક ક્યાંક રહેઠાણ મળેલું છે, ત્યાંય એને કોઈ કોઈ ઠેસ પહોંચાડવા, હડસેલવા આવે છે ખરા, પણ ખુદ તેમને જ ઠેસ પહોંચાડવા ને હડસેલી મૂકવા જેટલું વ્યવહાર જગત સંપીલું છે.

કવિએ તો દાઢમાંથી વ્યંગ કર્યો 'ક્યાંક રહેઠાણ હોય તો સારું,' જે નથી છતાં દેખાય છે તે રણનાં ઝાંઝવાં અને જે છે છતાં દેખાતાં નથી એ ઝાંઝવાં. માણસની સામે આ સનાતન પડકાર છે, એ ઝીલે છે તે જુએ છે, બતાવે છે, પણ વ્યસ્ત માણસને એ જોવાની ક્યાં ફુરસદ પણ છે ? વાસ્તવમાં એને જે બતાવાય છે તે તો એણે કોઈ ને કોઈ સ્વરૂપે અનુભવ્યું હોય છે, અને છતાં... □

□ પોતાના પડછાયાને કોઈ ડાઘ કહેતું નથી.

□ પારકા કૂવામાં બધા જ પથ્થર નાખે.

□ ચકલીને સંધિવા થતો નથી.

□ કૂવો અને માણસ — ઓછા પાણીએ ઊંડા !

□ મ્યાન ન હોત તો તલવાર, 'તલવાર' કહેવાતે, 'નાગી' નહીં !

□ હવા ખાવા માટે ખાલી ચમચીની જરૂર પડતી નથી.

□ સેનાપતિ પોતાની કબર બાંધે તે પહેલાં અનેકની કબર બાંધી નાખે છે.

□ ઘરડી ઘડિયાળને પણ ભૂતકાળની ટક ટક સાંભરે છે.

— રતિલાલ 'અનિલ'

## બે ગઝલ : એક તુલનાત્મક દૃષ્ટિકોણ /
ડૉ. મણિલાલ હ. પટેલ

## જાહેરમાં એ દમામ / (ગઝલ) 'મરીઝ'

જાહેરમાં એ દમામ કે પાસ આવવા ન દે,
અંદરથી એ સંભાળ કે છેટે જવા ન દે.

છોડ્ એવા શ્વાસને કે કશો એમાં દમ નથી,
જે મોતનો પસીનો સૂકવવા હવા ન દે.

મનદુઃખ થશે જરામાં કે ઊર્મિ–પ્રધાન છું,
તારી બધીય વાત મને જાણવા ન દે.

તુજ દર્દ જોઈએ છે મગર આટલું નહિ,
થોડી કચાશ કર, મને પૂરી દવા ન દે.

એના ઈશારા રમ્ય છે પણ એને શું કરું ?
રસ્તાની જે સમજ દે, અને ચાલવા ન દે.

એવા કોઈ દિલેરની સંગત દે ઓ ખુદા,
સંજોગને જે મારું મુકદ્દર થવા ન દે.

આનંદ કેટલો છે બધી જૂની યાદમાં,
કિંતુ સમય જો એમાં ખયાલો નવા ન દે.

કેવો ખુદા મળ્યો છે ભલા શું કહું 'મરીઝ',
પોતે ન દે, બીજાની કને માગવા ન દે.

## ભાષાભવનને પાર / (ગઝલ) અદમ ટંકારવી

બારાખડી વટાવ પછી એક મુકામ છે,
ભાષાભવનને પાર ફકીરોનું ધામ છે,

તમને અડયો તો ટેરવું ઝળહળ થઈ ગયું,
નાની શી એ ઘટનાનું હવે સૂર્ય નામ છે.

તૌબા કરી તો એનું પરિણામ જોઇ લ્યો :
છે દિલ હવે સુરાહી અને આંખ જામ છે.

ઘર શૂન્ય, ગામ શૂન્ય, ને પીનકોડ શૂન્ય શૂન્ય;
દીવાનગીનું તો ક્યાં કશુંય નામ ઠામ છે.

શ્રીમાન કક્કાદાસ લ્યો બીજું શું જોઇએ,
કાનો છે, દીર્ઘ ઈ છે, વિશેષણ છે, નામ છે.

સ્માનવત બજારો, કબરવત્ ઘરો, 'અદમ',
લાગે છે કોઈ સંત વિનાનું આ ગામ છે.

કવિશ્રી મનહર મોદીનો એક શે'ર છે:

'કેમ દુનિયામાં બધે અંધાર છે ?
સૂર્યને પ્રશ્નો પૂછે છે કૂકડો.'

જિજ્ઞાસુને પ્રશ્ન થવો જોઈએ. પ્રશ્ન થાય એને ઉત્તર જડવાનો. સમજણની પણ આવી શરત હોય છે. જેણે જગાડવાનું કામ કરવાનું હોય એણે પ્રથમ પહેલા તો જાગવું પડે છે.

ગઝલ અને ગઝલકાર આવી મૂળભૂતતા સાથે, જીવ અને જગત ઈશ અને ઈશ્કની સૂક્ષ્મ તાત્ત્વિકતા સાથે સન્ધાન ધરાવે છે. પ્રેમોદ્યાનમાં પ્રવેશનારને થોડાંક ડગલાં ભરતાં જ—

'કંટકો વાગે, ફૂલો ચગદાય છે'

એ વાત ઝટ સમજાય છે. એટલે એ દુનિયાદારીથી ઉપર ઊઠીને ઈશ સાથે અનુબન્ધ રચવા ઉત્સુક રહેવાનો. ગઝલકાર આ માર્ગનો સભાન મુસાફર છે. ખરેખર તો એનામાં કવિ જેવડો જ ચિંતક વસતો હોય તો મજા પડે છે.

ગઝલ સૂફીવાદનું સંતાન ગણાઈ છે. સંતમતની તત્ત્વચર્ચાને એણે પોતાના વિષયો પણ બનાવ્યા છે. જો કે આપણે ત્યાં ગઝલ પ્ર–યોગની પગથીઓ ઠેકતી ઊંચે ચડી છે; કદી આડી અવળી ચાલી છે, ક્યારેક એમાં ગર્ભગૃહનાં અજવાળાં–અંધારાં વર્ણવાયાં; ક્યારેક એણે કવિતાનો પાઠ ભજવવા કૂળગોત્ર છોડયાં છે; ક્યારેક એ પછીત પછવાડે ઉગતાં વગડાઉ ફૂલોની જેમ સુવાસ વગરની વસ્તુ બની રહી, પણ ગુજરાતીમાં ગઝલ સાતત્ય દાખવીને આગળ વધી છે; કેટલાંક સારાં પરિણામોએ એને સ્વીકારી છે; ક્યાંક એ કવિત્વથી ટકી છે તો કોક વિચિત્ર વાટ–વળાંકે એ અટકી છે.

આપણી કેટલાક ગઝલોમાં તત્ત્વ તરફી ઝૂકાવ જોવા મળે છે. દુનિયાદારીને તાકતી કૃતિઓમાં તનાવ હોય છે; એમ માલિક અને બન્દા (ભક્ત)ના સંબંધોને વર્ણવતી ગઝલોમાં એક વિશેષ ખુમારી; મિજાજ હોય છે. સંસાર સંદર્ભે સમજણ અને ઈશ સંદર્ભે જ્ઞાનને

શે'રોમાં ગૂંથતી ગઝલોને નજરઅંદાઝ કરવા જેવી નથી હોતી. આવી કૃતિઓમાં ભાષાનો સહજ સરળ પ્રયોગ હોય; એમાં કવિની નિસબત તત્ત્વ તથા જ્ઞાન સાથે હોય એમ કવિતા અને સંકેતમય કથન સાથે પણ હોય તો સોનામાં સુગંધ ભળવાવાળી વાત બને.

આ બધા સંદર્ભોને સામે રાખીને 'મરીઝ' અને અદમ ટંકારવીની પ્રસ્તુત કૃતિઓને સમજવાનો ઉપક્રમ છે.

લાગણીનું નામ પાડીએ તો એટલે અંશે એ મર્યાદિત થાય છે. જેને સ્પર્શીએ એને અટક્યાના ડાઘ પડ્યા વિના નથી રહેતા. એટલે અદમ ટંકારવી એક શે'રમાં કહે છે :

નામરૂપ કાંટાળી વાડ
જે છે તેનું નામ ન પાડ
વસ દુનિયાની વચ્ચોવચ
ને દુનિયાથી છેડો ફાડ

સંસારમાં સરસા રહીને જળકમળવત્ વસવા–શ્વસવાની આ વાત સંતો સિવાય આપણે માટે તો દોહ્યલી છે. બધા વ્યવહારો પૂરા થઈ જાય એને પેલે પાર માલિકનો મુલક શરુ થતો હશે. વાણી અટકી જાય પછી બોલનારું મૌન જ ફકીરીને સમજાવવા કાબિલ બનતું હોય છે. એટલે અદમ કહે છે :

બારાખડી વટાવ પછી એક મુકામ છે,
ભાષાભવનને પાર ફકીરોનું ધામ છે.

ગઝલ પણ ભાષામાં નથી વસતી. ભાષાપ્રપંચ પૂરો થાય પછી પ્રવર્તતી વ્યંજનામાં ગઝલનો શ્વાસ સાંભળી શકાય. દુન્યવી વ્યવહારોને વટાવ્યા વિના માલિકના મુકામ તરફ ગતિ થતી નથી. એ સમાજ – સંસારને વર્ણવતી ભાષાને પણ ફકીરો તો ત્યજી દે છે. ભાષાભવનને પાર, અર્થાત્ મૌનમાં એમની કથની આરંભાય છે. સંત બોલીને નહીં જીવીને અર્થ આપે છે; એનું વર્તન એની ભાષા છે. એટલે એ મૌન અર્થગહન હોય છે ને એ પ્રદેશ અર્થસભર. સાચી ગઝલ પણ આ

રીતે જ પ્રવર્તે છે.–આશાબ્ધિંડીનાં વળગણો વછૂટે ના ત્યાં લગી પેલો ઝળહળતો કાવ્યપ્રદેશ નજરે ચઢતો નથી.

પછી એ ફકીરીમાં કે કવિતાપ્રકાશમાં ટેરવું ઝબકોળાઈ જાય ને આખી કાયા સ્વયંસૂર્ય થઈ ઝળહળી ઊઠે એમ બને. સ્હેજ અડીએ અને ટેરવું દીવાની જ્યોત–શું ઝગમગી ઊઠે; ઉચિત રીતે જ કવિ એ ઘટનાને સૂરજનું નામ આપે છે.

પણ સંત કે માલિક સાથેનો એ અનુબન્ધ આઘો તથા અઘરો છે. જે તબાહ થઈ જાય છે એને એ સમ્બન્ધની પતીજ પડે છે. એટલે તો મરીઝ કહે છે કે મસ્જિદ કરતાં તબાહીભર્યા ઘરમાં ખુદા વધારે યાદ આવે છે! પ્રિયા–પ્રિયતમના સમ્બન્ધની જેમ માલિક અને બન્દાનો આ નાતો દુનિયાથી એકદમ ના સમજાય એવો હોય છે.

જાહેરમાં એ દમામ કે પાસ આવવા ન દે,
અંદરથી એ સંભાળ કે છેટે જવા ન દે.

પ્રેમ કે સત્સંગ એ દેખાડા માટે નથી, માલિકનો ને સંતનો તો એવો તેજતાપ હોય છે કે જાહેરમાં એમની પાસે ફરકવાનું નામુમકીન હોય છે. પણ અંદરથી એ સાચા બન્દાની ખૂબ કાળજી રાખે છે; એને જરાય અળગો ન થવા દે રીતે એ ખેંચાણ કરે છે. આપણે જોઈશું કે કશી સૂક્ષ્મ સંભાળ વગરનો દમામ તો દંભ છે. જ્યારે માલિકનો દમામ તો અંતરની કાળજીથી ઉગારો લેનારો આધાર બની રહે છે.

આ અંદરબ્હારની રમત આદમ જાણે છે એટલે એ કહે છે કે :

એ નામ તો છે લોહીમાં ઓગાળવાનું નામ,
એ નામ ક્યાં છે હોઠ ઉપર લાવવાનું નામ.

ઉચ્ચારવાથી નામને પણ ડાઘ પડી જતો ના હોય જાણે! કવિ અંદરનું અનુસંધાન ઈચ્છે છે. એ માલિકની કૃપાને જાણે છે; દુનિયાના આ મેળામાં એની આંગળી છોડનારા ભૂલા પડી ભટકે છે. આદમને તો માલિકની મ્હોર વાગી ન હોય એવી રમત પણ ખપતી નથી–

'તો પછી એવી રમતમાં શી મઝા,
જો ન સંતાવા મળે તારી ગલી.'

નશો છે તે એના નર્યા ને નીતર્યા સ્નેહનો છે. જાહેરમાં નશાની નાફરમાનીનું પરિણામ કવિ એટલે તો જુદું જ પેશ કરે છે. હૃદય ઈશ્કના સુરાહીથી છલકાય ને આંખ આંસુરૂપ આર્દ્ર આરઝૂનો જામ બને. બાકી નિરર્થકતાને એય પ્રમાણે છે :

ઘર શૂન્ય, ધામ શૂન્ય, ને પીનકોડ શૂન્ય શૂન્ય,
દીવાનગીનું તો કયાં કશું ય નામઠામ છે !

દીવાનાને સ્થળકાળ વળગે છે; દીવાનગીને નહીં ! કેમ કે દીવાનગી ઘર–ગામ–ઠામની શૂન્યતાને જાણે છે. આ જગતના પ્રપંચમાં માનવીની નિયતિ કેવી છે ! અદમ અને મરીઝ એ નિયતિ; નિરર્થકતા અને એમનો દુનિયાદારી સાથેનો નાતો આ ગઝલોમાં વર્ણવે છે.

'મરીઝ' ને 'મોતના પસીનો સૂકવવા' નાકામિયાબ રહેનારા શ્વાસની સંગત હવે ગમતી નથી. આર્દ્રતા વિના આરઝૂ શક્ય નથી. ને બીજી તરફ એવી સંવેદનશીલતા પીડાને પ્રજાળનારી બની રહે છે. 'ઊર્મિ–પ્રધાન' ( આ શબ્દ ગઝલમાં આગંતુક લાગે છે. ) માણસ બધું દર્દ જાણવા ઝંખે; ને જાણવાથી વધતી પીડાને ઠેલી ન શકે ! હે નિયતિ !

'મરીઝ' ને માફકસરનું દર્દ જોઈએ છે–પ્રિયપાત્ર પાસેથી એ હદથી વધીને ખુદ દવા બની જાય ( 'ગાલિબ' માં બને છે એમ ) એટલું બધું દર્દ નથી ઝંખતો. અલબત્ત એની ઝંખના તો યાતના પામવાની છે; જો યાતના પ્રિયપાત્રના હોય, એ માલિકની મૌજ હોય તો એને વેદના મંજૂર છે ! આ વેદનાથી જ એક કે બે પળ માટે ઝળહળ થઈ જવાનું હોય છે. પછીની નિયતિ તો મનહરે એના શેરમાં કહી છે–

'આજ અથવા કાલ એકેએકને
સાવ સૂનું સ્થળ થવાનું હોય છે'

'મરીઝ' આપણી માનવજાતની પીડાને, આપણી નિયતિને જાણનારા શાયર તરીકે અનોખા ગણાવા ઘટે. પ્રસ્તુત ગઝલમાં એમણે આ શેરમાં કેવડી ગંભીર વાતને હસતાં રમતાં મૂકી દીધી છે !

'એના ઇશારા રમ્ય છે; પણ એને શું કરું ?
રસ્તાની જે સમજ દે, અને ચાલવા ન દે !'

સંતો કહે છે એમ માલિકની આ ક્રૂર-કઠોર કૃપા છે. રમ્ય ઇશારાથી એ દુનિયાદારી અને દીવાનગીના ભેદ સમજાવે છે. પ્રત્યેક રસ્તાની એ સમજણ આપે છે; જે રસ્તે ચાલવા આપણો જીવ લલચાય લોભાય એ રસ્તે ચાલતાં પાછો એ જ આપણને અટકાવે છે ! એ જાણે છે કે એ રસ્તાનું આકર્ષણ અંતે તો ભૂલભૂલામણીમાં લઈ જનારું છે.

નિયતિ તો કેવી કેવી રીતે આપણને પાડે છે; પડકારે છે; બેઠા કરે છે ને રાહ બતાવે છે ! 'આદિલ'નો એક શેર જુઓ :

ભાગ્ય રહેવા ના દીધું હાથમાં રેખા આપી;
લૈ લીધી મંઝિલો એણે મને રસ્તા આપી.

જેણે મંઝિલો લઈ લીધી છે એ જ પછી તો આપણી મંઝિલ બનવો જોઈએ ! આંખવાળાને એ શંકા આપે છે ને આંધળાને શ્રદ્ધા ! એટલે 'મરીઝ' લખે છે :

'એવા કોઈ દિલેરની સંગત દે ઓ ખુદા,
સંજોગને જે મારું મુકદ્દર થવા ન દે.'

દિલેરનો સંગ, કોઈ સંતનો સંગ, કહેવાય છે કે ક્યારેક નિયતિને પણ પલટી દે છે ! આવેલા સંજોગો કિસ્મત બની જાય તો પુરુષાર્થનું શું ? એવો સત્સંગ કવિ વાંછે છે જે કર્મથી નિયતિની ગતિને પલટાવી દે. કહો કે કર્મ એ જ ગતિ બની રહે. બાકી ભાષા, વાણીના પ્રપંચોને શું કરવાના ? અદમ, શ્રીમાન કક્કાદાસને કટાક્ષમાં કહે છે કે તમારે તો કાનોમાતર–વિશેષણ–નામ મળ્યાં કે રાજીના રેડ થઈ જવાનું ! પણ સારૂ અને સ્વ–ત્વ; તેજ અને તત્ત્વ ભાષામાં નથી વસતું...

એમાં ય 'ક્રમ'નો મહિમા છે! ('ભાષા-કર્મ' એ જ કવિ-કર્મ)

આ દુનિયામાં, કહેવાય છે કે; સંત વિનાનું સ્થળ નથી હોતું. એ સંત પ્રગટ હોય, અપ્રગટ પણ હોય. ચેતનાના વિલાસો તો વિમાર્ગે પણ વકરતા હોય છે. એને પરખીને પરખાવનારો સંત વસતિ-વસાહત ઉપર છૂપું કૃપા-છત્ર હોય છે. એ ના હોય તો અદમ કહે છે એમ—

'સ્મશાનવત્ બજારો કબરવત્-ઘરો, 'અદમ,
લાગે છે કોઈ સંત વિનાનું આ ગામ છે.'

સ્મશાનવત્તા—કબરવત્તા વસતિની માયામાં મળવી દુર્લભ નથી. દુર્લભ તો છે માલિકનો મુલક અને સંતનો સ્નેહ. એ મળે ત્યારે પણ 'મરીઝ' કહે છે એમ કસોટી જ થાય છે—

'કેવો ખુદા મળ્યો છે ભલા શું કહું 'મરીઝ',
પોતે ન દે, બીજાની કને માગવા ન દે.'

સ્ટેટમેન્ટ કવિતા બને, સપાટતાને કવિસ્પર્શ સંકુલતામાં પલટાવી દે એનું આથી વધારે સહજ સરળ ઉદાહરણ કયું હોઈ શકે ભલા! માલિક સામે આપણી કેવી કઠોર પરીક્ષા છે— એ પોતે આપે નહીં, ને બીજા પાસે માગવા ન દે. એ જ આપણને આપે એવી આપણી યોગ્યતા થાય એટલે એ બીજે માંગવાના સરળ માર્ગે આપણને સરી જવા નથી દેતો. આ પણ એની અંદરની કાળજીનો અણસાર છે.

લયાવર્તનોના સરખા વજનવાળી આ બંને કૃતિઓ ભાષા વડે; ભાષાની કૃતકતાને ઓળંગીને; ભાષાની પેલે પારના ભાવજગતની ભાળ આપે છે. કલ્પન-પ્રતીકોના કશા ભાર વગર, રચનાની યુક્તિ-પ્રયુક્તિઓ વગર ભીતર પ્રગટેલા ભાવને સહજ સરળ શબ્દોમાં મૂકતી આ બંને ગઝલો પોતાની રીતે વિશેષ અને સ્વયંપર્યાપ્ત છે.

તા. ૨૪-૭-૮૯

# વર્ણનાત્મક તેમજ સૈદ્ધાન્તિક ચર્ચા કરતો લઘુગ્રન્થ : 'વાસ્તવવાદ અને નિસર્ગવાદ'

/ વિજય શાસ્ત્રી

સાહિત્યનાં સ્વરૂપો, પ્રકારો અને શૈલીગત લાક્ષણિકતાઓના નિદર્શન માટે પશ્ચિમના સાહિત્યવિવેચન ક્ષેત્રે રૂઢ થયેલી વિવેચનાત્મક સંજ્ઞાઓ તથા એના મૂળમાં રહેલી વિભાવનાઓનો પરિચય કરાવતા લઘુગ્રન્થો પ્રગટ કરવાનું પ્રશસ્ય આયોજન યુનિવર્સિટી ગ્રન્થનિર્માણ બોર્ડે કર્યું છે, તેના અનુસન્ધાનમાં સતીશ વ્યાસનો આ લઘુગ્રન્થ પ્રગટ થયો છે. કોઈપણ સંજ્ઞાની સમજ કેળવવા તેનાં બે પાસાંઓનો પરિચય જરૂરી બને છે. એક તો જે તે સંજ્ઞાની સૈદ્ધાન્તિક વિભાવના અને બીજું એ વિભાવનાના સર્જનવિવેચન ક્ષેત્રે થયેલા વિનિયોગના સ્વરૂપનો વિકાસ અને ઈતિહાસ. લેખકે આ બને પાસાંઓને અનુલક્ષીને લેખન કર્યું છે. તેથી પ્રથમ પ્રકરણ તેમણે 'વાસ્તવવાદ : ભૂમિકા અને લાક્ષણિકતાઓ' વિશે કાળવ્યું છે. વાસ્તવવાદનો ઉદ્‌ભવ રોમાણ્ટિસિઝમ અને ક્લાસિસિઝમના પ્રત્યાઘાતરૂપે થયેલો જણાવી વાસ્તવવાદની દાર્શનિક ભૂમિકા દર્શાવી છે. વાસ્તવનું અસ્તિત્વ અને માનવીના મનમાં ચાલતો તેનો વિચાર તે બેનું સ્વરૂપ દર્શાવતાં તેમણે જણાવ્યું છે કે– "It is impossible for a thought to exist without an object, although an object may exist without

a thought.' પદાર્થ વગર વિચાર અશક્ય છે પણ વિચાર વગર પદાર્થનું અસ્તિત્વ શક્ય છે. આમ વ્યક્તિ અને વાસ્તવનો સંબંધ અનિવાર્ય નથી છતાં વાસ્તવને વ્યક્તિનાં સ્વપ્ન, ભ્રમણાઓ વગેરે સાથે પણ સમ્બન્ધ હોવાનું તેમણે દર્શાવ્યું છે. ત્યાર પછી પ્લેટો, સેન્ટ, સાઇમન, સ્ટેન્ધલ, બાલ્ઝાક, ફ્લોબેર, એમિલ ઝોલા અને મોપાસાં જેવા વાસ્તવવાદી સર્જકચિન્તકોની વિચારસરણીનું આછડતું દિગ્દર્શન કરાવી વાસ્તવવાદના અઠ્ઠાવીસ જેટલા પ્રકારો દર્શાવી કથાસાહિત્યનાં વસ્તુસંકલના, પાત્રાલેખન, શૈલી, જેવાં અંગોને અનુલક્ષીને વાસ્તવવાદે પાડેલા પ્રભાવની ચર્ચા કરી છે. ફ્લોબેરની 'માદામ બોવરી' મોપાસાંની 'બોલ ઑવ ફેટ',ના સાથે જ સુન્દરમ્‌ની 'પ્રસાદજીના બેચેની' જેવી કૃતિને તેમણે વાસ્તવવાદી રચનાનાં નિદર્શનો તરીકે ચર્ચી છે અને નોન ફિક્શન તેમ જ ફિક્શનના ઍસ્થેટિક્સ વિશે વિચાર કર્યો છે.

બીજા પ્રકરણમાં વાસ્તવવાદી લેખક જ્યારે કલાકૃતિ સર્જે ત્યારે કલાકીય મૂલ્ય અન વાસ્તાવકતાનું સામંજસ્ય શી રીતે સિદ્ધ કરે છે એ મુદ્દાની ચર્ચા કેન્દ્રમાં છે, જેના અનુસન્ધાનમાં આલોચનાત્મક વાસ્તવવાદી લેખક અને સમાજવાદી વાસ્તવવાદી લેખકના ભેદની જ્યોર્જ લુકાચે કરેલી ચર્ચા ઠીક ઠીક વિસ્તારપૂર્વક અપાઈ છે. દોસ્તો-એવ્‌સ્કીની 'ધ ઇડિયટ', 'ધ પુઅર પીપલ'માં પ્રગટતાં વાસ્તવના વિવિધ સ્તરોના ઉલ્લેખ કરી ગુજરાતી કથાસાહિત્યની 'નિશાચક્ર' (કિશોર જાદવ, 'પાલકી' 'નાગરિકા' 'નારસિંહ' (સુન્દરમ્) 'કુત્તી' (ચન્દ્રકાન્ત બક્ષી 'નળ દમયન્તી' (સુરેશ જોષી,ના સન્દર્ભે વાસ્તવની સ્વરૂપચર્ચા કરી છે. પ્રેમચંદજી, જોસેફ મેકવાન વગેરેની કૃતિઓમાં પ્રગટતા આદર્શોન્મુખ વાસ્તવ અને 'મળેલા જીવ'માં પ્રગટના રંગદર્શી વાસ્તવની પણ ચર્ચા લેખકે કરી છે. નોંધપાત્ર તો છે બર્ટ્રાન્ડ રસેલની નવ્ય વાસ્તવવાદની ચર્ચા, લેખકે એનો પરિચય કરાવતાં લખ્યું છે, 'રસેલ 'પરિચયનું જ્ઞાન' અને 'વર્ણનનું જ્ઞાન' એવા બે ભેદ પાડે છે. ઉદાહરણ તરીકે એ 'ટેબલ' સંજ્ઞા પસંદ કરે છે. 'ટેબલ'ની ઓળખ આપણને

'પરિચયના જ્ઞાન'થી થાય છે. જ્યારે ટેબલની મજબૂતી, એના લાકડાની ગુણવત્તા, એની લંબાઈ–પહોળાઈ આદિ માટે 'વર્ણનનુ જ્ઞાન' આવશ્યક છે. આ વર્ણનના જ્ઞાન માટે વાસ્તવનું ઝીણવટથી, ઊંડાણથી પરીક્ષણ કરવું પડે છે. પરિચયના જ્ઞાનમાં માત્ર નિરીક્ષણવૃત્તિ આવશ્યક છે, જ્યારે વર્ણનના જ્ઞાનમાં પરીક્ષણવૃત્તિ આવશ્યક છે." (પૃ. ૨૬)

લઘુગ્રન્થનું ત્રીજું પ્રકરણ 'નિસર્ગવાદ'ને ફાળવાયું છે. 'મનની દરેક ક્રિયા પાછળ પ્રાકૃતિક કારણો રહેલાં છે એવું નિર્ણયવાદી વલણ નિસર્ગવાદમાં સમાયેલું છે' (પૃ. ૨૮) થી શરૂઆત કરીને નિસર્ગવાદ અને વાસ્તવવાદની તુલના કરી છે અને ત્યાર પછી ફ્રાન્સ, અમેરિકા, ઈંગ્લૅન્ડ અને જર્મનીમાં નિસર્ગવાદી વલણો ક્યાં ક્યાં કેવી રીતે પ્રગટે છે તેનો પરિચય કરાવ્યો છે. ચર્ચા દરમિયાન તેમણે નિસર્ગવાદ અને રંગદર્શિતાવાદને પણ સરખાવ્યા છે. 'નિસર્ગવા માં વિજ્ઞાનનું આધિપત્ય અને નિર્વૈયક્તિકરણ મહત્વ પામે છે, સૌન્દર્ય કરતાં તથ્યની તરફદારી થાય છે. બધાં માનવીઓ મૂળભૂત રીતે સરખા છે એવો સ્વીકાર એમાં રહેલો છે. અહીં કોઈ જ વર્ગભેદ (શક્ય) નથી. માનવમાં કશું અ–સાધારણ નથી પણ બધું જ સાધારણ સમાન–નૉર્મલ છે. આ રીતે રંગદર્શી સાહિત્યમાં જોવા મળતી અ–સાધારણ માનવીની કલ્પના કરતાં આ અભિગમ સાવ, બીજા અંતિમનો હતો." (પૃ. ૩૩), એમિલ ઝોલાની કૃતિ 'થિરિઝ રેકવીન' સન્દર્ભે વૈજ્ઞાનિકતા અને આત્મલક્ષિતા નિસગવાદી કૃતિમાં કેવી રીતે સ્થાન પામે છે તેનો રસલક્ષી પરિચય દ્વારા વિચાર થયો છે ઈંગ્લેંડ, ફ્રાન્સ, રશિયમાં આ વાદે સાહિત્યક્ષેત્રે કેવો પ્રભાવ પાડ્યો તેની ચર્ચા પણ થઈ છે ગુજરાતી સાહિત્યમાં આ વાદનો પ્રભાવ ઝીલાયો નથી એ સાચું છે કેમ કે જે વિશેની દાર્શનિક ભૂમિકાનું જ્ઞાન ન હોય એ વિષયનુ નિરૂપણ શક્ય ક્યાંથી બને ?

ચોથા પ્રકરણમાં ભારતની બંગાળી, હિન્દી, મરાઠી અને ગુજરાતી જેવી પ્રાદેશિક ભાષાઓના સાહિત્યમાં વાસ્તવવાદ કઈ રીતે

પ્રગટે છે, તેની માવજત જે તે સર્જકોએ કરી રીતે કરી છે અને તેનાં સબળ–નિર્બળ પાસાંઓ ક્યાં ક્યાં છે તેની ઐતિહાસિક અને વિવેચનાત્મક આલોચના કરવામાં આવી છે. ટાગોર, પ્રેમચંદ, ભીષ્મ સહાની, જયવંત દળવી વગેરેની મુખ્યત્વે કથાસાહિત્યની રચનાઓનો પર્યાપ્ત પરિચય આપી લેખકે ગુજરાતી સાહિત્યની તત્સદૃશ કૃતિઓ વિશે ચર્ચા હાથ ધરી છે. નર્મદયુગ, પંડિતયુગ, ગાંધીયુગની નોંધપાત્ર કૃતિઓની નોંધ લઈ તેમાં પ્રગટતા વાસ્તવપરિમાણ અને લેખકના તે તરફના અભિગમની છણાવટ કરવામાં આવી છે. અખાની વાતથી આરંભાતી આ ચર્ચા છેક સામ્પ્રતકાળ સુધી ચાલી આવે છે જેમાં જોસેફ મેકવાનની 'આંગળિયાત' અને જયન્ત ગાડીતની 'બદલાતી ક્ષિતિજ' નો પણ સમાવેશ થઈ જાય છે. આ બધી ચર્ચાને અંતે તેમને કહેવાનું પ્રાપ્ત થાય છે કે –

–'આમ છતાં ગુજરાતી સાહિત્યમાં હજી નક્કર વાસ્તવલક્ષી કહેવાય એવી રચનાઓ ઘણી ઓછી મળે છે. કંઈક થોડા દસ્તાવેજી લસરકા, થોડી રંગદર્શિતા અને ભાવુકતા કે થોડું આદર્શીકરણ વાસ્તવનિરૂપણને નામે કરવામાં આવે છે. મોટે ભાગે તો વાસ્તવનું છીછરું અવલોકન એમાં હોય છે. વાસ્તવની ભીંસ અનુભવની કોઈ કથાઓ આપણને સાંપડતી નથી.' ( પૃ. ૫૧ )

છેલ્લા ઉપસંહારના પ્રકરણમા પુરોગામી ચાર પ્રકરણોની ચર્ચાનો ધ્વનિ રજૂ કર્યા બાદ કવિતા કરતાં નવલકથા–નાટક જેવા પ્રકારોમાં વાસ્તવવાદ વધુ પાંગર્યો છે એવું અવલોકન રજૂ થયું છે અને વાસ્તવવાદનું મોટું ભયસ્થાન પ્રચારાત્મકતાનું હોવાનો નિર્દેશ કર્યો છે. કલાકૃતિ ગમે તે વાદથી રંગાયેલી હોય, છેવટે તો તેણે કલાત્મક જ બનવાનું છે એ વાત યોગ્યપણે કહેવાઈ છે.

ગ્રંથનિર્માણબોર્ડે આમ આ શ્રેણીના પ્રકાશનથી વિવિધ સંપ્રત્યય–ટૂંકમાં છતાં પર્યાપ્ત ચર્ચા – પરિચયયુક્ત પુસ્તિકાઓ અભ્યાસીઓને પૂરી પાડી છે. □

## એક કન્યા / ઇનેઝ આરેડાંડો

ઉનાળાની ધીખતી ભઠ્ઠી. મારા યૌવનની છેલ્લી ગરમી.

સળગી ઊઠવા પહેલાં ઘમંડમાં ચૂર, તણાયેલું શહેર એક સુક્કી આંખ આંજી દેતી રોશનીથી ઝગમગતું હતું. શોકનાં કપડાંમાં હું પ્રકાશની વચ્ચોવચ ઊભી હતી. ગવિષ્ઠ, જ્વાળાને સુનેરી વાળોની મોજાનું રૂપ આપતી, એકલી. મર્દોની ચોર નજરો મારા શરીર પરથી સરકતી હતી. એને મેલું કર્યા વિના મારી ગર્વિષ્ઠ વિનમ્રતા એમને આદરની સાથે મારી તરફ થોડુંક શિર ઝુકાવવાને ફરજ પાડતી હતી. મને કામ – વિચારો પર લગામ રાખવાની મારી તાકાત પર ભરોસો હતો. ચારે તરફ ઘેરો ઘાલીને દહકતી પરંતુ દઝાડવાને અસમર્થ હવામાં મોજૂદ પ્રત્યેક ચીજને નિર્મળ કરી દેવાની શક્તિ પર ભરોસો હતો.

તાર મળ્યો ત્યારે કંઈ બદલાયું નહોતું. તે સાથે આવેલી ઉદાસીનતાએ દુનિયાને માટે મારી ભાવનાઓ પર કશી અસર કરી નહોતી. મારા અંકલ સપાલોનિયો સીત્તેર વર્ષની વયે મરણપથારીએ હતા અને તેઓ મને જોવા ઇચ્છતા હતા, વરસો સુધી દીકરી પેઠે એમના ઘરે રહી હતી અને અવશ્ય ભાવી મૃત્યુના ખ્યાલે હું ખરેખર બહુ દુ:ખી થઈ ઊઠી હતી. બધું જ સામાન્ય હતું, કોઈપણ સંકેત કોઈપણ કમ્પે મારા અંતરમાં કોઈ સંશય જગાડયો નહોતો. એ જ થંભેલી, અક્ષત ગરમીમાં મેં ઝટપટ પ્રવાસની તૈયારી કરી.

બપોરની વામકુક્ષી સમયે હું ગામ પહોંચી. મારી નાનકડી એટેચી લઈને ગામની સૂની સડકે ચાલતી હું દીવા સ્વપ્નમાં ડૂબી, તીવ્ર ગરમીથી ઉપજેલું યથાર્થ અને કાળની વચ્ચેનો એ ધૂંધળો દાયરો. પસાર થયેલી ચીજોને હું યાદ કરતી નહોતી તો પણ, લગભગ એ જ જીવી રહી હતી, 'જો લીચા, અમ્પસ ફરી ખીલે છે,' સ્પષ્ટ અવાજ, લગભગ બાલીશ. 'મારું મન છે કે તું માર્ગારેટા ઇબારા જેવો ડ્રેસ લઈ આવ, સોળમી તારીખે પહેરવા મ.ટે.' હું એ સાંભળી શકતી હતી, એને મારી સાથે ચાલતો અનુભવી શકતી હતી. સામે દિશાએ થોડા ઝૂકેલા સ્કંધ, થોડું નરમ નરમ છતાં હળવી, ખુશ અને ઘરડી. હું મારી માસી પચિટાની સાથે સાથે ચાલતી રહી. 'વારુ, દીકરી, તને ખરેખર પેપ જરાયે પસંદ, નથી તો... પણ છોકરો છે ભલો...' હા, બરાબર આ જ શબ્દો મને આ જગ્યાએ કહ્યા હતા, ટિચીવાળા જુએલાની બારીના સામે, ભોળી, ખુશ અને નટખટ પ્રસન્નતા સાથે. હુ થોડી ઓર આગળ વધી, રસ્તે જડેલા પથ્થર ધૂંધળાશમાં વિલીન થઈ ગયા હતા અને હવે બપોરની નિંદનો અંત અને રોજરીના સમયનો ભારી ઘંટ ખરેખર વાગ્યો! મેં આંખો ખોલી. આખા ગામને ધ્યાનપૂર્વક, ઠરેલી નજરે જોયું, એ તેવું નહોતું. અમ્પસ ખીલ્યાં નહોતાં અને હું અંકલના ઘરને બારણે શોકનાં વસ્ત્રોમાં ઊભી રહતી હતી.

બહારનું બારણું હંમેશની જેમ ખુલ્લું હતું અને આંગણાની કોરે બોગનવેલ ચઢી હતી. હમેશાંની પેઠે, પરંતુ તેવી નહીં. મેં મારા આંસુ લૂછ્યાં, લાગ્યું કે હું આવી નથી પણ જઈ રહી છું. બધું મારી સ્મૃતિમાં જકડાયેલું અને જડ દેખાતું હતું. ગરમી અને મૌન એને દઝાડતાં હતાં. મારા પગરવમાં એક નવો અવાજ ગુંજતો હતો. મારિયા મારા સ્વાગત માટે બહાર આવી. 'જાણ કેમ ન કરી? કોઈને મોકલતે...'

અમે સીધાં માંદાના ઓરડામાં ચાલ્યા ગયા. અંદર પ્રવેશતાં જ

અને ઠંડી લાગી મૃત્યુ પહેલાંનું મૌન અને અવસાદ.

'લુઈસા; શું તું છે ?

એ પ્યારો અવાજ અળપાતો હતો અને હમેશાંને માટે ચૂપ થઈ જશે.

હા, અંકલ'

'ભગવાનનો આભાર હવે હું એકલો નહીં મરું.'

'એમ ન કહો તમે જલદી સારા થઈ જશો.'

એ ઉદાસીનતાભર્યું હસ્યા. એ જાણતા હતા કે હું જૂઠું બોલું છું, પણ તેઓ મને રડાવવા ચાહતા નહોતા.

'હા, મારી દીકરી હા, જા હવે આરામ કર. પછી નિરાંતે આવીને મારી પાસે બેસજે હું થોડીવાર ઊંઘવાનો પ્રયત્ન કરીશ.

વિશાળ પલંગમાં સૂતેલા એ, બોખા, બચેલા જીવનમાં ડૂબેલા અને અચેત તરતા. અત્યારે એમની પાસે હોવું પીડાકારક હતું, મૃત્યુના છેડે પહોંચેલા બીજા લોકોની પેઠે, ફાલતુ નકામા એ બેહદ ગરમ ગલિયારાની બહાર નીકળતાં જ હવા અને પ્રકાશની ભૂખી જેવી હું ઊંડા શ્વાસ આપોઆપ લેવા ઇચ્છતી હતી.

હું એમની સેવા કરવા લાગી, ખુશ હતી. એ મારું ઘર હતું અને સવારે સફાઈ કરતાં કરતાં હું વરસો પહેલાનું ભુલાયેલું ગીત ગાઈ ઊઠતી. મને એક શાંતિએ ઘેરી લીધી, કદાચ એનું કારણ એ હતું કે હવે મારા અંકલ મૃત્યુની પ્રતીક્ષા એક નિકટ, ભયાવહ ઘટનાની જેમ કરતા નહોતા, બલકે એક દૂરના કે નજીકના ભવિષ્યની તરફ લઈ જવાને માટે એમણે એક અબોધ બાળકની કોમળતા સાથે ખુદને વીત્યે જતા દિવસોના હાથમાં જાણે સોંપી ન દીધા હોય. તેઓ પોતાના ભૂતકાળને આનંદ સાથે દોહરાવતા હતા, અને એવા વિચારે ખુશ હતા કે મારે માટે વારસામાં પોતાની છાબિઓ લોકો પોતાના દીકરા દીકરી માટે છોડી જાય છે એમ છોડી જવાના હતા.

'કપડાંની પેલી મોટી આલમારીમાંથી પેટી લઈ આવ લીચા.

હા, એ જ કૂંચી મારા તકિયા નીચે છે. સંત એન્થનીની પાસે. તે લઈ આવ.'

અને પોતાના ખજાનાને જોઈને એમની અંદર ધસી ગયેલી આંખો ફરી ચમકી ઊઠી.

'જો, આ હાર મેં તારી માસીના લગ્નની દસમી સાલગ્રહે એને આપ્યો હતો. મજતલોનમાં પોલેન્ડના એક સરાફ પાસે મે ખરીદ્યો હતો. એણે મને એક ઓસ્ટ્રિયન રાજકુમારીનો ભગવાન જાણે કયો કિસ્સો સંભળાવ્યો અને ભારે કિંમત માગવા લાગ્યો. મે એને પિસ્તોલના હોલ્ડરમાં છુપાવ્યો હતો ડરના માર્યા બગીમાં બેઠો આંખનું મટકું માર્યા વિના કોઈ ચોરી ન જાય એ માટે સાચવ્યો.

સાંજના પ્રકાશમાં એમના ખરબચડા હાથોમાં યુવાન જીવતો પથ્થર ચમકતો હતો.

'જો, આ બહુ જૂની વીંટી છે, મારી માની. પેલા ઓરડામાં એની છબિ છે તે ધ્યાનથી જો, એમણે એ આંગળીમાં પહેરી છે. કઝિન એગોના પીઠ પાછળ બબડતી હતી કે એના પ્રેમીની....'

તસ્વીરોમાંની સ્ત્રીઓ એકવાર ફરી હોઠ હલાવતી પછી શ્વાસ લેતી હતી, અને બોલવા માંડતી હતી. એ તમામ સ્ત્રીઓને એમણે કદી જોઈ હતી. સ્પર્શ કર્યો હતો. હું એક વાર મનમાં એમની કલ્પના કરતી અને ત્યારે એ મણિઓનો અર્થ મારી સમજમાં આવતો.

'ક્રાન્તિ પહેલાં ૧૯૦૮ ના યુરોપના પ્રવાસ વિશે મેં કહ્યું હતું ને ? કેલિમા જવા માટે પાણીનું જહાજ પકડવું પડતું હતું... પેરિસમાં તમારી પાંચિટા માસી કાનના ઝૂમખાંની રટ લઈ બેઠી. એ જોડી બહુ મોંઘી હતી. મેં તો કહી દીધું કે એ કોઈ રાણીને લાયક છે... બીજા દિવસે હું એ ખરીદી લાવ્યો. તું તો એની કલ્પના યે ન કરી શકે, કારણ કે ત્યારે તો તું જન્મી યે ન હતી. ૧૯૦૮ માં વેનિસમાં, તારી માસી સાવ નાની હતી ત્યારે...'

'અંકલ, તમે થાકો છો, તમારે આરામ કરવો જોઈએ.'

'ઠીક કહે છે તું, થાકી ગયો છું. થોડીવાર મને એકલો રહેવા દે, અને આ નાની પેટી તારા ઓરડામાં લઈ જા. આ તારી છે.'

'પણ, અંકલ...'

'એ તારી છે, બસ ! મારા મનમાં હોય તે હું કરી શકું છું– બરાબર ને ?'

પછી એમના અવાજમાં ડૂસકું ફૂટી નીકળ્યું, માયાજાળ તૂટતી હતી. એ ફરી મરણબિન્દુ પર પહોંચી ગયા હતા– પોતાની પ્રિય ચીજોથી વિખૂટા પડવાના બિન્દુએ. એમણે ભીંત તરફ પડખું ફેરવ્યું. હું નાની પેટી લઈને બહાર આવી. શું કરવું તે મને સમજાતું નહોતું.

કોઈ વાર તેઓ મને દુકાળિયા વર્ષ વિશે કહેતા ક્યારેક 'પીળા મકકાઈના' વર્ષ વિશે, કોઈવાર પ્લેગના વર્ષ વિશે અને હત્યાઓ તથા પ્રેતોની બહુ જૂની કહાણીઓ સંભળાવતા. એકવાર એમણે પોતાના યુવાન વયનું ગીત ગાવાનો પ્રયત્ન કર્યો, પણ રૂંધાયેલા અવાજમાં એ વિખેરાઈ ગયું. તેઓ પોતાનું જીવન આપીને જતા હતા– ખુશ હતા. ડૉકટરે પણ કહ્યું કે હા, એમની હાલત પહેલાં કરતાં સુધરી છે, પણ ઉમેદ રાખી શકાય નહીં. એનો કોઈ ઈલાજ નથી– સવાલ માત્ર થોડા દિવસની હેરફેરનો છે.

ડરામણાં કાળાં કાળાં વાદળોવાળી એક બપોરે આંગણે દોરી પર સુકાતાં કપડાં લેવા હું ગઈ ત્યારે મેં મારિયાની ચીસ સાંભળી. હું સ્તબ્ધ થઈને ઊભી રહી. એ ચીસ જાણે આવનારા તોફાન પહેલાં થતી વીજળીના અવાજ જેવી હતી. પછી ખામોશી. હું આંગણે જડવત્ એકલી હતી. એક મધમાખી ગણગણતી પસાર થઇ ગઈ, અને વરસાદ પડ્યો નહીં. અનિષ્ટનો પૂર્વાભાસ કેવો ભયાવહ હોય છે તે મારા વિના કોઈ જાણતું નહોતું. આકાશ તરફ ઊંચે ઊઠેલા માથા પર તોળાતો પૂર્વાભાસ.

'લિચ્ચિતા. એ મરી રહ્યા છે, શ્વાસ લેવા માટે તરફડે છે.'

'જઈને ડૉકટરને બોલાવી લાવ.... ના, હું જ જાઉં છું... પણ,

હું પાછી ન ફરું ત્યાં સુધી તું હૉન ક્લારાને બોલાવી લે.'

'અને પાદરી. પાદરીને પણ તેડતી આવજે.'

'હું ભાગી, ભાગી એ ગૂંગળાવનારી, અસહ્ય, ભૂઠી ક્ષણથી દૂર... ભાગીં ભાગતી ગઈ અને ઝડપથી પાછી ફરીને ઘરમાં ઘૂસી. કૉફી બનાવી. આછાં અધૂરાં શોકનાં વસ્ત્રોમાં આવતાં સગાંને આવકાર્યાં, કેટલાંક પવિત્ર અવશેષ મંગાવ્યાં, તે વખતે અંકલ પ્રત્યે પોતાનું એક માત્ર દાયિત્વ– એમની સાથે રહેવું– પૂરું કરવાની કોશિષ જોરશોરથી કરતી રહી. ડૉક્ટરને પૂછ્યું. એણે એક ઇન્જેક્શન આપ્યું તો ખરું, કોઈ પ્રયત્ન બાકી ન રહેવો જોઈએ, પણ એ જાણતા હતા કે બધું વ્યર્થ છે. યૂકારિસ્તની સાથે પાદરી આવતા દેખાયા. ત્યારે પણ મારામાં અંદર જવાની હિંમત નહોતી. હું જાણતી હતી કે પાછળથી પસ્તાવું પડશે. 'ઇશ્વરનો આભાર કે હવે હું એકલો નહીં મરું–' પણ મારાથી ન બન્યું, હાથોથી મોઢું ઢાંકી હું પ્રાથના કરવા લાગી.

પાદરી આવ્યા. એમણે મારા સ્કંધ હાથ મૂક્યો. મને થયું કે બધું ખતમ થઈ ગયું છે– અને હું કમ્પી ઊઠી.

'એ તને બોલાવે છે. અંદર જા.'

ખબર નહીં, હું કેવી રીતે બારણા સુધી પહોંચી. રાત પડી ગઇ હતી અને પલગ પાસે રાખેલા લેમ્પના પ્રકાશમાં ઓરડો ઘણો મોટો લાગતો હતો. મેજ–ખુરશી તેમના આકાર કરતાં મોટાં અને કાળા દેખાતાં હતાં. પલંગના આસપાસ એક અજબ, ગૂંગળામણભર્યું વાતાવરણ તોળાતું હતું. કમ્પતા કમ્પતા મેં અનુભવ્યું કે હું શ્વાસ લઉં છું.

'એમની પાસે જઇને ઊભી રહે.'

હું આજ્ઞાનુસાર પલંગના પાસે ગઈ. ચાદરની કોર જોવાનું પણ અશક્ય હતું.

'અગર તું ના ન કહે તો તારા અંકલની ઇચ્છા તારી સાથે લગ્ન કરવાની છે, જેથી તું એમની તમામ સંપત્તિની ઉત્તરાધિકારી

બની જાય. મંજૂર છે ?'

મારી ભયભીત ચીસને મેં બળપૂર્વક દબાવી દીધી. એ દરામણા ઓરડાને દૃષ્ટિમાં પૂરેપૂરો સમાવી લેવા માટે મારી આંખો પહોળી થઈ ગઈ. આ લોકો મને કબરમાં ધસડવા માગે છે ? મને લાગ્યું કે મૃત્યુ મારા શરીરને સ્પર્શી રહ્યું છે.

'લૂઈસા.'

એ અંકલ અપોલોનિયા હતા, મારે હવે એમની તરફ જોવું પડ્યું એ મુશ્કેલીએ બોલી શકતા હતા, એમના જડબાં ઢીલાં પડી ગયાં હતાં, મોઢું કઠપૂતળાની જેમ હાલતું હતું.

'પ્લીઝ !' અને એ થાકીને ચૂપ થઈ ગયા.

મારા માટે હવે એ અસહ્ય થઈ ગયું, હું ઓરડાની બહાર નીકળી ગઈ, હવે એ મારા અંકલ હતા, જોવામાં મારા અંકલ જેવા નહોતા. પોતાનું સર્વકંઈ મારે માટે છોડી જવું...હા....માત્ર પોતાની મિલ્કત જ નહીં, પોતાની કહાણીઓ, પોતાની જિંદગી હું કશું જ ઈચ્છતી નહોતી... ન તો એમની જિંદગી, ન તો એમનું મોત... મારે ન જોઈએ...આંખ ઉઘાડી તો જોયું કે એકવાર ફરી આંગણે આવી ઊભું છે, અને આકાશ હજી પણ ઘેરાયેલું છે. મેં ઊંડો, દર્દભર્યો શ્વાસ લીધો.

'થઈ ચૂક્યું ?' મને એટલી બેહાલ જોઈને સગાં પૂછવા માટે મારી પાસે આવ્યા.

મેં માથું હલાવ્યું, પાદરીએ મારી પાછળથી કહ્યું, 'ડૉન એપોલોનિયો છેલ્લો શ્વાસ લેવા પહેલાં એના સાથે લગ્ન કરવા માગે છે, જેથી એ એનો વારસ બની શકે.'

'–અને તું કરશે નહીં ?' ઘરડા નોકરે ચિંતાથી પૂછ્યું, 'બેવકૂફી ન કર, માત્ર તું જ લાયક છે. તું એમને માટે દીકરી જેવી હતી. તેં એમની આટલી બધી સેવા કરી છે... તું લગ્ન નહીં કરે તો મોકસકો શહેરમાં તારા કાંઝનો તન એક પૈસો યે નહીં આપે. બેવકૂફી ન કર !'

'એમની પોતાની તરફથી એ કેવી સારી વાત છે.'

'અને વળી તું પાછળથી ધનવાન વિધવાની જેમ રહી શકશે. –વળી, અત્યારે છે એવી જ કોરી કુંવારી.' એક દૂરના કઝિને જરા અટકતા સ્મિત સાથે કહ્યું.

'સારી એવી સંપત્તિ છે. દૂરના સંબંધના તારા અંકલ તરીકે મારી સલાહ છે કે...'

'વિચારી લે, ના પાડવાનો અર્થ એ કે એમને માટે તારા દિલમાં કોઈ દયા કે વિનય નથી.'

'બરાબર છે, સાવ સાચું...'

શું એક ડોસાને એની છેલ્લી ખુશી પણ ન આપી શકે ! એવી ખુશી માટે તો તમારે કૃતજ્ઞ થવું જોઈએ, કેમ કે જે યુવાન શરીરનો મને ઘમંડ છે, તેને હજી મોતના કોઇ ખૂણામાંથી પસાર થવું પડયું નથી. મને ઉબકા આવ્યા, એ રાતનો મારો એ છેલ્લો વિચાર હતો. એ સૌએ જ્યારે મને એમનો ઠંડો, પરસેવાથી ભીનો હાથ પકડવાને લાચાર કરી ત્યારે હું કોઇ સંમોહિત જેવી નિંદ્રમાંથી જાગી ઊઠી. પછી મને ઉબકા આવ્યા, પણ હું બોલી : 'હા.'

ધૂંધળી યાદ છે કે બધાં મારી ચારે તરફ ચકરાતાં ફરતાં હતાં. બધા જ એક સાથે બોલતાં, ક્યારેક ત્યાં લઈ જતાં, ક્યારેક અહીં લાવતા હતાં, મારા હસ્તાક્ષર કરાવતા હતા, જવાબ અપાવતાં હતાં. એ રાતનો સ્વાદ, એક એવો સ્વાદ હતો, જે બાકીની આખી જિંદગીમાં રહ્યો- મારી ચારે તરફ ચક્કર મારતી અને 'માછલી, માછલી, કેટલું પાણી ?' જેવી દુષ્ટ ધેરાબંધીનો સ્વાદ હતો, બધાં હસતાં હતાં અને બેહૂદી રીતે ગાતાં હતાં.

આમ થાય વિવાહિતના વિવાહ.

વિવાહિત વિવાહ, વિવાહિત વિવાહ . અને હું વચ્ચે ઊભી હતી– ગુલામ ી જેમ મ રી ભીતરમાં કશુ ક વીંધતું હતું. હું આંખ ઊંચી કરી શકતી નહોતી. ભાનમાં આવી ત્યારે બધું પતી ગયું હતું.

મારા હાથમાં પાંચિયા માસીના હાથમાં કેટલી યે વાર જોઈ હતી તે વીંટી હતી. હવે કશા માટે સમય રહ્યો નહોતો.

મહેમાનો જવા લાગ્યા.

'જરૂર પડે તો સંકોચ વિના બોલાવજે. દર ૭ કલાકે આ દવા આપજે.'

'ઈશ્વર તારા પર કૃપા કરે. તને શક્તિ આપે.'

'હેપી હનિમુન' યુવાન કવિએ નિર્દય હાસ્ય સાથે મારા કાનમાં કહ્યું.

હું માંદાના બિછાના પાસે પાછી ફરી. કશો જ ફરક ન પડયો. મારા ભયમાં અવશ્ય ફરક પડયો હતો, અંકલ અપોલોનિયોની દેખરેખ માટે મારી મદદમાં રહેવા માટે હું મારિયાને સમજાવી શકી. સવારનો ઉજાસ પ્રસરતો જોયો ત્યારે મને કંઈક રાહત મળી, પાણી વરસવા લાગ્યું – સાવ ચૂપચાપ.

બીજા દિવસે, તે પછીના દિવસે, તે પછીના દિવસે બરાબર ધીમે ધીમે વરસાદ પડતો રહ્યો. વંદનાના ચાર દિવસ. ડૉકટર કે પાદરી— કોઈ આવ્યું નહીં, આવા દિવસોમાં કોણ બહાર નીકળે. બધાં જ ઘરમાં બેસીને ફરી જિંદગી શરૂ કરવાનું વિચારતા હતા, રાહ જોતા હતા. એ આત્માના, પવિત્ર દિવસ હતા.

બીમારે જ મારું થોડું ઘણું ધ્યાન રાખ્યું હોત તો મારો સમય ટૂંકો થતે. પણ એ માટે કરવા જેવું કંઈ ન હતું.

ચોથી રાતે મારિયા સૂવા માટે પાસેના ઓરડામાં ચાલી ગઈ. મરણાસન્ન બીમારની પાસે એકલી હું બેઠી રહી. વરસાદનો એકધારો અવાજ આવ્યા કરતો હતો. નીડર, ઊંઘરેટી, પ્રતીક્ષારત હું અજાણ્યે જ પ્રાર્થના કરવા લાગી હતી. માળા ફેરવતી મારી આંગળીઓએ કામ કરવાનું બંધ કરી દીધું. મણકાને સ્પર્શતા આંગળાંના ટેરવાંએ ઉષ્મા અનુભવી. એ પરિચિત હતી, અને આત્મીય પણ. આપણે જે ઉષ્માને ચીજોમાં છોડીએ છીએ અને જાણે એક કાયાકલ્પ પછી આપણને પરત કરવામાં આવે છે. એક ભાઈ, સખા જેવી ઉષ્મા, અજાણી

પણ, પરિચિત જેવી, તે પૂરેપુરી પકડમાં ન આવવા છતાં જાણે મારા હાડકામાં ઊતરી ગઈ હતી, બીજાની ઉષ્માનો પૂર્વાભાસ આપતી. એક અત્યંત નાજુક અહેસાસ સાથે મારી નસો ઢીલી પડી ગઈ, આંગળીઓ હળવી થઈ ગઈ અને હું ઊંઘી ગઈ.

કલાકો સુધી સૂતી રહી. ઊઠી ત્યારે સવાર પડી રહી હતી. હું જાણતી હતી, કારણ કે બત્તીઓ બુઝાઈ ચૂકી હતી. વીજળીનું કારખાનું મધરાતે બે વાગ્યે જ કામ બંધ કરી દે છે ખાનાવાળા મેજ પર મૂકેલી પવિત્ર કુમારિકાની મૂર્તિનાં ચરણો પાસે મૂકેલા તેલના દીવાના સાવ આછા અજવાળાવાળા ઓરડાએ મને મારા વિવાહની રાતની યાદ આપી... જાણે એ બહુ લાંબા સમય પૂર્વેની કોઈ ઘટના હતી, એક અનંત શૂન્ય પહેલાંની.

એ અવસન્ન અંધકારની ગહેરાઈમાં લેવાતા ડોન એપોલોનિયોના થાકેલા, તૂટેલા શ્વાસો મારા સુધી પહોંચતા હતા. હજી તે ત્યાં જ હતા, સ્વયંમાં વ્યક્તિ નહીં, બલકે એક અડિયલ, દૂર્બોધ, નિરુદ્દેશ ચીંથરું – કશા જ હેતુ વિના લટકતું રહેતું. મૃત્યુ ડરામણું હોય છે, પરંતુ, મોતથી ભીની, તરબર જિંદગી તો વિકરાળ છે, કેમ કે એને જિંદગી સાથે કશા દેવાદેવા હોતા નથી, ન તો મોત સાથે. એ સન્નાટો, એ દેહની વિકૃતિ, દુર્ગંધ, રાક્ષસી રૂપાન્તર, ફરી અંતિમ વિલય – આ બધુ ત્રાસજનક તો હોય છે, પણ ચરમ બિંદુએ પહોંચી બધું જ સમાપ્ત થઈ જાય છે અને પછી ધરતીમાં, સ્મૃતિમાં, ઈતિહાસમાં ઓગળી જાય છે, પણ અહીં નહીં. અહીં તો જાણે જિંદગી અને મોતની વચ્ચેનું એક સાતત્ય – શ્વાસો, ઉચ્છ્વાસો વચ્ચે નિરર્થક ગૂંજતું – હમેશાં માટે ચાલ્યા કરવાતું. દવાથી સૂકા થઈ ગયેલા ગળાને ખંખારવાની કોશિશનો અવાજ સંભળાયો અને એવું લાગ્યું કે જાણે હવા એ શરીરમાં પ્રવેશી શકતી નથી, અથવા એમ કહો કે એ શ્વાસ લેતું માનવશરીર નહીં, એક યંત્ર છે, જે હાંફવાની, દમ ખેંચવાની અને અટકી જવાની રમત રમે છે. કાળની અંતહીનતાને કાતરવાની રમત આ કોઇ માણસ

નહીં, કંઇ બીજું હતું, જેની રમત હાંફ અને નસકોરાં બોલાવતી હતી અને એ સૌના આતંક સામે હું હારી ગઈ હતી. હું એમની હાંફના લય સાથે સાથે શ્વાસ લેવા લાગી, શ્વાસ લેવો, અચાનક થોભી જવું, રૂંધાવું, ફરી શ્વાસ લેવો, ફરી રૂંધાવો...પોતાને રોકવા માટે અસમર્થ મન એ સમજાતું નહોતું કે, એક રમત સમજીને કર્યે જાઉં છું તે છળ છે અને હું એ છળનો શિકાર થઇ ગઈ છું. હું જે અનુભવતી હતી, તે વાસ્તવમાં તકલીફ હતી, એક પશુનો શ્વાસ જવાની તકલીફ, પણ મારી એ તકલીફ ચાલુ જ રહી. શ્વાસો એકસરખા થઈ ગયા, એટલી હદે. એક જ અમાનવીય શ્વાસ, એક જ યંત્રણા. હું પહેલાં કરતાં વધારે શાંત થઈ ભયગ્રસ્ત છતાં નિરુદ્દેશ. મે વચ્ચેની ભીંત હટાવી દીધી હતી, એટલે શાંતિથી સહિયારા અંતની સહજ પ્રતીક્ષા કરી શકતી હતી. મને લાગ્યું કે હું મને છોડી દઉં, બિનશરતી સમર્પણ કરું તો અંત બહુ વહેલો આવી શકે એમ છે. આમ પણ લાંબું ખેંચાશે નહીં, કદાચ એથી જ દુનિયાના રોજિંદા ભટકવાને એક સાર્થકતા મળશે.

ન ક્યાંય વિદાયનો સંકેત, ન દયાની કોઈ ઝલક, એક એવી જગ્યા, જ્યાં સમય પોતાનું મહત્ત્વ ખોઈ ચૂક્યો હતો અને અહીં હું જીવલેણ રમત કોણ જાણે કેટલા લાંબા સમયથી રમતી હતી.

સહિયારાપણાના શ્વાસ કંઈક ઓછા બેચેન, કંઈક નિરુદ્વિગ્ન પરંતુ વધારે મરિયલ થઈ ગયા હતા.

મને લાગ્યું કે હું પાછી ફરતી નથી.

હું એટલી થાકી ગઇ હતી કે હાલવું યે મુશ્કેલ થઈ ગયું હતું. થાક શરીરમાં વસી ગયો હતો. મેં આંખો ખોલી, કશું જ બદલાયું નહોતું.

ના, દૂર છાંયડે એક ગુલાબ છે. એકલું, અનોખું, જીવતું. પેલું રહ્યું અંધકારની પૃષ્ઠભૂમિથી અલગ, દિવસ જેવું ઉજ્જવળ, માંસલ ચમકતી પાંખડીઓવાળુ. હું એને જોઉં છું અને મારા હાથ તે તરફ લંબાય છે. એનો સ્પર્શ અને ફૂલદાનમાં ગોઠવવાની સહજ ક્રિયા મને

યાદ આવે છે. મેં એને જોયું એ સમયે, પરંતુ સમજ હવે આવી.. હું હાલું ચાલું છે, પલક ઝબકાવું છું, પણ ગુલાબ હવે પણ તે જ છે. પૂરેપૂરું ખીલેલું, બસ પોતાના જેવું !

હું બરાબર શ્વાસ લઉં છું, મારા શ્વાસોથી પ્રાર્થના કરું છું. યાદ કરું છું. ઊંઘી જાઉં છું અને એ વણસ્પર્શ્યું ગુલાબ સવારના પ્રકાશ અને મારા રહસ્ય પર પહેરો ભરે છે. આશા હોય કે મોત – બંનેને પરિવર્તનમાંથી પસાર થવું પડે છે.

દિવસ ઊગે છે. સ્વચ્છ આકાશમાં જોઉં છું – વરસાદની મોસમ પૂરી થઈ ગઈ છે ક્યાંય સુધી બારી પર થોભેલી પ્રત્યેક ચીજને તડકામાં, બદલાતી જોઉં છું. એક પ્રચંડ કિરણ મારા ભીતરમાં પ્રવેશીને સમાઈ જાય છે બધી પીડા જૂઠી જેવી લાગે છે એક અકારણ આનંદ મારા ફેફસાંમાં ભરાય છે. મારો સાથી હોય એ રીતે ગુલાબ તરફ વળું છું, અજાણ્યે જ હસી ઊઠું છું, પણ ગુલાબ મને મળતું નથી, સૂર્યે એને દઝાડયું છે.

ચોખ્ખો દિવસ અને પાગલ કરી દેતી ગરમી – ફરી આવ્યાં. લોકો કામ પર ગયા. એમણે ગીતો ગાયાં પણ અપોલોનિયો મર્યા નહીં. ઊલટું એમની તબિયત સુધારવા લાગી. હું એમની સેવા – ચાકરી કરતી રહી, પણ પહેલાં જેવી ખુશીથી નહીં. નમેલી આંખે મેં ભીતરના અપરાધભાવને સખ્ત મહેનતમાં બદલી નાખ્યો. એમના સ્પર્શ, એમના અવાજથી કે એમની તરફ જોતાં જે ભય અને આતંક હું અનુભવતી હતી, એને જોડે એવો કોઈ આધાર ન હતો. એવી વાસ્તવિકતા હોઈ શકે જ નહીં, છતાં તેઓ મારા પર લદાયેલા મુર્દા જેવા લાગતા શરમ અને વિનયના માધ્યમો દ્વારા હું એ પ્રતીતિથી છુટકારો પામવા માગતી હતી.

હા, ડોન અપોલોનિયોની તબિયત સુધરતી જતી હતી. ડોકટર પણ વિસ્મયમાં હતા, એમની પાસે કોઈ જવાબ નહોતો.

એમને મેં પહેલા દિવસે તકિયા વચ્ચે બેસાડયા તો એમની આંખમાં

એકલીએ એમને ઉપાડવાના હતા. એમને તકિયાને આશરે ટેકવ્યા ત્યારે મેં જોયું કે એ ડોસો મારા શ્વાસ ઉચ્છ્વાસ સાથે ઊંચા નીચા થતા મારા ઉરોજને સ્તબ્ધ થઇને તાકતો હતો. વિકૃત ચહેરો અને કંપતો હાથ અજાણ્યે જ મારી તરફ આગળ વધ્યો... સહજ જ્ઞાને હું આપો આપ પાછળ ખસી ગઈ, અને મોઢું ફેરવી લીધું.

'પરદા ખેંચી લે, બહુ ગરમી છે.'

એમનું મૃતપ્રાય શરીર ગરમ થઈ રહ્યું હતું.

'લૂઈસા, અહીં આવ, મારી પાસે બેસ.'

'હા અંકલ' હું ઘૂંટણ સંકોરીને એમની સામે જોયા વિના પલંગના ખૂણે બેઠી.

'પોલો, મને પોલો કહ્યા કર.' એમનો અવાજ મીઠો અને કોમળ હતો. 'ઘણું બધું બનશે, તારે એ માટે મને માફ કરવો પડશે. હું ઘરડો અને માંદો છું. આવી હાલતમાં માણસ બાળક જેવો થઈ જાય છે.'

'હા'

'જો તો, 'પોલો' કહેવાનો પ્રયત્ન કર.'

મારા હોઠ પર એ નામ વિકાર જેવું મને લાગ્યું. મને ઉબકા આવવા લાગ્યા.

પોલોની તબિયત સુધરતી ગઈ, તે સાથે એ જક્કી અને ચીઢિયા થતા ગયા, હું સમજી ગઈ કે એ પહેલાં જેવા 'મર્દ' થવાનો સંઘર્ષ કરી રહ્યા છે. પુનરજીવિત થતી વ્યક્તિ કોઈ બીજી જ હતી.

'લૂઈસા આ આપ, તે લાવ, લૂઈસા મારા તકિયા ગોઠવ, મારે માટે થોડું પાણી લાવ, મારા પગ ઊંચા કર.'

તે તો ચાહતા હતા કે આખો દિવસ હું એમની પાસે જ રહું. એમની જરૂરિયાતો જોઉં, એમને સ્પર્શતી રહીને એ મંડાયેલી નજર અને વિકૃત ચહેરો હવે ઝડપભેર પાછો ફરવા લાગ્યો હતો. નાક નકશા પર ઊગી આવેલા મહોરા જેવો.

'મારું પુસ્તક ઉપાડી લે, નીચે પડી ગયું છે, આ તરફ...'

ઘૂંટણિયે પડી મારું માથું અને લગભગ અડધું શરીર પલંગ નીચેની બાજુએ મેં વાળ્યું, પછી ચોપડી લેવા હાથ લંબાવ્યો, થોડો લંબાવવો પડ્યો. પ્રથમ મને લાગ્યું કે મારા શરીરનું જ એ કામ છે કે પછી બિછાનાની ચાદર છે. પણ પુસ્તક હાથમાં આવી ગયું અને ઊંચી થવા માટે હું આડી ટેડી થઇ તો અચાનક હું સ્તબ્ધ થઈ ગઈ જેનો અણસાર હતો તે અસાધારણે જ મને સ્તબ્ધ કરી દીધી હતી પ્રત્યાશિત વિસ્ફોટ, ચીસ, તોફાન—જે કંઈ થઈ રહ્યું હતું એની પ્રતીતિ જ્યારે મારી ચેતના સુધી પહોંચે ત્યાં સુધીમાં તો મારા ભીતરેથી ગુસ્સાનો ભીષણ જુવાળ આવ્યો. એવો ગુસ્સો મેં કદી જાણ્યો નહોતો, એમનો કંપતો હાથ મારા આભા થઈ જવાનો લાભ લઈને એટ ભારે અને આશ્વસ્ત થઇ ગયો હતો, વણઅટક્યો સાહસિકતા સાથે મઝા લૂંટતો હતો, મારી જાંઘોને સ્પર્શતો, ટટોલતો મારી ચામડી ચોંટયો, મારા દેહને આંગળીઓથી ખોતરતો એક માંસહીન હાથ મારા પગ વચ્ચે સરકતો એક મરેલો અશરીરી, અધીર હાથ!

હું તડપી ઊઠી. ચહેરો ધિક્કાર અને સંકલ્પથી સળગતો હતો. પણ જેવા મેં એમને જોયા તો હું મ ' ભૂલી ગઈ. કોઇ દુઃસ્વપ્નમાં દેખાતી આકૃતિ જેવો લાગતો હતો. પોલો પોતાના બોખા મોઢે આછું આછું હસતો હતો અને પછી એકાએક ગભીર થઇને ડરામણી ટાઢાશથી બોલ્યો, 'શું ગવાન અને બીજા લોકો સામે, શું તું

હસ્તક્ષેપ કરશે. ક્યારેક મને મોત ખૂબ જ ડરામણું લાગતું હતું પરંતુ હવે તે એ જ એક આશા રહી ગઈ છે. આપોલોનિયોની નહીં–એ તો પોતે જ મૃત્યુનો દાનવ હતો–બલકે મારી, મારા ભ્રષ્ટ કરવામાં આવેલા શરીરને માટે અનિવાર્ય અને યોગ્ય મૃત્યુ ! પણ કંઈ થયું નહીં. બધું જેમનું જેમનું તેમ રહ્યું સમય પર ટીંગાયેલું. ભવિષ્યહીન. પછી એક સવારે સાથે કંઈ પણ લીધા વિના નીકળી પડી.

નકામું. ત્રણ દિવસ પછી લોકોએ કહ્યું કે, 'તારો પતિ મરી રહ્યો છે, અને તને બોલાવે છે.' ફાધર કન્ફેસર પાસે જઈને મેં એમને મારી કહાણી કહી.

'એને એની વાસના જ જીવતો રાખે છે, બધાં પાપોમાં સૌથી મોટું પાપ ! આ જિંદગી નથી, મોત છે. ફાધર એને મરી જવા દો.'

'એ નાઉમેદી સાથે મરશે, હું એની રજા આપી શકું નહીં.'

'અને હું ?'

'સમજું છું, પરન્તુ... તારું એની પાસે ન જવું એની હત્યા કરવા બરાબર હશે.' એ ઉત્તેજિત ન થાય એ માટે પ્રયત્ન કર. પવિત્ર કુમારિકાને પ્રાર્થના કર અને ખુદ તારી ફરજ પર ધ્યાન આપ.'

હું પાછી ફરી. વાસના એને ફરી પાછી કબરમાંથી પાછો ખેંચી લાવી. લડતાં, લગાતાર લડતાં વરસો પછી હું મારી ઘૃણા પર કાબુ મેળવી શકી. છેવટે સાવ અંતમાં, મેં એ પશુને જીતી જ લીધો એટલે કે અપોલોનિયો સંતોષ અને મિઠાશથી મર્યો, ફરી પોતાના જૂના વ્યક્તિત્વમાં.

પણ હું પોતે ક્યારેક જે હતી તે થઈ શકી નહીં. હવે મને જોનારા તમામ મર્દોની આંખોમાં કુટિલતા અને દ્વેષ જ ચમકે છે, અને લાગે છે કે હું સૌને માટે પાપ અને વાસનાનો સોનેરી અવસર છું. હું વારવનિતાઓમાં સૌથી કુટિલ વારવનિતા, એકલી, પાપીણી, ચારે તરફ બેરહમ ગરમીની અનંત જ્વાળાઓથી ઘેરાયેલી–જે આપણ સૌને કીડીઓના કટકની જેમ ઘેરી વળેલી છે. 

(મેક્સિકન નવલિકા)

'મારું પુસ્તક ઉપાડી લે, નીચે પડી ગયું છે, આ તરફ...'

ઘૂંટણિયે પડી મારું માથું અને લગભગ અડધું શરીર પલંગની નીચેની બાજુએ મેં વાળ્યું, પછી ચોપડી લેવા હાથ લંબાવ્યો, ઘણો લંબાવવો પડયો. પ્રથમ મને લાગ્યું કે મારા શરીરનું જ એ કામ છે, કે પછી બિછાનાની ચાદર છે. પણ પુસ્તક હાથમાં આવી ગયું અને ઊંચી થવા માટે હું આડી ટેડી થઇ તો અચાનક હું સ્તબ્ધ થઈ ગઈ. જેનો અણસાર હતો તે અસાધારણે જ મને સ્તબ્ધ કરી દીધી હતી. પ્રત્યાશિત વિસ્ફોટ, ચીસ, તોફાન–જે કંઇ થઈ રહ્યું હતું એની પ્રતીતિ જ્યારે મારી ચેતના સુધી પહોંચે ત્યાં સુધીમાં તો મારા ભીતરેથી ગુસ્સાનો ભીષણ જુવાળ આવ્યો. એવો ગુસ્સો મેં કદી જાણ્યો નહોતો. એમનો કંપતો હાથ મારા આભા થઈ જવાનો લાભ લઈને ઓર ભારે અને આશ્વસ્ત થઇ ગયો હતો, વણઅટકયો સાહસિકતા સાથે મઝા લૂંટતો હતો, મારી જાંઘોને સ્પર્શતો, ટટોલતો મારી ચામડી ચોંટયો, મારા દેહને આંગળીઓથી ખોતરતો એક માંસહીન હાથ મારા પગ વચ્ચે સરકતો એક મરેલો અશરીરી, અધીર હાથ!

હું તડપી ઊઠી. ચહેરો ધિક્કાર અને સંકલ્પથી સળગતો હતો. પણ જેવા મેં એમને જોયા તો હું મ[illegible] ભૂલી ગઈ. કોઇ દુઃસ્વપ્નમાં દેખાતી આકૃતિ જેવો લાગતો હતો. પોલો પોતાના બોખા મોઢે આછું આછું હસતો હતો અને પછી એકાએક ગંભીર થઇને ડરામણી ટાઢાશથી બોલ્યો, 'શું ? ભગવાન અને બીજા લોકો સામે, શું તું મારી પત્ની નથી ? ચાલ, મને ઠંડી વાય છે. મારું બિછાનું ગરમ કર.'

એ પછી જે કંઈ થયું તે માત્ર હું જ જાણું છું કે મારી વાત છે, મારી જિંદગી. છતાં મુશ્કેલીએ હું એને સંભારી શકું છું– જાણે એ એક બિભત્સ સ્વપ્ન ન હોય હું એ પણ કહી શકતી નથી કે એ સ્વપ્ન લાંબું હતું કે ટૂંકું. શરુઆતના દિવસોમાં મને માત્ર આ વિચારે પાગલ થતી બચાવી કે 'આ રીતે થોડું ચાલવાનું છે.' આ રીતે નહીં ચાલે. વિચારતી હતી, ઈશ્વર કયારેય એની રજા નહીં આપે, કોઈ ને કોઈ રીતે એ એને અટકાવશે. ભગવાન પોતે એમાં

હસ્તક્ષેપ કરશે. ક્યારેક મને મોત ખૂબ જ ડરામણું લાગતું હતું પરંતુ હવે તે એ જ એક આશા રહી ગઈ છે. આપોલોનિયોની નહીં–એ તો પોતે જ મૃત્યુનો દાનવ હતો–બલકે મારી, મારા ભ્રષ્ટ કરવામાં આવેલા શરીરને માટે અનિવાર્ય અને યોગ્ય મૃત્યુ! પણ કંઈ થયું નહીં. બધું જેમનું જેમનુ તેમ રહ્યું સમય પર ટીંગાયેલું. ભવિષ્યહીન. પછી એક સવારે સાથે કંઈ પણ લીધા વિના નીકળી પડી.

નકામું. ત્રણ દિવસ પછી લોકોએ કહ્યું કે, 'તારો પતિ મરી રહ્યો છે, અને તને બોલાવે છે.' ફાધર કન્ફેસર પાસે જઈને મેં એમને મારી કહાણી કહી.

'એને એની વાસના જ જીવતો રાખે છે, બધાં પાપોમાં સૌથી મોટુ પાપ! આ જિંદગી નથી, મોત છે. ફાધર એને મરી જવા દો.'

'એ નાઉમેદી સાથે મરશે, હું એની રજા આપી શકું નહીં.'

'અને હું?'

'સમજું છું, પરન્તુ... તારું એની પાસે ન જવું એની હત્યા કરવા બરાબર હશે.' એ ઉત્તેજિત ન થાય એ માટે પ્રયત્ન કર. પવિત્ર કુમારિકાને પ્રાર્થના કર અને ખુદ તારી ફરજ પર ધ્યાન આપ.'

હું પાછી ફરી. વાસના એને ફરી પાછી કબરમાંથી પાછો ખેંચી લાવી. લડતાં, લગાતાર લડતાં વરસો પછી હું મારી ઘૃણા પર કાબુ મેળવી શકી. છેવટે સાવ અંતમાં, મેં એ પશુને જીતી જ લીધો એટલે કે અપોલોનિયો સંતાપ અને નિરાશથી મર્યો, ફરી પોતાના જૂના વ્યક્તિત્વમાં.

પણ હું પોતે ક્યારેક જે હતી તે થઈ શકી નહીં. હવે મને જોનારા તમામ મર્દોની આંખોમાં કુટિલતા અને દ્વેષ જ ચમકે છે, અને લાગે છે કે હું સૌને માટે પાપ અને વાસનાનો સોનેરી અવસર છું. હું વારવનિતાઓમાં સૌથી કુટિલ વારવનિતા, એકલી, પાપીણી, ચારે તરફ બેરહમ ગરમીની અનંત જ્વાળાઓથી ઘેરાયેલી–જે આપણુ સૌને કીડીઓના કટકની જેમ ઘેરી વળેલી છે. 

(મેક્સિકન નવલિકા)

શિકાર / નલિન રાવળ

# વાસ્તવનું કવચ તોડતો ભ્રમણાવિસ્તાર

□ ઈલા નાયક □

નવી ટૂંકી વાર્તામાં અનેકવિધ નિરૂપણ-રીતિઓ અને રચનારીતિઓ વિસ્મયનિર્મિતિનું કારણ બને છે. આજના વાર્તા-સર્જનમાં મનુષ્યમાં રહેલા ભાવજગતનું આવિષ્કરણ પ્રયોગકર્મ દ્વારા જ થતું હશે, તેથી ભૌતિક, સામાજિક અને સરલ માનસિક વાસ્તવ નિરુપતી વાર્તા હવે આંતરિક ચેતનાના સૂક્ષ્મ નિયમનયુક્ત રચના સંવિધાનથી આગવી વાસ્તવિકતાનું નિર્માણ કરે છે, અને બાહ્યવાસ્તવથી નિરાળા સ્વપ્નવત્ કપોલ કલ્પિતના સત્ય તરફ વળે છે શ્રી નલિન રાવળના 'સ્વપ્નલોક' વાર્તાસંગ્રહની લગભગ બધી જ વાર્તાઓમાં કોઈ એક સ્તરે કોઈ ને કોઈ રૂપે આવું કપોલ કલ્પિતનું સત્ય નિહિત છે, એમાંની 'શિકાર' વાર્તા ઉદાહરણ રૂપે અહીં સ્વીકારી અને વિશ્લેષી છે. વાસ્તવિકતા સાથેનો રચાયેલો અનુબંધ આપણા અનુભવ-જગતનું કેવી રીતે પુનઃનિર્માણ કરે છે એ આ વાર્તાનો તપાસવિષય છે. અહીં તરંગ અંતર્ગત તરંગ—અને એમાં પણ પ્રેતકથાના તરંગતંતુ દ્વારા મનુષ્યમાં રહેલ ભયગ્રંથિને અતિક્રમવાની ઇચ્છા અને સાહસની મહત્ત્વાકાંક્ષા એક સાથે વ્યક્ત થાય છે.

વિશલગઢના કુંવર નયનસિંહ ખડકપુરનાં જંગલોમાં શિકાર કરવા નીકળે છે. રસ્તામાં ઘોડો કોઈ ચોરી જતાં તેમજ નોકર ભાગી જતાં છેવટે કોઈ ડોસા પાસેથી એક પાડાને વાહન તરીકે સ્વીકારે છે. ખડકપુર આવી પહોંચ્યા પછી રાજા વિશ્વંભરનાથના ઓરડામાં રાત વિતાવવાનો પ્રસંગ પડે છે ઓરડાની છતમાં લટકાવેલ એક ભયંકર વાઘનું મોં તેમને ભયથી અસ્વસ્થ કરી મૂકે છે. તેમને આખી રાત ઊંઘ આવતી નથી આ પછી વાઘને આકર્ષવા પાડાને લઈને નયનસિંહ જંગલમાં જાય છે. આખરે વાઘ આવે છે તેઓ ચાર ચાર ગોળી છોડી વાઘનો શિકાર પણ કરે છે પરંતુ માંચડા પરથી નીચે ઊતરે છે ત્યારે ત્યાં પાડો પણ નહોતો અને વાઘનું મરદું પણ નહોતું. તેઓ અસમંજસમાં પાછા ફરે છે. પ્રવાસેથી પાછા આવેલા રાજા વિશ્વંભરનાથ એક મહિના પહેલાં પોતે કરેલા વાઘના શિકારની વાત કહેતાં નયનસિંહ કહે છે, 'એવુ સાંભળ્યુ છે કે આખાય જંગલમાં એ મરેલા વાઘનું પ્રેત ત્રાડ નાંખતું ઘુમરાયા કરે છે.' ત્યાર બાદ વિશલગઢ પાછાં ફરતાં ડોસાના દીકરા પાસેથી જાણવા મળે છે કે એક મહિના પહેલાં ગુજરી ગયેલા ડોસાના મૃત્યુના આઘાતમાં પાડો પણ ત્યાં જ ફાટી પડેલો નયનસિંહ સ્તબ્ધ થઈ જાય છે. વિશલગઢ પહોંચ્યા પછી ગામલોક શિકારની કથા સાંભળવા આવે છે ત્યારે નયનસિંહને થાય છે, 'મેં શિકાર કર્યો હતો ? હું ગયો હતો ? હું છું ? હું ક્યાં છું ?' વાર્તા અહીં પૂરી થાય છે.

આમ જોઈએ તો વાર્તાને અંતે નાયક પોતે જ બની ગયેલી ઘટનાની વાસ્તવિકતાનો નિષેધ કરે છે. કદાચ આ ઘટના સંપૂર્ણ રીતે તરંગ હોય. અને એ તરંગમાં પણ ડોસાની, પાડાની અને વાઘની વાસ્તવિકતાનો પ્રેતસંદર્ભ દ્વારા નિષેધ થયો છે. એટલે વાર્તાનું કથાનક વાસ્તવિકતાના નિષેધો પર અને તરંગના સંદિગ્ધતા પર નિર્ભર રહ્યું છે. વર્તમાનમાંથી પલાયન થઈ સામંતયુગીન મધ્યકાલીન મૂલ્યોમાં ગતિ કરવાનો અવસર આ તરંગને કારણે શક્ય બન્યો છે ખડકપુરના

જંગલના એક ખૂંખાર વાઘના શિકારની મહત્ત્વાકાંક્ષા અહીં સ્વપ્ન-સદૃશ સૃષ્ટિ સર્જવામાં કારણભૂત બને છે. વળી આંતરિક આવશ્યકતાએ અસ્વાભાવિક આકૃતિઓ પર ભયનું આરોપણ કરે એ ન્યાયે ડોસો, વાઘ અને પાડો—ત્રણેની પ્રેતકથાનો લાક્ષણિક પ્રયોગ આ વાર્તામાં ઊતરી આવ્યો છે. આ જ સંગ્રહમાંની 'અવાજ' અને 'ગામ' જેવી અન્ય વાર્તાઓમાં ચારતર કરતા અતૃપ્ત આત્માઓની કથા આવે છે. આમ આ લેખકે માનવમનના અગોચર ખૂણાને ગોચર કરાવવા આ પ્રકારના કપોલકલ્પિતનો વિલક્ષણ પ્રયોગ વારંવાર અખત્યાર કર્યો છે. અહીં નયનસિંહ અને પાડો કોઈ નિર્જન સ્થળે આવી ઊભા એવા પરિચિત વાસ્તવનિરુપણથી કથાનો આરંભ થયો છે. આરંભથી માંડી નયનસિંહ શિકાર કરે છે ત્યાં સુધીની કથા જાણે કે વાસ્તવસ્તરે ચાલે છે. નયનસિંહ માંચડા પરથી નીચે ઊતરે છે ત્યારે પાડો અને મૃત્યુ પામેલા વાઘને ગાયબ થયેલા જુએ છે એ તબક્કે કપોલકલ્પિત પ્રવેશે છે. વિશ્વભરનાથ પોતે ખૂંખાર વાઘના કરેલા શિકારની અને વાઘના પ્રેતની વાત કહે છે ત્યારે અને પાછા વળતાં ડોસાના દીકરા પાસે પાડાના મૃત્યુની કથા સાંભળે છે ત્યારે વાર્તાકારે સર્જેલ વાસ્તવજગત ભ્રમણાજગતમાં રૂપાંતરિત થાય છે અને અંતે સમગ્ર તરંગલીલા વાસ્તવિકતાનું જ એક રૂપ બની રહે છે. આરંભમાં આવતી નયનસિંહની પાડા સાથેની વાતચીત પ્રથમ નજરે અસ્વાભાવિક નથી લાગતી. પણ, 'પાડાની કાળી લીસ્સી મોટી આંખોમાં વિચિત્ર ચમક ક્યારેક ક્યારેક પથરાઈ જતી" તથા "દીવા જોઈ પાડાની આંખો વિચિત્ર રીતે ઝબકવા લાગી' જેવા ઉલ્લેખોમાં પાડાની અપાર્થિવતાનો સંદિગ્ધ સંકેત પડેલો છે. વાઘ અને પાડાની પ્રેતકથા પણ તરંગલીલનું જ પરિણામ હતી એની પ્રતીતિ કૃતિના અંતે જ થાય છે. આમ વાસ્તવિકતાનો ભ્રમ રચી, કપોલકલ્પિત સૃષ્ટિમાં કપોલકલ્પિત પ્રયોજી વાર્તાનું ત્રિસ્તરીય પરિમાણ પ્રભાવિત કરે છે.

વૈચિત્ર્યપૂર્ણ કલ્પનનિર્મિતિ દ્વારા કૃતિનું વાતાવરણ રહસ્યમયતા

અને અપાર્થિવતાનો અનુભવ કરાવે છે. વિશ્વંભરનાથના ઓરડાનું વર્ણન નયનસિંહમાં ભય જન્માવવા સફળ રહ્યું છે : 'જાણે જંગલના કોઈ એક ભાગમા ન ઊભો હોઉં ! વાઘ અને ચિત્તાની આંખોમાં તરાપ મારવાની તત્પરતા તીવ્રપણે તરવરતી હતી. તોફાની બાઘા બાળકની આંખોમાં ક્યારેક જોવા મળતી હિંસ્ર રીંછની આંખોમાં છવાયેલી હતી. સાબરની આંખોમાં થીજેલો ભય વ્યાપેલો હતો." "હીલોર આવતાં દીવે બળતાં બે ઝુમ્મરો હાલવા લાગ્યાં, ઓરડામાં, ભીંતો પર, છત પર, બારી–બારણાં પર વાઘ, રીંછ, સાબર અને ચિત્તાના લાંબા પહોળા પડછાયા ફરવા માંડયા .. એમાં હવે મારો પડછાયો ફરવા લાગ્યો... મારી નજર સામે બે મશાલો સળગતી હોય એમ લાગ્યું. ધીરે ધીરે એક મ થું મોટું થતું થતું ઘૂરકવા લાગ્યું ! શિકાર કરતાં પહેલાંની નયનસિંહની મનોસ્થિતિનું ચિત્ર આ પ્રમાણે છે : 'પાડાના છીંકોટા એકાએક સંભળાવા લાગ્યા. મારા લમણામાં લોહી જોરથી વહેવા માંડયું. નાક પરની ઝીણી રુંવાટી ઊભી થઈ ગઈ, આંખોમાં લોહીના ગરમ ટશિયા ફૂટયા હોય એમ લાગ્યું.' આ પછીનું વાઘ ત્રાટકે છે એ વર્ણન–આ આખુંય સ્વપ્ન વાસ્તવિકતાનું રૂપ છે. અહીં ભય છે છતાં સાહસની ઝંખના છે, એવો ભાવ રણકી ઊઠે છે. આરંભનું કલ્પન કર્તાની કલ્પનસમૃદ્ધિનું સૂચક છે. "દૂરનાં ઝાડી ઝાંખરાં ટેકરા અને તાપે બળતા ધૂળિયા રસ્તાઓના નાનાં પ્રતિબિંબો ઠંડાં, મોહક અને એવાં નાનાં લાગતાં હતાં કે જાણે મુઠ્ઠીમાં લઈ લઉં." પાડાની આંખમાં પડતાં મોહક પ્રતિબિંબો નાયક માટે રોમાંચક છે પણ ભાવક માટે કથાઘટકને અનુરૂપ રહસ્યમયતાનો ભાવ ઊભો કરવા પણ સહાયક બને છે. કથાનાયકનો આ રઝળપાટ સાહસ માટેનો હતો કે પછી એની ઝંખનાનો આ સળવળાટ હતો ? 'તું મૂર્ખ છે' 'તું નાલાયક છે.' 'અક્કલનો વેચી ખાનારો' અનેક ગણો વધુ મૂર્ખ છે.' 'એમ વખતોવખત પાડાએ નાયકને કરેલા સંબોધનોમાં વાર્તાના અંતનો અને નાયકચિત્તની

ભ્રમણાનો અણસાર જોવા મળે છે. શિકાર કર્યા પછી પાડા અને વાઘ ગાયબ થાય છે ત્યારે વિશ્વભરનાથ દ્વારા કરાયેલ વાઘના શિકારની કથા સાંભળે છે ત્યારે અને પાછા વળતાં પાડાની મૃત્યુકથા સાંભળે છે ત્યારે વાસ્તવનું કવચ તોડીને ભ્રમણાને વિસ્તારતી વાર્તાની ગતિ આકર્ષક બની છે. એમાં કથનરીતિનો વેગ નહીં પરંતુ વિવિધરંગી કલ્પનોથી ખચિત વર્ણનોનો વેગ વાર્તાના લક્ષ્યને ઉપકરક બન્યો છે અને આ વર્ણનોના વેગ પાછળ કવિ વાર્તાકારનું ભાષાકર્મ અછતું નથી રહેતું. □

## પાસે જ ઉગાડવા માટે / હિમાંશુ જોશી

હાથમાં અણિયાળા પથ્થર લઈને બહવાસ જેવા લોકો આમ તેમ દોડે છે, કહે છે – અમે એક એવા માણસને શોધીએ છીએ, જેનો બલિ ચઢાવી શકીએ, જેને ઇસૂ બનાવી શકીએ. સમાજ અમારો છે, સંસ્કૃતિ— અમારી નીતિ, ધર્મ, અધ્યાત્મ — બધું અમારું છે; પછી કયા અપરાધની કોને શી સજા કરવી એ અમારો હક છે.

સત્તાને પડકારવી, સત્યને પડકારવા જેવું છે, માન્યતાઓને નકારવી–મૂલ્યોની અવમાનના. મૂલ્યોની અવમાનનાનું જ બીજું નામ છે દ્રોહ, દ્રોહની સજા, મોતની સજા હોય છે.

મોતની સજા કરવા માટે અમે આજે એક એવા માણસની શોધમાં છીએ, જેની પાસે ઓઢવા માટે કોરું કફન હોય. બિછાવવા માટે આગની ચાદર. ચાલવા માટે અંગારા જેવા ધધકતા ખીલા, વિશાળ પહોળા સ્કંધ હોય, ક્રૂસ ઉઠાવવાને માટે, બંને દિશાઓમાં દૂર સુધી ફેલાવવા માટે બે બંધાયેલા હાથ–એને જ અમે બે હાથ જમીન આપીશું–પહોળી મોટી શિલાઓ એના મરેલા દેહ પર સજાવવા માટે, અને દર્દીયું પાસે જ ઉગાડવા માટે બે ફૂલ ! □

Regd. No. G.(SR)33




**Hiralal Manchharam & Sons Ltd.**

Hiralal Colony,
A. K. Road
SURAT-395006
Tele. No. 24935/36/37/38

# કંકાવટી

ઓકટોબર
૧૯૮૯



જયન્ત પાઠક

મનહર મોદી

કિસન સોસા

હરિવલ્લભ ભાયાણી

હિમાંશુ જોશી

રતિલાલ 'અનિલ'

સિન્થિયા ઓઝીક

શિરીષ પંચાલ

વિજય શાસ્ત્રી

હિમાંશી શેલત

અબ્દુલ બિસ્મિલાહ

ઇલા નાયક

'કંકાવટી'ને

# સર્વ શુભેચ્છાઓ સહિત

નૂતન વર્ષાભિનંદન



મીનુ

with best compliments

to

kankavati

from

# Bulsar Book-Store

6/,7 GULMOHAR APARTMENTS



Opp. Vasant Talkies,

Mahavir Society,

VALSAD – 396 001.

☎ 2077

From

**Kanu Shah**

# કંકાવટી

ઑક્ટોબર ૧૯૮૯

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૩૯ : અંક ૩૬૨ : મૂલ્ય : ૩ રૂપિયા

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૨૫. બે વર્ષના રૂા. ૪૮. વિદેશ શિલિંગ ૪૦. (દરિયાઈ ટપાલથી), સાડા ૭ પાઉન્ડ (હવાઈ ટપાલ). મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સુરત–૩૯૫૦૦૨ સરનામે જ કરવો.



વર્ષાંતે ફાઈલમાં ખૂટતા અંકો મળ્યા નથી એવી ફરિયાદ યોગ્ય નથી. અંક ન મળ્યાની જાણ એ જ માસમાં કરવી.



તંત્રી–મુદ્રક–પ્રકાશક

રતિલાલ મૂ. 'અનિલ'

માલિક : આર. આર. રૂપાવાળા

ફોન : ૪૫૦૨૮

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫૦૦૨

મુદ્રણસ્થાન : નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દરપુરા, આંબાવાડી–સૂરત.

## ક્યાં ખબર છે ! / જયન્ત પાઠક

ખોબામાં થોડુંક અજવાળું લઈને ઊભેલા કોડિયાને
અંધકારના આદિમ વ્યાપની ક્યાં ખબર છે !
એ તો જુએ છે
આસપાસમાં થોડો પ્રકાશ
અંધકારના અગાધ જલમાં તરતા
નાનકડા ટાપુ જેવો—
ચાર ભીંતોની પાર, જે અનહદ અંધાર
તેની એને ક્યાં ખબર છે !
થરથરતા અજવાળામાં
પોતાનું ભાવિ દેખતા કોડિયાને
ક્યાં ખબર છે કે
ઝંઝાવાટની એક ઝાપટ—ને બધું ઢોળાઈ જશે
ખોબામાં અંધારું ભરાશે ને એ ડૂબી જશે
અંધકાર જ આદિ છે ને અંધકાર જ અન્ત છે
એની એને ક્યાં ખબર છે !

કાખડું : ગાલિબ કે નામ / મનહર મોદી

દિવસ અને રાત
એક જ કામ ચાલે છે
લખવાનું
અને એમ ખાલી અમથું
પેટ ભરવાનું.
સવાર
કેમ ચકલીબહેન, મજામાં ?
પપ્પા શું કરે છે ?
મમ્મી દેવદર્શને જાય છે કે નહીં ?
તારો દોસ્ત
પેલો ચકો
ચોખાનો દાણો લાવે છે કે કેમ ?
ઓ હો !
આજકાલ એ પ્રધાનસાહેબનો
મોંઘેરો મહેમાન થયો છે ?
વારુ વારુ
આવજે
કામકાજ લખજે.

થોડુંક અદ્ધર જઇએ
ઈશ્વરની શોધ કરીએ
ગુંગળાઇએ મરીએ નીચે પડીએ.
ખેલ ખલાસ.

**રાત**

ખૂબ મજા આવી વહાલી ચકલી
તારી સાથે
ક્યાં ક્યાં ફર્યાં શું શું જોયું
કેવું કેવું અનુભવ્યું
તેનો રોમાંચ આહ્‌લાદક છે
એટલું જ કહી શકીશ
એને વાચા આપવાનું કામ
મારું નથી
સાચું કહું તો
એનું સ્મરણ જ શક્ય છે.
અને એ પણ અનુભવના રૂપે જ.
એનો અનુવાદ કે રૂપાંતર શક્ય જ નથી
તો પછી લખાણમાં તો ઉતારી જ શકું કઇ રીતે ?
મને સમજવાની કોશિશ કરજે.
તારો
ગાલિબ

**સવાર-બપોર સાંજ-રાત**

હું બેઠો છું
મારા હાથમાં કલમ છે
મારું મગજ ચાલતું નથી.
રસોડામાં કશું બળી ગયું છે
નીચે

રસ્તામા
કોઈ કોઈને ગળી ગયું છે
એની શોધ ચાલે છે
સવાર-બપોર સાંજ-રાત એક સાથે
એકસમાસ થઈને
મારી કલમની અણીને અડકી રહ્યાં છે
કાગળ પૂરેપૂરો ભરાઈ ગયો છે
માંડ માંડ જગ્યા કરીને
મારા અક્ષરને
ઝીણા અને પાતળા રાખીને
છેલ્લી લીટી લખું છું.
ઘડિયાળના કાંટાને ડિસ્ટર્બ કર્યા વગર
સમય નામના સાગરમાં
મારા તરફથી
એક વધારાની ક્ષણ ઉમેરું છું.
મારો અનુભવ

## ગઝલ / કિસન સોસા

અપભ્રંશ કબ્રલેખના પથરા જ નીકળે,
માણસને ખોતર્યે નર્યાં મડદાં જ નીકળે.

બીજું તો નીકળે ય શું માણસના મોર્ગથી,
આખા શરીરે દાઝેલી ઇચ્છા જ નીકળે.

જલતી મશાલ કાંગરે કાળા ઉજાગરે,
ઓસરતા અંધકારથી દરિયા જ નીકળે.

આકાશી કેનવાસ પર ચિત્રાયેલી દ્વિધા,
સૂરજથી છિન્ન વૃક્ષના નકશા જ નીકળે.

વાળંદ-વાટકી ય ભિક્ષાપાત્ર થઈ જતી,
કરપીણ એવી કાળવી ઘટના જ નીકળે.

શબ્દોના ધૂંધળા નગરની શેરીઓ ખૂલે,
દોરાંની દાંડીએ ટકયાં ચશ્મા જ નીકળે.

## 'કુશળપ્રશ્ન' : એક આસ્વાદ / હરિવલ્લભ ભાયાણી

### મૂળ

તેષાં ગોપ –વધૂ–વિલાસ–સુહૃદાં રાધા–રહ–સાક્ષિણાં
ક્ષેમં ભદ્ર કલિંદ–શૈલ–તનયા–તીરે લતા–વેશ્મનામ્ ।
વિચ્છિન્ને સ્મર–તલ્પ–કલ્પન–મૃદુ–ચ્છેદોપયોગેઽધુના
તે જાને જરઠીભવંતિ વિગલન્–નીલ–ત્વિષઃ પલ્લવાઃ ॥

### અનુવાદ

### કુશળપ્રશ્ન

ભદ્ર !
છે કુશળ કાલિંદીતટ કેરી
ઘેરી લતાકુંજ એ—
ગોપીવિલાસની સચિવ,
રાધારહસ્યો તણી એકસાક્ષી ?
એમનાં કુમળાં પલ્લવો
અવ રહે વણચૂંટયાં
(મદનજય્યા મૃદુ ના હવે છો બિછાતી);
બની રહ્યાં એ હશે જરઠ—
વૃથા એમની નીલિમા ઝંખવાતી.

પ્રસ્તુત મુક્તક આનંદવર્ધન, અભિનવગુપ્ત અને કુન્તક જેવા રસિકો અને કાવ્યમર્મજ્ઞોને અત્યંત હૃદયંગમ લાગ્યું છે. મૂળે તે નવમી શતાબ્દી પહેલાંના કોઈક અનામી કવિની (કૃષ્ણવિષય) દીર્ઘ રચનાનો ભાગ હોવાની અટકળ કરી શકાય.

દ્વારકામાં રહેતા કૃષ્ણને વૃંદાવનથી કોઈ ગોપમિત્ર મળવા આવ્યો છે. કૃષ્ણ તેને કુશળ પૂછે છે. કોના પૂછે છે. કોના ? તેમની સખી ગોપાંગનાઓનાં નહીં, પણ કાલિંદીના તટ પૂરની લતાકુંજોનાં !

'એ' કુંજગૃહો એવું સર્વનામ પહેલી પંક્તિના પહેલા સ્થાને મૂક્યું છે. એનાથી 'જે મારા હૃદયમાં સદા વિદ્યમાન છે' એવું કૃષ્ણ ધ્વનિત કરે છે.

એ લતાકુંજો કૃષ્ણ, રાધા અને ગોપીઓ માટે કોઈ અચેતન સ્થાનો માત્ર ન હતીઃ રાધા અને ગોપીઓની કૃષ્ણ સાથેની પ્રચ્છન્ન પ્રેમકેલિમાં તેમણે નર્મ સચિવનું કામ કરેલું. એ પ્રત્યેક કુંજને તેઓ અસાધારણ સુહૃદયે સમભાવી સાક્ષી સહાયક તરીકે જ જોતાં હતાં. એટલે જ તો કૃષ્ણે એ લતામંડળોનાં કુશળ પૂછયાં.

તો કૃષ્ણના કાકુયુક્ત પ્રશ્નથી એવું પણ સૂચિત થાય છે કે હવે જ્યારે કૃષ્ણ એ કુંજો છોડીને ચાલી ગયા છે, હવે એ વિહાર-સ્થાન તરીકે—સંકેતસ્થાન તરીકે ચેતનવંતી રહી નથી, તો પછી એ કુશળ હોય ? જેમતેમ વખત વિતાવી રહી હશે એ.

ગોપને જોઈને કૃષ્ણની સ્મૃતિમાં પૂર્વસંસ્કાર જાગ્રત થઈ ઊઠયા. તેમને આલંબનરૂપ રાધા અને ગોપીઓનું, અને ઉદ્દીપનરૂપ કાલિંદીતટ અને લતાકુંજોનું સ્મરણ થઈ આવ્યું. તેમના હૃદયમાં રતિભાવ પ્રગટયો. તે ઉત્કંઠિત બની ગયા.

એ કુંજોનો, તેમના કોમળ પલ્લવો તોડીને મદનશય્યા બિછાવવામાં જે ઉત્કૃષ્ટ, સ–રસ ઉપયોગ થતો, તેવું કશું હવે રહ્યું નહીં હોય. કોણ હવે કોને માટે પલ્લવોની મૃદુ શય્યા બિછાવે ?

એટલે એ પલ્લવોની સાર્થકતા, સાફલ્ય હવે નષ્ટ થયાં. વૃક્ષવેલ

## ઓસ્લો : એક જાગૃત સ્વપ્ન / હિમાંશુ જોશી

રાતની રંગહીન ચાદર અર્ધી સમેટાઈ ચૂકી છે છતાં યે હજી યે સફેદ સફેદ વૃક્ષોની ઉજળી શાખાઓ પર પારાનું પડ ચઢેલું છે, હજી યે ધરતીની હરીતિમા પર ધૂન્ધ જેવો વિખરાયેલો પ્રકાશ છે, હજી યે સાગરની સપાટી પર સઢાળાં વહાણો કિનારાથી દૂર, બહુ જ દૂર તરતાં ચાલ્યાં જાય છે– હવાની સાથે સાથે હવાની જેમ, હજી યે શહેર સૂતું નથી, ધીરે ધીરે પડખાં ફરતું અસ્તિત્વનો અહેસાસ જગાડી રહ્યું છે, હજી યે જળપક્ષી હવાને પસવારતાં એક મધુર–શા કરુણ ધ્વનિ સાથે કિનારે ઊડે છે, ચકરાય છે, હજી યે તીરની જેમ સણસણતી રંગબેરંગી કારો ધોવાયેલી સ્વચ્છ સડકો પર ભય જેવું જન્માવે છે, એકલદોકલ યુગલ હજી યે એકબીજાની અડોઅડ એકબીજા વચ્ચેનું અંતર ઓછું કરે છે, હજી યે ખુલ્લી બારીઓમાંથી પીળું ધુમ્મસ ટાઢા તડકા જેમ ફેલાય છે.

આ ધરતીની સાથે જોડાયેલી એક જુદી ધરતી છે, જ્યાં રાત્રી, રાત્રી જેવી નથી હોતી, દિવસ; દિવસની જેમ નથી ઢળતો, તારા ઝગમગતા નથી, સાંજ ઘેરાતાં જ દીવા પ્રગટતા નથી, લોકો બારણાં વાસી, બિછાને સૂવા ચાલ્યા જતા નથી, બલકે ઊન્નિદ્ર જેવા જાગતા, જાગતા ઊંઘતા રહે છે.

સમય, જ્યારે સમય નથી રહેતો, સમયનો પર્યાય બની જાય છે ત્યારે સમયની એક નવી પરિભાષા સમયને સાથ આપતી સમયની સીમા ઓળંગી જાય છે. □

## બહોત કઠિન હૈ ડગર પનઘટકી.... / રતિલાલ 'અનિલ'

હું કંઇ નથી તો કેમ નથી ? છું તો કોણ છું ?
આખર કઇ વિસાતમાં મારી વિસાત છે ?

– અમૃત ઘાયલ

પ્રશ્નો નથી થતા ત્યારે માણસની સામે કેવળ અવકાશ હોય, ધુમ્મસ હોય, ભીંત હોય અને એના હોવાની માત્ર માહિતી હોય, જેમ નામ હોય છે, સરનામું હોય છે, સ્થૂળનાં ચિહ્નો, પણ એ પ્રશ્ન કરે છે અને ખરાખરીનો ખેલ શરૂ થાય છે. બાળક પણ કંઈ જુએ છે કે એની આંખમાં ચમક અને ઉત્સુકતા આવી જાય છે, એને રોકો તો યે એના પ્રત્યે આગ્રહપૂર્વક આગળ વધે છે, અને એ ચીજ હાથ કરે છે, એને જુએ છે. હલાવી, હચમચાવી જુએ છે, અને એમ કરતાં એને ભાંગી ય નાખે છે, પરંતુ એની એ આતુરતામાં માત્ર આકર્ષણ નથી, એક આંતરિક ઉત્સુકતા છે. એને જિજ્ઞાસા તો ન કહીએ, પણ એનું મૂળ તો એનામાં છે જ, અને નરી મુગ્ધતાથી આગળ વધે છે એ જિજ્ઞાસાનું લક્ષણ છે.

'બ્રહ્મજિજ્ઞાસા' સુધી કોઈ કોઈ વિરલા જ પહોંચે છે, બાકી તો બધી સ્થૂળ પામવાની ઉત્સુકતા નહીં તો યે, આકર્ષણ હોય છે. હું કોણ છું ? અરે, આ મારું નામ સારે શું છે ? હું ક્યાં છું ? અરે, મારું આ સરનામું છે તે શું છે ? અહીંથી અટકે છે, તે પણ સ્થૂળ રૂપે ગમે એટલો વિસ્તરે છતાં તે એની સંજ્ઞામાં જ કેદ હોય છે– અને સરનામું તો બદલાતું યે રહે છે અને કેટલાક તો પોતાનું નામ પણ બદલે છે ! આ સર્વ ચંચળની પાર પ્રશ્ન થાય છે : હું કોણ છું ? ક્યારેક સામી બાજુએથી ઉપેક્ષા આવે છે ત્યારે આ

## ઓસ્લો : એક જાગૃત સ્વપ્ન / હિમાંશુ જોશી

રાતની રંગહીન ચાદર અર્ધી સમેટાઈ ચૂકી છે છતાં યે હજી ય સફેદ સફેદ વૃક્ષોની ઉજળી શાખાઓ પર પારાનું પડ ચઢેલું છે, હજી યે ધરતીની હરીતિમા પર ધૂન્ધ જેવો વિખરાયેલો પ્રકાશ છે, હજી યે સાગરની સપાટી પર સઢાળાં વહાણો કિનારાથી દૂર, બહુ જ દૂર તરતાં ચાલ્યાં જાય છે– હવાની સાથે સાથે હવાની જેમ, હજી યે શહેર સૂતું નથી, ધીરે ધીરે પડખાં ફરતું અસ્તિત્વનો અહેસાસ જગાડી રહ્યું છે, હજી યે જળપક્ષી હવાને પસવારતાં એક મધુર–શા કરુણ ધ્વનિ સાથે કિનારે ઊડે છે, ચકરાય છે, હજી યે તીરની જેમ સણસણતી રંગબેરંગી કારો ધોવાયેલી સ્વચ્છ સડકો પર ભય જેવું જન્માવે છે, એકલદોકલ યુગલ હજી યે એકબીજાની અડોઅડ એકબીજા વચ્ચેનું અંતર ઓછું કરે છે, હજી યે ખુલ્લી બારીઓમાંથી પીળું ધુમ્મસ ટાઢા તડકા જેમ ફેલાય છે.

આ ધરતીની સાથે જોડાયેલી એક જુદી ધરતી છે, જ્યાં રાત્રી, રાત્રી જેવી નથી હોતી, દિવસ; દિવસની જેમ નથી ઢળતો, તારા ઝગમગતા નથી, સાંજ ઘેરાતાં જ દીવા પ્રગટતા નથી, લોકો બારણાં વાસી, બિછાને સૂવા ચાલ્યા જતા નથી, બલકે ઊન્નિદ્ર જેવા જાગતા, જાગતા ઊંઘતા રહે છે.

સમય, જ્યારે સમય નથી રહેતો, સમયનો પર્યાય બની જાય છે ત્યારે સમયની એક નવી પરિભાષા સમયને સાથ આપતી સમયની સીમા ઓળંગી જાય છે. □

## બહોત કઠિન હૈ ડગર પનઘટકી.... / રતિલાલ 'અનિલ'

હું કંઇ નથી તો કેમ નથી? છું તો કોણ છું?
આખર કઇ વિસાતમાં મારી વિસાત છે?
— અમૃત ઘાયલ

પ્રશ્નો નથી થતા ત્યારે માણસની સામે કેવળ અવકાશ હોય, ધુમ્મસ હોય, ભીંત હોય અને એના હોવાની માત્ર માહિતી હોય, જેમ નામ હોય છે, સરનામું હોય છે, સ્થૂળનાં ચિહ્નો, પણ એ પ્રશ્ન કરે છે અને ખરાખરીનો ખેલ શરૂ થાય છે. બાળક પણ કંઈ જુએ છે કે એની આંખમાં ચમક અને ઉત્સુકતા આવી જાય છે, એને રોકો તો યે એના પ્રત્યે આગ્રહપૂર્વક આગળ વધે છે, અને એ ચીજ હાથ કરે છે, એને જુએ છે. હલાવી, હચમચાવી જુએ છે, અને એમ કરતાં એને ભાંગી ય નાખે છે, પરંતુ એની એ આતુરતામાં માત્ર આકર્ષણ નથી, એક આંતરિક ઉત્સુકતા છે. એને જિજ્ઞાસા તો ન કહીએ, પણ એનું મૂળ તો એનામાં છે જ, અને નરી મુગ્ધતાથી આગળ વધે છે એ જિજ્ઞાસાનું લક્ષણ છે.

'બ્રહ્મજિજ્ઞાસા' સુધી કોઈ કોઈ વિરલા જ પહોંચે છે, બાકી તો બધી સ્થૂળ પામવાની ઉત્સુકતા નહીં તો યે, આકર્ષણ હોય છે. હું કોણ છું? અરે, આ મારું નામ ત્યારે શું છે? હું ક્યાં છું? અરે, મારું આ સરનામું છે તે શું છે? અહીંથી અટકે છે, તે પણ સ્થૂળ રૂપે ગમે એટલો વિસ્તરે છતાં તે એની સંજ્ઞામાં જ કેદ હોય છે– અને સરનામું તો બદલાતું યે રહે છે અને કેટલાક તો પોતાનું નામ પણ બદલે છે! આ સર્વ ચંચળની પાર પ્રશ્ન થાય છે: હું કોણ છું? ક્યારેક સામી બાજુએથી ઉપેક્ષા આવે છે ત્યારે આ

પ્રશ્ન આવે છે : શું હું કંઈ નથી ? નથી તો કેમ નથી ? પ્રમાણ શોધવું પડશે, અને મારી વિસાત એ કઈ વિસાતમાં છે ? રમણ મહર્ષિ કહેતા જિજ્ઞાસુને : તમને પોતાને જ પૂછો, હું કોણ છું ? અને એ શોધ ચાલુ રાખો, ઉત્તર મળશે તો ધન્ય, નહિતર છો એનાથી તો એ શોધ તમને આગળ લઈ જ જશે.

માણસ કઈ દિશામાં છે ? આમ કોઈ પૂછે તો કહું : અપેક્ષાની દિશામાં. માણસ માટે દશે દિશા અપેક્ષાની છે ! પણ મોટે ભાગે એ એ અને બહુ તો ચાર દિશાએ જુએ છે, અને ચાર દિશા મળતી હોય એવા સ્થાને આવી પહોંચે તો થોભે છે. કઈ દિશાએ જવું ? છેવટે તો તે અપેક્ષાની દિશાએ જાય છે. માણસનો સંસાર એ અપેક્ષાનો સંસાર છે. ઘણીવાર તો એક જ અપેક્ષાની આસપાસ સંબંધિત અપેક્ષાઓ ચકરા । ખાતી હોય કે અવળસવળ થતી હોય છે. પણ તેનુ મૂળ બિન્દુ સૂર્ય નથી હોતું હોય તે પણ સમયનું રબર ભૂંસી નાખે એવું હોય છે. સાર્થતાની પણ શ્રેણીઓ હોય છે અન જેમ વાવને યે પગથિયાં હોય છે તેમ ।ગરનારને ય પગાથયાં હોય છે, પણ દિશા જુદી હોય છે- સપાટી છે એટલે દિશા છે અને પગથિયાં ચઢો કે ઊતરો તોય દિશા છે - પણ સપાટી એ દિશા નથી એવું સમજાય છે ત્યારે દિશાનો પ્રશ્ન આવે છે. મન ના કદી મેળામાં લઈ જાય, મહેફિલમાં યે લઈ જાય, આનંદની શોધ સપાટી પરથી સપાટી પર લઈ જાય છે, માત્ર સપાટીની દિશા દૂર લઈ જાય તો યે હોય ત્યાંના ત્યાં જ રાખે છે– સ્થાનની શોભા જુદી, કલશોર કે ઘોંઘાટ જુદા, ચહલપહલ જુદી. એના અનુભવમાં વિવધતા ખરી, પરંતુ તે મોજ વિનોદની સપાટી પર જ માણસને રાખે છે ક્ષણિક સાર્થતા અનુભવાય છે, પણ સમય વીત્યે સ્મૃતિનાં ફૂલનાં ઓજ અને સુવાસ અછવાય છે, એ વખતે પ્રશ્ન થતા નથી. એક અણલખી સમજૂતીથી માણસ વર્તે છે, સપાટી પરની સાર્થતા માણસ અનુભવે છે. પણ સુખદ અનુભવો પણ ગમતા ખોરાક જેવા હોય છે. તમે એક ટંક જમ્યા, બીજા ટંકે

ન જમો એટલી પેલા ભોજનની પૂરાંત હોય છે, પણ બીજા દિવસે તો માણસ ભોજનની થાળી પાસે જવાનો, એમ સુખના પુનરાવર્તન પણ કરવાનો. સુખની મર્યાદા છે, અનુભવની મર્યાદા છે—આનંદ અને અનુભૂતિની મર્યાદા નથી. કેટલીક અનુભૂતિ પોતાના સ્થાને મૂળ સહિત ઊભેલા સૂર્ય સામે જોતાં કમળ જેવી હોય છે. તે બીજી સવારના સૂર્યને નિરખવા પણ તેના સ્થાને ઊભું હોય છે.

કેટલાંક જીવનના મૂળમાં જ આતુરતાનો ભાવ હોય છે. પેલું કમળ શાંત, સ્થિર, મૂગું હોવા છતાં તે કશાકની ઉન્મુખ છે અને એટલે જ તે આતુર છે. ક્યારેક ક્ષિતિજે, ક્યારેક શૂન્ય આકાશે કે ક્યારેક આંખ બંધ કરીને જોતો માણસ– એ આતુર–લીલા છે. પ્રશ્ન નથી, જિજ્ઞાસા નથી, છતાં એના બીજ જેવી આતુરતા છે. બધી આતુરતા કાતર, ઉગ્ર કે તણાયેલા તીર જેવી નથી હોતી. આતુરતા આંખ મીંચીને બેસે છે, ગુંજન કરે છે, આમતેમ નિરપેક્ષ લાગતી હલચલ કરાવે છે, ન સમજાય એવી મૂંઝવણ પણ હોય તો તેમાં અદશ્ય આતુર ભાવ જ હોય છે, હજી એ બીજ છે, ફણગો ફૂટયો નથી, હજી બીજની ભીંત તૂટી નથી, પ્રકાશ બહાર નથી. 'હું જ પ્રકાશ છું' એમ કહેતો ફણગો ફૂટયો નથી. આતુરતામાં ભીનાશ, ભાવની ભીનાશ ભળે છે, ભીંત નરમ અને આતુરતાને પ્રબળ બને છે અને તે પ્રગટ થાય છે. ક્ષણોની મૂઝવણ પછી આતુરતા શેની હતી એનાં દર્શન થાય છે. બીજની ભીંતો તૂટી જાય છે અને અસ્તિત્વ પ્રગટ થાય છે ...પણ કેટલા ફણગા ઊંચે ને ઊંચે વધારે ઊંચે જાય છે ? પ્રખર સૂર્યની વધારે ને વધારે નિકટ જવા માટે આતુર અને પ્રયત્નશીલ રહે છે ? સૂર્ય સપાટીથી કેટલે ઊંચે છે એનો ખ્યાલ એની નજીક જવાની પ્રક્રિયામાં જ આવતો હોય છે.

બહોત કઠિન હૈ
ડગર પનઘટ કી....

અહીં રસની, જીવનરસની, કહો કે અમૃત રસની તરસની વાત

છે, તરસ્યા માટે તો પનઘટ અહીં પણ છે, અને ઊંચે ઊંચે પણ છે... જે આતુરતા છે તે ફ્ણગો યે છે અને તરસ પણ છે, તરસ સહરા જેવી યે હોય અને એકાદ મોતી જેવા જળબિન્દુને પીવાની નહીં, એને જોતાં જોતાં એમાં જ તરસને સમાવી દેવાની યે હોય... પણ જેને પ્રશ્ન થાય છે તેને જ ખ્યાલ આવે છે : બહોત કઠિન હૈ ડગર પનઘટકી !

ગઝલે સપાટીની લીલા છોડીને ઊંચી દિશાએ જવાનું છે. અસ્તિત્વ અને સાર્થતાના પ્રશ્નો એને અનહદ સુધી લઈ જવાના... ઘણાખરા તો સપાટીને કાંઈ હદ નથી એ રીતે પ્રવાસ કરતાં છેવટે સપાટી પર જ ઢળી પડે છે, કોઈ વળી એકાદ ટેકરીએ પહોંચી વિરમી જાય છે. કેટલાક આકાશને જ પોતામાં અવતારે છે. જેમાં અનેક ગંગાઓ રહી છે તેનું જ પોતામાં અવતરણ કરે છે...તે આકાશની દિશા બદલી નાખે છે! આકાશને પણ ત્યારે ખ્યાલ આવે છે કે માણસની સપાટી કેટલી ઊંચી છે! આકાશને પણ પ્રશ્ન થાય એવા જીવ પણ પૃથ્વી પર આવી ગયા છે, આ કોણ છે ? શું છે ? આકાશને પણ નાનું ઠેરવે એવું આ કોણ છે, સાગરની હદ ચીંધી બતાવે એવું કોણ છે ? કોણ છે આ લાખો જોજન દૂરના નક્ષત્રથી યે વધારે પ્રકાશમાન એવું, આ કોણ છે ? સંભવ છે કે પેલા અદૃશ્ય, અનહદને પણ પોતાના હોવાની સાર્થતાની અનુભૂતિ, પોતાના અસ્તિત્વનું પ્રમાણ એવી કોઈ વિભૂતિ દ્વારા જ મળતું હોય, એવાના અભાવે તો પેલું અદૃશ્ય અમાપ અનહદ તત્ત્વ પણ એકલતા અનુભવતું હોય, આજે કદાચ એ વધારે એકલતા અનુભવે છે. એને ય પ્રશ્ન થતો હશેઃ ક્યાં છે મારો માણસ ? એ પણ આતુર અને જિજ્ઞાસુ હશેઃ કયાં છે મારો માણસ ? ઈશ્વરને પણ પોતાના હોવાની પ્રતીતિ, અસ્તિત્વની સ્પૃહા હોય ને ? આમ પણ પ્રશ્ન અને જવાબ કંઈ જુદા જણાતા નથી. 

## શાલ / સિન્થિયા ઓઝીક / અનુ. શિરીષ પંચાલ

સિન્થિયા ઓઝીક યહૂદી પરંપરામાં ઉછરેલ નિબંધકાર, વિવેચિકા, અનુવાદિકા, નવલકથાકાર છે. અહીં અનુવાદ કરેલી વાર્તાનો તંતુ 'રોઝા' નામની નવલકથામાં વિસ્તરે છે. 'શાલ' વાર્તાનો વિષય તો જાણીતો છે. નાઝીવાદ અને તેના અત્યાચારો ત્રણ ચાર દાયકા સુધીના યુરોપીઅન સાહિત્યના નોંધપાત્ર વિષય બનતા રહ્યા હતા. સિન્થિયા ઓઝીક આ નાનકડી વાર્તામાં ત્રણ સ્ત્રી પાત્રો–સાવ અસહાય અને છતાં ક્રૂર જર્મનોની નિર્દયતાનો ભોગ બનેલાં અને એ છતાં સ્વજનો પ્રત્યે પણ હિંસક, મરવાને વાંકે જીવતા અને છતાં પ્રબળ જિજિવિષાવાળાં—છે, અને એ ત્રણેને લોહીની સગાઈ ઉપરાંત સાથે રાખનાર શાલ પણ એ બળવાન પદાર્થ બનીને આપણી આગળ આવે છે. જર્મનોના અત્યાચારોથી ગ્રસ્ત સ્ટેલા પંદર મહિનાની માગ્દાને ખાઈ જવા તૈયાર છે એ પરિસ્થિતિ જ કઠોર વાસ્તવની સૂચક બને છે. લેખિકાએ ખપ પૂરતી વિગતોનો ઉપયોગ કરીને આ ત્રણ પાત્રો અને એમનો સંદર્ભ ઉપસાવી આપ્યો છે, પણ નિસર્ગવાદી કે ભાવુક બન્યા વિના. રોઝાને 'ઊડતા દેવદૂત' તરીકે, માગ્દાને 'ખિસકોલી' કે પાછળથી 'પતંગિયા' તરીકે ઓળખાવીને કરુણાને ધારદાર બનાવી છે. શાલ માત્ર આશ્રયસ્થાન બની રહેવાને બદલે પોષક પણ બની રહે છે, એ છે ત્યાં સુધી શરીરમાં જીવ. આ કેમ્પના વાતાવરણનો કરુણ અને ભયાનક ચિતાર મળે એટલા માટે લેખિકા માંડ એકાદ વાક્યનો ઉપયોગ કરી લે—

'એ હસવા જેવું લાગતું પણ એવું કેવી રીતે બને ? માગ્દાએ કોઈને હસતાં જ જોયું ન હતું.' અને નાનકડી માગ્દામાં એકી સાથે પતંગિયાપણું છે અને વાઘપણું પણ છે. આ કેમ્પની બહાર સુંદર પ્રકૃતિ હશે. ડેન્ડિલિઅન, વાયોલેટ, ટાયગર લીલી હશે; પણ કેમ્પની પ્રકૃતિ એટલે તો મળમૂત્ર અનિવાર્ય હોય એટલી જ ઉપમાઓ, વર્ણનોની ભરમાર નહીં, લાગણીથી તરતા સંવાદ નહીં, જર્મનોને પણ બાકાત–માત્ર હેલ્મેટનું જ વર્ણન– રાખીને વાર્તા આગળ વિસ્તરે છે. વાર્તા પૂરી થાય એટલે નરી સ્તબ્ધતા– આપણી સંવેદનાને થિજાવી દેતી અને પછી વલોવી નાખતી આ વાર્તા આપણા ચૈતન્યમાં એકરૂપ થઈ જવાની અદ્ભુત ક્ષમતા ધરાવે છે.



—શિ. પં.

સ્ટેલા – થીજી ગયેલી, ભયાનકમાં ભયાનક રીતે થીજી ગયેલી. રસ્તાઓ ઉપર બંને કેવા સાથે ચાલતાં હતાં, માગ્દાને પોતાના ઉઝરડાયેલાં સ્તન વચ્ચે લપાવીને ચાલતી રોઝા, શાલમાં લપેટાયેલી માગ્દા કેટલીક વખત સ્ટેલા માગ્દાને ઊંચકી લેતી પણ તેને માગ્દાની અદેખાઇ આવતી. ચૌદેક વરસની સૂકલકડી છોકરી, સાવ નાની, જરાક ઊપસતાં સ્તન સ્ટેલાને શાલમાં લપેટાઇ જવાનું મન થતું; બધાની નજરોથી દૂર. નિદ્રાધીન, ફૂચકવાયતને લીધે હિંચોળાવાનું, બાળક તરીકે જીવવાનું, હાથમાં ઊંચકી લીધેલાં ગોળમટોળ બાળક તરીકે જીવવાનું. માગ્દાએ રોઝાનું સ્તનાગ્ર મોંમાં લીધું, રોઝાએ ચાલવાનું બંધ ન કર્યું, એ તો ચાલ ચાલ કરતું પારણું. છાતીમાં પૂરતું ધાવણ ન હતું, કેટલીક વાર માગ્દા હવા જ ચૂસતી; પછી તે રડતી. સ્ટેલા ભયંકર ભૂખી હતી. લાકડીઓ ઉપરની ગાંઠો જેવા ઘૂંટણ, તેની કોણીઓ મરઘીનાં હાડકાં.

રોઝાને ભૂખ લાગી ન હતી. તે તો સાવ હળવાશ અનુભવતી હતી; તે રસ્તે ચાલતી હોય એવું લાગતું જ ન હતું. કોઇ બેહોશીમાં, સમાધિમાં હોય એના જેવી, ઊડતા દેવદૂત જેવી. સાવધ અને બધું જ જોતી, પણ હવામાં – રસ્તાનો સ્પર્શ ન કરતી હોય એવી. જાણે તે

ચોતાના પગની આંગળીઓના નખ ઉપર ડગમગતી શાલના કાણાંમાંથી તેણે માગ્દાના મોં સામે જોયું. માળામાં લપાયેલી ખિસકોલી. સુરક્ષિત, શાલના તાણાવાણાથી બનેલા નાનકડા તેના ઘરમાં કોઈ જઈ ન શકે. ચહેરો ગોળમટોળ, એક ચહેરાનો જ નાનકડો આરસો, પણ એમાં રોઝાનો ફિક્કો વર્ણ ન હતો. કોલેરાગ્રસ્ત કાળાશ નહીં, સાવ જુદો જ ચહેરો, હવાના જેવી ભૂરી આંખો રોઝાના કોટ પર જેવો તારો ગૂંથ્યો હતો, તેના જેવા જ લગભગ સોનેરી સુંવાળા વાળની લટો. તમને એમ જ લાગે કે એ તો 'તેમનામાંથી જ કોઈનું' સંતાન હતી.

સેલારા મારતાં મારતાં રોઝા આવા એકાદ ગમડામાં માગ્દાને આપી દેવાનું સ્વપ્ન જોતી હતી. તે એકાદ મિનિટ માટે લાઈનમાંથી નીકળી જઈને રસ્તાની ધારે ઊભેલી કોઈ પણ સ્ત્રીના હાથમાં માગ્દાનો ફૂંગોળી શકતી હતી. પણ જો તે લાઈનમાંથી નીકળી જાય તો તેઓ તેને ગોળીએ દઈ દે, અને ધારો કે અડધી ક્ષણ માટે પણ લાઈનમાંથી નીકળી જઈને કોઈ અજાણીને શાલનું પોટલું ધરે તો પણ એ સ્ત્રી એને સ્વીકારે ખરી ? પેલી તો નવાઈ પામી જાય, ગભરાઈ જાય, તે શાલ ફેંકી પણ દે અને માગ્દા શાલમાંથી બહાર સરી જાય – એનું માથું પછડાય અને એ મરી પણ જાય. એનું નાનું ગોળમટોળ માથું કેટલી સારી બાળકી–તેણે ચીસ પાડવાનું બંધ કરી દીધું અને માત્ર સુકાઈ ગયેલા સ્તનને એમ જ ધાવવાનું ચાલુ રાખ્યું. નાનકડા મોંની સ્પષ્ટ પકડ, મોંમાં નીચલા ભાગમાં તૂટેલા દાંતનો નાનકડો ઉપસેલો ભાગ. સંગેમરમરનો નાનકડો ચમકતો કબરનો પથરો. જરાય ફરિયાદ વિના માગ્દાએ રોઝાના સ્તન પરથી મોં હટાવી લીધું. પહેલાં ડાબેથી-પછી જમણેથી; બંને સ્તન તતડી ઊઠેલાં હતાં, દૂધની ગંધ પણ ન હતી. અન્નનળીનું મુખ જ ન મળે, મૃત જ્વાળામુખી, કોરી આંખ, થીજી ગયેલું છિદ્ર–એટલે માગ્દાએ શાલનો છેડો મોંમાં લઈને એ ચૂસવા માંડયો. તે ચૂસ્યે જ ગઈ, ચૂસ્યે જ ગઈ, એના તાંતણા ભીના કરી નાખ્યા. શાલની સરસ સોડમ, નીનનનું દૂધ.

રોઝાના ધ્રુજતાં સ્તન માની લીધી હતી. રોઝા એ શાલ માત્ર, પોતાના શરીરને ઢાંકતી હોય એમ વળગી રહી હતી કોઈએ તેની પાસેથી શાલ ઝૂંટવી ના લીધી. માગ્દા મૂગી હતી. તે કદી રડતી ન હતી. રોઝાએ તેને બરાકમાં છુપાવી રાખી હતી, શાલ ઢાંકીને. પણ એક ને એક દિવસ કોઈ ચાડી ખાશે એની એને ખબર હતી. અથવા કોઈક દિવસે સ્ટેલા નહીં પણ બીજું કોઈ માગ્દાને ખાઈ જવા ચોરી જશે. માગ્દા જ્યારે ચાલતાં શીખી ત્યારે રોઝાને ખ્યાલ આવી જ ગયેલો કે હવે બહુ જલદી તે મરી જવાની છે, કશુંક બનશે. પોતે ઊંઘી જશે એની ખૂબ બીક લાગતી હતી; માગ્દાના શરીર પર સાથળ મૂકીને તે આંખો મીંચી દેતી હતી, તેની સાથળ નીચે માગ્દા કચડાઈ જશે એનો તેને ડર રહેતો હતો, રોઝાનું વજન ઓછું ને ઓછું થતું ચાલ્યું. રોઝા અને સ્ટેલા ધીમે ધીમે ઓગળી રહ્યાં હતાં.

માગ્દા શાંત હતી પણ તેની આંખો ભયાનક રીતે જીવંત હતી—ક્રૂરા વાઘ જેવી. તે જોયા કરતી. તે ક્યારેક હસ્યા કરતી— એ હસવા જેવું લાગતું પણ એવું કેવી રીતે બને ? માગ્દાએ કોઈને હસતાં જ જોયુ ન હતું. અને છતાં પવનને કારણે શાલના છેડા ઊડવા માંડતા ત્યારે તે હસતી હતી. છરીઓ લઈને ઘૂમતો કાતિલ પવન રોઝાની અને સ્ટેલાની આંખોને ચીરી નાખતો પવન. માગ્દાની આંખો હમેશા સ્વચ્છ અશ્રુહીન રહેતી. તે વાઘની જેમ જોયા કરતી. તે પોતાની શાલ સાચવતી કોઈ એને અડી ન શકે; માત્ર રોઝા જ અડકી શકે. સ્ટેલાને એ છૂટ ન હતી. શાલ માગ્દાની બાળકી. તેની ઢીંગલી અને નાની બહેન હતી. ને એમાં પોતાની જાતને લપાવી દેતી અને જ્યારે એકદમ શાંત રહેવા માગતી હોય ત્યારે એનો એક છેડો મોમાં લઈને ચૂસ્યા કરતી.

પછી સ્ટેલાએ શાલ લઈ લીધી અને માગ્દાને મૃત્યુ તરફ ધકેલી.

પાછળથી તેણે કહ્યું, 'મને ખૂબ ઠંડી લાગતી હતી'

પછી તો તે હમેશા થીજેલી રહી, હમેશા ઠંડી તેના હાડમાં

એ તો જાદુઈ શાલ, તે કોઈ બાળકને ત્રણ દિવસ અને ત્રણ રાત પોષણ આપી શકે. માગ્દા મરી ના ગઈ, તે જીવતી રહી, જો કે ખૂબ જ શાંત. તેના મોંમાથી દૂધ અને બદામની વિશિષ્ટ વાસ આવતી હતી. તે દરેક પળે પોતાની આંખો ખુલ્લી જ રાખતી હતી. મીંચકારવાનું કે બંધ કરવાનું ભૂલી ગઇ હતી. રોઝા અને કયારેક સ્ટેલા તેના આંખોની ભૂરાશને તાકયા કરતા. રસ્તા ઉપર બંને એક પગનો ભાર નીચે મૂકીને બીજા પગનો ભાર ઊંચકતાં ઊંચકતાં માગ્દાના મોંને તાકયા કરતાં. દોરી જેટલો પાતળો આવાજ કાઢીને સ્ટેલા બોલી--'આર્ય.' સ્ટેલા નાના માનવભક્ષીની જેમ માગ્દાની સામે જોયા કરતી હોય એવા રોઝાને લાગી. સ્ટેલા જ્યારે 'આર્ય' બોલી ત્યારે રોઝાને લાગ્યું કે તેણે ખરેખર તો એમ કહ્યું–'ચાલો, આને ખાઈ જઈએ.'

પણ માગ્દા ચાલવાનું શીખવા જીવી. તે એટલું લાંબુ જીવી. પણ તે સરખા રીતે ચાલતી ન હતી. એક તો તે માત્ર પંદર મહિનાની હતી અને બીજું એના સળેકડી જેવા પગ તેના ગાગરડી જેવા પેટને સંભાળી શકતા ન હતા. પેટ હવાથી ભરેલું, ગોળમટોળ હતું, રોઝા પોતાના ભાગનું બધું ખાવાનું માગ્દાને આપતી હતી, સ્ટેલા કશું નહીં. સ્ટેલા ખાઉધરી હતી, આમ તો ચડતું લોહી, પણ એનો વિકાસ ઝાઝો નહિ. સ્ટેલાને હજુ માસિક શરૂ થયું ન હતું. રોઝાને માસિક આવતું ન હતું. રોઝા પણ ખાઉધરી હતી અને ન હતી. અંગૂઠો ચૂસવાની લિજ્જત તે માગ્દા પાસેથી શીખી હતી. તેઓ દયાહીન વાતાવરણમાં હતાં. રોઝાની બધી દયા મરી પરવારેલી હતી. તે નિર્દયતાથી સ્ટેલાનાં હાડકાં જોયા કરતી. માગ્દા કયારે મરી જાય છે, તે માટે સ્ટેલા ટાંપીને બેઠી હતી એની રોઝાને ખબર હતી– તો જ તેની નાની સાથળોમાં પોતાના દાંત ખૂપાવી શકે.

રોઝાને ખબર હતી કે માગ્દા બહુ જલદી મૃત્યુ પામવાની હતી. અત્યાર સુધીમાં તો તે મરી જવી જોઈતી હતી પણ તેને જાદુઈ શાલમાં ખૂબ જ ઊંડે ઊંડે ધકેલીને લપાવી દીધી હતી, એને તો

રોઝાના ધ્રુજતાં સ્તન માની લીધી હતી. રોઝા એ શાલ માત્ર, પોતાના શરીરને ઢાંકતી હોય એમ વળગી રહી હતી કોઈએ તેની પાસેથી શાલ ઝૂંટવી ના લીધી. મગ્દા મૂગી હતી. તે કદી રડતી ન હતી. રોઝાએ તેને બરાકમાં છુપાવી રાખી હતી, શાલ ઢાંકીને. પણ એક ને એક દિવસ કોઈ ચાડી ખાશે એની એને ખબર હતી. અથવા કોઈક દિવસે સ્ટેલા નહીં પણ બીજું કોઇ માગ્દાને ખાઈ જવા ચોરી જશે. માગ્દા જ્યારે ચાલતાં શીખી ત્યારે રોઝાને ખ્યાલ આવી જ ગયેલો કે હવે બહુ જલદી તે મરી જવાની છે, કશુંક બનશે. પોતે ઊંઘી જશે એની ખૂબ બીક લાગતી હતી; માગ્દાના શરીર પર સાથળ મૂકીને તે આંખો મીંચી દેતી હતી, તેની સાથળ નીચે માગ્દા કચડાઈ જશે એનો તેને ડર રહેતો હતો, રોઝાનું વજન ઓછું ને ઓછું થતું ચાલ્યું. રોઝા અને સ્ટેલા ધીમે ધીમે ઓગળી રહ્યાં હતાં.

માગ્દા શાંત હતી પણ તેની આંખો ભયાનક રીતે જીવંત હતી— ભૂરા વાઘ જેવી. તે જોયા કરતી. તે ક્યારેક હસ્યા કરતી– એ હસવા જેવું લાગતું પણ એવું કેવી રીતે બને ? માગ્દાએ કોઈને હસતાં જ જોયુ ન હતું. અને છતાં પવનને કારણે શાલના છેડા ઊડવા માંડતા ત્યારે તે હસતી હતી. છરીઓ લઈને ઘૂમતો કાતિલ પવન રોઝાની અને સ્ટેલાની આંખોને ચીરી નાખતો પવન. માગ્દાની આંખો હમેશા સ્વચ્છ અશ્રુહીન રહેતી. તે વાઘની જેમ જોયા કરતી. તે પોતાની શાલ સાચવતી કોઈ એને અડી ન શકે; માત્ર રોઝા જ અડકી શકે. સ્ટેલાને એ છૂટ ન હતી. શાલ માગ્દાની બાળકી, તેની ઢીંગલી અને નાની બહેન હતી. ને એમાં પોતાની જાતને લપાવી દેતી અને જ્યારે એકદમ શાંત રહેવા માગતી હોય ત્યારે એનો એક છેડો મોમાં લઈને ચૂસ્યા કરતી.

પછી સ્ટેલાએ શાલ લઈ લીધી અને માગ્દાને મૃત્યુ તરફ ધકેલી.

પાછળથી તેણે કહ્યું, 'મને ખૂબ ઠંડી લાગતી હતી'

પછી તો તે હમેશા થીજેલી રહી, હમેશા ઠંડી તેના હાડમાં

રેલા, એ ગંધમાં બળેલા કડવા, ચીકણા ધુમાડાથી રોઝાની ચામડી સ્નિગ્ધ બનતી. તે હાજરીમથકના છેડા પર એક ક્ષણ ઊભી રહી. ક્યારેક વાડની અંદરની બાજુએ વીજળીનો અવાજ આવતો હતો. સ્ટેલા પણ એમ કહેતી કે એ તો કાલ્પનિક છે પણ રોઝાને તારમાં અવાજ સંભળાતા હતા—દુઃખી અને કરકરા. વાડથી એ જેટલી દૂર જતી તેટલા એ અવાજ સ્પષ્ટ રીતે ટોળે વળેલા સાંભળતી. એ દુઃખી અવાજો એટલી બધી પ્રતિતીજનક રીતે ઉત્કટ રીતે આવતા કે એ ભ્રમ હોય એમ માનવું અશક્ય હતું. એ અવાજોએ એને શાલ ઊંચે ધરી રાખવા કહ્યું. એ અવાજોએ શાલને હલાવવા કહ્યું, એને ઝાટકવા કહ્યું, ધજાની જેમ ફરકાવવા કહ્યું. રોઝાએ ઊંચકી, હલાવી, ઝાટકી અને ફરકાવી દૂર દૂર માગ્દા હવાથી પોષાતા પેટને ટેકવીને તેના સાવ પાતળા હાથ વડે એ ઝીલવા મથ્યા. તે ઊંચે હતી, ઊંચકાયેલી. કોઈના ખભા ઉપર, પણ જેના ખભા ઉપર માગ્દા બેઠી હતી તે રોઝાની દિશામાં આવી રહ્યો ન હતો, અને શાલ દૂર દૂર ઘસડાતી હતી; માગ્દાનો પડછાયો દૂર દૂરના ધુમાડિયા વાતાવરણમાં જઈ રહ્યો હતો. ખભા ઉપર હેલ્મેટ ચમકતી હતી. પ્રકાશ હેલ્મેટ ઉપર પડયો હતો અને તેને કટોરાની જેમ ચમકાવતો હતો. હેલ્મેટની નીચે મહોરા જેવી કાળી કાયા હતી. તેના કાળા બૂટ વીજળીના પ્રવાહવાળી વાડ તરફ જઈ રહ્યા હતા. વિદ્યુત અવાજો જોરશોરથી બબડતા હતા—'માઆ.. આ માઆ . આ...' તેઓ બધા એકી સાથે ગણગણતા હતા. માગ્દા હવે રોઝાથી કેટલી બધી દૂર હતી—ચોગાનની પેલે પાર, ડઝનેક બરાકથી આગળ, છેક પેલે પાર! તે પતંગિયાથી મોટી જરા ય લાગતી ન હતી.

એકાએક માગ્દા હવામાં તરતી થઈ. તેની આખી કાયા અદ્ધરથી પસાર થઈ. કોઈ રૂપેરી વેલને સ્પર્શતા પતંગયા જેવી લાગી. માગ્દાનું પીંછાળું ગોળ માથું, તેના સળેકડી જેવા પગ અને ગાગરડી જેવું પેટ, તથા વાંકાચૂકા હાથ વાડને જે ક્ષણે અથડાયા તે ક્ષણે તારના

અવાજે ભયંકર રીતે ઘૂરકવા લાગ્યા—માગ્દા વીજળીની વાડ આગળ જ્યાં ફેંકાઈ હતી ત્યાં દોડી જવા તેને એ કહેવા લાગ્યા પણ હા, રોઝાએ તેમની આજ્ઞા પાળી નહીં. તે માત્ર ઊભી રહી, જો તે દોડત, દોડત તો તેઓ તેને વીંધી નાખત, જો તેણે માગ્દાના શરીરની સળેકડીઓ વીણવા પ્રયત્ન કર્યો હોત તો તેઓ વીંધી નાંખત; જો તેના હાડપિંજરના ઉપલા ભાગમાંથી જંગલી વરુની જેમ કિકિયારી પાડી હોત તો તેઓ એને વીંધી નાખત; એટલે તેણે માગ્દાની શાલ લીધી અને પોતાના મોંમાં ખોસી દીધી, છેક સુધી અંદર ખોસી દીધી; પેલી વરુની ચિચિયારી ગળાની અંદર ઊતરી ન ગઈ ત્યાં સુધી અને માગ્દાની લાળથી લથપથ તજ અને બદામના પાસવાળી શાલનો સ્વાદ આવવા ન માંડ્યો ત્યાં સુધી અંદર ખોસ્યે ગઈ; માગ્દાની શાલ સુકાઈ ન ગઈ ત્યાં સુધી રોઝા તેને પીતી રહી. □

## સાભાર સ્વીકાર

સૌન્દર્યનિષ્ઠતાવાદ : લેખક : ડૉ. વિજય શાસ્ત્રી, પ્રકાશક : યુનિવર્સિટી ગ્રંથનિર્માણબોર્ડ ગુજરાત કૉલેજ કમ્પાઉન્ડ, એલિસબ્રિજ અમદાવાદ, ૩૮૦ ૦૦૬, કિંમત : ૧૫–૦૦ રૂ.

દરિયાનો પડઘો : ગીતસંગ્રહ : પ્રકાશક : ગુજરાતી સાહિત્ય પરિષદ, ગોવર્ધનભવન, આશ્રમમાર્ગ, નદીકિનારે, અમદાવાદ, ૩૮૦ ૦૦૯, મૂલ્ય દસ રૂપિયા.

## ટેલિફોન / વિજય શાસ્ત્રી

ફોનની ઘણ્ટડી વાગી. મેં કંટાળીને રિસિવર ઊચક્યું. સામે છેડેથી એક અવાજ આવ્યો. અવાજ અજાણ્યો હતો છતાં કંઈક જૂના પરિચયના રણકારવાળો હતો. બોલનારે પોતાની ઓળખાણ આપીને કહ્યું 'હું નવીન, નવીન શંકરપ્રસાદ વૈદ્ય.' મને તરત ઓળખાણ પડી. નવીન મારો બાળપણનો ગોઠિયો હતો. આજે છૂટા પડયાને વરસો વીતી ગયાં હતાં. વચ્ચેનાં વરસોમા એનો કોઈ પત્તો નહોતો. મેં પણ ગામડું છોડીને આ મહાનગરમાં આવીને વકીલાત જમાવી દીધી હતી. શહેરમાં મોકાની જગ્યાએ ઑફિસ લીધી હતી. ચોવીસ કલાકનો દિવસ ટૂંકો પડતો હતો. પ્રેક્ટીસ ધમધોકાર ચાલતી હતી. મોડી રાત્રે પણ અસીલો જંપવા દેતા નહોતા. એમના ફોન આવ્યા કરતા, હું કંટાળતો. આજે એકાએક આ નવીનનો ફોન આવ્યો ત્યારે રોજિંદી ઘટમાળમાંથી એ ક્ષણ જાણે કે મુકત થયો હોઉં એવું લાગ્યું. નવીનની આ શહેરમાં બદલી થઈ હતી. બહુ લાગણીવાળો માણસ હતો. મગન પટેલની વાડીમા કેરી પાડવા અમે બને સાથે જતા. કેરીના એ ભાગ પાડતો અને મારામાં એક કેરી વધારે મૂકતો. સાયકલ ઉપર મને પાછળ બેસાડી ઝડપભેર સાયકલ હાંકતો ઘેર પહોંચતાં સુધીમાં પરસેવે રેબઝેબ થઈ જતો, હાંફ ચડી જતો. છતાં હાંફતો હાંફતો હસ્યા કરતો. મલકયા કરતો. એની વરસ–ગાંઠને દિવસે એને એના મામાએ એક રૂપિયો પાયલાગણાનો રોકડો આપેલો તે લઈને મારે ગળે હાથ નાખી મને

આઈસક્રીમ ખવડાવવા લઈ ગયેલો. મેટ્રિક થઈને હું કૉલેજ ભણવા શહેરમાં આવ્યો ત્યારે છેક ગાડી સુધી મૂકવા આવેલો. મારું સિરનામું લઈ લીધેલું. જતાં પહેલાં અમે બંનેએ એક ફોટો પણ સાથે પડાવેલો. પછી રજાઓમાં હું ઘેર જતો ત્યારે પાછો અમારો દોસ્તીનો દોર પાછો ચાલુ થતો. હવે અમે યુવાન બન્યા હતા એટલે કેરી, આઇસક્રીમના કુણ્ડાળામાંથી બહાર નીકળી સિનેમા નાટકમાં પડ્યા હતા. એ કોણ જાણે ક્યારે પણ બીડી પીતો થઈ ગયો હતો. મેં એક દિવસ બે દમ મારવા બીડી માગેલી પણ એણે કહેલું કે 'તારાથી ન પીવાય' કહીને ઠુંઠું નીચે નાખીને ચંપલ હેઠે કચરી નાખેલું. મારા લગનમાં યે અણવરની જગ્યા એણે જ સાચવેલી. પણ લગ્ન પછી મારું વતન આવવાનું ઓછું થઈ ગયું. બા-બાપુજીને શહેરમાં જ બોલાવી લીધેલાં. મોટી જગ્યા લીધી હતી. વતનનું ઘર બંધ કરી દીધુ. નવીનનું પછી શું થયુ તેના કોઈ સમાચાર મળતા નહોતા.

આજે આમ સહસા નવીનનો અવાજ સાંભળી આશ્ચર્યમાં પડી ગયો ફોન પર ખૂબ વાતો ચાલી નવીન અહીં સરકારી નોકરીમાં બદલી પામી આવ્યો હતો. ડિરેક્ટરીમાંથી મારો ફોન નંબર શોધી કાઢ્યો હતો. સારી જગા પર હતો. ફોન સરકારે આપ્યો હતો અને તેણે મને પોતાનો નંબર તથા સરનામું આપ્યાં. અમે બંનેએ એક બીજાને મળવાનું ગોઠવ્યુ.

બીજે દિવસે મળસકાની ટ્રેનમાં મારે મુબઈ જવનું હતું. હું પાછો આવ્યો ત્યારે મને મારી પત્નીએ કહ્યું, કોઈ એન. એસ. ભટ્ટ કરીને આવેલા મેં એને કહ્યું, 'ન ઓળખ્યો? નવીન એ તો. આપણાં લગ્ન વખતે..' પણ વાક્ય પૂરુ કરું તે પૂર્વે તો ઘોડિયામાં ઊંઘતા બાબાનો રડવાનો અવાજ આવતાં તે દોડી ગઈ હતી એટલે વાત અધૂરી રહી ગઈ. સાંજે એક લગનના રિસેપ્શનમાં જવાનું હતુ. ત્યાંથી પાછા ફરતાં રાત્રે મોડું થઈ ગયું હતું. એટલે ફોન કરીને નવીનને ભમવાની ઇચ્છા હતી છતાં 'સવારે વાત' કહીને માંડવાળ કર્યું.

સવારે મોટો બાબો ઉઠાડવા આવ્યો. 'પપ્પા, પોણા આઠ થઈ ગયા છે. રિક્ષાવાળો આવ્યો નથી. તમે મને સ્કૂલે મૂકી જાઓ.' હું ઝડપભેર પરવારી તૈયાર થઈ, સ્કુટર પર બાબાને સ્કૂલે મૂકી આવ્યો ત્યારે બે અસીલો ઘેર આવ્યા હતા. મોટી પાર્ટી હતી. એમની સાથે ચા પાણી કર્યાં. હાઈકોર્ટમાં કેસ મૂકવાનો હતો. એમને લઇને ઓફિસે ગયો ને બીજે દિવસે હાઈકોર્ટમાં અમદાવાદ, એમની જ કારમાં જવાનું ગોઠવ્યું. આ બધી હાયહાયમાં નવીનવાળી વાત સાવ ભૂલાઇ જ ગઈ. અમદાવાદ ત્રણેક દિવસ રોકાવાનું હતું પણ પાંચ દિવસ નીકળી ગયા. સામેની પાર્ટી સાથે સમાધાન કરવાનું હતું તેની ગોઠવણો કરવાની હતી. છઠ્ઠે દિવસે મોડી રાત્રે ઘેર પાછા ફર્યા બાદ સખત થાકથી, શરીર તૂટતું હતું એટલે મેં ઘરમાં કહી દીધું કે કોઈનો પણ ફોન આવે તો ના પાડી દેજે. બહારગામ ગયા છે એમ કહી દેજે.

બીજે દિવસે સ્વસ્થ થયા પછી અહીંનાં પેન્ડિંગ કામો પતાવવાનાં હતાં તે હાથ પર લીધાં. મારાં પત્નીએ કહ્યું કે 'તમારા પેલા નવીનભાઈનો ફોન આવેલો. મેં કહી દીધું કે સાહેબ બહારગામ ગયા છે.' ફરી નવીનને મળવાનું મનોમન નક્કી કરી દીધું પણ જઈને ફોન કરવા જતો હતો ત્યાં શ્રીમતીજીએ કહ્યું: 'ડોક્ટરને ફોન કરોને, નાનાને તાવ ભરાયો છે, ચકરડાં ઘણી વાર ફેરવ્યાં પણ ફોન લાગતો નહોતો એટલે સ્કુટર લઈને ડોક્ટરને ત્યાં જાતે જવાનું થયું ડોક્ટરે આવીને તપાસ્યો. બ્લડ ટેસ્ટ લેવાનું સૂચવ્યું એટલે અમે બંને તૈયાર થઈ બાબાને લઈ લેબોરેટરીએ ગયાં. સાંજે રિપોર્ટ લેવા જવાનું હતું એટલે હું વહેલો ઘેર આવી ગયો રિપોર્ટમાં કમળાની અસર નીકળી એટલે હોસ્પિટલમાં દાખલ કરવો પડયો. અમે બને હોસ્પિટલમાં જ રહેતાં. અવારનવાર ઘેર આવી જતાં ને ઘરની ખબર પૂછી જતાં.

'નવીનભાઈ આવેલા' મારા મોટા બાબાએ મને કહ્યું. મેં કહ્યું કે, 'પપ્પા નથી, એટલે પાછા ચાલી ગયા !' મેં નક્કી કર્યું કે આ હોસ્પિટલવાળું પતે પછી નિરાંતે મળવા જવું છે, બિચારો બેચાર

વાર ઘેર આવી ગયો. ફોન પણ કેટલી વાર કર્યો. હૉસ્પિટલમાંથી નવીનને ફોન લગાવ્યો. પણ એનો ફોન બગડેલો હશે કે શું ય તે લાગ્યો નહીં. ખેર, જવા દો હવે તો રૂબરૂ જ વાત.

સાંજે ઘેર ગયો ત્યાં ફોનની ઘંટડી રણકી. નવીનનો ફોન હતો. એણે બધી વિગતો કહી. પોતે બે વાર મળવા આવી ગયો તે કહ્યું. મેં દિલગીરી વ્યક્ત કરી ને હું જ મળવા આવનાર છું એમ કહ્યું. બાબાનો અઠવાડિયું રાખવો પડયો. હૉસ્પિટલની દોડધામમાં મારી પત્ની માંદી પડી ગઈ. એટલે તેને ખાટલો થયો. બીજું એક આખું અઠવાડિયું એમાં નીકળી ગયું. પછી નવીનનો પાછો ફોન આવ્યો. મેં કહ્યું કે 'એક બે દિવસમાં હું મળવા આવીશ. પણ તને સમય મળે તો તું જ આવી જાને.' એણે કહ્યું, 'મને ગઈ કાલથી સખત હાંફ ઉપડી છે, તું જાણે છે ને મને નાનપણથી જ—'

એટલામાં મારા ફ્લેટનો ડોરબેલ વાગ્યો. પત્ની રસોડામાં હતી એટલે 'એક મિનિટ' કહી રિસિવર ટેબલ મૂકી હું બારણું ઉઘાડવા ગયો. પિયરથી પત્નીની ખબર સાંભળી મારાં સાસુ આવ્યાં હતાં. એટલે હરખભેર મારી પત્ની બહાર દીવાનખાનામાં આવી. કઈ ગાડીએ આવ્યાં, કેમ છે, શું થયું, બાબો કેમ છે વગેરેની વાતોમાં રિસિવર ટેબલ પર નધણિયાતું પડી રહ્યું હતું તે ભૂલાઈ ગયું. ઊંચકીને કાને માંડયું તો સામેથી ફોન મૂકાઈ ગયો હતો ને લાઈન કટ થઈ ગઈ હતી.

સાસુજીની સવારી ત્રણ દિવસ રહી. ચોથે દિવસે અહીંથી સીધા આબુ–અંબાજી જવાનાં હતાં એટલે ગાડીમાં સ્ટેશને મૂકવા ગયાં. પાછાં વળતાં ખાલી ગાડીમાં અમે બે જ જણ હતાં એટલે મેં કહ્યું કે 'ચાલ, નવીનને ત્યાં જતાં આવીએ.' કહી ગાડી ડાબા હાથે વાળી દીધી. સરકારી કર્મચારીઓની વસાહત શોધી કાઢી. એફ/6 નંબરનો બ્લોક શોધી કાઢયો. બ્લોક સામે પહોંચ્યાં તો પંદરવીસ માણસો એકઠાં થયેલાં હતાં. નવીનનું વહેલી સવારે કાર્ડિયાક એરેસ્ટથી મૃત્યુ થયું હતું.



સવારે મોટો બાબો ઉઠાડવા આવ્યો. 'પપ્પા, પોણા આઠ થઈ ગયા છે. રિક્ષાવાળો આવ્યો નથી. તમે મને સ્કૂલે મૂકી જાઓ.' હું ઝડપભેર પરવારી તૈયાર થઈ, સ્કુટર પર બાબાને સ્કૂલે મૂકી આવ્યો ત્યારે એ અસીલો ઘેર આવ્યા હતા. મોટી પાર્ટી હતી. એમની સાથે ચા પાણી કર્યાં. હાઇકોર્ટમાં કેસ મૂકવાનો હતો. એમને લઇને ઓફિસે ગયો ને બીજે દિવસે હાઇકોર્ટમાં અમદાવાદ, એમની જ કારમાં જવાનું ગોઠવ્યું. આ બધી હાયહાયમાં નવીનવાળી વાત સાવ ભૂલાઇ જ ગઈ. અમદાવાદ ત્રણેક દિવસ રોકાવાનું હતું પણ પાંચ દિવસ નીકળી ગયા. સામેની પાર્ટી સાથે સમાધાન કરવાનું હતું તેની ગોઠવણો કરવાની હતી. છઠ્ઠે દિવસે મોડી રાત્રે ઘેર પાછા ફર્યા બાદ સખત થાકથી, શરીર તૂટતું હતું એટલે મેં ઘરમાં કહી દીધું કે કોઈનો પણ ફોન આવે તો ના પાડી દેજે. બહારગામ ગયા છે એમ કહી દેજે.

બીજે દિવસે સ્વસ્થ થયા પછી અહીંનાં પેન્ડિંગ કામો પતાવવાનાં હતાં તે હાથ પર લીધાં. મારાં પત્નીએ કહ્યું કે 'તમારા પેલા નવીનભાઈનો ફોન આવેલો. મેં કહી દીધું કે સાહેબ બહારગામ ગયા છે.' ફરી નવીનને મળવાનું મનોમન નક્કી કરી દીધું પણ જઈને ફોન કરવા જતો હતો ત્યાં શ્રીમતીજીએ કહ્યું: 'ડોક્ટરને ફોન કરોને, નાનાને તાવ ભરાયો છે, ચકરડાં ઘણી વાર ફેરવ્યાં પણ ફોન લાગતો નહોતો એટલે સ્કુટર લઈને ડોક્ટરને ત્યાં જાતે જવાનું થયું ડોક્ટરે આવીને તપાસ્યો. બ્લડ ટેસ્ટ લેવાનું સૂચવ્યું એટલે અમે બંને તૈયાર થઈ બાબાને લઈ લેબોરેટરીએ ગયાં. સાંજે રિપોર્ટ લેવા જવાનું હતું એટલે હું વહેલો ઘેર આવી ગયો રિપોર્ટમાં કમળાની અસર નીકળી એટલે હોસ્પિટલમાં દાખલ કરવો પડ્યો. અમે બંને હોસ્પિટલમાં જ રહેતાં. અવારનવાર ઘેર આવી જતાં ને ઘરની ખબર પૂછી જતાં.

'નવીનભાઈ આવેલા' મારા મોટા બાબાએ મને કહ્યું. મેં કહ્યું કે, 'પપ્પા નથી, એટલે પાછા ચાલી ગયા!' મેં નક્કી કર્યું કે આ હોસ્પિટલવાળું પતે પછી નિરાંતે મળવા જવું છે, બિચારો બેચાર

સૂઝાયો ન હોય ત્યાં જ સાહેબ બોલાવે. ફટાફટ હુકમો છોડે, 'આ કામ અર્જન્ટ છે આજે જ થવું જોઈએ આમાં કાળજી રાખવાની છે, ઢીલ ચાલશે નહિ. આ કેમ બાકી રાખ્યું ? કોને માટે બાકી રાખ્યું ? આખી ઑફિસમાં ધમાલ મચી જાય પણ અમૃતલાલ બેખબર હોય ! આરામથી એ એમની જગ્યાએ ગોઠવાયા હોય, એમને જાણે કોઈએ કશું કામ સોંપ્યું જ નથી અને એ તો અહીં માત્ર સુપરવીઝન કરવા આવ્યા છે !

એને એવી તો ખીજ ચડતી કે અમૃતલાલને બોલાવીને ખખડાવી કાઢવાનું મન થઈ આવતું. વાળ ધોળા થવા લાગ્યા એટલે કંઈ માણસને આમ સાચવ્યા કરવાનો ? જૂના માણસ છે એટલે શું થઈ ગયું ? વર્ષે વર્ષે નવા થોડા થવાના છે ? બહુ ત્રાસ થાય ત્યારે એ એવું વિચારવાનો પ્રયત્ન કરતો કે અમૃતલાલ સાથે આપણે કંઈ લેવાદેવા નથી. એમને કંઈ આપણે પગાર નથી આપવો પડતો. કામ કરે કે ન કરે, સાહેબને ચિંતા ન હોય તો આપણે એની ફિકર રાખવાની જરૂર નથી. આખી દુનિયા આપણને ગમે એવા માણસોથી જ ભરેલી હોય એવું બને નહિ. અમૃતલાલ જે ઑફિસમાં પહેલેથી જ હતા ત્યાં એ પોતે આવી ચડ્યો એ કેવળ એક અકસ્માત ગણાય. એટલા કારણથી નોકરીઓ બદલાતી નથી, કે દુનિયા છોડી પણ દેવાતી નથી.

કરતા હોય એવું એને લાગ્યા કરતું. પછી લાંબે ગાળે ખબર પડી કે સાહેબની વાત કરવાની રીત જ આવી છે. એ તો એમના ઘરના માણસો જોડેય એમ જ વાતો કરે છે !

અમૃતલાલ માટે એને જે ચીડ હતી તેના સમર્થન રૂપે આ કારણો બરાબર તો ન જ કહેવાય. છતાં અમૃતલાલની હાજરીથી અને હમણાં હમણાં તો એમના નામ માત્રથી એ ઉશ્કેરાઈ જતો હતો. અમૃતલાલ એને ઉસ્તાદ માણસ લાગતા. ગમે ત્યારે ફેરવી તોલે, બોલે બંધાય નહિ, પીઠ પાછળ ઘા કરે એવા, જમાનાના ખાધેલ લાગતા આ તમામ અભિપ્રાય એના પોતાના જ હતા કારણ કે એ અમૃતલાલ વિષે ઓફિસમાં કંઈ પણ બોલે તો એને કોઈનો સાથ ન મળે.

'તને કારણ વગર જ અમૃતલાલ સાથે નથી ફાવતું. એવું કંઈ જ બન્યું નથી જેને લીધે તું એમ કહી શકે કે અમૃતલાલે તારું કંઈ બગાડયું છે.' એટલે એ એના અભિપ્રાયમાં એકલો પડી જતો અને ચર્ચામાં પડતો નહિ, તો યે એને ખાતરી હતી કે અમૃતલાલમાં કોઈ ને કોઈ વાંધો હોવો જોઈએ. એ અંગેની સાબિતી ભલે ન હોય, પણ માણસ માટે જ્યારે આવો અણગમો થાય ત્યારે એક વસ્તુ તો સાચી કે એનામાં કોઈ એવું તત્ત્વ હોવું જોઈએ જે એને આમ અકારો બનાવી મૂકે.

અમૃતલાલ ઓફિસમાં બરાબર કામ નથી કરતા એમ એને થયા કરતું. દિવસ આખો સોપારી ને તમાકુ મમળાવ્યા કરે. આવે એટલે ઘંટડી વગાડી પાણી મંગાવે, પંખો ચાલુ કરાવે અને આંખો બંધ કરી પડ્યા રહે. સાહેબની પાસે વારેવારે જઈ ગુસપુસ કરે, ફાઈલો આઘીપાછી કરે, ટેબલ પર જરા સરખી ધૂળ રહી ગઈ હોય તો આંગળી ફેરવી પાંડુને બતાવે. કોઈ ખાસ મહત્ત્વનો માણસ મળવા આવ્યો હોય તો એવો ડોળ કરે કે જાણે આખી ઓફિસમાં એ એકલા જ કામ કરે છે ! ઓફિસના બીજા માણસો જાણે ભાજીમૂળા !

આપણે હાંફતા હાંફતા આવ્યા હોઈએ, હજી તો પરસેવો પણ

સૂકાયો ન હોય ત્યાં જ સાહેબ બોલાવે. ફટાફટ હુકમો છોડે, 'આ કામ અર્જન્ટ છે આજે જ થવું જોઈએ આમાં કાળજી રાખવાની છે, ઢીલ ચાલશે નહિ. આ કેમ બાકી રાખ્યું ? કોને માટે બાકી રાખ્યું ? આખી ઑફિસમાં ધમાલ મચી જાય પણ અમૃતલાલ બેખબર હોય ! આરામથી એ એમની જગ્યાએ ગોઠવાયા હોય, એમને જાણે કોઈએ કશું કામ સોંપ્યું જ નથી અને એ તો અહીં માત્ર સુપરવીઝન કરવા આવ્યા છે !

એને એવી તો ખીજ ચડતી કે અમૃતલાલને બોલાવીને ખખડાવી કાઢવાનું મન થઈ આવતું. વાળ ધોળા થવા લાગ્યા એટલે કંઈ માણસને આમ સાચવ્યા કરવાનો ? જૂના માણસ છે એટલે શું થઈ ગયું ? વર્ષે વર્ષે નવા થોડા થવાના છે ? બહુ ત્રાસ થાય ત્યારે એ એવું વિચારવાનો પ્રયત્ન કરતો કે અમૃતલાલ સાથે આપણે કંઈ લેવાદેવા નથી. એમને કંઈ આપણે પગાર નથી આપવો પડતો. કામ કરે કે ન કરે, સાહેબને ચિંતા ન હોય તો આપણે એની ફિકર રાખવાની જરૂર નથી. આખી દુનિયા આપણને ગમે એવા માણસોથી જ ભરેલી હોય એવું બને નહિ. અમૃતલાલ જે ઑફિસમાં પહેલેથી જ હતા ત્યાં એ પોતે આવી ચડ્યો એ કેવળ એક અકસ્માત ગણાય. એટલા કારણથી નોકરીઓ બદલાતી નથી, કે દુનિયા છોડી પણ દેવાતી નથી.

આટલા વ્યવસ્થિત, તર્કબદ્ધ વિચારો પછી પણ એ જ્યારે અમૃતલાલને જોતો ત્યારે તરત જ એની અંદર ઘૃણા અને કડવાશ ફેલાઈ જતાં. પેલા ડહાપણ ભરેલા વિચારો મૂળસોતા ખેંચાઈને બહાર ફંગોળાઈ જતા. મનોમન એ કેટલીયે વાર અમૃતલાલને ઘસડીને ઑફિસની બહાર મૂકી આવતો. બસ, કાલે હવે આવતા જ નહિ. આમેય તમે કરી શું નાખો છો અહીં બેઠા બેઠા !

ઘણીવાર તો એ તરંગોમાં રાચતો. અમૃતલાલ જાણે નિવૃત્ત થઈ ગયા છે, અને હવે ક્યારેય આવવાના નથી. ઑફિસમાં એમનો વિદાય

સમારંભ પણ થઈ ગયો છે. હવે એને ઓફિસે જવા
સવારથી જ એ ઓફિસે જવા થનગની રહે છે. અમૃતલાલ
પર કોઈ સરસ મઝાનો જુવાન બેઠો છે. એની સાથે દોર
છે એકદમ સ્ફૂર્તિ અને સુરતી અનુભવતો એ તૈયાર થઈ
ઓફિસનો સમય થતાં વેંત એને અચૂક યાદ આવી
અમૃતલાલને નિવૃત્ત થવાને તો હજી ત્રણ વર્ષની વાર હતી :
વર્ષ એટલે કેટલા બધા દિવસો ! રજાના દિવસો બાદ કરીએ
ઓફિસમાં કેટલા કલાકો ગાળવાના ! એની હતાશાનો પાર રહે

દિવસો પસાર થતા હતા અને અમૃતલાલ એને હવે બાળ
રાક્ષસ જેવા લાગતા હતા. એમની તરફ નજર જતાં જ એ
ચૂથાતો, અમળાતો, અકળાતો, એ જોવા ન ઈચ્છે તોયે એન
એની પરવાનગી વગર જ અમૃતલાલ ભણી દોડતી. નિરા
આ તો અમૃતલાલ જ દાદર પર જ્યાં ત્યાં થૂંકતા હશે.
આખા રસ્તા આ અમૃતલાલના થૂકથી જ બગડ્યા હોય એવે
એને અમૃતલાલની થૂકવાની પ્રવૃત્તિ પર આવતો. કોઈવાર ઓ
કંઈ દુર્ગંધ જેવું આવે તો થતું કે એ અમૃતલાલની ફફનીમાં
આવતી હશે. એ માણસ એકદમ ગંદો છે

બહાર એ ભલે અમૃતલાલને 'તમે'નું માનવાચક સંબોધન
પણ મનમાં તો 'તું' કહીને જ બોલાવતો. ઘેર પત્નીને અનેક
એણે કહ્યું હશે કે અમારી ઓફિસમાં અમૃતલાલ નામનો એક
પંચાતિયો, નકામો જોવો ગમે નહિ એવો માણસ છે. એને પો
જ આ બિલકુલ સમજાતું નહિ કે ન ગમતા માણસની વાત
કોઈને પણ શા માટે કરવી જોઈએ ! કુલકર્ણી ઘણીવાર મજા
કહેતો કે આ કામ તો સાયકોલોજિસ્ટનું છે, જરા બતાવી જો
આવું કેમ થાય છે.

અમૃતલાલ આમ તો પાછા નિયમિત એટલે ખાસ રજા
ન્ય નહિ, છતાં ક્યારેક રજા પર હોય અને ઓફિસે આવ્યા પછ

એ અમૃતલાલની ખુરશી ખાલી જુએ તો એને મોટેથી બૂમ પાડીને આનંદ વ્યક્ત કરવાની બાલિશ ઈચ્છા થઈ આવતી, જાહેરમાં એ ઉલ્લાસ વ્યક્ત કરતાં ખંચકાતો પણ કલ્પનામાં એ આખી ઑફિસને આઈસક્રીમ ખવડાવી દેતો ! આજનો દિવસ સરસ છે કારણ કે અમૃતલાલ આજે આવ્યા નથી એવું રટણ કરવાનું એને ગમતું.

એ દિવસે એવું જ બન્યું. ઑફિસે ગયો ત્યારે અમૃતલાલની ખુરશી ખાલી હતી. તેણે ઘડિયાળ સામે જોયું. કદાચ પોતે વહેલો આવી ગયો હતો. ના, એ તો બરાબર જ આવ્યો હતો. પછી એણે નોંધ્યું કે માત્ર અમૃતલાલ જ નહિ, બીજા બે ચાર જણ પણ દેખાતા નહોતા. કુલકર્ણીને પૂછ્યું પણ એને કંઈ ખબર નહોતી. આટલા બધા માણસો કેમ દેખાતા નથી એની ગડ બેઠી નહિ એટલે એ વિમાસણમાં અમૃતલાલ નથી આવ્યા તેનો આનંદ જરા ઓસરી ગયો. એવામાં સુબોધ ધસી આવ્યો, એનો ચહેરો ખૂબ ગંભીર હતો.

'તને ખબર પડી ?' સુબોધે લાગલો જ પ્રશ્ન કર્યો

'શેની ખબર ? હું તો હજી અબઘડી આવ્યો...'

'અમૃતલાલનો સુરેશ કાલે રાત્રે ગુજરી ગયો.' એ સ્થિર થઈ ગયો.

'કેવી રીતે ? એકાએક જ ?'

'કહે છે કે ખાસ કંઈ નહોતું મેલેરિયા થયેલો એમ ખબર પડી પછી સાંજથી તાવ વધ્યો. સતત ઊલટીઓ થયા કરે એટલે હૉસ્પિટલ લઈ ગયા બાટલો ચઢાવતા હતાં જ .. બે ચાર મિનિટમાં તો બસ '

શું કહેવું એની એને સમજ પડી નહિ. એ માત્ર સુબોધ સામે તાકી રહ્યો અને સુબોધ નીચું જોઈ બેસી રહ્યો. એને ખબર હતી કે અમૃતલાલને ટેકો આપી શકે એવો આ સુરેશ જ હતો બીજો છોકરો તો ઘર છોડીને વર્ષો પહેલાં જતો રહ્યો હતો– વર્ષો પહેલાં બાપાજીની જોહુકમીથી કંટાળી એણે ઘર છોડી દીધેલું એમ જ. સાંભળ્યું

સમારંભ પણ થઈ ગયો છે. હવે એને ઑફિસે જવાનું ગમે છે. સવારથી જ એ ઑફિસે જવા થનગની રહે છે. અમૃતલાલની ખુરશી પર કોઈ સરસ મઝાનો જુવાન બેઠો છે. એની સાથે દોરતીયે જામી છે એકદમ સ્ફૂર્તિ અને ચુસ્તી અનુભવતો એ તૈયાર થઈ જતો પણ ઑફિસનો સમય થતાં વેંત એને અચૂક યાદ આવી જતું કે અમૃતલાલને નિવૃત્ત થવાને તો હજી ત્રણ વર્ષની વાર હતી અને ત્રણ વર્ષ એટલે કેટલા બધા દિવસો! રજાના દિવસો બાદ કરીએ તો પણ ઑફિસમાં કેટલા કલાકો ગાળવાના! એની હતાશાનો પાર રહેતો નહિ.

દિવસો પસાર થતા હતા અને અમૃતલાલ એને હવે બાળવાર્તાના રાક્ષસ જેવા લાગતા હતા. એમની તરફ નજર જતાં જ એનો જીવ ચૂંથાતો, અમળાતો, અકળાતો, એ જોવા ન ઈચ્છે તોયે એની નજર એની પરવાનગી વગર જ અમૃતલાલ ભણી દોડતી. નિરાંતે પાન ચાવતા અમૃતલાલ જ દાદર પર જ્યાં ત્યાં થૂંકતા હશે. શહેરના આખા રસ્તા આ અમૃતલાલના થૂંકથી જ બગડ્યા હોય એવો રોષ એને અમૃતલાલની થૂંકવાની પ્રવૃત્તિ પર આવતો. કોઈવાર ઑફિસમાં કંઈ દુર્ગંધ જેવું આવે તો થતું કે એ અમૃતલાલની કફનીમાંથી જ આવતી હશે. એ માણસ એકદમ ગંદો છે

બહાર એ ભલે અમૃતલાલને 'તમે'નું માનવાચક સંબોધન કરતો; પણ મનમાં તો 'તું" કહીને જ બોલાવતો. ઘેર પત્નીને અનેક વાર એણે કહ્યું હશે કે અમારી ઑફિસમાં અમૃતલાલ નામનો એક તદ્દન પંચાતિયો, નકામો જોવો ગમે નહિ એવો માણસ છે. એને પોતાને જ આ બિલકુલ સમજાતું નહિ કે ન ગમતા માણસની વાત એણે કોઈને પણ શા માટે કરવી જોઈએ! કુલકર્ણી ઘણીવાર મજાકમાં કહેતો કે આ કામ તો સાયકોલોજિસ્ટનું છે, જરા બતાવી જો કે આવું કેમ થાય છે.

અમૃતલાલ આમ તો પાછા નિયમિત એટલે ખાસ રજા પર જાય નહિ, છતાં ક્યારેક રજા પર હોય અને ઑફિસે આવ્યા પછી

એ અમૃતલાલની ખુરશી ખાલી જુએ તો એને મોટેથી બૂમ પાડીને આનંદ વ્યક્ત કરવાની બાલિશ ઈચ્છા થઈ આવતી, જાહેરમાં એ ઉલ્લાસ વ્યક્ત કરતાં ખંચકાતો પણ કલ્પનામાં એ આખી ઑફિસને આઈસક્રીમ ખવડાવી દેતો ! આજનો દિવસ સરસ છે કારણ કે અમૃતલાલ આજે આવ્યા નથી એવું રટણ કરવાનું એને ગમતું.

એ દિવસે એવું જ બન્યું. ઑફિસે ગયો ત્યારે અમૃતલાલની ખુરશી ખાલી હતી. તેણે ઘડિયાળ સામે જોયું. કદાચ પોતે વહેલો આવી ગયો હતો. ના, એ તો બરાબર જ આવ્યો હતો. પછી એણે નોંધ્યું કે માત્ર અમૃતલાલ જ નહિ, બીજા બે ચાર જણ પણ દેખાતા નહોતા. કુલકર્ણીને પૂછ્યું પણ એને કંઈ ખબર નહોતી. આટલા બધા માણસો કેમ દેખાતા નથી એની ગડ બેઠી નહિ એટલે એ વિમાસણમાં અમૃતલાલ નથી આવ્યા તેનો આનંદ જરા ઓસરી ગયો. એવામાં સુબોધ ધસી આવ્યો, એનો ચહેરો ખૂબ ગંભીર હતો.

'તને ખબર પડી ?' સુબોધે લાગલો જ પ્રશ્ન કર્યો

'શેની ખબર ? હું તો હજી અબઘડી આવ્યો...'

'અમૃતલાલનો સુરેશ કાલે રાત્રે ગુજરી ગયો.' એ સ્થિર થઈ ગયો.

'કેવી રીતે ? એકાએક જ ?'

'કહે છે કે ખાસ કંઈ નહોતું મેલેરિયા થયેલો એમ ખબર પડી પછી સાંજથી તાવ વધ્યો. સનત ઊલટીઓ થયા કરે એટલે હૉસ્પિટલ લઈ ગયા બાટલો ચઢાવતા હતાં જ .. બે ચાર મિનિટમાં તો બસ '

શું કહેવું એની એને સમજ પડી નહિ. એ માત્ર સુબોધ સામે તાકી રહ્યો અને સુબોધ નીચું જોઈ બેસી રહ્યો. એને ખબર હતી કે અમૃતલાલને ટેકો આપી શકે એવો આ સુરેશ જ હતો બીજો છોકરો તો ઘર છોડીને વર્ષો પહેલાં જતો રહ્યો હતો– વર્ષો પહેલાં બાપાજીની જોહુકમીથી કંટાળી એણે ઘર છોડી દીધેલું એમ જ. સાંભળ્યું

હતું કે ઘરમાં અમૃતલાલ એવા જ હતા, બાપાજી જેવા જ... એટલે જ પેલો છોકરો ભાગી ગયો હતો.

'શા વિચારમાં છે ? અત્યારે જઈએ છીએ આપણે... મોટા ભાગના તો ત્યાં જ છે, સાહેબ સુદ્ધાં તું આવે છે ને ?'

'હું ? અમૃતલાલને ત્યાં ?' એનાથી પૂછાઈ તો ગયું પણ પછી જરા ખરાબ લાગ્યું. આવા પ્રસંગે આ પ્રકારનું વર્તન યોગ્ય ન કહેવાય એવો ખ્યાલ આવતાં એ ચૂપ થઈ ગયો અને ભૂલ સુધારી લેવાની ઉતાવળ હોય એમ ઊભો થઈ ગયો.

'ચાલ નીકળીએ .' એણે ધીમેથી કહ્યું.

અમૃતલાલને ત્યાં ગણ્યા ગાંઠ્યા માણસો હતા, એ પોતે જ એટલા બેબાકળા થઈ ગયા હતા કે કદાચ કોને ખબર આપવી કે કહેવડાવવું એની સૂચના આપવા જેવી એમની સ્થિતિ નહોતી. એક રાતમાં જ એ ખૂબ ઘરડા બની ગયા હતા. એમના હોઠ ધ્રૂજ્યા કરતા હતા, વારંવાર ડૂમો ભરાઈ આવતો હતો.

અમૃતલાલની સામે એ એકીટશે જોઈ રહ્યો. ના, ઓફિસમાં જેની હાજરીથી એને કંટાળો આવતો હતો, જેને જોતાંવેંત એનું મન અણગમાથી ભરાઈ જતું હતું, જેની સામે જોવાનું એ હંમેશ ટાળતો એ આ માણસ ન હોય. આ તો કોઈ બીજી જ વ્યક્તિ હતી, પ્રચંડ વાવાઝોડામાં સપડાઈ ગયેલો કોઈ એકલવાયો, લાચાર, થાકી ગયેલો વૃદ્ધ...એની સામે કોઈએ જોયું નહિ. એટલે જ કદાચ આવો થઈ ગયો હશે. છેવટે ભાગ્ય પણ મોં ફેરવી જતું રહ્યું. કેવી રીતે સહન કરશે આવી ભયાનક ઘટના આ અસહાય માણસ ? ક્યાંથી લાવશે એટલી તાકાત ? આવતી કાલે તો એ સાવ એકલો હશે. ઘરમાં સુરેશની નાની નાની વસ્તુઓ એને ઘેલા હૃદયવિદારક ઘટનાની યાદ અપાવશે અને પારાવાર પીડામાં આ માણસ એકલો તરફડશે...જીવશે ત્યાં સુધી તરફડ્યા કરશે...

'અમૃતલાલ, આમ જુઓ...હિંમત રાખો, હવે આમાં આપણું

શું ચાલે ? થવાનું થઈ ગયું. નસીબ આપણું...'

'જરા પાણી લાવો તો અંદરથી...'

પાંચ–છ જણ વચ્ચે ઢંકાયેલા અમૃતલાલને જોવાનો એણે પ્રયત્ન કર્યો. પછી એક ડગલું ભર્યું, બીજું ભર્યું અને આપોઆપ જ એ અમૃતલાલની નજીક પહોંચી ગયો, એટલો નજીક કે એનો શ્વાસ હવે અમૃતલાલના શ્વાસમાં ભળી જતો હતો. એમની પીઠ પર એણે હાથ મૂક્યો. કશું બોલાયું તો નહિ એનાથી પણ મનમાં જ કહેતો ગયો કે ગભરાશો નહિ, અમે છીએ ને...

બાપાજી પણ છેલ્લા દિવસોમાં કદાચ આમ જ એકલા પડી ગયા હશે...એમની તીવ્ર ઈચ્છા છતાં કોઈ એમની નજીક પહોંચ્યું જ નહિ હોય, અને પછી એ પીડામાં ને પીડામાં જ...

કોણ જાણે ક્યાંથી એને બાપાજી યાદ આવી ગયા હતા, અને કદાચ એટલે જ અમૃતલાલની પીઠ પર એનો હાથ લાંબા સમય સુધી ફરતો રહ્યો, એમ કરવાથી એને ખૂબ સારું લાગતું હતું. ⊡

( 'આકાશવાણી'ના સૌજન્યથી )

- ☐ ચાંદની પાસે ચોરના પડછાયા પણ છે.
- ☐ સંબંધોનાં જર્જરિત પોત આપણી આબરુ ઢાંકે છે.
- ☐ દોજખને બળતણની કમી પડતી નથી.
- ⊡ પરિચિતતાનો આશ્રય અનાથાશ્રમ જેવો છે.
- ⊡ સૂરજ પાસે આવે તો અરીસો એને પણ ચાળા પાડે !
- ☐ અંધારામાં છુપાવા કરતાં પ્રકાશમાં ઓગળવું સારું છે.
- ☐ બીજો સમય આવશે પણ બીજા દેવતા નહીં આવે !
- ☐ 'સ્વાહા' બોલનારને થોડાં તલ જવ ઉગાડવાં પડે છે...
- ⊡ વાંસનું પોલાણ જ કોઈની સંદૂક બને છે.
- ☐ અપવિત્ર પતનો માટે ગુરુત્વાકર્ષણનો નિયમ આરોપી નથી.

— ર. અ.

## જીવન / અબ્દુલ બિસ્મિલાહ

સાંજની હવાનો આનંદ લેના બે માણસે સૂની સડક પર ટહેલતા હતા. એકાએક એકે બીજાને કહ્યું, 'આજથી દસ વરસ પહેલાં અહીં જંગલ હતું.'

બીજા માણસે જવાબમાં કંઈ કહ્યું હશે પણ તેણે પણ એમ જ કહ્યું હશે, 'હા દસ વરસ પહેલાં અહીં જંગલ હતું.'

જંગલ એટલે માણસને જ્યાં જતાં ડર લાગે એવી જગ્યા. ઊંચા વૃક્ષ, ગીચ ઝાડી, ખાડા ટેકરા, અસમાન ધરતી.

અને અચનક એક દિવસ એ તરફ એક ભારે ખટારો જંગલમાં આવીને થોભ્યો.

સાંજે જંગલ અદૃશ્ય થઈ ગયું, બીજા દિવસે એક બીજો ભાર-ખટારો આવ્યો. એમાં હતી ઈંટો અને માણસો, સ્ત્રી–પુરુષ–બાળકો-ખટારા પરથી પહેલાં માણસો ઊતર્યા, તે પછી ઈંટો. પછી ધરતી પર ઠેકઠેકાણે નિશાનો બન્યાં, માપ થયાં અને ધરતી ખોદાવા લાગી. સાંજ સુધીમાં તો પાયા ભરાઈ ગયા. ખટારો ચાલ્યો ગયા, માણસો રહી ગયા. એમને ભૂખ લાગી. અમને પોટલીઓ છોડીને લોટ કાઢયો, સ્ત્રીઓ દિશાએ ગઇ, પાછી ફરી ત્યારે તેઓ ઈંધણાં લેતી આવી હતી.

ધરતી પર ચૂલા સળગ્યા, ખૂબ ધુમાડો થયો, અને ગરમ ગરમ રોટલા બન્યા, અને આવ્યા કાગડા. તેઓ પ્રથમ વાર જ અહીં આવ્યા હતા.

ઈમારતનો, બંગલાનો. ઘર શું છે, જ્યાં પરિવાર વસે ત્યાં ઘર બની જાય.

અને એમણે અહીં ઘર બનાવી લીધાં–જેમણે ઈમારતો બનાવી હતી, માટીલીંપી ભીંતો, ઘાસ અને પોલથિનનાં છાપરાં. સ્ત્રીઓએ આંગણાં લીંપ્યાં. આંગણે જ્યાં ત્યાં બની ગયા ચૂલા. નાગડા છોકરાઓએ આમતેમ રોપ્યા સસ્તા ફૂલછોડ, અને એ વગડાઉ ફૂલ ખીલી ઊઠયાં.

જંગલ હતું ત્યાં પૂરું જીવન વસી ગયું.

પાસેનાં વૃક્ષો પર એની ખબર પહોંચી ગઈ. ત્યાં વસતી ચકલીઓએ ઉત્સુકતાથી એ ખબર સાંભળી, અને એમની પાંખ ચંચળ થઈ ઊઠી. 'અલિ, કંઈ સાંભળ્યું ? આપણી નજીક સંપૂર્ણ જીવન વસી ગયું છે... જંગલ હતું ત્યાં, ત્યાં માણસોનાં કુટુંબો વસે છે....'

'શું, ખરેખર ! ત્યારે તો ત્યાં દાણા હશે, ઘઉં, ચોખા, દાળ !'

'હા. હા, એ તો હોય જ !'

ચકલીઓએ અરસપરસ ચકચક કર્યું અને ત્યાંથી ઊડી ગઈ.

ચકલીઓ પોતાની સાથે લઇ આવી ઘાસનાં તરણાં, કચરા જેવું કંઈને કંઈ. કોઈ પોતાની ચાંચમાં લાવ્યું, કોઈ પોતાંના પંજામાં

પ્રત્યેક જોડું પ્રત્યેક ફ્લેટમાં ઘૂસી ગયું. કોઈએ ટયુબ લાઈટ પર પોતાનો સામાન મૂકયો, કોઈએ રોશનદાનમાં. પછી તો જાતજાતના માળા બનવા લાગ્યા, ચીં...ચીં...ચૂં...ચૂં...ના સાદોથી વાતાવરણ ભરાઈ ગયું.

ઘૂસણખોરી ! કોઈને ચકલાંઓની એ ઘૂસણખોરી ગમી નહીં, કોઈ શરીફ માણસ ઘૂસણખોરી પસંદ કરતો નથી. એક એક કરીને તમામ માળા દૂર કરી દેવામાં આવ્યા.

કચરામાં ફેંકાઈ ગયો ચકલાંઓનો તમામ સામાન.

ચકલાં ખૂબ રડયાં, ખૂબ રડયાં મેદાનમાં બેસીને.

એક ચકલી અચાનક કૂદી ઊઠી, 'અરે, જુઓ તો ખરાં, ત્યાં પણ જીવન છે...!'

'ક્યાં ? અરે હા !'

અને ચકલાં પોતાનો સામાન લઈને ઊડ્યાં ઝૂંપડીઓ તરફ.

અહીં આંગણામાં અન્નકણો વેરાયા હતા, એંઠાં વાસણો પાસે રાંધેલા ભાતના દાણા પડ્યા હતા, કોઈએ ચકલીઓને એ બધું ચણવાની મનાઈ ન કરી, તેમ કોઈએ એમને ના ન પાડી, એમને એમનો સામાન મૂકવા માટે.

અને ચકલીઓએ એક દિવસ ખૂબ સરસ ગીત ગાયું.

રાત્રે સ્ત્રીઓએ ઢોલકને થાપ દીધી અને એમણે ગાયું એક ગીત

ગાવ રે સખી ગાવ

ગાવ ને સુણાવો સૌ સખી,

હળીમળી ગાઓ આજ,

મંગલ ગીત હો !

બીજા દિવસે પેલી ઈમારતોવાળી કોલોનીમાં રહેતા લોકોએ સરકારને પત્ર લખ્યો.

નામદાર સરકાર,

સવિનય જણાવવાનું કે અમારાં ઘરોની સામે ગંદી વસ્તી વસી છે. અસભ્ય ગમાર લોકોની એ લોકો ચૂલા સળગાવે છે અને ખૂબ ધુમાડો થાય છે. એમનાં છાપરાંઓમાં ચકલા રહે છે, તે અમારાં ઘરોમાં આવીને કચરો ફેંકી જાય છે. વસ્તીમાં રાતભર ગાવા બજાવવાના ઘોંઘાટિયા તમાશા થાય છે અને અમારી ઊંઘ બગડે છે. એટલે અમારી વિનંતિ છે, કે—

અને એક દિવસ જોવામાં આવ્યું કે એ વિસ્તારમાં માત્ર ઈમારતો, ઈમારતો જ હતી– ક્યાંય જીવન નહોતું. □

## 'જન્મ' : ભ્રમસમર્થન અને ભ્રમનિરસન વચ્ચેનો અવકાશ / ઈલા નાયક

આધુનિક વાર્તાકાર જીવનને કે વાસ્તવને નિષ્ક્રિય રીતે પ્રતિબિંબિત કરવામાંથી મુક્ત બન્યો છે. અને આથી જીવનને પરિચાલિત કરતી ભાષા તરીકે એ કપોલકલ્પિતનો ઉપયોગ કરે છે. આ દ્વારા વાસ્તવિકતાનો વર્ણવવા તેમજ તોલવા માપવા માટે એ નવો શબ્દબંડોળ સમર્પે છે. અને એની સર્જકતાની ધાર કાઢવા મથે છે. એની આ મથામણોમાંથી જ કલાની નવી ક્ષિતિજો ઊઘડે છે. એમાંથી જ ભ્રમ અને વાસ્તવની ભેદરેખાઓ ભૂંસાઈને એક સવાઈ યથાર્થની નિર્મિતિ થાય છે. આવા સવાઈ યથાર્થનુ અને મતિભ્રમને પુરસ્કૃત કરતી મનોવિક્ષિપ્ત ચેતના (Psychosis'નું પ્રતિબિંબ રવીન્દ્ર પારેખની 'જન્મ' ('સ્વપ્નવટો'–૧૯૮૬) વાર્તામાં આકર્ષક રીતે ઝિલાયું છે. વાસ્તવિક સામાજિક જગત અને અવાસ્તવિક ભ્રમણા જગતના તાણાવાણાથી એ વિશિષ્ટ વાસ્તવ અહીં રૂપાંતરિત થયું છે. માનવ-મનનાં અજ્ઞાત સ્તરનાં યૌનસંવેદનોની દ્વિમુખતા સંવિધાનરીતિની વિશેષ સર્જક સૂઝથી આ વાર્તામાં અસાધારણ મહત્તા પ્રાપ્ત કરે છે. પુરુષે કલ્પેલી નારીદેહની સંવેદનાની અનુભૂતિનું સૂક્ષ્મ ચિત્રાંકન સ્પર્શક્ષમ રીતે અહીં આવિષ્કાર પામ્યું છે.

વાસ્તવિક જગત જે ન સ્વીકારે તેવા અચેતન મનના જાતીય સંવેગો કથાનાયક શંકરને ભ્રમણાજગતમાં લઈ જાય છે. અને એ ભ્રમણાજગત જ એને માટે પછી વાસ્તવિક બની જાય છે, એ વાર્તાનો મુખ્ય દોર છે. ઘર–ગામ છોડી ભાગી નીકળેલો શંકર કાનજીની ભલામણથી એક નાટકમંડળીમાં જોડાયો રૂપાળો દેહ અને સ્ત્રૈણ અવાજને કારણે કાનજી સાથે અનેક ખેલોમાં નાયિકાનો પાઠ ભજવતાં ભજવતાં શંકર સ્ત્રૈણ મનોભાવો સાથે તાદાત્મ્ય અનુભવવા લાગ્યો. ઉંમર વધતાં કાનજીમાં શારીરિક પરિવર્તન આવ્યું પણ શંકરના દેહમાં પુરુષનાં કોઈ લક્ષણો ન જણાયાં. વખત જતાં પોતાનું સ્ત્રૈણ શરીર શંકરને ગમવા લાગ્યું. પછી તો પોતે સ્ત્રી જ છે એવી માન્યતા

દૃઢ થતી ગઈ; અને એને કાનજીનું અદમ્ય આકર્ષણ થયું. કાનજી સાથેના સંબંધથી તેના મનમાં ભ્રમણા ઘર કરી ગઈ કે તે સગર્ભા છે. શંકરના વધતા જતા ભ્રમની સાથે સાથે એના વધતા જતા પેટના દુઃખાવાને કારણે કાનજી એને ડૉક્ટર પાસે લઈ આવે છે. ડૉક્ટર નિદાન કરે છે કે, શંકરના પેટમાં કેન્સરની ગાંઠ છે.

આ કથા વસ્તુ માનવચિત્તની અત્યંત જટિલ અને અટપટા આંતરજગતની ગતિવિધિ સાથે તેમજ સંકુલ વાસ્તવિકતા સાથે રજૂ થયું છે. શંકરની માનસિક સ્થિતિ અને એનાં કલ્પિત નારીસંવેદનોનું યાથાર્થ્ય નિરૂપણનો મુખ્ય વિષય છે. જન્મજાત સ્ત્રૈણ દેહ અને નાટકમાં સતત ભજવવાના આવતા સ્ત્રીપાઠને કારણે શંકર વાસ્તવિકતા ભૂલી એની આંતરિક ઈચ્છાઓ અને ભાવનાઓની મજબૂત પકડને લીધે અસત્યને સત્ય માનતો થઈ જાય છે. આ વાતને દૃઢ કરવામાં સ્ત્રી સાથેના સમાગમમાં સ્ત્રી તરફથી એને મળતા તુચ્છકારે પણ ભાગ ભજવ્યો છે. આથી ભ્રમણા જ એના કથાતંત્રની આધારશિલા બને છે. શંકરની મનોવિક્ષિપ્તિ પોતે સ્ત્રી હોવાના માતભ્રમને (delusion લીધે જન્મી છે. તે એવી માનસિક અવસ્થાને પામ્યો છે કે એનું દલીલોથી કે તર્કથી નિરાકરણ થઈ શકે તેમ નથી. તેના વિક્ષિપ્ત વિચારો શરીર ઉપર પણ અડ્ડો જમાવે છે. આથી એનાં વર્તનમાં અને લાગણીમાં પણ ધરખમ ફેરફાર થાય છે એને એની શારીરિક બિમારીની પ્રતીતિ જ થતી નથી. અથવા શારીરિક બિમારી પોતે જ એના ભ્રમનું નિમિત્ત બને છે. એટલે કે શંકરની પોતે સ્ત્રી હોવા અંગેની ભ્રામક માન્યતા અહીં આત્યંતિક મનોધારણારૂપે રજૂ થઈ છે. શંકરની મનોવિક્ષિપ્તિમાં ઉત્કટતા, વિસ્મૃતિ અને સંગતિની રીતે ભ્રાન્તિનો વિવિધ પ્રકારો પરિચાલક બન્યા છે. સ્ત્રીપાત્ર ભજવતાં ભજવતાં નારીસંવેદનની ઉત્કટતા અને પુરુષદેહની વિસ્મૃતિ થાય છે; તો પૌરુષભર્યા કાનજીની સંગતિમાં આ સંવેદનની તીવ્રતા વધી જાય છે. આમ શંકરના સમસ્ત વ્યક્તિત્વને સંડોવતી રતિગતભ્રાન્તિથી

ઉદ્‌ભવેલી મનોવિક્ષિપ્તિનું ભયાવહ સ્વરૂપ મૂર્તરૂપે આવિષ્કાર પામતું જોઈ શકાય છે.

શારીરિક રીતે વિજાતીય લિંગ બનવાની પ્રબળ મનોવૃત્તિ શંકરમાં પડેલી છે. પરિણામે વિજાતીય લિંગની-નારીની– નકલ કરવા સુધી એ પહોંચી જાય છે, એની આ યૌનપરિવર્તન ઈચ્છા (Trans-Sexualism ) ની પરાકાષ્ઠા વિજાતીય વેશ વિપર્યયમાં ( Trans Vestism આવે છે. આ વેશવિપર્યયના સંદર્ભનાં યિડિશ વાર્તાકાર સિંગર ઈસાક બશેવિસ ( Singer Isaac Bashevis ) ની વાર્તા 'The death of Metha selah and other Stories' માં 'Disguished' નામની વાર્તા જોવા જેવી છે; એમાં યેશિવા વિદ્યાર્થીનું કથાનક છે. પરિત્યક્તા પત્ની પતિને નારીવેશમાં અને કોઈ પુરુષ સાથે પરણેલો જુએ છે. ઉપરાંત ગુજરાતીમાં મેઘાણીના 'વિલોપન અને બીજી વાતો' ( ૧૯૪૬ ) વાર્તાસંગ્રહની 'ચમનની વહુ' વાર્તામાં પણ નારીવેશમાં વિકૃત રીતે રાચતો નાયક જોવા મળે છે. શંકરનું આ સંવેદન માત્ર શારીરિક કે માત્ર માનસિક નથી પણ શારીરિક અને માનસિક એમ ઉભય પ્રકારનું છે શંકરના પાત્રનું અભ્યંતર અહીં અંતઃસ્તલમાંથી જીવંતરૂપે ગઠિત થયું છે. આથી જ મનોવૈજ્ઞાનિક સ્તરે થયેલો કપોલકલ્પિતનો પ્રયોગ અંતે વાસ્તવિકતાના કરુણ ભાનનું કારણ બન્યો છે.

આ વાર્તામાં નિરૂપણગતિ બે સ્તરે ચાલી છે : વર્તમાન સ્તરે અને ભૂતકાળ સ્તરે વર્તમાનના સ્તરે માત્ર વાસ્તવિકતાને પ્રયોજી છે. જ્યારે ભૂતકાળના સ્તરે જ વાસ્તવિકતા સાથે કપોલકલ્પિતનો વિનિયોગ થયો છે. વળી વર્તમાન સ્તર ડોક્ટરની કેબિન સાથે સંલગ્ન છે; જ્યારે ભૂતકાળનું સ્તર મુખ્યત્વે ભવાઈ ભજવણીના સ્થળ સાથે સંલગ્ન છે. વર્તમાન સ્તરે ભૂતકાળ સ્તરના આવના છેદને કારણે નિરૂપણ રસપ્રદ બન્યું છે. આવી દ્વિમુખ સંકુલતા ધ્યાન ખેંચનારી છે. કાનજી ડોક્ટરને ત્યાં શંકરને તપાસ માટે લઈ ગયો એ વર્તમાન

ક્ષણથી વાર્તાનો આરંભ થાય છે. શંકરને તપાસ માટે કેબિનમાં મોકલ્યો પછી કથક કહે છે, 'બારણું ચીંચવાઈને બંધ થયુ.' બારણાનું બંધ થવું સૂચક બને છે. વર્તમાન પાછળ હડસેલાઈને ભૂતકાળ વર્તમાનમાં જાણે કે સંક્રમિત થાય છે. વાચક માટે ભૂતકાળ વર્તમાન બને છે વાર્તાકથક કાનજીની મનઃસ્થિતિનું વર્ણન કરે છે. કાનજી સામેની ભીંત પરના મરફીના બેબી કેલેન્ડર અને શકુંતલાના કલર્ડ ફોટોગ્રાફને જોતાં પોતે દૃષ્ટાંત થઈને ફોટોગ્રાફમાં પ્રવેશે છે. અહીં ભૂતકાળ સ્તરે કપોલકલ્પિત પ્રયોજી વાર્તાકાર શંકર અને કાનજીનાં સંવેદનોના નિરૂપણની તક ઝડપે છે. કથક અને કાનજી એકરૂપ (overlap) થતા હોય, કથક નિરૂપણમાં કથક કાનજીને ઢાંકીને આગળ આવતો હોય, એવો આભાસ ઊભો થયો છે.

કેબિનનું બારણું, શકુંતલાનો કલર્ડ ફોટો તથા મર્ફી બેબીના ફોટાનો ઉપયોગ અહીં પૂરી અભિતતાથી થયો છે વાર્તાવિકાસમાં ગતિ આપનારાં એ મહત્ત્વનાં પરિબળો છે. કેબિનનું ફ્લેપડોર પટાવાળો ખોલે છે ત્યારે કાનજીનું ધ્યાન શકુંતલા પરથી મરફી બેબીના કેલેન્ડર પર પડતાં મરફી બેબીનો ચહેરો કેલેન્ડરમાંથી બહાર આવે છે; અને શંકરના પટમાં ફૂટતા ફણગાની વાત, શંકરની ગર્ભાધાનની ભ્રમણા વગેરે મનોશારીરિક સંવેદનોની વાત આગળ વધે છે. કેન્સરની ગાંઠ મોટી થતી જતાં શંકરનું પેટ ફૂલતું ગયું તેમ તેમ તેને સમાગમ ગર્ભાધાન અને અંતે સંપૂર્ણ સ્વરૂપાંતરનો અનુભવ થવા માંડે છે. એ કમાડ બંધ કરી બ્લાઉઝમાં ડૂચા ભરી, સાડી વીંટી ફરવા લાગે છે. વાર્તામાં સમાગમ, ગર્ભાધાન અને હવે પૂર્ણરૂપાંતર એમ નારી–સંવેદનાને ક્રમિક રીતે પરાકાષ્ઠાએ પહોંચતી જોવાય છે : 'એક પછી એક જાણે અનેક લીસા સાપ શરીરમાંથી સરકી રહ્યા હોય એવું એને લાગ્યું.'માં નારીદેહને થતો સમાગમનો અનુભવ; 'એની છાતીમાં શકુંતલાની જેમ એ માથું નાંખી ગયો'માં નારીઝંખનાનો અનુભવ; 'એને લાગતું હતું એના પેટમાં રહી રહીને ફણગો ફૂટતો હતો.' માં

ગર્ભાધાનનો અનુભવ અને અંતે વેશવિપર્યય દ્વારા પૂર્ણ રૂપાંતરનો અનુભવ શંકર – કાનજીની મૈત્રી, શંકરની સ્ત્રીસહજ ચેષ્ટાઓ, કાનજીનું પૌરુષ, કાનજીનો શંકર તરફ બદલાયેલો ભાવ– વગેરે નિરૂપણો કારગત નીવડ્યાં છે,

વાર્તાનો અંત પણ સૂચક છે શંકરના વધતા જતા દુઃખને કારણે કાનજી એને સમજાવીને હોસ્પિટલે લઈ આવે છે ત્યારે 'તારા આ મિત્રને ભ્રમમાંથી મુક્ત નથી કરવો.' એવા ડૉક્ટરના વિધાન દ્વારા અંતે નાયકને નિર્ભ્રાંત ન કરીને વાર્તાકાર ભાવકને ભ્રમમુક્ત કરે છે. બાળકને જન્મ આપવાનાં સ્વપ્ન સેવતો શંકર ઉદરમાં મૃત્યુની ગાંઠને જ ઉછેરી રહ્યો છે એ વિરોધમાં કરુણ વિડંબનાની ચમત્કૃતિ કૃતિના હાર્દમાં રહેલી છે. આથી જ વાર્તાના શીર્ષક 'જન્મ' નો વિરોધાભાસ અને વ્યંજના વ્યાપાર આસ્વાદ્ય બન્યા છે. શંકરના ભ્રમણાવિશ્વમાં નિહિત કરુણવાસ્તવ કૃતિનું કેન્દ્રબળ છે.

સાંસ્કૃતિક અને સામાજિક પરિબળોથી પરિવેષ્ટિત ભાષા પણ અહીં વિશિષ્ટ ભાષાનિર્મિતિ તરીકે સિદ્ધ થઈ છે, કથક કાનજીને એકરૂપ રાખતા કાનજી નજીક જતી કથકની ભાષા સુરતી બોલીના સંસ્કારોથી એક ચોક્કસ સૂર ઊભો કરે છે. 'થોડી વારમાં પંપ મારી મારીને અજવાળું ઝાડના થડ પર ટીંગાડ્યું,' જેવી દ્યોતક શૈલીરીતિમાં કે 'આવનાર બાળકનાં સપનાં ગૂંથવા માંડ્યાં.'માં 'ગૂંથવા' જેવી નારીસહજ ક્રિયાથી ઊભી થતી વ્યંજકતામાં આ વાર્તાકારની ભાષાગતિનો અચ્છો પરિચય મળે છે.

આમ આ વાર્તા મનોવિક્ષિપ્ત ચેતનાના મતિભ્રમનો કપોલકલ્પિત તરીકે ઉપયોગ કરી એક બાજુ પાત્રના ભ્રમને છેવટ સુધી અકબંધ રાખે છે પણ બીજી બાજુ ભાવકનું ભ્રમનિરસન કરે છે. આથી કરુણનો અનુભવ અહીં શક્ય બને છે. ટૂંકમાં મનસ્તંત્રના દૂરના અંધારા સીમાડાઓને અડકીને આ વાર્તા ઊભી છે એવી પ્રતીતિ સાદ્યંત ટકી શકી છે. 

વૃક્ષો વાવો, ઊર્જા બચાવો



રક્તદાન મહાદાન

એક શુભેચ્છક

## મહિલા વિકાસ

બધી જ કક્ષાએ વિનામૂલ્યે કન્યાકેળવણી અપાઈ રહી છે. રાજ્યમાં મહિલાઓને આર્થિક પગભર કરવા માટે મહિલા આર્થિક વિકાસ નિગમ દ્વારા વિવિધ બેંકેબલ યોજનાઓ, પ્રોદ્યોગિક અને વિજાણુ તાલીમ, માર્જિનમની સહાય યોજના, વિના ટેન્ડર યોજના વગેરેનો અમલ. સ્વરોજગારી માટે નાના ગૃહઉદ્યોગો ચલાવવા બેંકો પાસેથી રૂા. ૫૩·૫૦ લાખના લોન ધિરાણ સામે રૂા. ૧ લાખની સબસીડી. ૮૪૫ મહિલાઓને વિજાણુ ઉદ્યોગો માટે તાલીમ રૂા. ૨·૧૦ લાખનું સ્ટાઈપેન્ડ અપાય, જમીનવિહોણા ખેતમજૂર ૧૩,૫૭૧ બહેનોને પ્રસૂતિ માટે રૂા. ૫૬·૪૦ લાખ ચૂકવાયા.

## કૃષિ

નાના અને સીમાંત ખેડૂતોને મફત પીવાના પાણીના કૂવાઓ કરી આપવા "જીવનધારા" યોજનાનો અમલ. પાક વીમા યોજના હેઠળ રૂા. ૨૧૦ કરોડના દાવાઓની મંજૂરી, વીજળી દરોમાં રૂા. ૯૭ કરોડની ખેડૂતોને રાહત, લગભગ ૧,૨૪,૩૪૧ આદિવાસી ખેડૂતોને આધુનિક સાધનો સાથે સઘન અને અદ્યતન તાલીમ ખેતમજૂરો માટેની જૂથ વીમા યોજના અન્વયે આશરે ૧૦,૬૯૪ જેટલા લાભાર્થીઓને લાભ અપાશે. કૃષિ પંચ અને કૃષિ ભાવ સ્થિરતા નિધિની રચના, જમીન ડૂબવામાં જતી હોય તેવા ખેડૂતોને વૈકલ્પિક જમીન ખરીદવાના કાયદામાં ફેરફાર.

# અવિરત પ્રગતિના પંથે આગળ વધતું ગુજરાત

રાષ્ટ્રની આઝાદીની લડતમાં મહાત્મા ગાંધીજી અને સરદાર પટેલની રાહબરી નીચે ગૌરવપૂર્ણ યોગદાન આપનારા અને સ્વાતંત્ર્ય પછીના ભારતના નવઘડતરમાં સહભાગી બની રહેલા ગુજરાતે અલગ રાજ્યની સ્થાપના પછીના સમયગાળા દરમિયાન પ્રગતિપંથનાં અનેકવિધ સોપાનો સર કર્યાં છે.

ગુજરાત રાજ્યની સ્થાપના બાદ રાજ્યે વિવિધ ક્ષેત્રોમાં સાધેલી પ્રગતિની ઝલક આ રહી.

**ઉદ્યોગ :—**

રાજ્યમાં ૧૨૦૦ મધ્યમ અને મોટા ઔદ્યોગિક એકમો, ૮૮,૦૦૦ કરતા વધારે લઘુક્ષેત્રના ઉદ્યોગો, ૧૫૦ લાખથી પણ વધુ કામદારોને રોજી, ઔદ્યોગિક ઉત્પાદન રૂા. ૩૦,૦૦૦ કરોડ જેટલું, ખાણ અને ઉત્પાદન ક્ષેત્રના પ્રોજેક્ટમાં રાષ્ટ્રની રૂા. ૧,૩૦૯ ની સરેરાશ સામે રૂા. ૭,૬૯૧ ના રોકાણ સાથે માથાદીઠ આવકમાં પ્રથમ સ્થાને, હીરા ઉદ્યોગમાં ૫૦,૦૦૦ એકમોમાં આઠ લાખ કામદારોને રોજી, હજીરા ખાતે રૂા. ૫૮૦ કરોડનું ગેસ પ્રોસેસીંગ અને રૂા. ૩૦૫ કરોડનું સ્પોંજ આયર્ન સંકુલ.

**શિક્ષણ :—**

બિન આદિવાસી શાળાના ધોરણ ૧ થી ૪ ના ૩૬·૮૧ લાખ તથા આદિવાસી વિસ્તારની શાળાઓના ધોરણ ૧ થી ૭ ના ૧૦·૬૬ લાખ બાળકોને વિના મૂલ્યે પાઠ્ય પુસ્તકો અપાયાં. પછાત વર્ગોનાં બાળકોને મફત ગણવેશ. ઓપરેશન બ્લેક બોર્ડ, વિવિધ શિષ્યવૃત્તિઓ, આશ્રમશાળાઓ શિક્ષણ તથા નવોદય વિદ્યાલયનો પ્રારંભ.

અનુસૂચિત જાતિ અને જનજાતિના અને અન્ય પછાત વર્ગનાં બાળકો વિજ્ઞાન, ટેકનોલોજીનું શિક્ષણ મેળવે તેવી સવલતો યુક્ત ૧૫ આદર્શ-નિવાસી શાળાઓની શરૂઆત, સાક્ષરતા અભિયાન હેઠળ ૨,૪૦,૦૦૦ નિરક્ષર પ્રૌઢોને સાક્ષર કરાયા.

## પીવાના પાણીનું સફળ આયોજન

રાજ્યના ૧૭,૮૮૨ ગામો, ૫૩ નગર પંચાયતો તથા ૨૯ જેટલા શહેરો માટે પીવાના પાણીનો રૂ. ૧૫૬·૮૮ કરોડનો માસ્ટર પ્લાન, દસ હજારની વસ્તીવાળા ૧૨,૦૦૦ ગામોને પાણી પૂરવઠા યોજના પૂરી કરાઈ, પીવાના પાણી અંગેના ટેકનોલોજી મિશન અન્વયે ૧૯૯૦ ના અંત સુધીમાં ગ્રામ્ય વિસ્તારોમાં રોજનું માથાદીઠ ૪૦ લીટર પીવાનુ પાણી પૂરું પાડવાનું આયોજન.

## સરદાર સરોવર (નર્મદા) યોજના

રાજ્યની જીવાદોરી સમી નર્મદા યોજના સાકાર થતાં ૧૨ જિલ્લાના ૬૨ તાલુકાના ૫, ૩૪૪ ગામોમાં ૧૮·૬૯ લાખ હેક્ટર જમીન માટે સિંચાઈની સવલતો ઉપલબ્ધ થશે, ૧૩૧ શહેરો અને ૪,૭૨૦ ગામોને પીવાના પાણીનો લાભ મળતો થશે. માનવ અને પશુજીવન, વનીકરણ, જાહેર આરોગ્ય, મત્સ્યપાલન જેવા પાસાંઓ, પર્યાવરણ સુરક્ષામાં આવરી લેવાયા, ગુજરાતના આશરે ૧૦૦૦ અને મહારાષ્ટ્રના ૮૬ કુટુંબોને પુનઃવસવાટ કરાવાયો.

## ગૃહ નિર્માણ

ઈન્દિરા આવાસ યોજના અન્વયે અનુસૂચિત જાતિ અને અનુસૂચિત જનજાતિ માટે ૧૯,૨૭૦ આવાસો બાંધવા માટે રૂા. ૨૮૩૩·૦૭ લાખનો ખર્ચ ભૂમિહીન ખેત મજૂરોને ઘરથાળના પ્લોટ ઉપર મકાનો બાંધવા નાણાંકીય સહાય, ઓછી આવકવાળા લોકો માટે ગૃહ નિર્માણ બોર્ડ દ્વારા છેલ્લા ત્રણ વર્ષ દરમિયાન કુલ ૧૦,૧૭૬ આવાસોનું નિર્માણ કરાયું.

## મહિલા વિકાસ

બધી જ કક્ષાએ વિનામૂલ્યે કન્યાકેળવણી અપાઈ રહી છે. રાજ્યમાં મહિલાઓને આર્થિક પગભર કરવા માટે મહિલા આર્થિક વિકાસ નિગમ દ્વારા વિવિધ બેંકેબલ યોજનાઓ, ઔદ્યોગિક અને વિજાણુ તાલીમ, માર્જિનમની સહાય યોજના, વિના ટેન્ડર યોજના વગેરેનો અમલ. સ્વરોજગારી માટે નાના ગૃહઉદ્યોગો ચલાવવા બેંકો પાસેથી રૂ. ૫૩·૫૦ લાખના લોન ધિરાણ સામે રૂ. ૧ લાખની સબસીડી. ૮૪૫ મહિલાઓને વિજાણુ ઉદ્યોગો માટે તાલીમ રૂ. ૨·૧૦ લાખનું સ્ટાઈપેન્ડ અપાય, જમીનવિહોણા ખેતમજૂર ૩,૫૭૧ બહેનોને પ્રસૂતિ માટે રૂ. ૫૬·૪૦ લાખ ચૂકવાયા.

## કૃષિ

નાના અને સીમાંત ખેડૂતોને મફત પીવાના પાણીના કૂવાઓ કરી આપવા "જીવનધારા" યોજનાનો અમલ. પાક વીમા યોજના હેઠળ રૂ. ૨૧૦ કરોડના દાવાઓની મંજૂરી, વીજળી દરોમાં રૂ. ૯૭ કરોડની ખેડૂતોને રાહત, લગભગ ૧,૨૪,૩૪૧ આદિવાસી ખેડૂતોને આધુનિક સાધનો સાથે સઘન અને અદ્યતન તાલીમ ખેતમજૂરો માટેની જૂથ વીમા યોજના અન્વયે આશરે ૧૦,૬૯૪ જેટલા લાભાર્થીઓને લાભ અપાશે. કૃષિ પંચ અને કૃષિ ભાવ સ્થિરતા નિધિની રચના, જમીન કૂવામાં જતી હોય તેવા ખેડૂતોને વૈકલ્પિક જમીન ખરીદવાના કાયદામાં ફેરફાર.

## મહિલા વિકાસ

બધી જ કક્ષાએ વિનામૂલ્યે કન્યાકેળવણી અપાઈ રહી છે. રાજ્યમાં મહિલાઓને આર્થિક પગભર કરવા માટે મહિલા આર્થિક વિકાસ નિગમ દ્વારા વિવિધ એકેમલ યોજનાઓ, પ્રોદ્યોગિક અને વિજ્ઞાણુ તાલીમ, માર્જિનમની સહાય યોજના, વિના ટેન્ડર યોજના વગેરેનો અમલ. સ્વરોજગારી માટે નાના ગૃહઉદ્યોગો ચલાવવા બેંકો પાસેથી રૂા. ૫૩·૫૦ લાખના લોન ધિરાણ સામે રૂા. ૧ લાખની સબસીડી. ૮૪૫ મહિલાઓને વિજ્ઞાણુ ઉદ્યોગો માટે તાલીમ રૂા. ૨·૧૦ લાખનું સ્ટાઈપેન્ડ અપાય, જમીનવિહોણા ખેતમજૂર ૨૩,૫૩૧ બહેનોને પ્રસૂતિ માટે રૂા. ૫૬·૪૦ લાખ ચૂકવાયા.

## કૃષિ

નાના અને સીમાંત ખેડૂતોને મફત પીવાના પાણીના કૂવાઓ કરી આપવા "જીવનધારા" યોજનાનો અમલ. પાક વીમા યોજના હેઠળ રૂા. ૨૧૦ કરોડના દાવાઓની મંજૂરી, વીજળી દરોમાં રૂા. ૯૭ કરોડની ખેડૂતોને રાહત, લગભગ ૧,૨૪,૩૪૧ આદિવાસી ખેડૂતોને આધુનિક સાધનો સાથે સઘન અને અદ્યતન તાલીમ ખેતમજૂરો માટેની જૂથ વીમા યોજના અન્વયે આશરે ૧૦,૬૯૪ જેટલા લાભાર્થીઓને લાભ અપાશે. કૃષિ પંચ અને કૃષિ ભાવ સ્થિરતા નિધિની રચના, જમીન ડૂબમાં જતી હોય તેવા ખેડૂતોને વૈકલ્પિક જમીન ખરીદવાના કાયદામાં ફેરફાર.

□

## મહિલા વિકાસ

બધી જ કક્ષાએ વિનામૂલ્યે કન્યાકેળવણી અપાઈ રહી છે. રાજ્યમાં મહિલાઓને આર્થિક પગભર કરવા માટે મહિલા આર્થિક વિકાસ નિગમ દ્વારા વિવિધ એકેમલ યોજનાઓ, પ્રોદ્યોગિક અને વિજ્ઞાણુ તાલીમ, માર્જિનમની સહાય યોજના, વિના ટેન્ડર યોજના વગેરેને અમલ. સ્વરોજગારી માટે નાના ગૃહઉદ્યોગો ચલાવવા બેંકો પાસેથી રૂા. ૫૩·૫૦ લાખના લોન ધિરાણ સામે રૂા. ૧ લાખની સબસીડી. ૮૪૫ મહિલાઓને વિજ્ઞાણુ ઉદ્યોગો માટે તાલીમ રૂા. ૨·૧૦ લાખનું સ્ટાઈપેન્ડ અપાય, જમીનવિહોણા ખેતમજૂર ૩,૫૩૧ બહેનોને પ્રસૂતિ માટે રૂા. ૫૬·૪૦ લાખ ચૂકવાયા.

## કૃષિ

નાના અને સીમાંત ખેડૂતોને મફત પીવાના પાણીના કૂવાઓ કરી આપવા "જીવનધારા" યોજનાનો અમલ. પાક વીમા યોજના હેઠળ રૂા. ૨૧૦ કરોડના દાવાઓની મંજૂરી, વીજળી દરોમાં રૂા. ૯૭ કરોડની ખેડૂતોને રાહત, લગભગ ૧,૨૪,૩૪૧ આદિવાસી ખેડૂતોને આધુનિક સાધનો સાથે સઘન અને અદ્યતન તાલીમ ખેતમજૂરો માટેની જૂથ વીમા યોજના અન્વયે આશરે ૧૦,૬૯૪ જેટલા લાભાર્થીઓને લાભ અપાશે. કૃષિ પંચ અને કૃષિ ભાવ સ્થિરતા નિધિની રચના, જમીન ડૂબવામાં જતી હોય તેવા ખેડૂતોને વૈકલ્પિક જમીન ખરીદવાના કાયદામાં ફેરફાર.

□

# કંકાવટી

નવેમ્બર
૧૯૮૯



રાધેશ્યામ શર્મા

મનહર મોદી

અમૃત ઘાયલ

રતિલાલ 'અનિલ'

અંજુલ વાલોડી

બાબુભાઈ પટેલ

રેમંડ-કાર્વર

શિરીષ પંચાલ

# કંકાવટી

નવેમ્બર
૧૯૮૯

સાહિત્યસર્જન
અને વિચારોનું
સર્વલક્ષી માસિક

વર્ષ ૩૯ : અંક ૩૬૩ : મૂલ્ય : ૩ રૂપિયા

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૨૫. બે વર્ષના રૂા. ૪૮. વિદેશ શિલિંગ ૪૦. (દરિયાઇ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ). મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સુરત–૩૯૫૦૦૨ સરનામે જ કરવો.



વર્ષાંતે ફાઈલમાં ખૂટતા અંકો મળ્યા નથી એવી ફરિયાદ યોગ્ય નથી. અંક ન મળ્યાની જાણ એ જ માસમાં કરવી.



તંત્રી–મુદ્રક–પ્રકાશક

રતિલાલ મૂ. 'અનિલ'

માલિક : આર. આર. રૂપાવાળા

ફોન : ૫૫૦૨૮



ઉત્કંપ , રાધેશ્યામ શર્મા

શ્વેત ગુલાબને
અડક્યા અગાઉ
ગુલાબના રાતાચોળ
કાંટાને સ્પર્શતા
જે વીજળિક રોમાંચ
રણઝણ્યો
એનું નામ જ
લાલ ગુલાબ.
ગુલાબનું શબાબ
ગોપાયેલું
ગોરંભાયેલું
સૂતું છે એના
રક્તિમ રૂઆબના
કેશરાશિમાં
કંટકસ્પર્શની
મિષ્ટ વેદના
ઉત્કંપ સર્જે
મર્મસ્થાનોમાં
અંગડાઈના
ઉત્તપ્ત
શૈશવને
સદ્ય
લગ્નની
ચૈત્રી શરણાઈ
સુણવાનો
અભરખો.
ઉપડો

# કંકાવટી

નવેમ્બર
૧૯૮૯

સાહિત્યસર્જન
અને વિચારોનું
સર્વલક્ષી માસિક

વર્ષ ૩૯ : અંક ૩૬૩ : મૂલ્ય : ૩ રૂપિયા

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૨૫. બે વર્ષના રૂા. ૪૮. વિદેશ શિલિંગ ૪૦. (દરિયાઇ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ). મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સુરત–૩૯૫૦૦૨ સરનામે જ કરવો.



વર્ષાંતે ફાઈલમાં ખૂટતા અંકો મળ્યા નથી એવી ફરિયાદ યોગ્ય નથી. અંક ન મળ્યાની જાણ એ જ માસમાં કરવી.



તંત્રી–મુદ્રક–પ્રકાશક

રતિલાલ મૂ. 'અનિલ'

માલિક : આર. આર. રૂપાવાળા

ફોન : ૪૫૦૨૮



ઉત્કંપ / રાધેશ્યામ શર્મા

શ્વેત ગુલાબને
અડક્યા અગાઉ
ગુલાબના રાતાચોળ
કાંટાને સ્પર્શના
જે વીજળિક રોમાંચ
રણજણ્યો
એનું નામ જ
લાલ ગુલાબ.
ગુલાબનું શબાબ
ગોપાયેલું
ગોરંભાયેલું
સૂતું છે એના
રક્તિમ રુઆબના
કેશરાશિમાં
કંટકસ્પર્શની
મિષ્ટ વેદના
ઉત્કંપ સર્જે
મર્મસ્થાનોમાં
અંગડાઈના
ઉત્તપ્ત
શૈશવને
સદ્ય
લગ્નની
ચૈત્રી શરણાઈ
સુણવાનો
અભરખો.
ઉપડે

ટ્રેક / મનહર મોદી

સાદી ભાષા અને સાદો વિવેક
આ છે મારી ટેક.
આજે સવારે પાંચ ને ત્રીસ મિનિટે હું ઊઠયો
એમ કહું તે કરતાં ટિરિન ટિન એલાર્મે મને
ઊઠાડયો છે અને જગાડયો છે એમ કહેવું ઉચિત ગણાશે
રોટલી વણાશે ખવાશે પીવાશે અને જવાશે
ફિલમ જોવા.
અને આપણા રામ તો ઉપડયા *'સિલ્કવૂડ' માં
એકટ્રેસ! મારી વહાલી કહેવું પડે! નંબર ૧ની દાદૂ જ દંદૂ.
શું નામ એનું! કેથરિન કે હાન્સ!
અરે! કોઈ પણ નામ ચાલશે એને માટે તો.
અમુક બાબતમાં તો એ સાલી બિલકુલ હસુમતી જ
જોઇ લો! અથવા સુહાસિની અથવા સુમધુર ભાષિણી
મારી મા ગુજરાતી ભાષા
એ તો પોતાને મનગમતું જ વર્તે!
ધીમે પણ હસે અને ખડખડાટ પણ અને તેય પાછું
ખાસ્સું

સંબંધોમાં વ્યહારોમાં તદ્દન ઓફબીટ અને છતાંયે વહાલથી
ભરેલી
ઉપરથી અને અંદરથી ઊની ઊની અને ભીની ભીની.
એ હોટેલમાં કે ગમે ત્યાં કોઇને પણ ખુલ્લે આમ કિસ કરે
તો વળી કોઇને બતાવે ઝટપટ નટખટ ચાલુ મસ્તીથી
પોતાનાં રૂપાળાં સ્તન.
સંભોગથી શૃંગાર સુધી એની એકસરખી છે મસ્તી
અને આમ છતાં એ કોઈ પણ રીતે સહેજ પણ નથી
સસ્તી રસ્તામાં રખડતી આવારા ઔરત.
પહેલાં પુરુષથી એનું માતૃત્વ છલકછલક
અને છૂટાછેડાથી તદ્દન મુક્ત
ઉદ્દામિની ઉલ્લંઘિની ઉદ્દંડિની કલ્લોલિની
કમાલિની કંટકપુષ્પપાલિની વિદારિણી વિહારિણી
એકલપંથિની સ્ત્રી.
બીજો પુરુષ એનો ? કે એ એની ?
એ અંગે કશો વિચાર ન કરીએ તે જ સારું.
બધા પુરુષો આમ તો મજબૂત બાંધાના જ હોય છે
અર્થાત્ ઋક્ષ

જાણે કડવાં કારેલાંનું વૃક્ષ ભર્યું ભર્યું અને છતાં બધાંનાં સાંધાં
જડે જ એમ ન કહી શકાય.
પણ આ કમબખ્ત બદમાશિની બાઈની વાત જ ઔર છે
એ લુચ્ચી હરામખોર એક પછી એક આવતી ક્ષણોને
પોતાની ઉઘાડ–બંધ પાંપણોથી પટ પટ પકડીને
માઈલ્ડ વાઈનના ગ્લાસમાં સેળવીભેળવી
ગટક ગટક પી જતી જોવા મળે છે.
એના મનના તનના સ્વભાવના હલનચલનના વૈભવનો પાર નહીં.
એ આપણી પસંદગીની કડક કમસક્કર ચા છે
અથવા કડવા મોંનો પૅગ.
પોતાની સેલ્ફનો ઢંઢેરો પીટયા વગર એ જીવે છે
સુંવાળું સુંવાળું રમતિયાળ ગમતીલું રંગીલું
અને એ મરે છે પણ એકદમ અક્કડ અલબેલું ચમકીલું.
એનો અકસ્માત એ આત્મજ્ઞાનની ક્ષણ છે
મારા 'માંહ્યલું' બોલ્યું એક જણ,
હરવાનો ફરવાનો બોલવાનો ચાલવાનો ખાવાનો પીવાનો ઊંઘવાનો
જાગવાનો ક્રમ તદ્દન અંગત અને પોતીકી વસ્તુ છે
એના સુધી પહોંચવા દેખીતો ડહોળાયેલો

કરડેલો કપાયેલો મરેલો
અવિવેક દાખવવો પડે તો પણ
એ શુદ્ધ પરિપૂર્ણ સુંદર સુઘડ છેલબટાઉ હટ્ટોકટ્ટો છે.
વિવેક, યેસ.
એ છે મારી સમજણ.
આ વાતને
આ વાતની રજૂઆતને
શબ્દની લગામ પકડીને જાહેર કરું છું હણહણીને
નરસિંહ મહેતાના 'મામેરું'ના ગળિયા બળદ સમાન
અટકમટક અગડંબગડં ચાલ ચાલતો
તેજસ્વી થનુ થનુ ઘોડો.
ભલે ખોડો હોઉં
પણ હું છું ઊંચે અને નીચે છેક
સાદી ભાષા અને સાદો વિવેક
એ છે મારી ટેક.

[ : અમદાવાદની New Film Societyએ દર્શાવેલી એક ફિલ્મ 'સિલ્કવૂડ.']
૧૦–૧૦–'૮૮

ગઝલ / અમૃત ઘાયલ

ક્ષુબ્ધ તવ લોહીનો લય મારો હવે,
ભાર તારો, તારો ભય મારો હવે.

જા, નિરાંતે કક્ષમાં વિશ્રામ કર,
તારી ચિંતાનો વિષય મારો હવે.

આજથી સોળે કળા તારી સમજ,
આજથી આ તારો ક્ષય મારો હવે.

તેં નથી જોયું હવે તારું સ્વરૂપ,
શું કરે છે જો, પ્રણય મારો હવે.

ચોતરફ તારી જ ચર્ચા થાય છે,
ચક્રવર્તી છે સમય મારો હવે.

ભાંડનારાને કહો મૂગા મરે,
વશ નથી રહેતો વિનય મારો હવે.

જેમને 'ઘાયલ', ખુદાનો ડર નથી,
એમને લાગે છે ભય મારો હવે.

## ગઝલ / રતિલાલ 'અનિલ'

આભે વીંઝાતી પાંખની ઇચ્છાનું ઘર હશે,
એકાદ લીલી ડાળ પર તરણાંનું ઘર હશે.

આ વિશ્વ સમેટાઇ ગયું એક યાદમાં,
એકાદ શંખમાં હશે, દરિયાનું ઘર હશે.

ચાલો, તમારી રીસને ગુસ્સો નહીં કહું,
બ્રહ્માંડ જેવું એ ય તે તણખાનું ઘર હશે.

ઘોંઘાટમાંથી સૂર કોઈ આવતો નથી,
માન્યું હતું કે વિશ્વ આ જલસાનું ઘર હશે.

મારો અવાજ હોય તો એ મૌનમાં હશે,
આ શબ્દ જેવો શબ્દ તો પડઘાનું ઘર હશે.

મૂગો થઈને ચાલ જીવ શૂન્યને જ મળ,
વિષ્ણુસહસ્રનામ તો સંખ્યાનું ઘર હશે.

વૈકુંઠમાં તો હું જ પરાયો બની જઈશ,
ગોકુલમાં જ ગામ કે કસબાનું ઘર હશે.

ખુલ્લાં જ દ્વાર જોઇને હું ત્યાં ગયો 'અનિલ',
કોને ખબર કે એમાં યે પરદાનું ઘર હશે!

## ગઝલ · અંજુમ વાલોડી

માન્યું કે તારા શબ્દમાં ટહુકાનું ઘર હશે,
પણ એ ય એક લાંબી પ્રતિક્ષાનું ઘર હશે.

તે શબ્દમાંથી મ્હોરશે ગુલમ્હોર અર્થના,
જે શબ્દ માત્ર મૌનની વાચાનું ઘર હશે.

ફાટી ય પણ પડે છે એ જ્વાલામુખી બની,
જોવામાં એમ તો એ તણખલાનું ઘર હશે.

ડૂબી ગઈ છે કેટલી નૌકાઓ પ્યાસની,
આ રણપ્રદેશમાં કોઈ દરિયાનું ઘર હશે.

એમાં છે માત્ર તૂટતી પાંખોનો ફડફડાટ,
માની શકાય કેમ એ ટહુકાનું ઘર હશે ?

'અંજુમ', બસ એક તીક્ષ્ણ નજરની જરૂર છે,
આ પથ્થરોમાં કયાંક તો હીરાનું ઘર હશે.

## વાચા છીએ અમે / અંજુમ વાલોડી

કૈં એવા બેકરાર દીવાના છીએ અમે,
આકળ કદી છીએ, કદી જવાળા છીએ અમે!

હા, એમ તો જગતને અજાણ્યા છીએ અમે;
વાસ્તવમાં કિંતુ એનો યે આત્મા છીએ અમે!

કીધાં છે બેઉને અમે જીવનમાં એકરૂપ;
શ્રદ્ધા પ્રણયની, રૂપની શંકા છીએ અમે!

ઓ ઘેલછા, તું આવ, ને સમજાવ કૈં હવે,
બુદ્ધિ તો કહે છે, ગૂઢ સમસ્યા છીએ અમે!

પૂનમ અમે નથી તો નથી એનું દુઃખ જરી,
સંતોષ છે, અમાસના તારા છીએ અમે!

પથ્થરનો માર સહ્ય, ફૂલોનો અસહ્ય છે;
કેવા અસ્નિગ્ધ, કેવા સુંવાળા છીએ અમે!

વ્યાકુળ કર્યા કરી છે અમે એક જહાનને,
ને તો ય એક જહાનની શાતા છીએ અમે!

'અંજુમ', જગતમાં કોણ સમજશે અમારી વાત?
છે મૌન જેનો પ્રાણ તે વાચા છીએ અમે!

પવન / બાલુભાઈ પટેલ

વાંસના જંગલમાં આળોટે પવન,
રાતે ચીસો પાડતો નીકળે પવન.

સાપ સરખો ધીમેથી સરકે પવન,
સૂકાં સૂકાં પાનમાં ખખડે પવન.

ગુંજે એની ફૂંકથી શરણાઈઓ,
જાણે લીલા તોરણે લટકે પવન.

લટને રમતી મૂકવા ગાલો ઉપર,
જઈને બેસી જાય અંબોડે પવન.

'બાલુ', એના ઝુલ્ફને સ્પર્શ્યો હશે,
નહિ તો શાને આટલો મ્હેંકે પવન !

## નેતિ, નેતિ ! / રતિલાલ 'અનિલ'

બના બના કે યે દુનિયા મિટાઈ જાતી હૈ,
જરૂર કોઇ કમી હૈ, જો પાઈ જાતી હૈ !

– જિગર મુરાદાબાદી

પવનની લહરીએ પાણીની સપાટીને લહેરાવી, અહીંથી ઊઠેલી લહેર દૂર દૂર પહોંચી, ફરી પવનની લહેર આવી ને ફરી લહેર ઉભારી, ચલાવી કહીએ કે રેલાવી ? આમ કહીએ તો એ એક પરંપરા બને છે, ક્યારેક અટકે છે અને ફરી પવન અને લહેરની શરૂઆત થઈ જાય છે– પહેલી નજરે તો એને વારાફેરા, આવનજાવન કે લખભૂંસ પણ કહી શકાય, પણ આપણે લખેલું ભૂંસીએ છીએ શા માટે ? આંકડો ખોટો લખાયો તે સાચો આંક લખવા માટે ? લખાયું તે અપૂર્ણ છે એવી શંકાથી એને ભૂંસી ફરી કોઈ આંક લખીએ અને તે ય ભૂંસી વળી કોઈ નવી રકમ લખીએ છીએ ? છે તે બરાબર છે, તો તેને ભૂંસી નાખો, ફરી લખો ! શા માટે ? પાટી પરની આ છેકભૂસ, પરંપરા આપણે પાણીની સપાટી પર જોઇએ ત્યારે એ માત્ર લીલા છે, પવન અને લહેરોની પરંપરા માત્ર છે ? ના, આપણે કોઈક જવાબ શોધવા માટે પાટી પર લખ–ભૂંસ કરતા રહીએ એવો કોઈ અર્થ શોધવાની ક્રિયા એમાં ન હોઈ શકે ? પરંપરા છે તો સરિતામાં તાજું પાણી છે, પ્રશ્નપરંપરા પણ એવી તાજપ લાવે છે, માત્ર તાજપ ? એમાં કશીક પૂર્ણતાની શોધ પણ નહીં હોય ?

મને લાગે છે : દરેક પરંપરાનો અર્થ રીપીટિશન, કે દોહરાવ્ય કરવાનો જ નથી, તે તો છે જ, એ લીલા જેવું પણ લાગે છે, પણ તે માત્ર તે જ નથી, એની આગળ પણ કોઈ અર્થ હોઈ શકે છે. અપૂર્ણતાનો અહેસાસ જ ફરી ફરી પ્રયત્નો કરવાને પ્રેરે છે, ત્યારે તે પરંપરા કે પુનરાવર્તન લાગે પણ તે માત્ર તે જ નથી. પાન ખરે, નવાં આવે, તે ય ખરે, વળી બીજાં પાન વૃક્ષે આવે – ઋતુપરંપરાને આધારે જ માત્ર આ પરંપરા ચાલે છે ? પ્રથમ નજરે લાગે છે તો એવું જ, કારણ કે ખેડૂત પણ ખેતર ખેડે છે. બીજ વાવે છે, ફસલ ઉગાડે છે અને વળી ઉતારે છે – એ પરંપરા ચાલ્યા કરે છે, પણ એ તો ભૂખ્યા માણસની જરૂરિયાત છે, સ્થૂળ ભૂખની જરૂરિયાત છે, કુદરતને કે તેના ચાલકને શું માત્ર સ્થૂળ ભૂખ જ છે, એને સંતોષવા અહીં પરંપરાને દોહરાવ્યા કરે છે ? ના, એની તલાશ સૂક્ષ્મ લાગે છે. અપૂર્ણતાનો અહેસાસ, એને પૂર્ણતાની શોધ માટે છેકભૂંસ કરાવ્યા કરે છે. કરતો હોય એમ બને.

એક સર્જન કરો એટલે અપૂર્ણનો અહેસાસ થાય ! જગત કહે કે આ પૂર્ણ છે, પૂર્ણ છે, પણ કળાકાર જાણે છે કે જ્યાં સુધી મેં સર્જન કર્યું નહોતું ત્યાં સુધી પૂર્ણ–અપૂર્ણનો કોઈ પ્રશ્ન નહોતો. પણ કંઈક સર્જ્યું અને એકડો પૂર્ણ હોવા છતાં અપૂર્ણ લાગ્યો, બીજા અંકની શોધ ચાલી. સર્જન દ્વારા આપણે અપૂર્ણતાને જાણીએ છીએ. પૂર્ણની નજીક લઈ જતા નવા સર્જનની પ્રેરણા મળે છે, પછી તો સર્જન એ પરંપરા બને છે. પણ કેવળ પરંપરા બને ત્યારે તે પુનરાવર્તન બને છે. આ રાત–દિવસની પરંપરા નર્યું પુનરાવર્તન હોય તો આપણે થાકી જઈએ, એકધારા ચાલતા ચક્રનો કોઈક કે વધારે દાંતા ખરવા માંડે છે... સમયચક્રના દાંતા પણ ક્યારેક ખરતા લાગે છે.

પણ સમય, ચક્ર નથી, એની ગતિ ચક્રગતિ યથી એવું લાગે તે સાથે આ સમય પોતે જ કોઈક અર્થ શોધતો આગળ વધે છે એવી સૂઝ પ્રગટ થવા માંડે છે. સમયચક્રની રૂઢ માન્યતા કે કલ્પના પુનરાવર્તનની છે, પણ તે જ માત્ર હોય તો યુગોના અંતે એ નીરસ બની ગયું હોત, પોતાને માટે, આપણા માટે. સમય, ચક્ર નથી, કેવળ પુનરાવર્તનનું ચક્કર ચાલતું નથી. મહાધામ તરફ જવા નીકળેલો માણસ રોજ ક્યાંક મુકામ કરે છે અને રોજ ત્યાંથી ફરી આગળ વધે છે – એ નર્યું પુનરાવર્તન છે ? એ ચક્રગતિ છે કે સીધી ગતિ છે ? કશેક પહોંચવાનું એ પ્રયાણ ન હોય ? દેખીતા પુનરાવર્તનમાં પણ પ્રગતિ અને શોધ હોઈ શકે છે. દેખીતા સ્થૂળમાં પણ કોઈ સૂક્ષ્મ અર્થ તરફ ગતિ હોઈ શકે છે. અક્ષર – આંકનું રોજિંદું પુનરાવર્તન વાસ્તવમાં તો વિશેષ અર્થ તરફની પ્રગતિ પણ હોય છે ને ? એ કેવળ હોય છે ! ક્યાંક ખરતાં અને ઊગતાં પાનોમાં, અંકાતી ભુંસાતી ફરી લહેરાતી જળલહરોમાં પણ એવી કોઈ પ્રગતિ, કોઈ વિશેષ અર્થની શોધ હોય.

'આ પૃથ્વી પર કેટલા પ્રલય આવી ગયા ! કેટકેટલા યુગો આવી ગયા ! કોઈ જમીનવિસ્તાર ખોદાય છે ને અસ્ત થયેલી સભ્યતાના અવશેષો મળી આવે છે, શું સભ્યતાને પણ કોઈ શોધ નહીં હોય ? સભ્યતા ભૂસાય અને સર્જાય, ફરી ભુંસાય, સર્જાય– આ માત્ર પુનરાવર્તન છે ? ચક્રગતિ છે ? ચક્રના બધા દાંતા સમાન દાંતા હોય છે તો જ ચક્ર ચાલે છે, પણ શું જમીનમાં ધરબાઈ ગયેલી બધી સભ્યતાઓ સમાન હતી ? છે તે સભ્યતા અગાઉની સભ્યતા જેવી છે ? અહીં જ ચક્રની સંજ્ઞા અપૂર્ણ બને છે.

એક છેવટે અપૂર્ણ લાગે છે કે નીવડે છે, ફરી નવો ઉઘાડ અને વિસ્તાર તે યે સદીઓનો અને ફરી અસ્ત, ફરી નવી સભ્યતાનો ઉઘાડ.... આ રજુઆત એક સમયચક્રનો ભાસ આવે છે, પણ આ જ વાત એક માઈલસ્ટોન ગયો, બીજો માઇલસ્ટોન આવ્યો

તો એમાં આગળ જતી ગતિ સમજાશે...

કોઈ એક કુંભાર બેઠો છે ચાકડા પાસે, પૈંડા પર માટીનો પિંડ મૂકે છે. ચક્ર ચાલે છે. કુંભારના હાથ એક ઘાટ ઉતારે છે. એક વિશિષ્ટ આકાર સર્જાય છે. કુંભાર જોયા કરે છે. પેલા આકારને ફરી માટીના પિંડમાં ફેરવે છે અને ફરી એને પૈંડા પર મૂકે છે ... એમ લાગે છે, બ્રહ્મા આ કુંભાર છે અને પૈંડે માટીનો પિણ્ડ મૂકે છે, આકાર ઉતારે છે, એને તાકયા કર છે અને એમને લાગે છે કે મારી અદશ્ય મનોભૂમિમાં જે આકાર છે, તે આ નથી ... અંતે આકારને ફરી માટીના પિણ્ડમાં ફેરવી નાખે છે.

'નેતિ, નેતિ' કહેતા ઋષિઓ અહીં સાંભરે છે. પૂર્ણ શું છે એ તો તેઓ જાણતા નથી, પણ બ્રહ્મની જે વાત આવે છે તે એમને પૂર્ણ લાગતી નથી, હજી કંઈક ખૂટે છે, અધૂરું છે... અને એ 'ના ના,' શબ્દોએ મૂળ આદિ આકાર કરતાં આજના તબક્કે આપણે માણસ અને વિશ્વનો નવો, જુદો આકાર પામ્યા છીએ અને છતાં પેલા ઋષિ આપણા અંતરે બેસીને બોલે છે, 'નેતિ, નેતિ!' □

૨૬–૧૦–'૮૯

ઉઝરડા : ગઝલસંગ્રહ : અમર પાલનપુરી, પ્ર. મીનુ મારફતિયા, 'બેલા', ૭૭ આદર્શ સોસાયટી, અઠવાલાઈન્સ, સૂરત–૩૯૫ ૦૦૧, મૂલ્ય ૯૧ રૂપિયા.

નૂતન નાટ્ય આલેખનો : વિવેચન : સતીશ વ્યાસ, પ્ર. આદર્શ પ્રકાશન, જુમ્મા મસ્જિદ સામે, ગાંધી માર્ગ, અમદાવાદ–૩૮૦ ૦૦૧, મૂલ્ય ૨૧ રૂપિયા.

ગુ. સા. પરિષદ સંચાલિત ક.લા. સ્વાધ્યાય મંદિરના આશ્રયે, નીરંજન ભગતના અધ્યક્ષપદે કવિશ્રી કાન્તના ખંડકાવ્ય 'વસંત વિજય'ની શતાબ્દી ઉજવણી તા. ૨૦–૧૧–૮૯ ના દિને થશે. એ પ્રસંગે સર્વશ્રી નિરંજન ભગત અને સિતાંશુ યશશ્ચંદ્ર 'વસંત વિજય'નું પાઠ કરશે. 'વસંત વિજયથી જટાયુ' વિષય પર શ્રી ચિનુ મોદી વક્તવ્ય આપશે.

રેમંડ કાર્વર / અનુ. શિરીષ પંચાલ

# એક નાનકડી પણ સારી વાત

શનિવારે ઢળતી બપોરે તે બજારમાં ભઠિયારાની દુકાને ગઈ. પોસ્ટર ઉપર કેકની જુદી જુદી તસ્વીરો ચોંટાડેલી હતી તે જોઈને તેણે પોતાના બાળકની માનીતી ચોકલેટ કેકનો ઓર્ડર આપ્યો. તેણે પસંદ કરેલી કેક પર અવકાશી જહાજ કોતરેલું હતું, જહાજને ઊતરવા માટેની જગ્યા ઉપર સફેદ તારલા ચોંટાડ્યા હતા. બીજે છેડે રાતા કોસ્ટીંગનો ગ્રહ કોતર્યો હતો. ગ્રહની નીચે બાળકનું નામ 'સ્કોટીશ' લીલા અક્ષરોમાં કોતરવાનું. ભઠિયારો ઘરડો અને જાડી ગરદનવાળો હતો, તેણે કહ્યું મારો દીકરો આવતા સોમવારે આઠ વરસનો થશે. એણે એ વાત ચૂપચાપ સાંભળી લીધી. ભરેલા ઝભ્ભા જેવો સફેદ એપ્રન તેણે પહેર્યો હતો. બગલની નીચેથી પટ્ટા પીઠ પર વીંટાળીને પાછા આગળ લીધેલા હતા અને ભરાવદાર કમર આગળ બાંધી દીધા હતા. તે સ્ત્રીની વાત સાંભળતાં સાંભળતાં તેણે એપ્રનથી હાથ લૂછ્યા. તે પેલી તસવીરો જોતો રહ્યો અને તેણે વાતો કરવા દીધી. તેને નિરાંતે વાતો કરવા દીધી તે હમણાં જ કામ પર આવ્યો હતો અને હજુ તો આખી રાત કામ કરવા માટે પડી હતી તેને જરા ય ઉતાવળ ન હતી.

તેણે ભઠિયારાને પોતાનું નામ આપ્યું. એન વેઈસ, ટેલિફોનં નંબર પણ આપ્યો. કેક સોમવારે સવારે ભઠ્ઠીમાંથી તાજી જ બહાર

આવી જશે. બપોર પછી પાર્ટી છે એટલે પૂરતો સમય મળશે. ભઠિયારાનો સ્વભાવ કંઈ ગમનિયાળ ન હતો, એટલે તેમની વચ્ચે બીજી અલકમલકની વાતો ન થઈ, ખપ પૂરતા શબ્દો જરૂરી માહિતીથી વિશેષ કશું નહિ. તેણે એનને અસ્વસ્થ કરી મૂકી અને એ વર્તાવ એનને ન ગમ્યો. હાથમાં પેન્સિલ લઈને તે કાઉન્ટર આગળ ઝૂક્યો ત્યારે એને તેના કરડા દેખાવને ધ્યાનથી તપાસ્યો, ભઠિયારા સિવાયની બીજી કોઈ કામગીરી તેણે બજાવી હશે કે કેમ એ પ્રશ્ન તેને થયો. તે તો એક મા હતી, તેત્રીસની ઉમર. આ ભઠિયારો તો તેના બાપ જેટલો મોટો લાગતો હતો. તેને થયું કે એના જેવી કોઈ પણ વ્યક્તિ કેકના અને જન્મદિવસની પાર્ટીઓના આનંદ મનાવતાં બાળકોના અનુભવમાંથી પસાર તો થઈ હોવી જ જોઈએ. એનામાં અને ભઠિયારામાં આટલું તો સમાન હતું. તેનો વર્તાવ ઉદ્ધત તો ન કહેવાય પણ સાવ ઉમ્માદહીન હતો. તેની સાથે સંવાદનો કશો પ્રયત્ન કરવાનું તેણે માંડી વાળ્યું. તેણે બેકરીના પાછલા ભાગમાં જોયું. લાકડાનું એક લાંબું ટેબલ હતું અને તેના એક છેડે એલ્યુમિનિયમની કઢાઈઓ હતી, ટેબલની જોડે ધાતુનો નળો હતો અને એમાં ખાલી વાસણો પડયાં હતાં. ત્યાં ભઠ્ઠી બહુ મોટી હતી. રેડિયો પર દેશી વેસ્ટર્ન સંગીત વાગતું હતું.

ભઠિયારાએ ઓર્ડરકાર્ડ ઉપર વિગતો નોંધી લીધી અને ચોપડો બંધ કર્યો. તેણે એન સામે જોયું અને કહ્યું, 'સોમવારે સવારે.' તેણે આભાર માન્યો અને ઘેર પાછી આવી.

□

સોમવારે સવારે જન્મદિવસવાળો છોકરો બીજા છોકરાની સાથે નિશાળે જઈ રહ્યો હતો. તેઓ વેફરનું પેકેટ ઉછાળતા ઉછાળતા ચાલતા હતા. જન્મદિવસવાળો છોકરો જાણવા માગતો હતો કે બપોરે તેનો મિત્ર કઈ ભેટ આપવાનો છે. જોયા વિના જ તે ફૂટપાથની પગથી પરથી ક્રોસિંગ આગળ નીચે ઊતર્યો અને તરત જ એક કાર

સાથે અથડાઈ પડયો. તેનું માથું ગટરમાં પડી ગયું અને પગ રસ્તા પર. તેની આંખો બંધ હતી પણ હાથ પગ હાલતા હતા. જાણે તે કશાકના ઉપર ચઢવા માગતા હતા. તેના મિત્રે વેફરની કોથળી ફેંકી દીધી અને રડવા લાગ્યો. કાર સોએક ફૂટ આગળ જઈને રસ્તાની વચ્ચે ઊભી રહી ગઈ. ડ્રાયવરની જગ્યાએ બેઠેલા માણસે પાછળ જોયું. તે છોકરો ધ્રૂજતા પગે ઊભો થયો ત્યાં સુધી તેણે ત્યાં રાહ જોઈ. તે જરા ડગમગ્યો, તે ડઘાઈ ગયો હતો એટલું જ. ડ્રાઈવરે કાર ગિયરમાં નાખી અને દોડાવી મૂકી.

જન્મદિવસવાળો છોકરો રડયો નહીં પણ કંઈ કરતાં કંઈ બોલ્યો પણ નહીં. કાર અથડાઈ ત્યારે તને શું થયું એનો કોઈ ઉત્તર તે આપી ન શકયો. તે ઘેર ગયો અને તેનો મિત્ર નિશાળે. તે ઘરમાં દાખલ થયો, તેની માને બધી વાત કરી તે સોફા પર બેઠી હતી અને પોતાના ખોળામાં દીકરાના હાથ ઝાલી રાખ્યા હતા, તે બોલી 'દીકરા સ્કોટી, તને કશું દુ;ખતું તો નથી ને !' એ ડૉકટરને તો બોલાવશે જ એમ માનીને તે સોફા પર સૂઈ ગયો, તેણે આંખો મીંચી દીધી અને ઢીલો થઈ ગયો. તેણે એને ઉઠાડવા માંડયો પણ ઊઠયો નહીં. કામે ગયેલા તેના પતિને તરત જ ફોન કર્યો. હાવર્ડે તેને સ્વસ્થ રહેવા જણાવ્યું. પૂરેપૂરી સ્વસ્થ અને પછી બાળક માટે એમ્બ્યુલન્સ મંગાવી અને જાતે હોસ્પિટલ રવાના થયા.

હા, જન્મદિવસની પાર્ટી માંડી વાળવી પડી. હોસ્પિટલમાં તે બેહોશ પડયો હતો. એને મૂઢ માર વાગ્યો હતો. ઊલટીઓ થતી હતી, એનાં ફેફસાંમાં ભરાઈ ગયેલું પ્રવાહી બહાર કાઢવું જરૂરી હતું. અત્યારે એ ખૂબ ગાઢ નિદ્રામાં હતો. પણ તે કોમામાં ન હતો. ડૉ. ફ્રાન્સિસે ભારપૂર્વક કહ્યું હતું કે આ કોમા નથી. એમણે માતાપિતાની આંખોમાં ભય જોઈને આમ કહ્યું હતું. રાતે અગિયાર વાગે ઘણા બધા એકસરે પાડયા પછી અને પ્રયોગશાળાની કામગીરી પછી બાળક નિરાંતે સૂઈ ગયું હતું અને હવે એ ગમે ત્યારે ભાનમાં આવે એમ

શક્તિની જરૂર છે. હાવર્ડ, એ આંખો કેમ ખોલતો નથી ? મને તો કશું સમજાતું નથી. એ સાજોસમો છે કે નહીં ?'

હાવર્ડે તેના માથા પાછળ હાથ મૂક્યો. તેના વાળમાં આંગળાં પરોવ્યાં, 'એ સાજો થઈ જશે. થોડીવારમાં જ આંખો ખોલશે. ડૉ. ફ્રાન્સિસને બધી ખબર છે.'

થોડી વારે તે બોલ્યો, 'તું ઘેર જા અને થોડો આરામ કર. હું અહીં બેઠો છું, પણ કોઈ ફોન આવે તો જવાબ ન આપીશ. ફોન ઉપાડીને તરત મૂકી દેજે.'

'કોનો ફોન હતો ?' તેણે પૂછ્યું.

'કોને ખબર ! અમસ્તા અમસ્તા લોકો ફોન કર્યા કરે છે. તું ઘેર જા.'

તેણે ડોક હલાવીને ના પાડી, 'હું અહીં જ બેઠો છું.'

તે બોલ્યો, 'તું ખરેખર થોડી વાર ઘેર જઈ આવ અને પછી આવ. સવારે મને છોડાવજે. બધા સારાં વાનાં થશે. ડૉક્ટરે શું કહ્યું હતું ?' 'એમણે કહ્યું ને કે સ્કોટી સાજો થઈ જશે. આપણે ચિંતા કરવાની નથી. એ માત્ર ઊંઘી ગયો છે બસ.'

નર્સે બારણું ખોલ્યું. પલંગ પાસે જતા જતાં તેણે તેમની સામે જોયું. ચાદર નીચેથી ડાબો હાથ કાઢીને કાંડા પર આંગળીઓ મૂકી. ઘડિયાળ સામે જોતાં ધબકારા માપ્યા. થોડી વારે હાથ પાછો ચાદરમાં ઢાંકી દીધો. પલંગના છેડે પહોંચી અને કેસ પેપરમાં કશું લખ્યું.

એને પૂછ્યું, 'કેવું છે ?' હાવર્ડનો હાથ તેના ખભા ઉપર હતો અને તેનો ભાર લાગતો હતો. તેની આંગળીઓનો દાબ તે અનુભવી શકતી હતી.

નર્સે કહ્યું, 'તેને સારું છે.' થોડી વારે ઉમેર્યું, 'હમણાં ડૉક્ટર આવશે. હોસ્પિટલમાં પાછા આવ્યા છે. અત્યારે રાઉન્ડ પર નીકળશે.'

'હું એને એમ કહેતો હતો કે તું ઘેર જઈને આરામ કર.'

હાવર્ડ બોલ્યો, 'ડૉક્ટર આવે પછી જાય.'

નર્સે કહ્યું, 'હા, તે જઈ શકે. હું તો તમને બંનેને જવા કહું છું જવું હોય તો જાઓ.' નર્સ સોનેરીવાળવાળી સ્કેન્ડેનેવિયન હતી. તેની ભાષામાં જરા જુદો લહેકો વરતાતો હતો.

'ડૉક્ટર શું કહે છે તે જોઈએ. ડૉક્ટરની સાથે વાત કરવી છે. તે આમ ઊંઘ્યા જ કરે એ સારું નહીં. આ ચિહ્નો બરાબર નથી.' તેણે પોતાનો હાથ આંખો પર ઢાંકી દીધો અને માથું જરા આગળ ઢળી જવા દીધું. તેના ખભા પર હાવર્ડની પકડ મજબૂત થઈ અને પછી તેણે એમની ગરદન પર હાથ મૂક્યો. તેની આંગળીઓ એ સ્નાયુઓ પર ફરવા લાગી.

'થોડી જ વારમાં ડૉ. ફ્રાન્સિસ આવશે.' પછી તે ચાલી ગઈ.

હાવર્ડે દીકરા સામે થોડી વાર જોયું. ચાદર નીચે નાની છાતી ધીરેથી ઊંચીનીચી થતી હતી. એને તેને ટેલિફોન કર્યો ત્યારે તેને ભય લાગ્યો હતો. ત્યાર પછી અત્યારે ફરી વાર તેને ભય લાગવા માંડ્યો. તેણે માથું હલાવવા માંડ્યું, સ્કૉટીને સારું હતું. ઘેર પોતાની પથારીમાં સૂઈ જવાને બદલે માથા પર પાટો બાંધીને અને હાથની સિરીંજ ભોંકાવીને દવાખાનામાં સૂતો હતો. પણ અત્યારે તો તેને આ સારવારની જરૂર હતી.

ડૉ ફ્રાન્સિસ આવ્યા અને હાવર્ડ સાથે હાથ મેળવ્યા. થોડા કલાક પહેલાં બંને મળ્યા જ હતા. એન ખુરશીમાંથી ઊભી થઈ, 'ડૉક્ટર ?'

તેમણે માથું ધુણાવતાં કહ્યું, 'એન, પહેલાં તપાસી લઉં, એની હાલત કેવી છે.' તેઓ પલંગ પાસે ગયા. નાડી જોઈ, એક આંખ તપાસી, બીજી તપાસી. હાવર્ડ અને એન ડૉક્ટરની બાજુમાં ઊભાં રહીને જોતાં હતાં. પછી ડૉક્ટરે ચાદર દૂર કરીને છાતી અને ફેફસાં સ્ટેથોસ્કોપ વડે તપાસ્યાં. આંગળાં વડે પેટ દાબી જોયું. તપાસ પૂરી કરીને પલંગના છેડે લટકતો ચાર્ટ જોયો. તેમણે પણ સમય નોંધ્યો.

બીજું કશુંક નોંધ્યું અને હાવર્ડ તથા એન સામે જોયું.

હાવર્ડ બોલ્યો, 'ડૉક્ટર, કેવું છે એને! એને ખરેખર શું થયું છે?'

એને પૂછ્યું : 'એ આંખો કેમ નથી ખોલતો?'

ડૉક્ટર દેખાવડા હતા, પહોળા ખભા અને ચહેરાની ત્વચા સૂર્યપ્રકાશથી તપેલી હતી. તેમણે ભૂરો સૂટ, પટ્ટાવાળી ટાઈ અને હાથીદાંતના કફલીંક પહેર્યાં હતાં. તેમના સફેદ વાળ બંને બાજુથી વ્યવસ્થિત ઓળેલા હતા અને હમણાં જ કોઈ સંગીત કાર્યક્રમમાંથી બહાર નીકળ્યા હોય એવા દેખાતા હતા. તેમણે કહ્યું, 'તેને સારું છે. જરા પણ ચિંતા કરવાને કારણ નથી. હા, એને વધારે સારું હોવું જોઈતું હતું, પણ વાંધો નહીં. એ આંખો ખોલે તો સારું, પણ બહુ જલદી આંખો ખોલશે.' ફરી બાળક સામે જોયું 'થોડા ટેસ્ટ બાકી છે, એ થઈ જાય એટલે તરત ખ્યાલ આવી જશે પણ મારી વાત માનો. એને કંઈ થયુ નથી. માત્ર માથાના હાડકા પર જરાક તિરાડ પડી છે, એટલું જ.'

'ના—ના.' એન બોલી.

'મેં તમને પહેલાં કહ્યું હતુ તે પ્રમાણે માથામાં જરા ઈજા થઈ છે. તમે જાણો તો છો જ તેને મૂઢ માર વાગેલો છે. કેટલાક કિસ્સાઓમાં આવુ બને છે આ કિસ્સામાં તે ઊંઘી ગયો છે.'

હાવડ બોલ્યો : 'પણ હવે તો એ ભયમુક્ત છે ને! તમે પહેલાં કહ્યું કે એ કોમામાં નથી તમે આને કોમા નહીં કહો. બરાબર ને ડૉક્ટર?' હાવર્ડ ડૉક્ટરના બોલવાની રાહ જોવા લાગ્યો. તેણે ડૉક્ટર સામે જોયું.

'ના—હું એને કોમા તરીકે નહીં ઓળખાવું. ડૉક્ટરે આ વાત કહીને ફરી એક વાર બાળક સામે જોયું: 'તે માત્ર ગાઢ નિદ્રામાં છે. એનું શરીર પોતે પોતાની રીતે વર્તીને સુધરશે, હવે એને કોઈ ભય નથી. એટલુ તો ખાત્રીથી કહી શકું, પણ એ એકવાર આંખો ખોલે

એટલે ખબર પડશે. બીજા ટેસ્ટ પણ થઈ જશે.'

'આ કોમા છે...જુદા પ્રકારના.'

'ના–ના. આ કોમા નથી; કોમા નથી. ના...ના. અત્યારે તો નથી જ. તેને માર વાગ્યો છે અને આવા કિસ્સાઓમાં તો આ પ્રકારનું રીએક્શન આવવાનું જ. આવા કોમાના કિસ્સાઓમાં તો કામચલાઉ રિએક્શન આવે જ. કોમા એટલે ગાઢ, લાંબી બેહોશી. કેટલીક વખત દિવસો સુધી ચાલે, અઠવાડિયાં પણ લાગી જાય. સ્કોટીનો કેસ એવો નથી. સવાર સુધીમાં તો એની હાલતમાં સુધારો થશે એની મને ખાત્રી છે. શરત મારવા તૈયાર છું. એ જાગે એટલે વધારે ખ્યાલ આવશે અને હવે તો એ જાગવો જોઈએ. ચિંતા ન કરતા. અહીં રહેવું હોય તો અહીં રહો અને ઘેર જઈ આવવું હોય તો ઘેર જાઓ. પણ તમારે થોડો સમય દવાખાનેથી ઘેર જવું હોય તો બીજો કશો વિચાર ન કરશો. હા, તમને ચેન નહિ પડે એ જાણું છું.' ફરી ડોક્ટરે બાળક સામે જોયું, થોડીવાર જોયા કર્યું, પછી એન સામે જોઈને બોલ્યો, 'અરે હા, તમે મા છો એ બરાબર. મારી વાત માનો, અમારાથી શક્ય તેટલા બધા પ્રયત્નો કરીએ છીએ. માત્ર થોડા કલાકોનો જ પ્રશ્ન છે.' તેની સામે જોઇને માથુ હલાવ્યુ, હાવર્ડ સાથે હાથ મેળવ્યા અને બહાર નીકળ્યાં.

એને બાળકના કપાળ પર હાથ મૂક્યો. 'ચાલો, એને તાવ તો નથી.' તે બોલી પછી ઉમેર્યું, 'અરે ભગવાન ! આનું શરીર કેટલું બધું ઠંડું પડી ગયું છે. હાવર્ડ, શરીર આમ ઠંડુ પડી જાય ? એનું કપાળ તો અડકી જુઓ.

હાવર્ડે એના લમણા પર હાથ મૂકી જોયો. એનો પોતાનો શ્વાસ પણ ધીમો પડી ગયો હતો. તે બોલ્યો, 'આવી સ્થિતિમાં કદાચ આમ જ થતું હશે તું કેમ ભૂલી જાય છે કે તેને આઘાત લાગેલો છે. ડોક્ટરે શું કહ્યું હતું ? હજુ હમણાં તો તે અહીં હતા. જો સ્કોટીની હાલત સારી ન હોત તો તેમણે કશુ કહ્યું ન હોત ?'

એન ત્યાં થોડીવાર ઊભી રહી. દાંતથી હોઠ ભીંસ્યા, પછી તે ખુરશી પાસે ગઈ અને ત્યાં બેઠી. તેની ખુરશી પાસે બીજી ખુરશીમાં હાવર્ડ બેઠો. બંનેએ એકબીજા સામે જોયું. એ કંઈક બીજું કહીને તેને આશ્વાસન આપવા માગતો હતો, પણ તેને ય બીક લાગતી હતી. તેણે એનો હાથ પકડયો અને પોતાના ખોળમાં લીધો. એનાથી તેને સારું લાગ્યું, પોતાના ખોળામાં તેનો હાથ હતો. તેણે એનો હાથ ઊંચકયો અને દાબ્યો, પછી હાથ એમ જ દાબી રાખ્યો. તેઓ થોડીવાર આમ જ બેસી રહ્યાં. બાળકને ચૂપચાપ જોતાં રહ્યાં, અવારનવાર એનો હાથ દાબતો રહ્યો. છેવટે એને પોતાનો હાથ પાછો લઈ લીધો.

તે બોલી, 'હું પ્રાર્થના કરી રહી છું.'

તેણે ડોકું ધુણાવ્યું

તે બોલી : 'મેં તો એમ જ માની લીધેલું કે એ બધું ભુલાઈ ગયું છે પણ તરત યાદ આવી ગયું. મારે માત્ર આંખો મીંચીને બોલવાનું, 'હે ઈશ્વર, તું કૃપા કરીને અમને મદદ કર. સ્કોટીને મદદ કર.' બસ, પછી બધું સહેલું છે. યોગ્ય શબ્દો હોઠ પર આવી જ જાય.

'તું પ્રાર્થના કરીશ તો તને પણ યાદ આવશે.'

તે બોલ્યો, 'મેં તો પહેલાં જ પ્રાર્થના કરી હતી. ગઈકાલે બપોરે. તારો ફોન આવ્યા પછી. ત્યારે હું હોસ્પિટલ આવી રહ્યો હતો.'

તે બોલી : 'એ સારું કર્યું.' એનને ત્યારે ખ્યાલ આવ્યો કે તેઓ આ મુશ્કેલીમાં એક સાથે હતાં. તેને એકાએક ખ્યાલ આવ્યો કે અત્યાર સુધી જે બન્યું તેમાં સ્કોટી સંડોવયેલો હતો, તે પોતે સંડોવાયેલી હતી. તેણે હાવર્ડને એમની દુનિયામાં આવવા દીધો ન હતો. ભલે ને એ ત્યાં બેસી રહ્યો હતો અને એની જરૂર મા–દીકરા બંનેને હતી. તેની પત્ની હોવા બદલ તેને આનંદ થયો.

એ જ નર્સે આવીને બાળકની નાડી જોઈ અને ગ્લુકોઝના બાટલામાંથી ટપકતું પ્રવાહી નોંધ્યું. કલાક પછી બીજા ડૉક્ટર

આવ્યા. તેમણે પોતાનું નામ પાર્સન્સ બતાવ્યું. તે રેડિયોલોજિસ્ટ હતા. તેમની મૂછો ભરાવદાર હતી, વેસ્ટર્ન ઢબનું ખમીસ અને જીન્સનું પેંટ તેમણે પહેર્યાં હતાં.

'હજુ વધારે ફોટા પાડવા માટે અમે તેને નીચે લઈએ છીએ, અમારે વધારે જોઈએ છે અને અમારે સ્કેનિંગ કરવું છે.'

'એટલે શું ? સ્કેનિંગ ?' એન બોલી ઊઠી. તે બાળકના પલંગ અને આ નવા ડોક્ટર વચ્ચે ઊભી હતી. 'મને તો એમ કે તમે જરૂરી બધા ફોટા પાડી લીધા છે.'

'ના–બીજા વધારેની જરૂર પડી છે. ચિંતાનું કોઈ કારણ નથી. અમારે પાત્ર વધારે ફોટા ફોટા પાડવા છે. મગજનું સ્કેનિંગ કરાવવું છે.'

'ઓ ભગવાન.' એન બોલી

આવા બધા કિસ્સાઓમાં તો એવું કરવું પડે. એ કેમ જાગતો નથી એનું કારણ શોધી કાઢવું છે. આ તો રુટિન છે. ચિંતા કરવાની જરૂર નથી. થોડી મિનિટોમાં તો એ પાછો, આવશે.'

થોડીવારમાં બે નોકરો સ્ટ્રેચર લાઈને આવ્યા. તેમના વાળ કાળા હતા, યુનિફોર્મ પહેરેલા એ બંને ભીનવાન હતા. સિરીંજ કાઢતાં કાઢતાં તેમણે કંઈ પરદેશી ભાષામાં વાતચીત કરી અને તેને સ્ટ્રેચર પર સુવાડીને લઈ ગયા. હાવર્ડ અને એન પણ એ જ લીફ્ટમાં નીચે ગયાં એને બાળક સામે જોયું. લીફ્ટ નીચે ઊતરવા માંડી ત્યાં એણે આંખો મીંચી દીધી પેલા બંને નોકર સ્ટ્રેચરના બંને છેડે ચૂપચાપ ઊભા હતા, એકે જો કે અજાણી ભાષામાં તેના સાથીદારને કશુંક કહ્યું અને પેલાએ સાંભળીને માથું ધુણાવ્યું.

એક્સરે ડિપાર્ટમેન્ટની બહારના પ્રતીક્ષાખંડમાં સવારના સૂરજનો પ્રકાશ બારીઓને અજવાળી રહ્યો હતો ત્યારે તેઓ બાળકને બહાર લઈ આવ્યા અને તેના રૂમમાં લઈ ગયા. એન અને હાવર્ડ ફરી એકવાર તેની સાથે ઉપર ગયાં, ફરી તેઓ પલંગ આગળ બેઠાં.

□

રાખી તેને અંદરથી તો ખ્યાલ આવી જ ગયો હતો કે પરિસ્થિતિ ખૂબ ગંભીર છે. તેને બીક લાગવા માંડી. દાંત કંપવા લાગ્યા. છેવટે તેણે મોં સખત ભીડી દીધું. તેણે એક મોટી કાર હૉસ્પિટલની સામે ઊભી રહેતી જોઈ અને ઓવરકોટ પહેરેલી એક સ્ત્રી કારમાં બેઠી. એનને થયું કે એ સ્ત્રી અથવા કોઈ પણ વ્યક્તિ મને અહીંથી ક્યાંક બીજે લઈ જાય તો... જ્યાં સ્કોટી મારી રાહ જોતો હોય અને હું કારમાંથી ઊતરું અને સ્કોટી 'મમી' બોલવાને આતુર હોય અને તરત જ વળગી પડે.

થોડી વારે હાવર્ડ જાગ્યો. તેણે ફરી બાળક સામે જોયું. તે ખુરશીમાંથી ઊભો થયો. બારી પાસે એનની બાજુમાં ઊભો રહ્યો. તેઓ બંને પાર્ક કરેલી કારને જોતાં હતાં. કશું બોલ્યાં નહીં, પણ બંને એકબીજાના વિચારો સમજી જતાં હતાં. એ ચિંતાએ જાણે તેમને સાવ સ્વાભાવિક રીતે પારદર્શી બનાવી દીધાં હતાં.

બારણું ખૂલ્યું અને ડૉ. ફ્રાન્સિસ અંદર આવ્યા. આ વખતે તેમના સૂટ અને ટાઈ બીજાં હતાં. તેમના સફેદ વાળ બાજુએથી ઓળેલા હતા અને હમણાં જ દાઢી કરીને આવ્યા હોય તેવા લાગતા હતા. તેઓ સીધા બાળક પાસે ગયા અને તેને તપાસ્યું, 'અત્યાર સુધીમાં તો જાગી જવો જોઈતો હતો. બેહોશી માટે કોઈ કારણ નથી, પણ એક વાત તમને કહી શકું. એ હવે સંપૂર્ણ ભય-મુક્ત છે. એ આંખો ખોલે એટલે આપણને બધાને સારું લાગશે. એ કેમ જાગતો નથી એનું કંઈ કારણ જ નથી, એકે કારણ નથી. એ જાગશે ત્યારે સહેજ સહેજ માથું ભારે લાગશે, તમે વિશ્વાસ રાખો. બધાં જ ચિહ્નો સારાં છે, સાવ સામાન્ય.'

એને પૂછ્યું : 'તો એ કોમામાં છે ને ?'

ડૉક્ટરે પોતાના સુંવાળા ગાલ પર હાથ ફેરવ્યો, અત્યારે તો એ જાગે નહીં ત્યાં સુધી કોમામાં છે એમ માનીએ તમે ખૂબ થાકી ગયાં હશો. આવી રીતે બેસી રહેવું કપરું છે, મને ખબર છે.

પણ કશું ખાઈ આવો, વાંધો નથી. તમે જાઓ એ દરમિયાન એક નર્સને અહીં બેસાડું છું. જાઓ . જાઓ કશુંક ખાઈ આવો.'

'મારા ગળે કોળિયો જ ન ઊતરે.' એન બોલી.

'તમને જે યોગ્ય લાગે તે કરો. હું તમને એમ કહેવા માગું છું કે ચિહનો સારાં છે, બધા રિપોર્ટ નેગેટીવ છે. કશું જ રિપોર્ટમાં આવતું નથી. એક વાર જાગી જાય એટલે નિરાંત.

હાવર્ડે કહ્યું : 'આભાર ડૉક્ટર.' તેણે ફરી ડૉક્ટર સાથે હાથ મિલાવ્યા, 'પણ સ્લગને તો ખવડાવવું પડશે ને !'

એને કહ્યું : 'કોઈ પડોશીને ફોન કરી જુઓ ને ? મોર્ગન દંપતીને ફોન કરો. તમે કહેશો તો કૂતરાને તો કોઈ પણ ખવડાવશે.'

હાવર્ડે કહ્યું : 'સારું.' થોડી વારે તે બોલ્યો : 'તો તું જ ખવડાવ ને ! ઘેર જા અને બધું જોઈ લે પછી આવ. તને પણ સારું લાગશે. હું અહીં જ બેસી રહીશ. ખરેખર આપણને પણ શક્તિ જોઈએ ને ! એ જાગે ત્યારે થોડી વાર માટે પણ આપણે અહીં હોવાં જોઈએ ને !'

તે બોલી : 'તો તું કેમ નથી જતો ! સ્લગને ખવડાવી આવ. થોડું તું ખાઈ આવ.'

'હું તો જઈ આવેલો. સવા કલાક તો ગયો હતો. હવે તું કલાકેક જઈ આવ અને જરા તાજગી પણ આવશે.'

એને એ વિશે વિચારવાનો પ્રયત્ન કર્યો પણ તે ખૂબ થાકી ગઈ હતી. તેણે આંખો મીંચી દીધી. ફરી એ વિશે વિચારવાનો પ્રયત્ન કર્યો. થોડી વારે તે બોલી : 'ચાલ, થોડી વાર હું જઈ આવું. હું સતત અહીં બેસી ન રહું અને એન જોયા નહી કરું તો કદાચ એ આંખો ખોલે. હું ઘેર જઈ, નાહી લઉં અને કપડાં બદલીને આવું. સ્લગને ખવડાવી લઉં અને પછી આવું છું,'

તે બોલ્યો : હા હું અહીં જ બેઠો છું. તું ઘેર જા. હું અહીં ધ્યાન રાખીશ. થોડુંક ખાઈ લે, નાહી લે, નાહીને થોડી વાર આરામ

કર. તને ખૂબ સારું લાગશે. જો જે ને! પછી આવ. ચિંતા ન કરીશ ડૉ. ફ્રાન્સિસે કહ્યું તે તેં સાંભળ્યું ને!'

તે ત્યાં ઊભી રહીને ડૉક્ટરે કહેલા શબ્દો બરાબર યાદ કરવા લાગી. એ બોલ્યા તેની પાછળ બીજો કશો અર્થ, કોઈ ઈશારો તો નહોતો ને એનો વિચાર કરવા લાગી. બાળકને તપાસતી વખતે તેઓ નીચા નમેલા ત્યારે એમના ચહેરા પરના ભાવ બદલાયા હતા કે નહીં એ યાદ કરવા મથી. બાળકની આંખો તપાસી ત્યારે અને છાતીના ધબકારા સાંભળ્યા ત્યારે ડૉક્ટરના હાવભાવ પૂરેપૂરા સ્વસ્થ હતા એ તેને યાદ આવ્યું.

તે બારણે પહોંચી ત્યાંથી પાછું વળીને જોયું. બાળક સામે જોયું, પછી બાળકના બાપ સામે જોયું. હાવર્ડે ડોકું ધુણાવ્યું. તે બહાર ગઈ અને બારણું વાસ્યું.

નર્સોના ઓરડા આગળથી વરંડાના છેડે લીફ્ટમાં બેસવા ગઈ. વરંડાને છેડે તે એક નાના પ્રતીક્ષાખંડમાં ગઈ અને ત્યાં ખુરશીઓમાં એક નીગ્રો કુટુંબ બેઠું હતું. ખાખી ખમીસ અને પેન્ટ પહેરેલો એક મોટી ઉંમરનો પુરુષ હતો, તેના માથે બેઝબોલની હેટ હતી. ઘરેલુ પોશાકમાં જ એક મોટી સ્ત્રી બેઠી હતી અને એક ખુરશીમાં સ્લીપર પડયા હતા. જીન પહેરેલી એક ચૌદ પંદરની છોકરીએ નાની નાની સેરોમાં વાળ ગૂંથ્યા હતા, એક ખુરશીમાં લાંબી તાણીને સિગરેટ પીતી હતી. ઘૂંટણ આગળથી પગ થોડા વાળેલા હતા. એન અંદર આવી એટલે તે બધાની આંખો તેના પર મંડાઈ. નાના ટેબલ પર વાનગીઓનાં રેપર અને ખાલી કપ પડયા હતા.

પેલી મોટી સ્ત્રી જરા હિલચાલ કરતાં બોલી : 'ફ્રેંકલીન... ફ્રેંકલીનના સમાચાર લાવ્યા ને!' તેની આંખો પહોળી થઈ ગઈ : 'સીસ્ટર, કહો જોઈએ. ફ્રેંકલીનને કેવું છે?' તે ખુરશીમાંથી ઊભી થવા ગઈ, પણ પેલા પુરુષે તેના ખભા ઉપર હાથ દબાવ્યો.

તે બોલ્યો : 'ઈશલીન... જરા સ્વસ્થ રહે.'

એને કહ્યું : 'માફ કરજો. હું તો લીફ્ટમાં બેસવા આવી છું. મારો દીકરો હોસ્પિટલમાં છે અને મને લીફ્ટ ક્યાં છે તે ખબર નથી.'

પેલા પુરુષે આંગળી ચીંધીને કહ્યું : 'લીફ્ટ ત્યાં જ છે, ડાબી બાજુ વળી જજો.'

પેલી છોકરી સિગારેટ પીતી હતી અને તેણે એનની સામે જોયું. તેની આંખો સાવ ઝીણી થઈ ગઈ અને ધુમાડો કાઢવા માટે તેના જાડા હોઠ ધીમે રહીને પહોળા થયા. નીગ્રો સ્ત્રીએ પોતાનું માથું ખભા પર ઢાળી દીધું અને સામેથી આંખો ફેરવી લીધી. કોઈને એનામાં રસ ન હતો

એને પેલા પુરુષને કહ્યું : 'મારા દીકરાને કાર એક્સીડન્ટ થયો છે.' તેને પોતાને જ સમજાવવું જરૂરી લાગ્યું, 'માથામાં ઈજા થઈ, જરા ફ્રેક્ચર થયું. પણ હવે સારું છે. અત્યારે તો બેહોશ છે. પણ કોઈક પ્રકારનો કોમા હોઈ શકે, એની જ અમને ચિંતા છે. હું જરા બહાર જઈ આવું છું. પણ મારા પતિ એની પાસે છે. હું ઘેર જઉં એ દરમિયાન એ જાગે પણ ખરો.'

પડી હતી. તેની આંખો મીંચેલી હતી. એને જોયું કે તેના હોઠ ફફડતા હતા, શબ્દો બોલવા માગતા હતા. એ શું બોલવા માગે છે તે જાણવું હતું. પોતે જે પ્રકારની પ્રતીક્ષા કરતી હતી તેવી પ્રતીક્ષા કરતા લોકોની સાથે તે વધુ વાતચીત કરવા માગતી હતી. તે ગભરાયેલી હતી અને બીજાઓ પણ એવી જ હાલતમાં હતાં. બંનેમાં એટલું સામ્ય હતુ. અકસ્માત વિશે તેને વધારે વાત કરવાનું ગમત, સ્કોટી વિશે, જન્મદિવસે એટલે કે સોમવારે બનેલી ઘટના વિશે, હજુ પણ તે બેહોશ છે એ વિશે વાત કરવાનું ગમત પણ તેને વાત કેવી રીતે કરવી તેની ખબર ન હતી. કશું બોલ્યા વિના તે એમની સામે જોતી ઊભી રહી.

પેલાએ બતાવેલા રસ્તે તે ચાલી નીકળી અને લીફ્ટ જોઈ. બંધ બારણા સામે તે જરાક વાર તો ઊભી રહી, એ જે કરી રહી હતી તે સાચું હતું કે નહીં એનો વિચાર તેને આવતો હતો. પછી તેણે આંગળી વડે લીફ્ટનું બટન દબાવ્યું.

☐

તેણે ઘર આવ્યું એટલે કારનું એંજિન બંધ કર્યું, આંખો મીંચીને જરા વાર વ્હીલ આગળ માથું ટેકવ્યું. એંજિન ઠંડું પડવા માંડ્યું તેનો અવાજ સાંભળતી હતી. પછી તે કારમાંથી બહાર આવી. ઘરમાંથી કૂતરાના ભસવાનો અવાજ તેને આવ્યો. પ્રવેશદ્વાર પાસે પહોંચી, એને તાળું ન હતું. તે અંદર ગઈ અને સ્વીચ દબાવી. ચા માટે પાણી મૂક્યું. કૂતરા માટેનું ખાવાનું કાઢ્યું અને સ્લગને ખવડાવ્યું. ભૂખ્યાએ ઉતાવળે ઉતાવળે ખાધું. તે રોકાવાની છે કે નહીં એ જાણવા માટે તે રસોડામાં દોડતો રહ્યો. ચાનો કપ લઈને સોફા પર બેઠી અને ટેલિફોનની ઘંટડી વાગી.

'હા–' તેણે રિસીવર ઉપાડીને કહ્યું– 'હલો...'

'મિસીસ વેઈસ ..' કોઈ પુરુષનો અવાજ હતો. સવારના પાંચ વાગ્યા હતા; ફોનમાંથી કશાક મશીનનો અવાજ આવતો હોય એમ તેને લાગ્યું.

એને કહ્યું : 'માફ કરજો. હું તો લીફ્ટમાં બેસવા આવી છું. મારો દીકરો હોસ્પિટલમાં છે અને મને લીફ્ટ ક્યાં છે તે ખબર નથી.'

પેલા પુરુષે આંગળી ચીંધીને કહ્યું : 'લીફ્ટ ત્યાં જ છે, ડાબી બાજુ વળી જજો.'

પેલી છોકરી સિગારેટ પીતી હતી અને તેણે એનની સામે જોયું. તેની આંખો સાવ ઝીણી થઈ ગઈ અને ધુમાડો કાઢવા માટે તેના જાડા હોઠ ધીમે રહીને પહોળા થયા. નીગ્રો સ્ત્રીએ પોતાનું માથું ખભા પર ઢાળી દીધું અને સામેથી આંખો ફેરવી લીધી. કોઈને એનામાં રસ ન હતો

એને પેલા પુરુષને કહ્યું : 'મારા દીકરાને કાર એક્સીડન્ટ થયો છે.' તેને પોતાને જ સમજાવવું જરૂરી લાગ્યું, 'માથામાં ઈજા થઈ, જરા ફ્રેક્ચર થયું. પણ હવે સારું છે. અત્યારે તો બેહોશ છે. પણ કોઈક પ્રકારનો કોમા હોઇ શકે, એની જ અમને ચિંતા છે. હું જરા બહાર જઈ આવું છું. પણ મારા પતિ એની પાસે છે. હું ઘેર જઉં એ દરમિયાન એ જાગે પણ ખરો.'

'અરેરે ! બહુ ખોટું થયું.' પેલો બોલ્યો અને ખુરશીમાં ગોઠવાયો. તેણે માથું ધુણાવ્યું. ટેબલ સામે નીચી નજર કરી, ફરી પાછું એન સામે જોયું. તે હજુ ત્યાં જ ઊભી હતી. તે બોલ્યો, 'અમારો ફ્રેંકલીન. અત્યારે તે ઑપરેશન ટેબલ પર છે. કોઈએ ચપ્પું માર્યું છે. ખૂની હુમલો કર્યો. એ જ્યાં ગયો ત્યાં મારામારી થઈ. પાર્ટીમાં બધા કહે છે, એ તો ત્યાં ઊભો જ રહેલો, જોયા કરતો હતો. કોઈને કશું કર્યું ન હતું. પણ આજકાલ તો એનો શો અર્થ ! હવે અત્યારે તે ઑપરેશન ટેબલ પર. અમે આશા રાખીને બેઠાં છીએ, પ્રાર્થના કરીએ ! અત્યારે તો શું થઈ શકે ?' તેણે એન સામે જોયા જ કર્યું.

એને ફરી પેલી છોકરી સામે સામે જોયુ; એ છોકરી તેને જોયા જ કરતી હતી; પછી પેલી પ્રૌઢા સામે જોયું. તેની ડોક નીચે ઢળી

પડી હતી. તેની આંખો મીંચેલી હતી. એને જોયું કે તેના હોઠ ફફડતા હતા, શબ્દો બોલવા માગતા હતા. એ શું બોલવા માગે છે તે જાણવું હતું. પોતે જે પ્રકારની પ્રતીક્ષા કરતી હતી તેની પ્રતીક્ષા કરતા લોકોની સાથે તે વધુ વાતચીત કરવા માગતી હતી. તે ગભરાયેલી હતી અને બીજાઓ પણ એવી જ હાલતમાં હતાં. બંનેમાં એટલું સામ્ય હતું. અકસ્માત વિશે તેને વધારે વાત કરવાનું ગમત, સ્કોટી વિશે, જન્મદિવસે એટલે કે સોમવારે બનેલી ઘટના વિશે, હજુ પણ તે બેહોશ છે એ વિશે વાત કરવાનું ગમત પણ તેને વાત કેવી રીતે કરવી તેની ખબર ન હતી. કશું બોલ્યા વિના તે એમની સામે જોતી ઊભી રહી.

પેલાએ બતાવેલા રસ્તે તે ચાલી નીકળી અને લીફ્ટ જોઈ. બંધ બારણા સામે તે જરાક વાર તો ઊભી રહી, એ જે કરી રહી હતી તે સાચું હતું કે નહીં એનો વિચાર તેને આવતો હતો. પછી તેણે આંગળી વડે લીફ્ટનું બટન દબાવ્યું.

□

તેણે ઘર આવ્યું એટલે કારનું એંજિન બંધ કર્યું, આંખો મીંચીને જરા વાર વ્હીલ આગળ માથું ટેકવ્યું. એંજિન ઠંડું પડવા માંડ્યું તેનો અવાજ સાંભળતી હતી. પછી તે કારમાંથી બહાર આવી. ઘરમાંથી કૂતરાના ભસવાનો અવાજ તેને આવ્યો. પ્રવેશદ્વાર પાસે પહોંચી, એને તાળું ન હતું. તે અંદર ગઈ અને સ્વીચ દબાવી. ચા માટે પાણી મૂક્યું. કૂતરા માટેનું ખાવાનું કાઢ્યું અને સ્લગને ખવડાવ્યું. ભૂખ્યાએ ઉતાવળે ઉતાવળે ખાધું. તે રોકાવાની છે કે નહીં એ જાણવા માટે તે રસોડામાં દોડતો રહ્યો. ચાનો કપ લઈને સોફા પર બેઠી અને ટેલિફોનની ઘંટડી વાગી.

'હા–' તેણે રિસીવર ઉપાડીને કહ્યું– 'હલો...'

'મિસીસ વેઈસ ..' કોઈ પુરુષનો અવાજ હતો. સવારના પાંચ વાગ્યા હતા; ફોનમાંથી કશાક મશીનનો અવાજ આવતો હોય એમ તેને લાગ્યું.

'હા–હા. બોલો.' તે બોલી. 'હું મિસીસ વેઈસ બોલું છું. હું જ છું. શું કહો છો ?' ફોનમાંથી જે કોઈ અવાજ આવતો હતો તેને સાંભળતી રહી. 'સ્કોટી વિશે કહો છો ! ભગવાનને ખાતર બોલો..'

પુરુષનો અવાજ હતો. 'સ્કોટી, હા સ્કોટી વિશે જ કહું છું. હા–હા. સ્કોટીની જ તો વાત છે, તમે સ્કોટીની વાત ભૂલી ગયા ?' આટલું કહીને તેણે ફોન મૂકી દીધો.

એને હોસ્પિટલ પર ફોન જોડ્યો અને ત્રીજા માળની ઑફિસ સાથે વાત કરવી છે એમ જણાવ્યું. જે નર્સે ફોન ઉપાડ્યો તેની પાસેથી પોતાના દીકરાના સમાચાર જાણવા માગતી હતી, પછી તેને ફોન પોતાના પતિને આપવા જણાવ્યું. તાત્કાલિક જરૂર છે.

તે રાહ જોતી ઊભી, ફોનનો વાયર આંગળીઓ વડે રમાડતી રહી. તેણે આંખો મીંચી દીધી અને જાણે ઉબકો આવતો હતો. હજુ થોડું ખાવુ પડશે. સ્લગ પાછલા પોર્ચમાંથી આવ્યો અને તેના પગ આગળ સૂઈ ગયો. તેણે પૂંછડી પટપટાવી. તેણે તેનો કાન આમળ્યો ને કૂતરાએ તેની આંગળીઓ ચાટી. હાવર્ડ ફોન પર બોલાવતો હતો.

તે બોલી : 'હમણાં કોઈનો ફોન હતો.' તેણે ફોનનો વાયર આમળ્યો.' તે સ્કોટી વિશે કશુંક કહેવા માગતો હતો.' તે ચીખી.

'સ્કોટીને તો સારું છે' હાવર્ડ બોલ્યો : 'એટલે કે તે ઊંઘે છે. હાલત એવી ને એવી જ છે. તારા ગયા પછી બે વખત નર્સ આવી ગઈ. નર્સ હોય કે ડૉકટર. એને સારું છે'

'આ માણસે ફોન કરેલો. તે કહે કે સ્કોટી વિશે કહેવું છે.'

'એન, તું જરા આરામ કર. તારે આરામની જરૂર છે. મારા ઉપર જેનો ફોન આવેલો એ જ હશે. એના પર ધ્યાન ન આપતી આરામ લઈને તું આવ. પછી આપણે નાસ્તો કે કંઇક લઈશું.'

'નાસ્તો.' તે બોલી. 'મારે નાસ્તો નથી કરવો.'

'તે બોલ્યો.' મારી વાત તો સમજ. નાસ્તો એટલે કોઈ રસ પીવાનો. મને કશી જ ખબર નથી. એન, મને કંઇ જ ખબર

નથી. મને પણ ભૂખ નથી. અત્યારે વાત કરવી મુશ્કેલ છે હું અહીં ડેસ્ક આગળ ઊભા રહીને વાત કરું છું. સવારે આઠ વાગે ડૉ. ફ્રાન્સિસ આવવાના છે. ત્યારે તેઓ આપણને કશુંક કહેશે. એક નર્સે મને આ વાત કરી. એનાથી વધારે એ કશું જ જાણતી નથી. એન! ત્યારે જ આપણને કશુંક ચોક્કસ જાણવા મળશે. આઠ વાગે. એટલે આઠ પહેલાં તું આવી જા. હું અહીં જ છું અને સ્કોટીને સારું છે. એની હાલત તો એવી ને એવી જ છે.'

'હું ચા પી રહી હતી ત્યારે આ ફોન આવ્યો. સ્કોટી વિશે કશુંક કહેવું છે એમ કહ્યું. પાછળથી બીજા કશાક અવાજ આવતા હતા. તારા પર ફોન આવ્યો ત્યારે પણ પાછળથી અવાજ આવતા હતા?'

તે બોલ્યો, 'મને યાદ નથી કોઈ ડ્રાયવર હશે, એ કાં તો રોગિષ્ઠ મનનો હશે, કાં તો સ્કોટી વિશે ખબર પડી હશે. પણ અત્યારે તો એની સાથે હું છું. તારે જેટલો આરામ કરવો હોય તેટલો કર. નાહી લે અને સાતેક સુધીમાં આવી જા. ડૉક્ટર આવશે ત્યારે આપણે સાથે વાત કરીશું. એને સારું થઈ જશે. હું અહીં છું. ડૉક્ટરો છે, નર્સો છે. તેની હાલત હતી તેવી જ છે,'

'મને તો બહુ બીક લાગે છે.' તે બોલી.

પછી નળ ચાલુ કર્યો, કપડાં ઉતારીને ટબમા બેઠી. તેણે ઉતાવળે શરીર સાફ કર્યું, વાળ ધોવામાં સમય બગાડ્યો નહીં. ધોયેલા અંડરવેર્સ પહેર્યાં. ગરમ સ્લેક્સ અને સ્વેટર પહેર્યાં. તે બેઠકખંડમાં ગઈ, ત્યાં કૂતરાએ તેની સામે જોયું અને જમીન પર ફરી પૂંછડી પછાડી. તે જ્યારે કાર પાસે ગઈ ત્યારે અજવાળું થઈ રહ્યું હતું.

હૉસ્પિટલના પાર્કીંગમાં કાર પાર્ક કરી, આગલા દરવાજા પાસે જ જગ્યા મળી ગઈ. તેના બાળક સાથે બનેલી ઘટના પાછળ કોઈ અજાણ્યું પરિબળ જવાબદાર હતું. તેણે પેલા નીગ્રો કુટુંબના વિચાર કરવા માંડયા. તેને ફ્રેંકલીન નામ યાદ આવ્યું. વાનગીઓના રેપરવાળું

રેમ્લ અને સિગારેટ પીતાં પીતાં તેની સામે તાકયા કરતી એ છોકરી યાદ આવી. હોસ્પિટલના આગલા દરવાજામાંથી અંદર દાખલ થતી વખતે એન પેલી છોકરીની છાયાને કહેતી હતી, 'કદી બાળક થવા ન દેતી. ભગવાનને ખાતર, કદી નહીં.'

તે ત્રીજે માળે જવા લીફ્ટમાં પ્રવેશી, તેની સાથે કામ પર હાજર થનારી બે નર્સો હતી. બુધવારની સવાર હતી, સાત વાગવાને થોડી વાર હતી. ત્રીજા માળે લીફ્ટનું બારણું ખૂલ્યું ત્યારે કોઈ ડૉ માડીસન માટે એક નોકર ઊભો હતો. તે નર્સોની પાછળ પાછળ બહાર નીકળી. એ બંને તો બીજા દિશામાં ચાલી ગઈ અને એનના કારણે લીફ્ટમાં અટકી પડેલી તેમની વાતચીત પાછી ચાલવા માંડી. જ્યાં નીગ્રો કુટુંબ રાહ જોતું હતું તે ઓરડામાં તે જઈ પહોંચી. તેઓ ત્યાં ન હતાં પણ ખુરશીઓ એવી રીતે વેરવિખેર હતી કે જાણે આગલી જ મિનિટે તેમાં બેઠેલા લોકો કૂદી પડ્યા ન હોય !

નર્સોની ઑફિસ આગળ તે ઊભી રહી. એક નર્સ કાઉન્ટર પાછળ ઊભી હતી, વાળ ઓળતી હતી અને બગાસાં ખાતી હતી.

'ગઈ કાલે ગતે એક નીગ્રો છોકરાનું ઑપરેશન હતું ને ! ફ્રેંકલીન એના ઘરના પ્રતીક્ષાખંડમાં હતા. હવે એની તબિયત કેવી છે !'

ત્યાં બેઠેલી એક નર્સે પોતાની સામેના ચાર્ટમાં જોતાં જોતાં ઊંચે જોયું. ટેલિફોનની ઘંટડી વાગી અને રિસીવર ઊપાડયું પણ નજર એન સામે રાખી.

કાઉન્ટર પરની નર્સે કહ્યું, 'તે મરી ગયો.' નર્સે હેરબ્રશ હાથમાં રાખીને તેના સામે જોયા કર્યું', 'તમે એના કુટુંબીજનોના મિત્ર છો કે પછી ?'

એને કહ્યું : 'હું એના ઘરનાને કાલે જ મળી હતી. મારો પોતાનો દીકરો હોસ્પિટલમાં છે. એને મૂઢ માર વાગ્યો છે. ખબર નથી એને શું થયું છે. મને જરા ફ્રેંકલીનની ચિંતા થઈ, બસ. આભાર.'

તે ત્યાંથી દૂર સરી. ભીંતોના જેવા જ રંગનું લીફ્ટનું બારણું ખુલ્યું. સફેદ પેંટ અને સફેદ કેનવાસના બૂટ પહેરેલા એક સુકલકડી અને ટાલિયા પુરુષે લીફ્ટમાંથી એક ભારે ટ્રોલી બહાર કાઢી. ગઈ કાલે રાતે એને આ બારણા તરફ ધ્યાન આપ્યું ન હતું. પેલો ટ્રોલી વરંડામાં લઈ ગયો અને લીફ્ટ પાસેના ઓરડા સામે ઊભો રહ્યો. બોર્ડ પરનું લખાણ વાંચ્યું અને ટ્રોલીમાંથી એક ટ્રે કાઢી. બારણા આગળ હળવેથી ટકોરા માર્યા અને અંદર દાખલ થયો. તે ટ્રોલી આગળથી પસાર થઈ એટલે ગરમ ગરમ નાસ્તાની કંટાળાજનક વાસ આવી કોઈ પણ નર્સ સામે જોયા કર્યા વિના તે ઉતાવળે પસાર થઈ ગઈ અને પોતાના બાળકના ઓરડાનું બારણું ખોલ્યું.

હાવર્ડ બારી પાસે પાછળ હાથ રાખીને ઊભો હતો. તે અંદર આવી તેના અવાજથી ચોંકીને તે પાછો ફર્યો, એને પૂછ્યું, 'કોણ છે?' તે પથારી પાસે ગઈ, તેણે પોતાની પર્સ નીચે ફંગોળી, બહુ સમયથી તે ઘેર રહી હોય એમ લાગ્યું. તેણે બાળકના મોં પર હાથ મૂક્યો.

'હાવર્ડ ?'

'થોડી વાર પહેલાં ડૉ. ફ્રાન્સિસ આવી ગયા.' હાવર્ડ બોલ્યો. એને તેની સામે ધ્યાનથી જોયું. તેના ખભા જરા ઊંચા નીચા થતા હતા.

તેણે તરત કહ્યું : 'મને તો એમ કે તેઓ આઠ પહેલાં આવવાના નથી !'

'એમની સાથે કોઈ બીજા ડૉક્ટર હતા. ન્યૂરોલૉજિસ્ટ.'

'ન્યૂરોલોજિસ્ટ !'

હાવર્ડે ડોકું ધુણાવ્યું. તેના ખભા ઊંચા–નીચા થતા હોય એમ લાગ્યુ. તે એ જોઈ શકતી હતી. 'હાવર્ડ, તેમણે શું કહ્યું ! બોલ ને ! તેમણે શું કહ્યું ? એને શી મુશ્કેલી છે ?'

'એ લોકો એમ કહે છે કે હજુ બીજા ટેસ્ટ માટે એને નીચે

લઈ જઈશું. એન, તેઓ ઓપરેશન કરવા માગે છે. એન, તેઓ ઓપરેશન કરવાના છે એ કેમ જાગતો નથી તેની એમને પણ ખબર પડતી નથી. આ માત્ર આઘાત કે સામાન્ય ઈજા નથી. તેમને એટલી તો ખબર પડી. તેની ખોપ'માં ફ્રેક્ચર થયું છે. એની સાથે જ આ બધું ગૂંચવાયેલું છું. એટલે કહે છે ઓપરેશન કરીએ. મેં તને ફોન કરવાનો પ્રયત્ન કર્યો પણ તું નીકળી ગઈ હતી.'

તે બોલી : 'ઓ ભગવાન ! હાવર્ડ ! હાવર્ડ !' તેણે એના હાથ ઝાલી લીધા.

'જો–' હાવર્ડ બોલી ઊઠ્યો ! 'સ્કોટી ! એન, જો તો !' તે એનને પથારી પાસે લઈ ગયો

બાળકે આંખો ખોલી અને મીંચી દીધી. ફરી આંખો ખોલી. એકાદ મિનિટ એ આંખો તાકતી રહી, પછી ધીરે ધીરે હાવર્ડ અને એન સામે જોવા લાગી અને વળી એ નજર દૂર ફેટાઈ.

તેની માએ નજીક જઈને કહ્યું : 'સ્કોટી.'

તેના બાપે કહ્યું: 'અરે સ્કોટી ! ઓ દીકરા !'

તેઓ ત્યાં ઝૂક્યાં. હાવર્ડે દીકરાનો હાથ પોતાના હાથમાં લીધો. અને પંપાળવા લાગ્યો દાબવા લાગ્યો. એન બાળક આગળ ઝૂકી અને અવારનવાર તેના કપાળે ચૂમવા લાગી. બંને હાથે તેનું મોં પકડી લીધું– 'સ્કોટી, દીકરા જો જો. મમ્મી, ડેડી બંને છે.'

બાળકે તેમની સામે જોયું પણ ઓળખતો હોય તેવું લાગ્યું નહીં. પછી તેણે મોં ઉઘાડયું, તેની આંખો જરા અવાજ કરતી મીંચાઈ ગઈ, તેના ફેફસાંમાં હવે શ્વાસ રહ્યો ન હતો. તેનો ચહેરો તંગ મટી ગયો અને જરા નરમ પડયો. તેના ગળામાંથી છેલ્લો શ્વાસ નીકળ્યો એટલે તેના હોઠ પહોળા થઈ ગયા, ભીડેલા દાંતમાથી ધીમે રહીને શ્વાસ ચાલ્યો ગયો.



ડોકટરોએ મૂઢ માર તરીકે આ ઘટનાને ઓળખાવી, દસ લાખ

કિસ્સાઓમાંથી એક જ આવો કિસ્સો બને. કદાચ કોઈક રીતે એ અગાઉથી ખબર પડી હોત અને તાત્કાલિક ઑપરેશન થઈ થઈ ગયું હોત તો બચાવી શકાત પણ મોટે ભાગે ન બચત. ગમે તે હોય, તેઓ શું શોધવા માગતા હતા. એક્સરેમાં કે બીજા ટેસ્ટમાં કશું તો આવતું ન હતું.

ડૉ. ફ્રાન્સિસને ભારે આઘાત લાગ્યો હતો. 'તમને કહી નથી શકતો કે મને કેટલું ખરાબ લાગ્યું છે! ખૂબ દિલગીર છું. તમને અંદાજ નહીં આવે.' તેઓ ડૉક્ટરની લાઉંજમાં બંનેને લઈ જતા બોલતા હતા ત્યાં બીજા એક ડૉક્ટર આગળ મૂકેલી ખુરશી પર પગ લંબાવીને સવારનો ટી.વી. કાર્યક્રમ જોઈ રહ્યા હતા. તેણે ડિલેવરી રૂમનો લીલો યુનિફોર્મ પહેર્યો હતો. તેનું પેન્ટ ઢીલું હતું, ખમીસ લીલું હતું અને માથા પર લીલી કેપ હતી. તેણે હાવર્ડ અને એન સામે જોયું પછી ડૉ. ફ્રાસિસ સામે જોયું. તે ઊભો થયો અને ટી.વી. બંધ કરી દીધું અને ત્યાંથી બહાર ચાલ્યો ગયો. ડૉ. ફ્રાન્સિસે એનને સોફા પર બેસાડી, તે પણ એની જોડે બેઠા. ધીમા સાદે આશ્વાસન આપતાં તેની સાથે વાત કરવા લાગ્યા. એમણે એનને જરા આલિંગન પણ આપ્યું. તેમની ઊંચીનીચી છાતીનો અનુભવ એનને ખભા આગળ થયો. તેણે આંખો ખુલ્લી રાખી અને તેમને બોલવા દીધા. હાવર્ડ બાથરૂમમાં ગયો પણ બારણું ખુલ્લું રાખ્યું. ધ્રૂસકે ધ્રુસકે રડી પડીને તેણે નળ ખોલ્યો અને મોં ધોયું. પછી તે બહાર આવ્યો અને ટેલિફોનવાળા નાના ટેબલ આગળ બેઠો. હવે શું કરવું જોઈએ એનો વિચાર કરતાં તેણે ટેલિફોન સામે જોયુ. તેણે થોડા ફોન કર્યા. થોડીવારે ડૉ. ફ્રાન્સિસે ફોન કર્યો.

તેમણે પૂછ્યું : 'હું અત્યારે કોઈ મદદ કરી શકું ?'

હાવર્ડે માથું ધુણાવ્યું. ડૉ. ફ્રાન્સિસના શબ્દો ન સમજાતા હોય એ રીતે એને તેમની સામે તાકતા કહ્યું.

પછી ડૉક્ટર તેમને હૉસ્પિટલના આગલા દરવાજા પાસે લઈ

ગયા. લોકો અંદર આવતા હતા, બહાર જતા હતા. સવારના અગિયાર વાગ્યા હતા. એનને ખ્યાલ આવવા લાગ્યો કે તેના પગ ચાલવા જ માગતા ન હતા. અને તે પગને ધસડી રહી હતી. એને એમ લાગ્યું કે અમારે અહીં રોકાવું જોઈએ, ત્યારે ડૉ. ફ્રાન્સિસ તેમને ઘેર ધકેલી રહ્યા છે. તેણે પાર્કીંગ સામે જોયું અને પાછા વળીને હૉસ્પિટલના પ્રવેશદ્વાર સામે નજર માંડી. તેણે માથું હલાવ્યું, 'ના, ના. એને મૂકીને હું નહીં જઉં.' તેના કાને પણ પોતાના શબ્દો પડયા, પછી તેને થયું, એકાએક આવી રીતે મરણ આવી પડે ત્યારે ટી.વી.ના પડદા પર લોકો આમ જ બોલતા હોય છે ને આ શબ્દો પોતાના હોય એવું તે તો ઈચ્છતી હતી. તે બોલી : 'ના.' અને કોઈક કારણસર તેની આંખો આગળ પેલી નીગ્રો સ્ત્રી અને તેના ખભા પર ઝૂકી પડેલી ગરદન દેખાઈ. ફરી તે બોલી : 'ના.'

ડૉક્ટર હાવર્ડને કહેતા હતા, 'હું તમને મોડેથી જણાવીશ. કેટલીક ફરજો હજુ બજાવવાની બાકી છે, અમારા સંતોષ ખાતર આ બધું કરવું પડે. છોઈક કારણ તો હોવું જોઈએ.'

'તમે ઑટોપ્સી કરવા માગો છો ?'

ડૉ. ફ્રાન્સિસે ડોકું હલાવ્યું.

હાવર્ડે કહ્યું : 'હંઅ ..' પછી બોલી પડયો : હે ભગવાન ! ના. મને ન સમજાયું. હું નથી સમજી શકતો.'

ડૉ. ફ્રાન્સિસે હાવર્ડના ખભા ઉપર હાથ મૂકયો, 'હું દિલગીર છું, ખરેખર દિલગીર છું' તેમણે પોતાનો હાથ તેના ખભા પરથી લઈને હાવર્ડ અગળ ધર્યો. તેણે એ હાથ સામે જોયું અને પછી પોતાના હાથમાં લીધો. ડૉ. ફ્રાન્સિસે ફરી પોતાનો હાથ એનના ખભા પર મૂકયો. તે ખૂબ ભલા લાગ્યા પણ એનને એ ન સમજાયું. તેણે એમના ખભા ઉપર માથું ઢાળી દીધું પણ તેની આંખો ખુલ્લી રાખી. તે હૉસ્પિટલ સામે જોતી રહી. તેઓ પાર્કીંગ ઝોનમાંથી બહાર નીકળ્યા ત્યારે ફરી પાછા વળીને હૉસ્પિટલ સામે નજર કરી.

ઘેર તે પોતાના હાથ ખિસ્સામાં રાખીને સોફા પર બેઠી. હાવર્ડે સ્કોટીના ઓરડાનું બારણું વાસી દીધું. રસોડામાં કોફી બનાવવાનું મશીન ચાલુ કર્યું અને પછી એક ખાલી બોક્સ તેણે જોયું. બેઠક-ખંડમાં સ્કોટીની વેર વિખેર પડેલી વસ્તુઓ લઈ લેવાનો વિચાર કર્યો, પણ પછી તે એની બાજુમાં સોફા પર બેઠો, બોક્સ એક બાજુ ખસેડયું, આગળ ઝૂકયો અને ઘૂંટણ વચ્ચે હાથ રાખ્યા. તે રડવા લાગ્યો. અને તેનું માથું પોતાના ખોળામાં ખેંચી લીધું; અને એનો ખભો પંપાળ્યો. તે બોલીઃ 'એ મૃત્યુ પામ્યો.' તેણે ખભો પંપાળવાનું ચાલુ રાખ્યું. એનાં ડૂસકાંની વચ્ચે રસોડામાંથી કોફી મશીનનો અવાજ પણ સાંભળી શકતી હતી. તેણે ખૂબ જ લાગણીથી કહ્યું. 'અરે, જો... આમ શું ! હાવર્ડ સ્કોટી તો હવે નથી. આ હકીકતથી આપણે ટેવાઈ જવું પડશે એકલાં રહેવું પડશે.'

થોડીવારે તે ઊભો થયો અને હાથમાં બોકસ લઈને અમસ્તો જ આંટા મારવા લાગ્યો એમાં કશું મૂકતો ન હતો પણ સોફાના છેડે જમીન પર બધી વસ્તુઓ ભેગી કરવા માંડી, એન પોતાના હાથ ખિસ્સામાં રાખીને બેસી રહી. હાવર્ડે બોકસ નીચે મૂક્યું અને અંદરથી કોફી લઈ આવ્યો. થોડીવાર પછી એને સગાસંબંધીઓને ફોન કરવા માંડયા. ફોન કરે, સામેથી જવાબ આવે એટલે એન થોડા શબ્દો બોલે અને પછી જરાવાર રડી લેતી. પછી જરા સ્વસ્થ થઈને જે બની ગયું તેનો ખ્યાલ આપતી અને કેવી રીતે વિધિ કરવાનો છે તે જણાવતી. હાવર્ડ એ બોકસ ગેરેજમાં લઈ ગયો. ત્યાં સ્કોટીની સાયકલ જોઈ. તેણે બોકસ ફેંકી દીધું અને સાયકલ પાસે જમીન પર જ બેસી ગયો. એણે કંઈક એવી રીતે સાયકલ પકડી કે તેની છાતી સાથે એ દબાઈ. તેણે એ પકડી રાખી, રબરનું પેડલ એની છાતીમાં ભોંકાતું હતું. તેણે પૈડું ફેરવ્યું.

બહેન સાથે વાત કરી લીધા પછી એને ટેલિફોન મૂકી દીધો, તે જ્યારે બીજો નંબર શોધતી હતી ત્યાં ઘંટડી વાગી. પહેલી જ ઘંટડીએ

તે બોલી, 'હલો...' ફોનમાંથી કશોક અવાજ આવતો હતો. 'હલો...' તે બોલી : 'કોણ બોલો છો ! શું જોઈએ છે ?'

'તમારો સ્કોટી. મેં તમારા માટે એને તૈયાર રાખ્યો છે. એ જ પુરુષનો અવાજ હતો. તમે એને ભૂલી ગયા ?'

'નીચ શેતાન !' તે જોરથી બરાડી : 'મારી સાથે આવી વાત તું કરે કેવી રીતે કૂતરીના સાલા...'

પેલો બોલ્યો : 'સ્કોટી...તમે સ્કોટીની વાત ભૂલી ગયા.' અને તેણે રિસીવર મૂકી દીધું.

હાવર્ડ તેની ચીસ સાંભળીને દોડતો આવ્યો... ટેબલ પર હાથ મૂકીને માથું તેના પર ઢાળી દીધું હતું અને રડતી હતી. તેણે રિસીવર ઉપાડયું અને ડાયલટોન સાંભળ્યો.

મોડેથી ઘણાં બધાં કામ પતાવ્યા પછી મધરાત પહેલાં ફરી ટેલિફોનની ઘંટડી વાગી.

તેણે કહ્યું : 'હાવર્ડ તું જ ઉપાડ. હું એને ઓળખું છું.' તેઓ રસોડામાં ટેબલ આગળ બેઠાં હતાં અને સામે કોફી હતી. હાવર્ડની પાસે વ્હીસ્કીનો નાનો ગ્લાસ હતો. ત્રીજી વાર ઘંટડી વાગી ત્યારે હાવર્ડે ફોન લીધો.

તે બોલ્યો : 'હલો...કોણ બોલો છો ? હલો ! હલો !' ફોન કટ થઈ ગયો. ' પેલાએ ફોન મૂકી દીધો. જે હશે તેણે,' .

'અરે એ જ હતો. હરામખોર ! એનું લોહી પી જઈશ.' તે બોલી : 'થાય છે કે ગોળીએ દઉં અને તરફડતો જોઉં.'

'એન...આટલું બધું ?'

'તને કશું સંભળાયેલું ? કોઈ અવાજ ? મશીન ચાલતું હોય એવો કોઈ અવાજ ?'

'ના, જરાય નહીં. સમય પણ કયા હતો ? રેડિયો પર સંગીત વાગતું હતું કદાચ. હા. હા, રેડિયો ચાલુ હતો.' તેણે કહ્યું.

તેણે માથું હલાવ્યું : 'જો એકવાર મારા હાથમાં આવે...' પછી તેને ખ્યાલ આવ્યો. એ કોણ એ સમજાઈ ગયું. સ્કોટી, કેક, ટેલિફોન નંબર ટેબલ આગળથી ખુરશી ખસેડીને તે ઊભી થઈ ગઈ. 'ચાલ મને શોપિંગ સેન્ટર પર લઈ જા, હાવર્ડ.'

શું કહે છે ?'

'શોપિંગ સેન્ટર. મને ખબર છે કોનો ફોન હતો તે. હા હા ખબર છે. એ પેલો ભઠિયારો-કૂતરીનો સાલો. હું એને સ્કોટીના જન્મદિવસ માટે કેકનો ઓર્ડર આપીને આવેલી એ જ ફોન કર્યા કરે છે. એની પાસે જ ફોનનો નંબર છે, એટલે વારે ઘડીએ કર્યા કરે છે. ભઠિયારો-સાલો.'



તેઓ શોપિંગ સેન્ટરે જઈ પહોંચ્યાં આકાશ ચોખ્ખું હતું અને તારાઓ ચમકતા હતા, ઠંડી પુષ્કળ હતી, કારનું હીટર ચાલુ હતું. તેમણે બેકરીની સામે કાર ઊભી રાખી. દુકાનો, સ્ટોર બંધ હતાં. સિનેમા ટોકીઝ આગળ થોડી કાર હતી. બેકરીની બારીઓ ઘેરા રંગના કાચની હતી. પણ તેમણે જ્યારે ધ્યાનથી જોયું ત્યારે પાછલા રૂમની લાઈટ ચાલુ હતી સફેદ એપ્રન પહેરેલો એક માણસ આવજા કર્યા કરતો હતો. કાચમાં થઈને એન કેક-બિસ્કીટની ડીશો જોઈ શકતી હતી. થોડાં ટેબલ-ખુરશી પણ ત્યાં પડેલાં હતાં, તેણે બારણે ટકોરા માર્યા. કાચ ખખડાવી જોયો. જો ભઠિયારાએ એ સાંભળ્યું હોય તો પણ સાંભળ્યું ન સાંભળ્યું કર્યું. તેણે તેમની દિશામાં જોયું પણ નહીં.

તેઓ બેકરીના પાછલા ભાગમાં ગયાં અને કાર ત્યાં પાર્ક કરી. કારમાંથી ઊતર્યાં.

અજવાળાવાળી બારી ખૂબ ઊંચે હતી એટલે એમાંથી તેઓ અંદર જોઈ ન શક્યાં. પાછલા બારણા આગળ એક પાટિયુ લટકતું હતું- 'ધ પેન્ટ્રી બેકરી- અહીં ઓર્ડર લેવામાં આવે છે.' અંદર રેડિયાનો આછો અવાજ આવતો હતો. કશોક ખખડાટ પણ સંભળાયો.

એવનનું બારણું ખોલતો હશે ? તેણે બારણું ઠોકયું અને ઊભી રહી. પછી ફરી ઠોકયું– જરા મોટેથી રેડિયો બંધ થયો અને હવે વધુ સ્પષ્ટ અવાજ સંભળાયો. કોઈ ખાનુ ખૂલવાનો અને બંધ થવાનો અવાજ આવ્યો.

કોઈએ બારણું ખોલ્યું. અજવાળામાં ભઠિયારો ઊભો હતો અને તેમની સામે જોવા લાગ્યો. 'દુકાન બંધ થઈ ગઈ છે. આટલી મોડી રાતે શું જોઈએ છે ? પીધેલા છો તે શું ?'

એન ખુલ્લા બારણામાંથી આવતા પ્રકાશમાં ઊભી રહી. તેણે એનને ઓળખી લીધો એટલે પોતાની ભારે આંખો મીંચકારી– 'ઓહ ! તમે ?'

'હા હું. સ્કોટીની મા. આ સ્કોટીના પિતા છે. અમે અંદર આવીએ ?'

ભઠિયારાએ કહ્યું 'અત્યારે તો હું કામમાં છું. કેટલું બધું કામ છે!'

તે જો કે અંદર આવી ગઈ. હાવર્ડ પણ તેની પાછળ પાછળ આવ્યો ભઠિયારો પાછો ખસ્યો 'આ બેકરી જ જેવી લાગે છે. નથી લાગતું. હાવર્ડ ?'

'શું જોઈએ છે ? તમારી કેક જોઈએ છે ? આ રહી. હવે તમે નક્કી કર્યું કે કેક જોઈએ છે. તમે ઓર્ડર આપેલો ! બરાબર !'

તે બોલી– 'તમે ભઠિયારા નહિ કોઈ ઉસ્તાદ લાગો છો. હાવર્ડ, આપણને ફોન કર્યા કરતા હતા તે આ.' તેણે પોતાની મૂઠીઓ વાળી. તેની સામે ખુન્નસથી જોયું. તેના હૈયામાં, આગ સળગતી હતી. ગુસ્સાની મારી તે જરા મોટી બની હતી, આ બને પુરુષો કરતાં મોટી.'

બેકરે કહ્યું, 'એક મિનિટ. તમે ત્રણ દિવસ વાસી કેક ખરીદવા આવ્યાં છો ને ! તમારી સાથે હું કોઈ દલીલ કરવા માગતો નથી. આ રહી એ કેક વાસી થઈ રહી છે. મેં તમને જે ભાવ કહેલો એનાથી અડધામાં હવે આપીશ. ના. જોઈએ છે ! તો લઈ જાઓ. મારે એનું કંઈ કામ નથી. તમારે જોઈતી હોય તો ઠીક છે ! ન

જોઈતી હોય તો 'ણ વાંધો નથી. મારે કામ કરવા બેસી જવું પડશે.' તેણ એમની સામે જોયું અને દાંત પર જીભ ફેરવી.

'બીજી કેક બનાવવાની હશે.' તે બોલી. તેને ખબર પડી કે હવે પોતે એના હૈયાની લાગણીઓ ઉપર સંયમ મેળવી લીધો છે. તે સ્વસ્થ હત.

બેકર બોલવા લાગ્યો : 'મેડમ, પેટ ભરવા માટે હુ દરરોજ સોળ કલાક કામ કરું છું. અહીં ગુજરાન ચલાવવા રાત–દિવસ મહેનત કરું છું.' એનના ચહેરા પરના ભાવ જોઈને ભઠિયારો જરા પાછો ખસ્યે. 'અત્યારે કશી મુશ્કેલી ઊભી ન કરતાં.' તે કાઉંટર પર ગયો અન જમણા હાથે વેલણ ઊંચક્યુ અન બીજા હાથની હથેળી પર પછાડતા કહેવા લાગ્યે: 'તમારે કેક જોઈએ છે કે નહીં ? મારે કામ કરવા બેસવું છે. ભઠિયારાઓ રાતે કામ કરે છે.' તે બોલ્યો. એનને લાગ્યું કે તેની નાની આંખો લુચ્ચી દેખાય છે, તેના ગાલ પરના માંસમાં એ આંખો ઊંડી ઊતરી ગઈ હતી. તેની ગરદન પણ ચરબીથી લથપથ હતી.

અન બોલી– મન ખબર છે કે ભાઠયારાઓ રાતે કામ કરે છે. તેઓ રાતે ફોન પણ કરે છે. હરામખોર !'

ભઠિયારાએ હથેળીમાં વેલણ પછાડવાનું ચાલુ રાખ્યું. તેણે હાવર્ડ સામે જોયુ અને કહ્યું, 'જરા સંભાળીને.'

તે એકદમ સ્વથતાથી, દૃઢતાથી બોલી: 'મારો દીકરો મરણ પામ્યો છે. સોમવારે સવારે કાર સાથે અથડાયો હતો. એ મરી ગયો ત્યાં સુધી અમે એની પાસે હતાં. પણ તમને તો એની ખબર કેવી રીતે પડે ? બોલો ? ભઠિયારાઓને કંઈ બધી વાતો થોડી ખબર પડે છે? કેમ ભઠિયારાભાઈ, ખબર પડે ? પણ એ મૃત્યુ પામ્યો છે. એ મૃત્યુ પામ્યો છે. હરામખોર !' જેટલી સહેલાઈથી એના મનમાં ક્રોધ જાગ્યો હતો એટલી જ સરળતાથી એ અદૃશ્ય પણ થયો, એને બદલે ઉબકો આવતો હોય એમ લાગ્યું. લોટવાળા લાકડાના ટેબલનો તેણે

ટેકો લીધો–મોં પર હાથ ઢાંકી દીધા. અને આંસુ સારવા લાગી; તેના ખભા આગળ-પાછળ થતા હતા.

'આ સારું ન કહેવાય, સારું ન કહેવાય.'

હાવર્ડે પોતાનો હાથ તેની પીઠ પર મૂકયો અને ભઠિયારા સામે જોયું, 'તમને શરમ ન આવી.'

ભઠિયારાએ વેલણ પાછું કાઉન્ટર પર મૂકયું. તેણે એપ્રન કાઢીને કાઉન્ટર પર ફેંકયો, તેમની સામે જોયું, પછી ધીમેથી ડોકું ધુણાવ્યું. તેણે એક ખુરશી ખેંચી અને તેની નીચેથી કાર્ડ ટેબલ કાઢયું, તેમાં થોડાં કાગળિયાં, કેલકયુલેટર અને ટેલિફોન ડિરેકટરી હતાં. તે બોલ્યો, 'બેસો, તમારા માટે હું ખુરશી લઈ આવું.' તેણે હાવર્ડને કહ્યું, 'બેસો.' તે દુકાનના આગલા ભાગમાં ગયો અને બે નાની લોખંડની ખુરશીઓ લઈ આવ્યો, 'બેસો–બેસો.'

એને આંખો લૂછી, ભઠિયારા સામે જોયું, 'હું તમને મારી નાખીશ, તમે મરી જવા જોઈએ.'

ભઠિયારાએ ટેબલ પાસે જગ્યા કરી આપી. એણે કેલકયુલેટર બાજુ પર મૂકયું. ત્યાં નોટબુકોનો અને રસીદોનો ઢગલો હતો. ટેલિફોન ડિરેકટરી નીચે જમીન પર ધકેલી. જરા અવાજ સાથે પછડાઈ. હાવર્ડ અને એન ત્યાં બેઠાં અને પોતાની ખુરશીઓ ટેબલ આગળ લઈ આવ્યો. ભઠિયારો પણ ત્યાં બેઠો.

ટેબલ પર કોણીઓ ગોઠવી તે કહેવા લાગ્યો, 'ખરેખર મને દુઃખ થયું છે. મારો અંતરાત્મા જ જાણે છે કે મને કેટલું દુઃખ થયું. મારી વાત સાંભળો, હું તો માત્ર એક ભઠિયારો છું. એ સિવાય કશું હોવાનો મારો દાવો નથી. કદાચ વર્ષો પહેલાં હું એક જુદા પ્રકારનો માણસ હતો. હું એ તો ભૂલી પણ ગયો છું. ખબર પણ નથી. પણ હોઈશ એક જમાનામાં, હવે તો એ પણ નથ. અત્યારે તો માત્ર એક ભઠિયારો પણ એનાથી મેં જે કર્યું તે ન કર્યું નથી થતું, તે જાણું છું. હું ખૂબ જ દિલગીર છું, તમારા

બાળકના મૃત્યુથી ખરેખર દુઃખ થયુ છે, એમાં મેં જે ભાગ ભજવ્યો તે બદલ પણ દિલગીર છું, તેણે ટેબલ પર હાથ પ્રસાર્યા અને પોતાની હથેળીઓ બતાવી. મારે તો કોઈ બાળક નથી. એટલે માત્ર કલ્પના જ કરવાની કે તમને કેટલુ દુઃખ થતું હશે. અત્યારે તો માફી માગવા સિવાય બીજું શું કહી શકુ ? જો શકય હોય તો માફ કરજો. હુ દુષ્ટ માણસ નથી. ના હું માનતો નથી. ફોન પર તમે કહ્યું એવો ખગાબ નથી. કેવી રીતે વર્તવું તે મને ખબર નથી એ વાત તમારે માનવાની. મને માફ કરવા જેટલી ઉદારતા તમે બતાવશો ?'

બેકરીમાં હૂંફ હતી. હાવર્ડ ટેબલ આગળથી ઊભો થયો અને કોટ ઉતાર્યો. તેણે કોટ ઉતારવામાં એનને મદદ કરી. ભઠિયારાએ જરા વાર એની સામે જોયા કર્યું પછી માથુ હલાવીને ટેબલ આગળથી ઊભો થયો. ભઠ્ઠી પાસે ગયો અને કેટલીક સ્વીચો બંધ કરી. તે કપ લઈ આવ્યો અને કોફી મશીનમાંથી કોફી કાઢી ટેબલ પર ક્રીમ અને ખાંડનો વાડકો મૂકયાં.

તે બોલ્યો : 'ખરેખર તો તમારે થોડું ખાવું જોઈએ મારા ગરમ ગરમ ટોસ ખાઓ. તમારે કશુંક તો ખાવું જોઈએ, તો જ ટકાશે. આવા સમયે તો આ વું બહુ જ જરૂરી છે.'

તેણે ભઠ્ઠીમાંથી તજવાળા ગરમ ગરમ ટોસ કાઢી આપ્યા, આઈસીંગ હજુ ઠર્યું ન હતું. તેણે ટેબલ પર માખણ અને બટર નાઈફ મૂકયાં. પછી તે તેમની સાથે ટેબલ પર બેઠો. તેણે રાહ જોઈ. ડીશમાંથી બંને ટોસ લઈને ખાવા માંડ્યા ત્યાં સુધી તેણે રાહ જોઈ. કશુંક ખાઈએ તો સારું લાગે, બીજા પણ છે. ખાઈ લો જેટલું જોઈએ એટલુ લેજો. અહીં જોઈએ એટલા ટોસ પડયા છે'

તેમણે ટોસ ખાધા અને કોફી પીધી. એનને એકાએક ભૂખ લાગી, ટોસ ગરમ અને ગળ્યા હતા. તેણે ત્રણ ખાધા એનાથી ભઠિયારાને સારું લાગ્યુ, પછી તેણે વાતો કરવા માંડી. તેમણે ધ્યાનથી સાંભળી જો કે તેઓ થાકી ગયાં હતા અને દુ ખી પણ હતાં ભઠિયારો

જે કહેવા માગતો હતો તે સાંભળ્યું. ચાળીસીનાં વરસોમાં અનુભવેલા એકલવાયાપણાની, શંકાઓની, મર્યાદાઓની વાતો કરતો હતો. એ સાંભળીને તેઓ માથું ધુણાવતાં હતાં. આટલાં બધાં વરસો થયાં હોય અને બાળક જ ન હોય એનું દુઃખ તેણે વર્ણવ્યું. આ ભઠ્ઠીઓમાં ચોવીસે કલાક કામ કર્યા જ કરો એટલે સભરતા પણ અનુભવો અને ખાલીપો ય અનુભવો, મીજબાનીઓ મહેફિલો માટે કામ જ કરવાનું. આંગળીઓના ટેકા દૂએ એટલા આઈસીંગ સાથે કામ કરવાનુ. કેકમાં નાનાં નાનાં નવદંપતીઓ ગોઠવવાનાં સેંકડો, ના–ના, અત્યાર સુધીમાં તો હજારો ગોઠવી કાઢ્યાં. જન્મદિવસો ... એના પર મીણબત્તીઓ સળગતી હોય–જરા કલ્પી તો જુઓ મારો વેપાર તો બધાને કામનો. સારું છે હું માળી નથી. લોકોને ખવડાવવાનું કામ તો બહુ સારું. ફૂલોની સુવાસ કરતાં આ સોડમ વધુ સારી.'

તે બોલ્યો ; 'લો સૂંઘી જુઓ.' એક પાઉ તોડીને ધર્યો. 'જરા મોટો છે પણ સરસ છે.' તેમણે સૂંઘી જોયો પછી ભઠિયારાએ તેમને ખવડાવ્યો. એમા મોલેસીસનો અને જાડા ધાન્યનો સ્વાદ હતો. તેમણે ભઠિયારાની વાતો સાંભળ્યા કરી. ખાઈ શકાય તેટલું ખાધું. પેલો પાઉં ગળાની નીચ ઉતાર્યો. ફ્લુરોસંટ લાઈટોની વચ્ચે જાણે એ દિવસનો પ્રકાશ હતો. તેઓ વહેલી સવાર સુધી, બારીઓ પર સોનેરી પ્રકાશ પથરાયો ત્યાં સુધી વાતો કરતાં રહ્યાં અને તેમને ત્યાંથી જવાનો વિચાર ન આવ્યો. □

( 'કૅથેડ્રલ' ૧૯૮૧ ) સંગ્રહમાં ગ્રંથસ્થ આ વાર્તાનો અનુવાદ કલીફ્ટન ફેડીમેન સંપાદિત 'ધ વર્લ્ડ ઓફ ધ શોર્ટ સ્ટોરી'ને આધારે કરવામાં આવ્યો છે.

ફ્રાન્ક કરમોડ અને ઈરવીંગ હો જેવા વિવેચકોની દષ્ટિએ કાર્વર એક ઉત્તમ વાર્તાકાર છે ૧૯૮૩માં આ વાર્તાએ ઓ. હેન્રી પારિતોષિક વાર્તાઓમાં સર્વ પ્રથમ સ્થાન મેળવ્યું હતું.)

અમે હસીએ ને તમે રડો
જો વાંચો ના તમો ભમરડો

અઢાર વર્ષની ઉંમરનાં આનંદી બાળકો
માટેનું એક માત્ર ગુજરાતી માસિક

# ભમરડો

જે દર અધિક માસે નિયમિતપણે પ્રગટ થાય છે

વાર્ષિક લવાજમ
રૂપિયા ૬૦
આજીવન

ન જાણ્યું જાનકીનાથે; કે કાલે શું થવાનું છે?
લવાજમ મોકલવાનું સ્થાન :
૩૦, ન્યૂ બ્રહ્મક્ષત્રિય સોસાયટી, એલિસબ્રિજ,
અમદાવાદ — ૩૮૦ ૦૦૬

## નૂતન વર્ષના વધામણાં

# ઈન્દિરા વિકાસપત્ર-૫ વર્ષે બમણાં

* આપના સ્વજનો
સગાસંબંધીઓ, સહુ કોઇ
મિત્ર-મંડળને દિવાળી-નૂતન વર્ષે,
શુભ પ્રસગોએ શુભેચ્છાઓ પાઠવો:
ઈન્દિરા વિકાસપત્રની ભેટ સાથે.

* આ તો ભેટની ભેટ,
બચતની બચત.

* ભેટ-સોગાદનાં વધામણાં: પાંચ
વર્ષે બમણા: વાર્ષિક ૧૪.૮૭%
ચક્રવૃદ્ધિ વ્યાજ એટલે
વાર્ષિક ૨૦% સાદું
વ્યાજ ઉપજે

* રૂા. ૧૦૦ ઉપરાંત રૂા. ૨૫૦
રૂા. ૫૦૦ તથા રૂા. ૨,૫૦૦માં ખરીદો
ઈન્દિરા વિકાસપત્ર
પાંચ વર્ષે બમણાં.

* સંસ્થાઓ, ગ્રામજનો, નાગરિકો,
ટ્રસ્ટો: સૌને માટે રોકાણની
અમૂલ્ય તક

* કોઈપણ ખરીદે, કોઈપણ વટાવે.

**● નાણાંનુ રોકાણ : સંપૂર્ણ સુરક્ષિત ●**

ગવર્નમેન્ટ સેવિંગ્ઝ સર્ટિફિકેટસ એક્ટ, ૧૯૫૯ (૧૯૫૯નો ૪૬મો),
હેઠળ ઈન્દિરા વિકાસપત્રના નિયમો અધિકૃત
થયેલ હોઈ, યોજનામા નાણાંનું રોકાણ સંપૂર્ણ સુરક્ષિત છે.

- અધિક મુખ્ય સચિવ
નાણા વિભાગ, ગુજરાત રાજ્ય.





જ્યોતથી જ્યોત જલે
બચતના લાભ મળે

જવાહર રોજગાર યોજના | પંચાયતી રાજ | ઔદ્યોગિક વિકાસ | કૃષિ પ્રોત્સાહન | નવી શિક્ષણ નીતિ | આદિવાસી ઉત્કર્ષ | ગરીબી નાબુદી

# મુખ્યમંત્રી શ્રી અમરસિંહ ચૌધરી અને
# મંત્રી મંડળના સભ્યો
# ગુજરાતની ખમીરવંતી પ્રજાને
# દિપાવલીની
# શુભકામનાઓ અને
# નૂતન વર્ષાભિનંદન
# પાઠવે છે.







દેશના સર્વાંગી વિકાસમાં પંચાયતી રાજ, જવાહર રોજગાર યોજના, વિજ્ઞાન અને ટેકનોલોજી આધારિત આયોજન અને અંકુશોમાંથી મુક્તિ દ્વારા રાષ્ટ્રને ૨૧મી સદીમાં નવપ્રસ્થાન કરાવનાર યુવા વડાપ્રધાનને અભિનંદન

ગુજરાતને સમૃદ્ધ બનાવવા આપણે સૌ પ્રયત્નો કરીએ અને રાજ્યમાંના વિઘાતક પરિબળોના પ્રયાસો નિષ્ફળ બનાવી રાષ્ટ્રીય એકતા સંગીન બનાવીએ







ડિસેમ્બર
૧૯૮૯

નીના કેસિયન

અંજુમ વાલોડી

વિજય શાસ્ત્રી

કુસુમાગ્રજ

માધુરી દેશપાંડે

પ્રાણજીવન મહેતા

વિષ્ણુ ખરે

હરિવલ્લભ ભાયાણી

ઉષા ઉપાધ્યાય

રતિલાલ 'અનિલ'

માઇકેલ પિકાર્ડી

ઈલા નાયક

પ્રસાદ બ્રહ્મભટ્ટ

# કંકાવટી

ડિસેમ્બર ૧૯૮૯

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૩૯ : અંક ૩૬૪ : મૂલ્ય : ૩ રૂપિયા

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૨૫. બે વર્ષના રૂા. ૪૮. વિદેશ શિલિંગ ૪૦. (દરિયાઇ ટપાલથી), સાડા ૭ પાઉન્ડ (હવાઈ ટપાલ). મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સુરત-૩૯૫૦૦૨ સરનામે જ કરવો.



વર્ષાંતે ફાઈલમાં ખૂટતા અંકો મળ્યા નથી એવી ફરિયાદ યોગ્ય નથી. અંક ન મળ્યાની જાણ એ જ માસમાં કરવી.



તંત્રી-મુદ્રક-પ્રકાશક

રતિલાલ મૂ. 'અનિલ'

માલિક : આર. આર. રૂપાવાળા

ફોન : ૪૫૦૨૮.

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સુરત-૩૯૫૦૦૨

મુદ્રણસ્થાન : નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દરપુરા, આંબાવાડી-સુરત.

## એક માનવી / નીના કેસિયન

પોતાના દેશ માટે લડતાં તેણે એક હાથ ગુમાવ્યો.
પછી એકાએક તેને ચિંતા થવા લાગી;
હવે પછીથી કોઈપણ કાર્ય હું અધું જ કરી શકીશ.
માત્ર અર્ધો જ પાક હું લણી શકીશ.
માત્ર કોઈ એક જ વાદ્યનો સૂર મેળવી શકીશ કે
પિયાનો પર કોઈને સાથ આપી શકીશ;
પણ એ બંને એકી સાથે કરી શકીશ નહીં.
હું ફક્ત એક જ મુઠ્ઠી દ્વાર પર પછાડી શકીશ,
અને સૌથી વિશેષ દુઃખની વાત તો એ છે કે,
મારી પ્રિયતમાને પણ હું અધું જ આલિંગન દઈ શકીશ.
અને કેટલીક વસ્તુઓ તો હું બિલકુલ જ કરી શકીશ નહીં.
જેમ કે બીજા લોકો સાથે ખુશ થઈ તાળીઓ પાડવી !
અને પછી બમણા જોમ અને ઉત્સાહથી
તે દરેક કાર્ય કરવા લાગ્યો.
....અને
જ્યાંથી હાથ કપાઈ ગયો હતો ત્યાં એક પાંખ
ફૂટી નીકળી.

અનુ. અંજુમ વાલોડી

યુગોસ્લાવ કવિતા / અનુ. વિજય શાસ્ત્રી

પૃથ્વીને / અજસા ઝાહિરોવિક

તારું સૌંદર્ય ડરાવે છે મને
વિહ્‌વળ બનાવે છે મને
આપ નહીં આજે આટલું બધું મને
જ્યારે હું તારી ગોદમાં હોઉં
તારી હૂંફથી દે આલિંગન મને
ફરી દઈશ ફળવતી તને હું
ફરી એક વાર.

અં. અનુ. તેત્જાના વિડોવિક

સ્ત્રીને

તારા પ્રાગટ્યની ક્ષણે
પ્રકાશ પ્રસવ્યો
પ્રકાશના પ્રસવની ક્ષણે
પ્રગટ્યો એક આત્મા
આત્માના પ્રાગટ્ય સાથે
સંભવ્યું ઇન્દ્રધનુ
ઇન્દ્રધનુના સમ્ભવ સાથે
પ્રગટ્યો પ્રેમ
પ્રેમના પ્રગટવા સાથે જ
જન્મ પામ્યું મૃત્યુ.

અં. અનુ. તેત્જાના વિડોવિક

## પૃથ્વીને

જો તું મને પુષ્પ વડે નહીં શોધશે
જો તું મને કવિતા વડે નહીં માપશે
હું તને સૂર્ય અને પવનના
હવાલે કરી દઈશ,

અં. અનુ. તેત્જાના વિડોવિક

## કવિતાને

તું નિષ્પાપ રાત્રિમાંથી સમ્ભવી છે ?
તું કોઈ ભટકતો સાદ છે ?
તું કોઈ અંતહીન પંથ છે ?
તું કોઈ ભૂલાયેલી યાદોના
પ્રકાશનો છે પડછાયો ?
તું કોઈ ચુમ્બન હેઠળ છૂપાયેલું
આસન્ન જન્મ છે શિશુ.

અં. અનુ. મિલિકા કાજવિક

## કવિતાને

તને નથી ખબર, તને મળતાં
હું કેટલી અચકાઉં છું
તું જ્યારે અહીંથી પસાર થાય છે
ત્યારે
તૃણની પત્તીઓ લાગે છે ધ્રુજવા
તારું રેશમી વસન
જળના હૃદયને શાન્ત પાડે છે
જો જળ મને ભીંજવે
જો તરણું આપે ઓથ મને
હું અલબત્ત
તારું આકાશ ઓઢી લઉં.

અં. અનુ. મિલિકા કાજવિક્

## કવિતાને

તારી ઇચ્છાઓ
મારા હૃદયમાં
તારી પ્રતિમા
મારાં નયનમાં
તારો શબ્દ
મારા કંઠમાં
તારું જીવન
મારા અસ્તિત્વમાં
તારો પાડ કંઈ રીતે માનવો
હું જાણતી નથી.

અં. અનુ. મિલિકા કાજવિક્

## રાજહંસ મારો / કુસુમાગ્રજ

/ અનુ. માધુરી દેશપાંડે

વરસાદથી છલોછલ ભરેલ ખાડામાં
ઝૂંપડપટ્ટીમાંનું એક બાળક
વહી ગયું - ડૂબી ગયું
ડૂબવા દો —
બાળક ડૂબ્યું તેથી
સચિવાલય, પંચતારકોનો તાજમહેલ
અથવા બ્રેબોર્ન સ્ટેડિયમ
ડૂબ્યું નથી. —
અને આવા ઝૂંપડપટ્ટીમાંના
એક ગોબરા છોકરાનું
— નાગાપૂંગાનું —
એકંદરે મૂલ્ય પણ કેટલું ?
સૂક્ષ્મ ગણિત આવડતું હોય કોઈને
તો કાઢતા આવડશે મૂલ્ય
રુપિયા પૈસામાં, પણ
ઉત્તર અર્થાત એનો પૈસામાં જ,
આ મત આપણો જ છે

તેની માનું ય એવું ય હશે
કારણ, બાળકને ખોળામાં લઈ
તે ભરવા બેઠી હતી
એક કર્કશ ડૂસકું,
વસ્તી ઉપર એક વાર્તા વરસી,
આ વખતે માત્ર
કરુણામય મેઘસમ વાર્તા:
નાકા ઉપરનો ગોદામવાળો વેપારી
સડી ગયેલ ધાન્યનાં પોતાં
ખંખેરવા માંડયો છે ઉકરડે;
બાઇએ પોતાનું ડૂસકું
રોક્યું ગળામાં અડધેથી જ,
છોકરાનું કલેવર નાખ્યું નીચે,
અને ઘરમાંથી થેલીઓ ભેગી કરી
તે બેફામ દોડવા માંડી
ઉકરડા તરફ વહેતી યાત્રામાં
સામેલ થવા માટે,
બરાબર છે —
સૂક્ષ્મ ગણિતથી જોઇએ
તો, ખૂબ અધિક હતું
સડેલાં ધાન્યનું મૂલ્ય.

## પંડ–આખ્યાન / પ્રાણજીવન મહેતા

૧

આ ખભા ઉપર લે ખાંભી ખોડ,
ના, નજર નહીં પણ નાભી ફોડ.

લે લેખણ ને લખ, લીલા લહર,
પી જળ, પહેલાં ફાક હાડ–વહેર.

જન્મે જાંગલા ને જાત ઢફોળ,
ચડવા ચેહ પર બાંધી મીંઢળ.

ચાપટ ગામ ને સૂનમૂન શેરી,
વા ભેળો ફરે પડછાયો થૈ વેરી.

લખ ચોરાસીમાં ઓછો એક,
–ઉકેલું હોમી કવચ કુંડળ છેક.

ખભે ચાઠા શું સિમાડે શહેર,
બણબણ માખી, બખ્તર પહેર.

છળ કપટ પછી આવે છીનાળવું,
ચો તરફ વમળ, વચ્ચે ક્યાં રોપાવું?

૨

એઉ ગલોફે ગાલી ગોળ
લોહ મધમીઠી વાતે તરબોળ

અડગમ બડગમ આ આકાશ
ભીડ મુઠ્ઠી ને લે ઊંડો શ્વાસ

કાલ પરમ'દિ તો કાળ થયો
વ્યાકરણ હવે વેતાળ ભયો

આજ તો ઘરમાં દીવી બાળ
અંધ ભીંત છત ને અજવાળું ભાળ

ક્રમ–સિંહની પીઠ પસરાવી
છાતી ફાટતાં ઉધરસ આવી

કાંધે કુહાડી કૂખ કિરપાણ
જીવતર વચ્ચ વરતાવી આણ

સમ'દર જળમાં ઝાકળ ભેળવ
ભરતી ઓટ આંક પછી તું મેળવ.

## અર્થ / વિષ્ણુ ખરે

એ કોઈ પણ સમયે બની શકે છે અને કોઈ પણ જગ્યાએ, અને તમે એ સમયે કંઈ પણ સામાન્ય કરતા હોઈ શકો છો, જેમ કે ઉનાળાની બપોરે હાંફતા રમતના મેદાનને પસાર કરતાં, કોઈ નવા શહેરમાં વહેલી સવારે પહોંચતાં, એક અજાણ્યા ઘરમાં પહેલી વાર પગ મૂકતાં હોઈ શકો છો, અથવા ભારે વરસાદ પછી કોઈ ઉજ્જડ ઈમારતના આશ્રયમાંથી નીકળીને ચાર રસ્તે એકાએક તડકાથી ચમકતા ત્રિકોણ આગળથી પસાર થતા. તમે ઈચ્છો તો આ અધૂરી સૂચિમાં મનપસંદ રંગ અને ગંધને ઉમેરી શકો છો.

તમને લાગશે કે આ પ્રથમ વાર નથી થયું, એવો અનુભવ કરવા છતાં લાગશે કે આ એક એવી ઘટનાની સ્મૃતિ છે, જે હજી બની નથી, તમે મેદાનો શહેરો, અજાણ્યાં ઘરો, ઉજ્જડ ઈમારતો અને ચોકોની એ ક્ષણોને પોતાના એક એવા આભાસની એટલા નજીક હશો કે તમને લાગશે. બસ આટલો વિહંગમ અર્થ, તમને હમણાં જાણ થઈ, હમણાં જાણ થઈ અને એ ભયાનક અનુભૂતિની એટલા સન્મુખ થઈ જશો કે, ત્યાંથી એક પગલું આગળ ભરવાથી બધું સાફ થઈ જશે, અસ્તિત્વની સિંધુ ખીણ લિપિના લગભગ બધા અક્ષરો, સુંદર સ્ત્રીઓનું પ્રત્યેક વાર અપ્રાપ્ય સૌન્દર્ય, બ્રુકનરની આઠમી સિમ્ફની, બધા જ યક્ષોના બધા જ પ્રશ્નો, એ સમયના અક્ષાંશ અને

દશાંશ જ્યારે તમારા પિતાએ, તમારી માતાને આપ્યા હતા, કબીરની કવિતાઓ, બોર્હેસની વાર્તાઓ, બર્ગમાનની સાતમી મહોર, ડોન હુઆનની વાતો, નવજાત બાળકના માથામાંથી આવતી ખુશબૂ—અને ક્યાંકથી અથવા બાખનું કોઈ સમૂહગાન ઊઠશે અથવા કોઈ પ્રાગ્વૈદિક ઋચા અને અસંભવ પરિવર્તનોની શરુઆત થશે.

પરંતુ તમે કેવળ રહસ્યના અલ્પ પારદર્શી બારણા સુધી જ પહોંચી શકો છો, જેની ચાવીઓ વિસ્તરતા સંકોચાતા બ્રહ્માંડમાં સ્થિર અથવા ચલાયમાન નિહારિકાઓ વચ્ચે, અરસપરસ ન ટકરાતી તરતી હશે, અપાર્થિવ રંગોનાં ગીત સાંભળતી, એની પાછળ રજ્જુ કાપીને જ જઈ શકાય છે— અને ત્યારે કદાચ અલ્પ પારદર્શી બારણાનો ન કોઈ અર્થ હશે, ન વ્યવધાન, કેમ કે એ વખતે તમે પોતે પોતાને જોતા પામશો અને એને તમને, માત્ર એકબીજાને પાછળ છોડી જવાની એક પ્રવહમાન અનંત લીલા માત્ર હશે, અંત સુધી. □

# હેમચંદ્રાચાર્યરચિત ચાર પ્રાકૃત મુક્તક

/ હરિવલ્લભ ભાયાણી

હેમચંદ્રાચાર્યે અનેક ગ્રંથો રચ્યા છે, તેમાંના પ્રત્યેકને વિવિધ દૃષ્ટિએ તેમની અસાધારણ સિદ્ધિ તરીકે બતાવી શકાય તેમ છે. એટલે કે એમ કહેવું એ કોઈ પ્રાસંગિક અહોભાવી પ્રશસ્તિ નથી, પણ તેને હકીકતોનો નક્કર આધાર રહેલો છે, અહીં પંડિત, શાસ્ત્રકાર કે પુરાણકાર તરીકેની તેમની ઊંચી પ્રતિભા વિશે નહીં, પણ તેમની કવિપ્રતિભા વિશે હું વાત કરવા માગું છું. અને આ વાત પણ તેમની પ્રાકૃત રચનાઓમાંથી માત્ર ચાર પાંચનાં પરિચયરૂપે છે. વળી આ પરિચય— કહોને અળપઝળપ ઝાંખી–પણ તેમના ચાર મુક્તકોના અનુવાદ રૂપે છે.

એ મુક્તકોના સ્વરૂપ વિશે બે શબ્દ. એ મુક્તકો હેમચંદ્રાચાર્યની 'દેશી નામમાલા'માંથી છે સ્પષ્ટપણે એ મુક્તકોની સો–ટકા સભાનપણે પૂર્વનિર્ણીત 'નકશા' કે 'બ્લૂ પ્રિન્ટ' પ્રમાણે જ રચના કરેલી છે, કારણ કે એ હેમચંદ્રાચાર્યે તે તે સ્થળે તેમના દેશી કોશમાં નોંધેલા દેશી શબ્દનો જોડીને બનાવેલાં ઉદાહરણો છે, જેમનું પ્રધાન લક્ષ્ય એ શબ્દોના અર્થોને પ્રત્યક્ષ પ્રયોગથી સ્પષ્ટપણે દર્શાવવાનું છે. કાવ્યતત્ત્વ એ ઉદાહરણો માટે મૂળભૂત નહીં, પણ આગંતુક છે. આવી તદ્દન કૃત્રિમ રીતે બનાવી કાઢેલાં કેટલાંક પદ્યોમાં પણ આસ્વાદ્ય કવિતા સિદ્ધ થઈ છે, તે હકીકત હેમચંદ્રાચાર્યની કલ્પનાશક્તિની અને કાવ્યરચનાની પરંપરા ઉપરના તેમના પ્રભુત્વની દ્યોતક છે. આથી કશું વધુ ન કહેતાં હું એ પ્રકારના થોડાંક ઉદાહરણ–મુક્તકોના અનુવાદ જ રજૂ કરું. વાચકની સગવડ ખાતર શીર્ષક મેં યોજ્યાં છે.



## પુત્રીને પહેલો ગર્ભ

કોમલ, નમેલ દીંટે
તૂંબડીને બેઠું પહેલવેલું કાચું ફળ—
ગૃહિણી સંભાળ લેતી, રક્ષતી એ
જેમ દીકરીને પહેલો ગર્ભ.

*

## રૂંધાયું પ્રયાણ

ઓઢણું સરકી ગયું,
સૂપડું સૂનમૂન થઈ કરમાં રહ્યું.—
એવી રીતે એ જોઈ રહી શય્યા પ્રતિ
કે રૂંધાઈ ગઈ પ્રયાણે એમ ગતિ.

*

## પ્રફુલ્લ કદંબની ડાળ

નવા પ્રેમબાણે વીંધાયેલ
આ પથિકે જોને !
જતાં જતાં પાછું વાળી જોયું—
ને દાતણમિષે કેવી મરડીને ચોળી
પહેલી વર્ષા–સિંચને પ્રફુલ્લ બની
કંદબની ડાળ !

*

## આંખ મીંચામણીની રમત

જ્યાં લગી ગગનમાં મેઘ–ગોરંભ,
ને જ્યાં લગી દધિ–ધવલ બગલીની હાર હીલોળતી,
ત્યાં લગી એ સખીઓ તણા સાથમાં
આંખમીંચામણી રમત રમતી રહી.

## શબ્દ અને સાહસ / રતિલાલ 'અનિલ'

દર તીરા ખાકે ઊ
તબો–તાબે હયાત નેસ્ત;
જવલાને મૌજ રા નિગરાં
અઝ કિનારે જૂસ્ત.

— ઇકબાલ

તેના બળવાન દેહમાંહે પણ
ચેતના કંઈ નથી જીવન કેરી;
જે સમંદરના ભવ્ય મોજાંને
માત્ર જોતો રહે છે આરેથી.

— અનુ. અંજુમ વાલોડી

'તીરે ઊભાં જુએ તમાશો' એ પંક્તિ તો ગુજરાતીમાં પણ છે, એટલે માનવમનની કે માનવસાહસની મર્યાદા જ્યાં જ્યાં માણસ વસે છે ત્યાં ત્યાં વ્યાપક હોવાનું સ્વીકારવા જેવું છે, તો એવી મર્યાદાને પડકારનારા પણ સર્વત્ર છે એ પણ એટલું જ સાચું છે. જેને આપણે 'આશા' કહીએ છીએ તે આ છે. કોઈ આદિવાસી વિસ્તારમાં કોઈ પથરા પર કશી આકૃતિ પાડી હોવાનું જણાય, કોઈ ઝૂંપડા પર કશું 'ચીતર' દેખાય તે આખો વિસ્તાર નિરક્ષર હોય તો પણ, ત્યાં સાક્ષરત્વાની આશા છે, કારણ કે મનમાં ઉપજ્યું તે, જોયું તે, ત્યાંના માણસે કોઈ આકારમાં, કોઈ સંજ્ઞામાં કિતરાવાનો પ્રયત્ન કર્યો છે, અને બારાખડી શું છે? સંજ્ઞાઓનો

હારરો ! સ્વેચ્છાએ જે આદિવાસીએ પથ્થર પર કે ઝૂંપડે જે આકૃતિ કે સંજ્ઞા દોરી– તે તંતુએ અક્ષરમાળા, સંજ્ઞાઓ પણ શીખી શકે છે. એવી સંજ્ઞાઓ આશાનું પગેરું બની રહે છે.

માંહે પડયા તે મહાસુખ માણે,
દેખનહારા દાઝે જો ને !

આ પંક્તિ તો સંસારને સાગર કલ્પી એનો તાગ મેળવવા, અર્થાત્ અસ્તિત્વનો અર્થ પામવા જેઓ પડયા છે અને એનાંથી અલિપ્ત રહેનારા દુનિયાદારો એ લીલા જોયા કરે છે : 'આ હાળા મરવાના થયા છે !' તેમને માટે છે.

સાગરકાંઠે કોઈ ખડક હોય તે પણ અહર્નિશ દોડી આવતાં અને કિનારે પોતાની સાથે પછડાતાં મોજાં જુએ છે, પછડાટ દ્વારા એમને અનુભવે પણ છે, છતાં ને તટસ્થ, નિર્લિપ્ત છે. કારણ કે તે જડ છે. પણ માણસ તીરે ઊભો એ જુએ ત્યારે સાવ તટસ્થ, નિર્લિપ્ત નથી રહેતો, કારણ કે તે એક ચેતન હોય છે. જીવન્ત માણસ જે જુએ છે તેમાં તે તન્મય થાય છે ત્યારે સામે થતી ક્રિયા તેના મનમાં પણ થવા માંડે છે, મોજું ઊઠે ત્યારે એના મનમાં યે એક મોજું ઊઠે અને એ ભાંગી પડે તેના પડઘો તેના મનમાં યે પડે છે. એ અનુભૂતિ તે શબ્દમાં અવતારે ત્યારે તે રૂપાન્તર હોય છે.

જીવન્ત માણસ માટે કેવળ સાક્ષી ભાવે જોયા કરવાનુ અશક્ય છે, સાક્ષી હોવું એ કેવળ તમાશબીન હોવા કરતાં વધારે સારું છે, પણ ત્યાંથી અટકી જવું એ ચેતનાની નહીં, માણસની મર્યાદા છે. સાગરમાં એકધારું સતત આંદોલન ચાલ્યા કરે છે એ જોતાં 'સંસાર'ને 'સાગર'ની અપાતી ઉપમા અપૂર્ણ લાગે છે. રસ્તે ટ્રાફિક દોડયા કરે છે, વાહનોનો ઘોંઘાટ સતત હડીઓ કાઢયા કરે છે, પેલી ધસમસતી ટ્રેનો પોતાની દિશાએ દોડયા કરે છે એ આંદોલન નથી, એ માત્ર સંસાર ચાલે છે એની ગતિવિધિ છે, પણ કોઈ બુલંદ સાદે પોકારે છે : 'સ્વરાજ્ય મારો જન્મસિદ્ધ હક્ક છે !' ત્યારે એ ચેતનાનો ઉદ્દગાર બને છે.

એ માત્ર ઉદ્‌ગાર ન રહેતાં સ્વરાજ માટે તે અને તેમણે પ્રેરેલા લોકો મરણિયા બને છે ત્યારે તે આંદોલન બની રહે છે. એ અર્થમાં સંસારને સાગરની અપાતી ઉપમા અપૂર્ણ અનુભવાય છે. આંદોલન અસ્તિત્વને ડહોળે છે, મથે છે. એમાંથી ઊર્જા–ચેતના પ્રગટે છે. સ્વરાજયુગ એ આપણો ચેતનાયુગ હતો. ઘણા સાહિત્યકારો સાક્ષી થયા, કેટલાકે એમાં ઝુકાવ્યું કેટલાક જ્યાં હતાં ત્યાં જ એમની સાથે આંદોલનના મોજાં અથડાયાં, છાલક વાગી. ઘણા યે યુગ ભાવનાના પડઘા પાડ્યા તો કોઈ કોઈએ 'યુગ વંદના' પણ કરી. કોઈએ એ સાક્ષીભાવને ગુડવિલ પણ બનાવ્યો. એ પૂંજીના વ્યાજે આગળ ઉપર રળતર પણ મેળવ્યું. પાઠ્ય પુસ્તકોમાં સ્થાન પામ્યા. એને પણ એક રળતર આપતી પૂંજી–વ્યવસ્થા બનાવી. પણ એક મેઘાણીએ તો કોર્ટમાં પણ યુગ ભાવનાનો બુલંદ પડઘો પાડયો અને જેલમા પણ ગયા અને તીરે ઊભા તમાશો નહીં જોવાનો મિજાજ એ આંદોલન ગયા પછી પણ જાળવ્યો–એ હતી જીવન્ત ચેતના. સ્પેનમા ગૃહયુધ્ધ થયું તો એમાં કલમ છોડીને હાથમાં હાથયાર ધારણ કરીને કેટલાક સાહિત્યકારોએ પ્રગતિશીલ પક્ષે ઝુકાવ્યું–એ એક ચેતના હતી– કેવળ સાક્ષીભાવ તો એ ગૃહયુદ્ધ વિશે જેણે કવિતા કે સ્મૃતિલેખ લખ્યા તેમણે પ્રગટ કર્યો. અન્યાય એ માત્ર દેશ પર વિદેશી શાસન હોય એ જ નથી, એ તો આખો દિવસ ઢસરડો કરી બાળકોને સાચવે ઊછેરે છે અને રાત્રે ધણી આવીને કશું લાવ્યો તો નથી પણ ગરમ ગરમ રસોઈ માગે છે અને તે ન મળે તો મિજાજ ગુમાવે છે– ત્યાં પણ છે. તે નિર્જીવ સૌજન્ય અને માંદલી સહાનુ–ભૂતિથી કંઈ વિશેષની અપેક્ષા રાખે છે. એટલે એક જયંતી દલાલ સ્વરાજના આંદોલનમાં યે દેખાય છે, સાહિત્ય પરિષદનું બંધિયાર–પણું જુએ છે તો લેખક મિલનના આંદોલનમાં યે દેખાય છે, અને મહાગુજરાતનાં અ દોલનમાં ઝુકાવે છે. એવાં અસ્તિત્વ સતત આંદોલતા સાગર જેવાં હોય છે, એમની પાસે માત્ર શબ્દ જ

નથી, સાહસ પણ છે. સ્વરાજ્યયુગમાં આગળ આવેલા કેટલાયે સાહિત્યકારો પછી પ્રતિષ્ઠિત થયા અને પ્રતિષ્ઠાને એક ઉપલા દિશામાં જતી વ્યવસ્થા બનાવી, પણ એમના ક્ષેત્રમાં ચાલતાં નાનાં મોટાં અન્યાયોના માત્ર સાક્ષી રહ્યા, બલકે આડકતરી રીતે એના ભાગીદાર પણ બન્યા—એમનું સમગ્ર જીવન એ રીતે ચેતનામય ન રહ્યું. કવિ કે સાહિત્યકાર પ્રાણમય શબ્દ આપી રહે એટલું બસ ગણાવું જોઈએ, એની સાથે સંમત થઈ શકાય તો એનો શબ્દ બીજાઓને પ્રેરણા આપી શકે અને પોતાને જ કર્તવ્યરૂપે ન પ્રેરે—એમ કેમ બને છે ?—એવો પ્રશ્ન પણ બને છે. કવિતા આત્મા વ્યક્ત કરે અને વર્તન શરીરનો પુરાવો આપે—એ જુદાપણું વિચારણીય તો ખરું જ ! કેવળ શબ્દના બંદા બની રહેવાનું અપૂર્ણ લાગે છે. પ્રશ્ન તો એ છે કે 'શબ્દના બંદા' પણ કેટલા બની શકે છે ? પરંતુ ચેતનાની તો કોઈ મર્યાદા ન હોય. શબ્દના બંદા બને છે, તે કેવળ શાબ્દિક ચેતના પાસે થોભી જતા નથી. કરુણા અને અનુકમ્પાએ જ શબ્દને તેના અર્થને વિસ્તાર્યો છે. સમયનું તેડું માત્ર મૃત્યુનું નથી હોતું. સમય તો સતત છે, એમાં પડછાયાનો સમય છે, ધૂંધળાશનો સમય છે, અંધકારનો સમય છે, શાંતિનો સમય છે તો કટોકટીનો ય સમય હોય છે; અને જીવન્ત ચેતનાને એનાં આહ્વાનો, તેડાં હોય છે. ચંદન કાષ્ટની ઊર્જા યજ્ઞકુંડમાં યે બહાર આવે છે અને એ વૃક્ષ ઊગ્યું છે તે જંગલમાં દાવાનળ જાગે છે ત્યારે પણ બહાર આવે છે. પદાર્થો તેમના સ્વભાવ બદલતા નથી, માણસ સ્વભાવ બદલી શકે છે, તે કેટલા યે સંજોગોમાં માનવી તરીકેની પદાર્થોથી અલગ એની ઊંચી ઓળખ પણ સ્થાપે છે, તો એની અધૂરી પિછાન પણ આપે છે. સાક્ષીભાવ ક્યાં અને કેટલો— આ પ્રશ્ન માણસ માટે રહ્યો છે અને રહેશે—જીવનની ચેતના કેટલી ?— આ પ્રશ્ન પણ એની સાથે જોડાયેલો રહેવાનો. □

—૨૫-૯-'૮૯

## એ મારો દોસ્ત હતો / માઇકેલ પિકાર્ડી

લંડન શહેરમાં એ સાવ એકલી હતી. સવારે લગભગ સાત વાગ્યે એણે પોતાના ડ્રોઇંગ રૂમની બારી પર ટાંગેલો ફુલદાર પરદો ઊંચો કર્યો. સવારના પેલા પ્રકાશ પર એણે વિચાર કર્યો. મોઢામાંથી નીકળતો શ્વાસ વરાળ બની જતો હતો.

એકવાર એણે ફરી કાગળ વાંચ્યો. એ બરાબર જાણતી હતી કે માર્થા એક મામૂલી છોકરી છે, ચહેરો માંસલ નથી. શરીર પાતળું છે અને અક્કલ પણ સામાન્ય. કાગળમાં એન સ્વભાવનો ઉલ્લેખ હતો, એ ઉદાસ થઈ ગઈ.

એ રાતે એ એકલી પિયાનો સાંભળવા ગઈ હતી. પિયાનો વગાડનારની થરકતી આંગળીઓની પાછળ અને પહેલી નજરના પ્રેમમાં જે શબ્દો ખાસ અર્થ ધરાવે છે, જેમ કે ખૂબસૂરતી, નજાકત. રોમાન્સ અથવા સૂરજના પ્રકાશથી વધારે પ્રકાશિત કેટલાક શબ્દ. એને એ શબ્દોની નફરત થતી હતી. પ્રોગ્રામ કંટાળો આપતો હતો.

એને વીતેલા દિવસો યાદ આવ્યા. એની મા ગુજરી ગઈ હતી અને પિતા ૭૯ની નજીક પહોંચ્યા હતા. એ જન્મી ત્યારે એ લોકો ઘરડાં થવા આવ્યાં હતાં. એ એક એવી પસાર થયેલી દાસ્તાન હતી, જેનાથી એના પિતા ઉપનિવેશોમાં લાંબા સમય સુધી નોકરી કર્યા પછી ઈન્ગ્લેન્ડના પુનરાગમનને પ્રસન્નકર બનાવવા ઈચ્છતા હતા. બાગબાની અને પુસ્તકોના ખેલના શોખમાં વધારો કરનારી એક ચીજ

હતી—ગુલાબ. ઈમર્સન ફ્રેઝનો ઈતિહાસ કે મામૂલી પેન્શન. સબાન.

માર્થા તે દિવસે કામ પર ગઈ ન હતી. બીજા દિવસે પણ નહીં. ફોન પર એણે ઓફિસને જણાવી દીધું કે મને શરદી થઈ છે.

પરંતુ એ બહાર નીકળી, ફ્રિચલે રોડ ઓળંગતી હેમ્પસ્ટડહીથ સુધી ગઈ. ઝાડીઓથી ઢંકાયેલા ટેકરા પર ઓકના કેટલાક છોડ ઊગ્યા હતા. ત્યાં એણે ખિસકોલીઓને ચારો નાખ્યો. તે પછી ભુગર્ભ રેલ્વેમાં બેસીને એ શહેરમાં આવી ગઈ, અને ઈંગ્લેન્ડના કિનારે નીચે આવી નદી નજીક ઊતરી, સંત મેગ્નશ ચર્ચની પાછળના બંદરગાહ પર ધૂંધળાશ છવાઈ હતી. પાણીમાં તરતી બતકોને એણે વધેલી ચણ નાખી, એને લાગ્યું કે મારી જિંદગી પણ આ પાણીની જેમ વહી રહી છે. એણે પોતાને એવું વિચારતાં રોકી.

અંધારુ ઘેરાયું હતું, ઉપર ટેમ્સ સ્ટ્રીટ પસાર કરતાં એ લંડન બ્રિજ પાસે પહોંચી ગઈ.

પાછા ફરતી વખતે એ સૂના પડેલા સાજને સંભારતી રહી. એને થયુ કે આ પુલ કડડભૂસ કરતો તૂટી પડે અને પોતે એના નીચે દબાઈ મરે. એ રાતે એણે સ્વપ્નામાં જોયું કે પોતે ગાઢ સુરંગમાં સમાઈ રહી છે, જેમાં કદી સૂર્ય ઊગ્યો ન હોય એવી સુરંગમાં.

બીજા દિવસે નાસ્તાના સમયે એણે રાતે આવેલું સ્વપ્ન યાદ કરવાનો પ્રયત્ન કર્યો. એણે પોતાના ચહેરાને ધીરેથી સ્પર્શ કર્યો, સુલાયમ ત્વચા પર ઊભરેલાં હાડકાંને તપાસવાં ન હોય. એણે આંખો બંધ કરી લીધી અને કલ્પનામાં જ કેટલીક તસ્વીર ખેંચવા લાગી. સોનું, સંગેમરમર, ત્રાડ નાખતો વાઘ, ટમટમતા તારા અને ન જાણે કંઈ કંઈ, પણ કશું જ બની શક્યું નહીં, હા, ચૂલા પર ચાની કીટલી રાખતી વખતે જાણે એક ચમકતી તસ્વીર ઊભરી હતી, તે થોડી ક્ષણોમાં જ ગુમ થઈ ગઈ, એ તસ્વીર હતી ઝગમગતા સૂરજની.

હિલ્દા મેનિંગનો એવો ખ્યાલ હતો કે માણસની તરક્કી એની

લોકો રહેતા હશે, કદાચ ખોફનાક. લોકો પછી એને દૂર સુધી ફેલાયેલું આકાશ અને તપતો સૂર્ય દેખાયો. એને પુષ્કળ ઘોંઘાટ સંભળાયો, લંડનની સડક પર ટ્રાફિકનો ઘોંઘાટનો, એને કોઈ ચીતરી ચઢે એવો કીડો સરકતો હોય એવું લાગ્યું, તે એની નસો તણાતી અને દિલની ધડકન બંધ કરી દે એવો અનુભવ્યો. એણે લંડન છોડવાનું નક્કી કર્યું. સાત મહિના પછી બધી તૈયારી પૂરી થઈ ગઈ, પિતાની વિદાય લીધી, શહેરના છેડે ઝાડ ઝંખાડથી ભરેલા કબ્રસ્તાને જઈને માની કબર સામે ઘૂંટણે પડીને પ્રાર્થના કરી અને કોમેટ જેટમાં એ સવાર થઈ ગઇ. તે એને દક્ષિણ આફ્રિકાના જોહાનીસબર્ગ લઈ ગઈ.

જોનાથન સ્મેથર અને એના કાકા ભલા માણસ હતા, એમણે માર્થા માટે આલીશાન ઈમારતની છત પરનો હવા ઉજાસવાળો ઓરડો રહેવા આપ્યો, ત્યાં બરાબર તડકો આવતો હતો. માર્થાને પહેલાં તો એવું લાગ્યું કે મને કાચના ઓરડામાં રાખવામાં આવી છે. એ મકાન સાગરની સપાટીથી છ હજાર ફૂટ ઊંચાઈ પર, ટેકરી પર આવેલું હતું. છત પરથી દૂર દૂર ફેલાયેલો સાગર બરાબર દેખાતો હતો. જોનાથન સાથે પહેલા દિવસે એ બહાર આવી તો એના મોંઢામાંથી શબ્દો સરી પડયા, 'ઓહ, આસમાનથી આટલા બધા નજીક !' અને બંને હસી પડયાં.

સૂરજ ! સૂરજ ! વાદળભર્યા દિવસો ગયા અને તોફાન પછીનું ખુલ્લાપણું સમગ્ર વાતાવરણમાં હતું. બીજા દિવસે જોનાથનની પત્ની સાથે ખરીદી કરવા બહાર ગઈ હતી, સ્વામિંગ સૂટ, સ્ટ્રોહેટ અને બીજી ચીજો ય ખરીદી. એણે અનુભવ્યું કે પોતે જીવનમાં પ્રથમ વાર આટલી ખુશ રહી હશે.

દરેક રવિવારે જોનાથન એને કારમાં પોતાના કાકાને ત્યાં લઈ જતો. ત્યાં બગીચામાં કીકીયૂ લોન હતી અને દહેલિયાની કતારોથી ઘેરાયેલો એક સ્વીમિંગ પુલ હતો. રાત્રી ખૂબસૂરત અને મોનોલિયા,

હનીસકલ, મિમોસા વગેરેની ખુશ્બૂથી ભરેલી રહેતી. એના ખુલ્લા હાથો અને ગાલો પર ઝામેલા લાંબા સમયના આંતરિક તાપને ઠંડી હવા રાહત આપતી. દર શનિવારે બગીચામાં એક મિજલસ જામતી, તેમાં કાળા નોકરો દોડી દોડીને સૌને કેપ તાસેનબર્ગ શરાબ પહોંચાડતાં રાત્રે પુલના પાણી વચ્ચે ચન્દ્ર ટુકડા ટુકડામાં વહેંચાઈને કમ્પતો રહેતો.

ઑફિસ અને છોકરીઓ વચ્ચે એ આશ્ચર્યની ચીજ હતી. એનો અવાજ, બોલવાનો લહેજો, રીતભાત અને તડકાથી આછું ગુલાબી થતું જતું શરીર અંગ્રેજિયતથી દૂર થતું જતું હતું અને આટલા વાનાં એને પ્રસન્ન રાખવા માટે પૂરતાં હતાં.

શિયાળો આવ્યો અને સફેદના સ્થાને તાંબિયા રંગનો તડકો મકાનની બારીમાંથી ઓરડીમાં આવતો. મેથી સપ્ટેમ્બર વચ્ચે લગભગ પાંચ મહિના સુધી વાદળ દેખાયાં નહીં, આખું આકાશ ભૂરા સાગર જેવું લાગતું રહ્યું. સૂર્યનો તાપ ઓછો હતો અને રાત્રી અગાઉ કરતાં વધારે ઠંડી થવા લાગી. જોનાથનની ખાતર બરદાસ્ત ટાઢી પડી. સ્વિમિંગ પુલ પર મળનારા જુવાનો પણ હવે પિકનિક પર આવતા નહીં. એવામાં એ અરીસામાં વારંવાર પોતાનો ચહેરો જોવા લાગી.

એ હેરતભરી નજરે ચારે તરફ જોતી કે આફ્રિકા ક્યાં છે? બિછાને પડી પડી ખુલ્લી બારીમાંથી દેખાતી ઊંચી ઊંચી ગગનચુંબી ઈમારતો જોતી. એને લાગતું કે ઈમારતો એના પ્રશ્નોના જવાબ આકાશને પૂછવાનો સંકેત કરે છે.

કોઈ કોઈ વાર એ પિયાનો સાંભળવા જતી. સિટીહોલમાં બધા લોકો એને ઠીક લાગતા. પણ એ શોધતી હતી એ ચીજો ક્યાં હતી? ચિત્તા, હાથીના માથા જેવી નદીઓ, હિપોપો, જાંબેસી, કાંગો અને ભારે ડ્રમ બજાવતો કાળો આદમી?

ઑફિસનો ચપરાશી ૨૫ વર્ષની વયનો એક આફ્રિકન હતો. ઑફિસનો કોઈ પણ માણસ એનું નામ જાણતો નહોતો. બંટૂ

જાતિની ઉન્નતિ માટે કામ કરતા ખાતા તરફથી એને એક પાસ બુક મળી હતી, તેમાં એનું નામ નોંધાયું હતું. એ એનો કીંમતી દસ્તાવેજ હતો, તેના પર મહિને એકવાર રમેશ્વર સાહેબના હસ્તાક્ષર થતા હતા. કેટલાક લોકો એમને 'એમોસ' કહેતા, કેટલાક એને 'એઈ છોકરા,' કહીને બોલાવતા.

પુસ્તક વાંચવાની એની દિલચસ્પીએ માર્થામાં એના વિશે રસ જગાડયો. એ લંચ ટાઈમ દરમ્યાન કે કામ ન હોય ત્યારે પુસ્તક વાંચ્યા કરતો. એવા વખતે મેઈન હોલ પાછળના ઓરડામાં, જ્યાં ચા બનતી અથવા સાયકલોસ્ટાઈલનું કામ થતું, ત્યાં એ ચોપડી લઈને ચાલ્યો જતો અને ઊભો ઊભો વાંચતો. માર્થાને આશ્ચર્ય થયું કે એને બેસવાને માટે ખુરશી આપવામાં આવી નહોતી ! કયાં તો એ પૂછપરછની બારી પાસે ઊભો રહેતો, ટિકિટ ચીટકાડતો રહેતો, ટપાલ જુદી પાડતો. કપ રકાબી ધોતો.

એક દિવસ લંચ દરમ્યાન માર્થાએ એને બોલાવ્યો અને મિસ ગ્રોવલરની ખાલી પડેલી ખુરશી પર બેસવા કહ્યું

ઓફિસમાં કાંઈ નહોતું અને આ ખુરશી પર બેસે એમાં વળી કોઈને શા માટે કશો વાંધો હોઈ શકે, પણ એમોસ બેઠો નહીં, હસીને આભાર માન્યો.

બે દિવસ પછી એ ઈટાલિયન એસપ્રેસો બારમાં પ્રવેશતી હતી ત્યાં એની નજર રસ્તાના ફૂટપાથ પર પડેલા પથ્થર પર પડી. એમોસ એના પર બેસીને કિતાબ વાંચતો હતો. કિતાબ પર મોટા હરફે 'ગ્રેટ એકસ પ્રેકટેશન્સ' વંચાતું હતું. બીજા આફ્રિકનો ફુરસદના વખતે રસ્તાની કોરે બેસીને ગોળી રમતા, રોટીના ટુકડા દાંતે કાતરતા કે ગટરમાં પગ લટકાવીને પેપ્સી કોલા પીતા. એમને માટે લંચ માટે કોઈ રેસ્ટોરાં નહોતું, નહોતી કલબ, એટલે સુધી કે પાર્કની બેન્ચો પર પણ 'કેવળ ગોરાઓ માટે' લખેલું હોય. આ વાત માર્થાને અંદર અંદર મથતી હતી.

એણે જોનાથન સ્મેથરને પૂછયું કે ઓફિસમાં એમોસને બેસવા માટે કોઈ સીટ શા માટે નથી ? એનું કામ કોઈ રીતે મિસ ગ્રોવલર કે મિસ મેકોઝીથી કમ નથી.

જોનાથને ઓક્સફર્ડમાં કેળવેલી ભાષામાં કહ્યું, માર્થા, બાળક હોય અને બાળક બાથરૂમમાં જમવાની અને ઓરડામાં સ્નાન કરવાની છૂટ કરતો હોય, એને સમજાતો હોય એમ એણે કહ્યું કે. એમ છે કે, એ ઘણું મુશ્કેલ છે, ભલા એમ શી રીતે થઈ શકે ! હું ગોતે એ અનુભવું છું, પણ બરાબરીની અને સાથે બેસવાની વાત....તમે બરાબર એ જાણતાં હશો, મિસ ગ્રોવલર અને મિસ મેકેન્સીને કેવું લાગશે ? એણે ગળું ખંખેરી અવાજ બરાબર કર્યો, સિગારેટ સળગાવી અને શનિવારની રાતે પોતાની પત્નીની સાથે ફિલ્મ જોવા માટે માર્થાને કહ્યું, એને લાગ્યું કે માર્થા હજી કંઈ કહેવા માંગે છે. તે બોલી ઊઠયો, ‘જુઓ માર્થા, આપણને એમાં શો વાંધો હોય ? ઓફિસમાં એને એક સીટ અવશ્ય મળવી જોઈએ પણ .’ માર્થાને આ ‘પણ’ શબ્દ સમજાયો નહીં.

એ રાત્રે એણે બીજા પ્રકારની અકળામણ અનુભવી. ઇંગ્લેન્ડમાં એમ જ બરાબરીનો દરજ્જો સૌને પ્રાપ્ત હતો, (રાજકીય મામલા કે બીજી કંઈ બાબતોને બાદ કરીએ તો) પણ અહીં તો વાત જ જુદી હતી. એક દિવસ કિતાબ વાંચતી વખતે એમોસ કંઈ પૂછવા એની પાસે આવ્યો. એની સમજશક્તિ તીવ્ર હતી. માર્થાને એ જાણીને વધારે આશ્ચર્ય થયું કે ફીના પૈસા ન હોવાને કારણે પંદર વર્ષની વયે એને ભણવાનું છોડવું પડયું હતું. એ ચાનો કપ લઈને નાના ઓરડામાં જતી અને રોજ એની સાથે વાતો કરતી. મિસ ગ્રોવલર અને મિસ મેકેન્ઝી જ્યાં ફેશન, કપડાં, પિકનિક, ફિલ્મ વગેરેની વાત કરતી રોજ એમોસ મહત્ત્વની બાબતો પર સમજણભરી વાતો કરતો. માર્થાને એના વાતના વિષયો પસંદ હતા.

ડિકન્સના ઈન્ગ્લેન્ડ વિશે બોલતાં માર્થા કેવી કડકડાટ બોલત

હતી એનો ખ્યાલ ખુદ એને નહોતો, ઇંગ્લેન્ડ છ હજાર માઈલના અંતરેથી કેવું સ્વચ્છ વર્ણન કરવા યોગ્ય લાગતું હતું ! ખાસ તો જોહાનીસબર્ગની ઑફિસમાં કામ કરતાં કોઈ કાળા માણસને એના વિશે કહેવાનું હોય ત્યારે આફ્રિકા અને બ્રિટન બંનેના અનેક વલણો એક સાથે દેખાતાં હતાં. જાણે પ્રકાશમાં બે અરીસા પોતપોતાના ઓળા પાડતા હોય.

માર્થાએ એમોસના મગજમાં એ વાત ઠસાવવા માંડી કે કોરસ-પોન્ડસ કોર્સથી તું તારું ભણતર પૂરું કર. એને વિશ્વાસ હતો કે પોતે મદદ કરે તો એક વર્ષમાં સ્કૂલ સર્ટિફિકેટની પરીક્ષા એ પાસ કરી શકે છે. એ પછી એ ઈંગ્લેન્ડ ચાલ્યો જાય. પછી એ તુચ્છતાભરી નજરોથી બચી જાય, નવી જિંદગીની શરૂઆત કરે. હું એને જરૂર ઇંગ્લેન્ડ બતાવીશ.

એમોસને આશ્ચર્ય થતું. માર્થાએ કહ્યું કે દર બીજા દિવસે સાંજે મારી પાસે શીખ 'પણ આપણે મળીશું ક્યાં ?' એમોસે પૂછ્યું. એ દસ માઈલ દૂર આરલેન્ડોમાં રહેતો હતો અને રાત્રે ખાસ પરમિટ વિના કાળાઓને આ તરફ આવવાની મનાઈ હતી.

માર્થાએ કહ્યું, 'તું મારા ફ્લેટ પર આવ.' એણે પ્રથમ વાર કોઈને પોતાનો સમજી આદેશ આપ્યો અને એની એને ખુશી હતી. એમોસને ક્ષોભ થયો, પણ બે દિવસ પછી એ તૈયાર થઈ ગયો, માર્થાની આંખ ચમકી ઊઠી. પછી પોતે કોઈ જોખમી નિર્ણય કર્યો હોય એમ હસ્યો એ ઈચ્છતી હતી કે એમોસને મારા નાનકડા ફ્લેટમાં પ્રસન્નતાથી સભર કરી દઉં. એ ચૂપચાપ સાઈક્લોસ્ટાઈલ મશીનનો લયબદ્ધ અવાજ સાંભળી રહી... સાંજે પાંચ વાગ્યે બંને સાથે ઑફિસેથી નીકળ્યાં ત્યારે મિસ ગ્રોવલર અને મિસ મેકેન્ઝીની નજર સવારથી એમને બરાબર જોતી હતી. લિફ્ટની રાહ જોતાં માર્થાએ એનો ચહેરો જોયો એ બહુ કાળો નહોતો, બલકે નાળિયેરી રંગનો હતો. એની ત્વચા ...કતી હતી. એણે એમોસના હાથનો વિચાર કર્યો, પછી નર્વસ

ચઈને પોતાના હાથ મસળવા લાગી. એના પર ભૂરી નસો ઊભરી આવી.

ભીડ ભરેલા માર્ગે તેઓ ટ્રામ ટર્મિનસ તરફ આગળ વધ્યાં. એ માર્થાને કંઈ કહેતો હતો, પણ એ રસ્તેથી પસાર થતા લોકોની નજરો વાંચતી હતી. એણે ફરી કહ્યું કે માર્કેટ સ્ટ્રીટ પાસે કાળા લોકોના બસ સ્ટોપ સુધી તારે આવવાનું છે. કંઈક વિચારીને માર્થાએ કહ્યું કે ઠીક, આગલા વળાંકે મળીશું. પછી બંને જુદાં પડ્યાં.

વળાંક પર માર્થાની ટ્રામ પહેલાં પહોંચી ગઈ. એ પછી ગોરાઓ માટેની ટ્રામો પસાર થઈ. ૨૦ મિનિટ પછી કાળાં લોકોની ટ્રામ હિલ બ્રો સ્ટોપ પર આવી ઊભી. એ કૂદીને ઊતર્યો, હસ્યો અને માર્થાની સાથે થઈ ગયો.

રસ્તે માર્થાએ રોકાઈને જમવાની ચીજોની થોડી ખરીદી કરી. એમોસ બહાર ઊભો રાહ જોતો રહ્યો. બંને સિટી હાઉસ સુધી પહોંચ્યાં. ત્યાં બે લિફ્ટ હતી! એક ગોરા માટે, બીજી કાળા માટે. એમોસ પોતાની લિફ્ટ તરફ જતો હતો પણ માર્થાએ એને ગોરાની લિફ્ટમાં ધકેલી દીધો અને બંને ઉપર પહોંચી ગયાં. બીજો કોઈ ગોરો લિફ્ટમાં નહોતો એ માટે એણે ઈશ્વરનો આભાર માન્યો. એ ઇંગ્લૅન્ડ, ડિકન્સ, શેક્સપિયર, શેલી, કીટ્સ વિશે વિચારતો રહ્યો.

એક મહિનો વહી ગયો. એ દિવસોમાં તેઓ ગ્રામર વાંચતાં હતાં. બારમો પાઠ અંતિમ ચરણમાં હતો. ત્યાં રાત્રે દસ વાગ્યે બારણે ટકોરા ગયા. માર્થાને આશ્ચર્ય થયું કે આટલી રાતે વળી કોણ આવ્યું! એણે બારણું ખોલ્યું. ટ્વિડનું ખમીશ અને હેટ પહેરેલો માણસ સામે ઊભો હતો. એનો લાલ ચહેરો ખાસ્સો મોટો હતો, એના મોઢામાંથી બ્રાન્ડીની વાસ આવતી હતી. પોતાની ભૂરી આંખોને ગોલ કરતાં એણે પૂછ્યું, 'તમારું નામ માર્થા હાર્ટ છે?'

માર્થાએ કહ્યું: 'હા.'

'હું એક પોલિસ ઑફિસર છું–' એણે પોતાનો આઈડેન્ટીટી કાર્ડ બતાવ્યો, 'હું તમારા ફ્લેટની તલાશ કરવા માગું છું, તમારી

સાથે કેટલીક વાત કરવી છે.' બારણા સામે પાર્ટીશન હોવાથી અંદર જોઈ શકાતું નહોતું.

માર્થાનું લોહી સુકાઈ ગયું. એ મુશ્કેલીએ બોલી, 'તમે શું ઈચ્છો છો ?'

'તમે વિશ્વાસ રાખો. મારી સાથે અંદર આવો.' કહેતો માર્થાને એક બાજુ ખસેડી તે ઓરડામાં દાખલ થયો.

બેઠક પર પાથરેલા મેકસિકન ધાબળા પર એમોસ પૂતળા જેવો બેઠો હતો. એને જોતાં પોલિસ ઑફિસર ચોંક્યો નહીં, બલકે ધીમેથી બોલ્યો, 'તારો પાસ ક્યાં છે ?'

એમોસે ભૂરા રંગનો કાર્ડ કાઢી બતાવ્યો.

ઑફિસરે કાર્ડને ઊલટાવીને જોયા પછી પૂછ્યું, 'સ્પેશિયલ નથી ? હં, કરફ્યુના સમયમાં તું ગોરાઓના વિસ્તારમાં છે. તારી પાસે સ્પેશિયલ પાસ હોવો જોઈએ, બરાબર ને ?' એણે બહારની દિશામાં અવાજ કર્યો અને વર્દી ટોપીમાં એક આફ્રિકી પોલિસ અંદર આવ્યો.

'તમે શું કરો છો ? ક્યાં લઈ જાવ છો ? સાંભળો સાંભળો,' એને લાગ્યું કે પોતે કોઇ ખ્વાબ જોઇ રહી છે. 'નેટિવ અર્બન એરિયા અનુસાર પકડું છું.' અફસરે કહ્યુ.

'પણ એ મારો મિત્ર છે.. એ અહીં ભણવા માટે આવે છે...' એનો અવાજ કમ્પતો હતો

'મેડમ, થોભો, મારે તમને કંઈક કહેવાનું છે.' એ લાચાર નજરે જોતી રહી. પોલિસ એમોસને પોતાની સાથે લઈ ગઈ.

બારણે બંનેએ એકબીજાની આંખમાં જોયું. એમોસની નજર તીખી અને ભયાનક હતી. માર્થા માફી માગવા ચાહતી હતી કારણ કે જે કંઈ બન્યું એ માટે તે જવાબદાર હતી. પોલિસ એનું અપમાન કરે એ માટે એ એને અહીં લાવી હતી...કારણ કે એ કાળો હતો. હા, એ કાળો છે. બારણું બંધ થઈ ગયું.

ઓફિસર ઓરડામાં ટહેલતાં કંઇ સુંઘતો રહ્યો. લખવાના મેજની તપાસ કરી, પછી બેદ્દક નીચે જોઈને બે ગ્લાસ કાઢ્યા, નાક પાસે લઈ જઈ સુંઘ્યા... શરાબ ? તમે એને શરાબ પાતા હતા ?'

'એની સાથે તમારે શો સુબંધ ?' એનો ભય હવે ગુસ્સો થઇ ગયો હતો, 'તમને અહીં આવવાનો કોઈ હક નથી... તમારી પાસે વોરંટ છે ?'

'વોરંટની કોઈ જરૂર નથી. ક્રિમિનલ લોઝ એડમેન્ટ એકટ અનુસાર શક પડે તો તલાશી લઈ શકાય છે, તમે અંગ્રેજ છો ? તમે શું કરી રહ્યાં છો એ તમને કોઈએ કહ્યું નહીં ? તમે જાણતાં નથી કે એ કાફર છે ?' થોડીવાર ચૂપ રહ્યા પછી બોલ્યો, 'વાહ, બિછાનાની નીચે ગ્લાસ રાખ્યા છે.'

'શટ અપ,' માર્થાએ ચીસ પાડી.

'એમ ત્યારે... ! તમે મારી સાથે ચાલો. લિકર એકટ અન્વયે હું તમને ગિરફતાર કરું છું... કાળાઓને શરાબ સપ્લાય કરવો ગુનો છે.'

માર્થાનાં ઘૂંટણ કમ્પવા લાગ્યાં. દિલ જોરજોરથી ધડકવા લાગ્યું ભય, ગુસ્સો, શરમ, વિકાર એક સાથે આંખોમાં તરી આવ્યાં. એ તરફડતી, પગ પછાડતી ઓરડામાં આંટા મારતી રહી, પોલિસ ઓફિસર થોભ્યો ત્યાં સુધી એ ચૂપ ન રહી પોલિસ ઓફિસરે ખાતરી આપી કે પોલિસ સ્ટેશનેથી તમને વકીલને ફોન કરવા દેવામાં આવશે ત્યારે એ આગળ વધી, નીચે રસ્તા પર એક અમેરિકન ફોર્ડ ઊભી હતી. એમોસ પાછળની સીટ પર એક કાળા સિપાહી સાથે બેઠો હતો. માર્થા આગળની સીટ પર પોલિસ ઓફિસર પાસે બેઠી.

બંનેનો કેસ જુદી જુદી અદાલતોમાં ચાલ્યો. 'પાસલોંનો ભંગ કરવા માટે એમોસને બે પાઉન્ડનો દંડ અથવા દસ દિવસની કેદ થઈ. એમોસના મામલામાં કોઈ સાક્ષી આદિની જરૂર નહોતી. પોલિસનું બયાન જ પૂરતું હતું. એ તો રોજનો બનાવ હતો.

માર્થાનો કેસ લાંબો હતો. એના કેસમાં વકીલ, સાક્ષીઓ, લાંબી લાંબી દલીલો હતી. એના ફ્લૅટના માલિકે પોલિસને જાણ કરી હતી, કારણ કે પોતાની બદનામી થતી હતી. એ પણ અદાલતમાં હાજર હતો. સરકારી વકીલે અનેક આરોપો સાથે એવો આરોપ મૂકયો કે એ સ્વીકારે છે કે, 'કાયદાનો ભંગ કર્યાનો મને આનંદ છે.' માર્થાએ કદી એમ કહ્યું નહોતું. પણ એ વિશે એને પૂછવામાં આવ્યું ત્યારે એણે કહ્યું, 'હા, હું બેહદ ખુશ છું.' માર્થાના વકીલે માથું ઠોક્યું.

જજે માર્થાને વીસ પાઉન્ડ દંડ અથવા એક માસની કેદ ફરમાવી. સાથે એમ પણ કહ્યું કે આ છોકરી તાજેતરમાં જ અહીં આવી છે અને એની ચાલ ચલગત સારી છે, આથી સજામાં છૂટ આપવામાં આવે છે.'

કચેરીની બહાર એમોસ હાજર હતો. માર્થાએ એ ગિરફતાર થયો તે પછી છેલ્લા ત્રણ દિવસથી એને જોયો નહોતો. માર્થા એ જ દિવસે જામીન પર છૂટવાની હતી પણ એના જામીન મંજૂર ન થયા. એમોસના હોઠ સૂકા અને ફાટેલા હતા. માથા પર ઘેરાં નિશાન હતાં.

'એમણે તને માર્યો ?' માર્થાએ પૂછ્યું. 'હા' એણે જવાબ આપ્યો, 'હું ઈચ્છતો હતો કે જજ સાહેબને એ કહું, પણ હિંમત ન થઈ.'

'કેમ ?' એની આંખ ભરાઈ આવી.

'હું ખૂબ જ ભયભીત હતો.'

માર્થાને થયું કે હું ખૂબ જોરથી ચીસ પાડું...એના ખભા થાબડું, એના હોઠના ઘા પર હોઠ મૂકી એનું બધું દર્દ ચૂસી લઉં... પણ એ કંઈ જ કરી શકી નહીં.

'મને ખૂબ જ અફસોસ છે એમોસ...'

'એ તમારી ભૂલ નથી ..વારુ ત્યારે હવે હું જાઉં.' અને એ ઝડપભેર આગળ વધી ગયો.

હવે મને ક્યાંયે ય નહીં મળે, ક્યારે ય નહીં.

અદાલતની બહાર સૂર્ય બરાબર પ્રકાશતો હતો. એના ચહેરા પર સીધો તડકો પડતો હતો. એ પ્રકાશમાં હૈયાફાટ રડી પડી પોતાની એકલતા પર, ગૂંગળામણ પર, ગુમ થયેલી કોઈ ચીજ પર.

લંડન શહેરમાં એ સાવ એકલી હતી.

સવારે સાતના શુમારે એણે ડ્રોઈંગ રૂમના બારી પરના પરદા ઊંચા કર્યા. સવારના મેલા પ્રકાશમાં એ વિચારવા લાગી- મોઢામાંથી નીકળતો શ્વાસ બહાર આવાને વરાળ થઈ જતો હતો. એણે મોઢું ફેરવી લીધું. □

## ગુજરાતી સાહિત્ય પરિષદનું અધિવેશન

ગુજરાતી સાહિત્ય પરિષદનું ૩૫ મું અધિવેશન આ માસની તા. ૨૪/૨૫મીએ રાજકોટમાં શ્રી જયન્ત પાઠકના પ્રમુખપદે મળશે.

વિભાગીય ચર્ચા-વિષયો :

સર્જનાત્મક સ્વરૂપ-નવલિકા : અધ્યક્ષ શ્રી નલિન રાવળ ; વિવેચન, સંશોધન : અધ્યક્ષ શ્રી પ્રમોદકુમાર પટેલ, પરિસંવાદ, સાહિત્ય, પત્રકારત્વ : અધ્યક્ષ શ્રી વાસુદેવ મહેતા.

## "એક પુરાણી વાર્તા'

## ભાષા અને વાર્તાની અવિભાજ્ય ગતિ / ઈલા નાયક

સૃષ્ટિની નક્કર વાસ્તવિકતા આલેખતી, મુખ્યત્વે સામાજિક અને બાહ્ય ઘટનાજાળમાં ગૂંચવાયેલી, કથાનકને સમયની રૈખિક આનુપૂર્વીમાં રજૂ કરતી તેમજ અખંડ વ્યક્તિમાનસને ચિત્રિત કરતી ગુજરાતી ટૂંકી વાર્તા પરંપરામાં કુંઠિત હતી, એને વિવિધ વાસ્તવ પરિમાણો અને ઘટનાતિરોધાન દ્વારા તથ્યાત્મક સીમાઓના અતિક્રમણ સાથે રૂપનિર્માણની દિશામાં સુરેશ જોષીએ ગતિશીલ કરી; એના પર આધુનિકતાની મુદ્રા અંકિત કરી, અનુભૂતિનું કલામાં રૂપાંતર થવું આવશ્યક છે એવો ખ્યાલ એમણે પ્રસ્થાપિત કર્યો. માનવચેતનાને ઊંડાણથી અને અભિન્નતાથી પામવા ચૈતસિક અનુભવોની વાસ્તવિકતાનું નિરૂપણ કેન્દ્રમાં આણ્યું. આથી અદ્‌ભુત અને ભયાનકની મિશ્ર કપોલકલ્પિત સૃષ્ટિ એમાં અનાયાસ પ્રવેશ પામી.

'એક પુરાણી વાર્તા' કપોલકલ્પિતનો વિનિયોગ કરતી એમની પ્રતિનિધિ વાર્તા છે, એમાં નાયકનું આંતર વાસ્તવ કૃતિની સંરચનાના મૂલાધાર તરીકે કાર્ય કરે છે. અહીં કથાનકનો સમય તો બહુ નાની ક્ષણ છે. નાયક ઓરડામાં પ્રવેશે છે અને પત્ની સુધી પહોંચે છે ત્યાં સુધીના ક્ષણાર્ધમાં અપ્રતિરોધ્ય શૂન્યનો વ્યાપક અનુભવ, એનો અનેકવિધ યત્નોથી પ્રતિકાર અને અખંડ ક્ષણની પ્રાપ્તિનો તરણોપાય—આ બધાં સંયોજિત રીતે ગોઠવાયેલાં છે. કથાબીજનું વિસ્તરણ આ

રીતે થયું છે: કુટુંબમાં રહીને પણ કોઈ ક્ષણે ભાવાત્મક પરાયાપણું અનુભવતો નાયક પોતાની ચોતરફ વેગભર્યા શૂન્યનો અનુભવ કરે છે. એના પ્રવાહમાંથી બહાર નીકળવા તે સૌ પ્રથમ બાહ્ય વસ્તુજગતમાંથી ટક ટક કરતું ઘડિયાળ, ફર ફર અવાજ કરતું કેલેન્ડર, કંસારી કે કીડીનો આધાર શોધે છે પણ કશું હાથ લાગતું નથી પછી તે ઓરડામાં કલ્પનાતી વસતિ વસાવવાનો પ્રયત્ન કરી પોતે ફ્લોરાફાઉન્ટન કે બોરીબંદર સાંજના સમયે ઊભો છે એમ કલ્પે છે પણ શૂન્ય-શાન્તિનો પ્રતિકાર કરી શકાતો નથી. આથી તે દર્પણનો ટેકો લે છે. પણ ત્યાં એને દર્પણમાં પ્રતિરોધનો અભાવ પ્રતીત થાય છે. આમ જ્યારે બાહ્ય વસ્તુઓ, વિરોધી સાહચર્યો કે દર્પણનું ભ્રાન્તિજગત એને શૂન્યતામાંથી ઉગારી શકતું નથી ત્યારે એ દૃષ્ટિ અંદર વાળે છે. પણ ઈર્ષ્યા, તિરસ્કાર, ક્રોધ, તગફડાટ– આ બધાંને શૂન્ય-શાન્તિએ શોષી લીધું હતું. હવે નાયક મરણિયો બની અખંડ શબ્દોની શોધ આદરે છે. પણ બધા જ શબ્દો ફાટવાળા, સાંધાવાળા નીકળે છે. છેવટે અપ્રતિરોધ્ય શૂન્ય વચ્ચે કઠોરગર્ભા આસન્નપ્રસવા શાન્તિના ઉદરમાં ફરકતો ગર્ભ નાયકને અનુભવાય છે. શૂન્યના પ્રતિરોધ માટેની બાહ્યગતિ અને આંતરગતિ નાયકને એના મૂલ ઉદ્‌ગમ– એના મૂલ સ્રોત પાસે ખેંચી જાય છે. અહીં શૈશવનો પ્રથમ નિર્દેશ છે. ભાષા પૂર્વેના શૈશવની પૂર્વાવસ્થા છે. આ જન્મક્ષણ છે, નાળવિચ્છેદની ક્ષણ છે. હજી અનુભવ નથી, અનુભવની પ્રારંભક્ષણ છે. આ પ્રાગ્ ભાષા (Pre-Langvage)ની અને તેથી જ પ્રાક્સ્મૃતિ (Pre-Memory)ની સરહદ છે. શૂન્યતાની નરી છિન્નતા વચ્ચે અને ખંડિત પ્રવાહિતા વચ્ચે નાયકને આ સરહદ પર જ અખંડ ઝળહળતી ક્ષણ પ્રાપ્ત થાય છે. આ અખંડ ક્ષણથી ફરીને એની ગતિયાત્રા શરૂ થાય છે અને પોતાની માના મુખથી શરૂ કરી અંતે મા બનેલી પત્નીના મુખ આગળ અને દંતહીન શિશુના પવનની લહર નીકળી પડીને કળીની બીડેલી પાંખડી સાથે અથડાઈ, પાંખડીનો પડદો ખુલી ગયો. એના ખૂલવાના વેગનો ધક્કો સૌરભને

અનુભૂતિનું ચાલક બળ છે. આથી જ આ વિષય સામગ્રી માર્મિક રીતે પુનરાવૃત્ત થતી પણ આ વાર્તામાં જોવ ય છે

• પેલી કઠોરગર્ભા આસન્ન પ્રસવા શાન્તિના ઉદરમાં રહેલો ગર્ભ જ જાણે ફરકયો. પ્રગટ થઈને પોતાનો આગવો આકાર ધારણ કરવા ફાટું ફાટું થઈ બીજની એ વેદના હતી.

• મા હસી, અમારા બેના હાસ્યનો સંગમ છલકાઈ ઊઠયો.

• ત્યાં બાળકે આંખ ખોલી. એમાંથી તેજનું બીજું કિરણ નીકળ્યું.

• સામા ઘરની બારી ખૂલી. જોયું તો તરતના જન્મેલા બાળકને દાક્તર બે પગે ઝાલી ઊંધું લટકાવીને વાંસમાં ઠપકારતા હતા.

• બાળક રડયું, માતા હસી,

• બાળકો જાગી જાય તે પહેલાં માતા અને પિતા છાનાંમાનાં ધીમે અવાજે થોડી વાતો કરી લે તેમ સંસાર જાગતો થાય તે પહેલાં આકાશે ઝૂકીને ધરતી જોડે કોઈ ગુસપુસ વાત કરી લીધી.

હા, આખી વાર્તામાં ભાષાનું એક સ્થાન એવું છે કે જેમાં જરાક થોભવું પડે. વાર્તાકાર લખે છે : 'સ્મશાનમાંથી કયામતને દિવસે ઊઠીને નીરવ ચાલી જતી પ્રેતાત્માની વણઝારની જેમ.' અહીં 'સ્મશાન' અને 'કયામત' એ બે શબ્દો સાથે જાય એવા એના અર્થ સંસ્કારો નથી. 'કયામત' સાથે 'કબ્રસ્તાન' જ જઈ શકે :— પરંતુ આ સિવાય શૂન્યના પ્રતિરોધની તરેહો આપતી, અખંડ ક્ષણને ઝાલતી અને અખંડ ક્ષણથી પાછી તરંગલીલા સાથે નર્યા વાસ્તવ પર ઊતરી આવતી ગતિમાં ભાષા અને વાર્તા પરસ્પર અવિભાજ્ય બની ગયેલાં અનુભવાય છે.

□

# શ્રીધરાણીની કવિતાનાં સૌંદર્યસ્થાનો

– ઉષા ઉપાધ્યાય

"સ્વર્ગાદ્અપિ ગરિયસી" એવી જન્મભૂમિની કીર્તિને દેશાન્તરોમાં ગૂંજતી કરનાર બે અજોડ વિભૂતિઓ– મોહનદાસ કરમચંદ ગાંધી અને કવિવર રવીન્દ્રનાથ– વીસમી સદીના પૂર્વાર્ધમાં ભારતના જનમન પર છવાઈ ગયા હતા. એમાંયે ગાંધીજીની સત્ય અહિંસા, ધર્મ, સમાજ, સાહિત્ય આદિ વિષયક, વિચારધારાઓ તો સ્વાતંત્ર્યોત્સુક જનમાનસમાં ભાવનામયતા અને આદર્શોનું એક જબરજસ્ત વાતાવરણ સર્જી ગઈ હતી. પંડિતયુગની પ્રશિષ્ટ કાવ્યપદાવલી પછી ગાંધીયુગમાં જનબોલીની નિકટ જવા મથતું વાસ્તવપ્રીતિનું ઉમટેલું પૂર લલિત સાહિત્ય ક્ષેત્રે સર્વાશ્લેષી નીવડયું હતું. એવે સમયે નિસર્ગદીધી સર્જકતાના તાજગીભર્યા ઉન્મેષો તરુણાવસ્થાથી જ જેમની રચનાઓમાં દર્શનીય બનવા લાગ્યા હતા એવા કવિ શ્રીધરાણી યુગપ્રભાવથી અળગા રહીને નથી ચાલ્યા. તો સાથે જ ગાંધીપ્રભાવના પ્રબળ પૂરમાં વહી ગયા પણ નથી. બલકે, મૌલિકતાની ભૂમિ પર દઢપણે પાય ટેકવી એમણે તાજગીભર્યા હૃદયસ્પંદનો કાવ્યરૂપે ઝંકૃત કર્યાં છે. દીન–દલિતો પ્રત્યે સમભાવ દાખવતી એમની રચનાઓમાં ગાંધીયુગનો સૂર સંભળાય છે પરંતુ ત્યાં પણ —

"ધરાના સર્વ નિસાસા
થીજી આ માનવી થાતા !"

જેવી તાજગીભરી અને કલાત્મક અભિવ્યક્તિ કવિ શ્રીધરાણીની સૌંદર્ય-દૃષ્ટિને પ્રગટ કરી જાય છે.

કેટલેક અંશે ગાંધીપ્રભાવ ઝીલતી હોવા છતાં શ્રીધરાણીની કવિતા કવિવર રવીન્દ્રનાથના સૌંદર્યરાગ, રહસ્યમયતા અને પ્રબળ ઊર્મિ-મયતાની વધુ નજીક હોવાનું જણાય છે. કવિ શ્રીધરાણી પાસે સૃષ્ટિના "ક્ષણે ક્ષણે નવતામ્ ઉપૈયતિ" એવા રૂપને પામવાની સૌંદર્યદૃષ્ટિ છે. એટલું જ નહીં એ રૂપને "રસોજ્જ્વલ પદાવલિ"માં રજૂ કરવાનું અભિવ્યક્તિ-કૌશલ પણ છે. ને તેથી જ એમના ઉદ્‌ગારો યૌવનપ્રવિષ્ટ મુગ્ધ યુવકના સર્વસામાન્ય શબ્દો બની રહેવાને બદલે એવું કલારૂપ પામે છે કે શ્રી બ. ક. ઠાકોર જેવા વિવેચક આ નવકવિની કવિતાને "સુન્દરમ્- ઉમાશંકર કરતાં જુદી અને ચડિયાતી" કહેવા પ્રેરાયા હતા.

તીવ્ર સંવેદનશીલતા ધરાવતો સર્જક યુગપ્રભાવથી કદાપિ અલિપ્ત રહી ન શકે. પરંતુ પ્રતિભાશાળી કવિ તો એ જ છે જે એ બળવાન-પ્રભાવ નીચે દબાઈ ઢંકાઈ જવાને બદલે પોતાની સ્વકીય ઓળખ સુપેરે પ્રગટાવી શકે. શ્રીધરાણી આવા જ એક નીજી મુદ્રા પ્રગટ કરી જનારા કવિ છે. એમની કાવ્યરચનાઓમાં જે મુખ્ય સૂર સંભળાય છે તે છે સૌંદર્યાનુરાગનો શ્રીધરાણીની કવિતાને ચિરંજીવ બનાવનારું આ એક પાયાનું તત્ત્વ છે. તેથી એ દૃષ્ટિએ અહીં શ્રીધરાણીની કવિતાના સૌંદર્યસ્થાનોને તપાસવાનો ઉપક્રમ છે.

કાવ્ય સંદર્ભે વિચારતાં ઊર્મિ, કલ્પના અને લય— એ ત્રણ કવિતાના મૂળભૂત સૌંદર્યસાધક તત્ત્વો છે. કવિ વિવેચક ઉમાશંકર જોષીએ શ્રીધરાણીની કવિતાની જે ત્રણ મુખ્ય વિશેષતાઓ દર્શાવી છે— "કમનીય રસોજ્જ્વલ પદાવલિ, બલકે કીટ્સની યાદ અપાવે એવી ઇન્દ્રિયગ્રાહ્યતા બુલંદ ભાવનામયતા અને જીવનના વાસ્તવની સહજ પકડ"— એમાં પણ ઊર્મિ, કલ્પના અને લયતત્ત્વની મહત્તા થયેલી જોઈ શકાય છે. શ્રીધરાણીની કવિતામાં આ ત્રણેય સૌંદર્યસાધક તત્ત્વોનો કાવ્યોપકારક વિનિયોગ થયો છે. રમ્ય-રુચિરને બળકટ ઊર્મિ-

એમના કાવ્યોનું એક જીવંત ને આકર્ષક અંગ છે. ઉ. ત.—

"મળું મળું વ્હાલાને ક્યારે ?
વીંટળાઉં ક્યારે ?" ઘેલી,
કોડભરી આવા ઉમ્માં કે
લળતી આશભરી વેલી."

પૃ. ૨૩૧

"પતગિયું ને ચંમેલી" કાવ્યની ઉપયુક્ત પંક્તિઓમાં ચમેલીની ફૂલભારે લચી રહેલી નાજુક વેલીની કમનીયતાને કવિએ સજીવારોપણના કિમીયાથી, પ્રિયમિલનોત્સુક મુગ્ધાની ભાવોર્મિરતો દ્વારા અત્યંત સુંદર રીતે આલેખી છે. અહીં પ્રથમ શબ્દ "મળું" બેવડાવાથી તથા પ્રશ્નાર્થ ચિહ્નના પુનરાવર્તન વડે ઊર્મિની જે તીવ્રતા સધાય છે તેને કારણે પણ સમય નિરૂપણ વિશેષ રમ્ય બન્યું છે.

કેટલીક વખત એમની રચનામાં પ્રબળ ઊર્મિ અરૂઢ કલ્પના રૂપે પણ વ્યક્ત થતી જોવા મળે છે. મા ભારતીના પનોતા પુત્ર ગાંધીજી વિશેની નિમ્નાંકિત પંક્તિઓ તેનું એક સુંદર દૃષ્ટાંત છે—

"દાહભરી આંખો માતાની,
તેનું તું આંસુ ટપક્યું"

પૃ. ૧૨૩

અહીં એક જ પંક્તિમાં ભારતની સાંપ્રત સ્થિતિ અને ગાંધીજીનો જન્મભૂમિ સાથેનો અભેદ્ય સંબંધ બહુ ઓછા શબ્દોમાં ને પ્રભાવકતાથી નિરૂપવામાં કવિને ધારી સફળતા સાંપડી છે.

રૂપ–રંગ ભર્યા આ વિશ્વને સાનંદાશ્ચર્ય નિહાળતા મુગ્ધ યુવકને જ્યારે સંસારની વિષમ રીતિ–નીતિનો પરિચય થાય છે ત્યારે આઘાત પામેલું તેનું હૃદય અનેકવિધ પ્રશ્નોના વમળમાં અટવાતું હતાશાની ગર્તામાં સરી પડે છે "એકવીસમે વર્ષે" કાવ્યમાં યુવા હૃદયનો એ ઉકળાટ આ રીતે વ્યક્ત થયો છે—

"બ્રહ્માંડ શું ? બ્રહ્મ શું ? ને અમે કાં ?

કાં જીવવું ? શાશ્વત પ્રશ્ન પૂછતા;
ઘાણી તણા બેલ જૂતેલ ચ માં,
પ્રશ્નાર્થ શા નિત્ય વિતાન ઊગતા."

પૃ. ૧૭૯

પ્રશ્નાર્થોની હારમાળા દ્વારા અહીં મુંઝાતા અકળાતા હૃદયની કેવી ધારદાર અભિવ્યક્તિ સધાઈ છે! "તેવીસમે વર્ષે" કાવ્યમાં પણ વૈફલ્ય અને અતૃપ્તિની આંચ તીવ્ર ઊર્મિશીલતાથી આલેખાઈ છે. જીંદગીના પ્રથમ તબક્કે જ વિફળતા કે છેહને કારણે આવી મળતી ઘોર નિરાશા ને વ્યથા એક નક્કર વાસ્તવિકતા હોવા છતાં કવિને રુરુદિશામાં નહીં પુરુષાર્થમાં જ અડગ શ્રદ્ધા છે. બહુરૂપી, પ્રપંચી સમાજ પ્રત્યે નહીં પરંતુ જોમભર્યા યુવાન પ્રત્યે કવિનો સમભાવ ઢળ્યો છે.

"કદીક લથડી પડે ગહન માર્ગની ખાઈમાં,
તથાપિ ન કહે ડરી: 'અરર, હા! હવે શું થશે!'
ઊઠી અમર હામથી યુવક તું કરે ગર્જના,
સદૈવ પુરુષાર્થથી ડગ ભરી ધપ્યે જા ધપ્યે!"

પૃષ્ઠ ૨૩૭

"યુવાનને" કાવ્યની આ પંક્તિઓમાં સંભળાતા આત્મશ્રદ્ધાના ખુમારીભર્યા રણકારથી કાવ્ય અત્યંત સ્પર્શક્ષમ બન્યું છે.

રવીન્દ્રનાથના કાવ્ય સાથે સામ્ય ધરાવતા "આજ મારો અપરાધ છે, રાજા" કાવ્યમાં વિરહવ્યથા, આર્જવ અને છતાં ખુમારીભર્યા હૃદયના ભાવોનું સુંદર આલેખન થયું છે. વિયોગની ઘેરી વ્યથા અને હતાશા અહીં અત્યંત બળકટતાથી આલેખાઈ છે–

"આવશે ના ! નહિ આવશે! એની ઉરમાં જાણુ અમાપ;
કેમ કરી તોય રોકવા મારે રૂદતા દાહ–વિલાપ ?"

–પૃ. ૨૮

ભાવકચિત્તને સ્પર્શી જતી, તેની હૃત્‌તંત્રીને રણઝણાવી મૂકતી આવી પ્રબળ ઊર્મિની જેમ સમૃદ્ધ, કલ્પનાપ્રવણ કવિચિત્તમાંથી ઊતરી

આવતા ચમત્કૃતિપૂર્ણ ને તાજગીભર્યાં ચિત્રો શ્રીધરાણીની કવિતાનું બીજું મહત્ત્વનું સૌંદર્યસ્થાન છે. આવા નૂતન અને રસમય ચિત્રોએ એમની કવિતાને એક આગવો ઓપ આપ્યો છે.

"કલ્પના" કાવ્યમાં શ્રીધરાણીએ સાંધ્યનભ પર આક્રમણ કરતા અંધકાર વચ્ચે વિલીન થતા સંધ્યાના સોનેરી રંગો અને અંધકારઘેરી ક્ષિતિજ વચ્ચે પ્રગટતી બીજના ચન્દ્રની તીરછી લકીરનું વર્ણન કરતું એક વિશિષ્ટ કલ્પન પ્રયોજ્યું છે–

"અંધારાએ પીંજી નાખી
સંધ્યાની સોનેરી પાંખ;
કૂમળું પીછું એક પડયું, તે
બીજકલાની તીરછી આંખ !"

–પૃ. ૧૭૩

તીરછી બીજકલાને કૂમળાં પીછાં તરીકે ઓળખાવવામાં રહેલું રમ્ય ઔચિત્ય શ્રીધરાણીની સૌંદર્યદૃષ્ટિનું એક સુંદર દૃષ્ટાંત બની રહે છે. એ જ રીતે સાંજટાણે ખુલ્લા આકાશ નીચે વૃક્ષની ડાળીઓ પર ટોળાબંધ ઊતરી આવી વિશ્રાંતી લેતાં પંખીઓનું એમણે આપેલું કલ્પનાચિત્ર પણ જોવા જેવું છે —

"રાતે પંખીલડાને સૂવાને ઢોલિયા
વન વન વડલા ઊભા જી રે !
આભની અટારીએ ચોકી કરંતા
નવલખ તારા સૂબા જી રે !

–પૃ. ૯૨

પરિચિત પરિવેશ પણ અહીં કલ્પનાની ચમત્કૃતિને કારણે જીવંત બની જાય છે અને વિશેષ આસ્વાદ્ય બની રહે છે.

નદીની જેમ જ ભારતવર્ષમાં માતાનું પૂજનીય સ્થાન પામેલી ગાયનું વર્ણન જેમાં થયું છે તે "મંદિર" કાવ્યની —

"આંખડી બે એની કોડિયાં જેવી,

શીંગડી દીપકવાટ;

—પૃ. ૪૮

એ પંક્તિમાં કવિની અભિનવ કલ્પકતા અને અભિવ્યક્તિ કૌશલની હૃદ્ય પ્રતીતિ થાય છે. અહીં "કોડિયાં" ને "દીપક" શબ્દના ભાવસાહચર્યથી જાગતા પવિત્રતા અને પૂજાના સંસ્કારોને કારણે પણ સમગ્ર ચિત્ર વિશેષ પ્રભાવક બની રહે છે.

કેટલીક વખત શ્રીધરાણીની કલ્પનાશક્તિ તદ્દન અરૂઢ ચિત્રોનું નિર્માણ કરીને પણ અભિવ્યક્તિને વિશેષ આસ્વાદ્ય ને પ્રતીતિકર બનાવે છે. ઉ. ત. 'લઘુતમ સાધારણ અવયવ" કાવ્યમાં બટમોગરાની વેણીથી શોભતા અંબોડાને વર્ણવતી આ પંક્તિ —

"બટમોગરાની ચક્ર વેણીએ
તિબેટ શાલીગ્રામ જડ્યો."

—પૃ. ૨૪

તથા "ઝંઝાવાતે" કાવ્યમાં તોફાનમાં ઊછળતી અથડાતી વૃક્ષડાળીઓને તાદૃશ કરી આપતી આ પંક્તિઓમાં —

"ઊછળે સાગર વીંઝતા વાંસડા હાથ,
ડાળીઓ ઝીંકતી એકબીજાને કરવા જાણે મ્હાત
જેમ ઝીંકે ધીંક આખલા ઊછળી"

—પૃ. ૩૬

અરૂઢ ઉપમાનો દ્વારા નૂતન ચમત્કૃતિ સધાતી જણાય છે.

શ્રીધરાણીની કવિતાનું ત્રીજું મહત્ત્વનું પાસું છે એની લય-સમૃદ્ધિ. એમની રચનાઓનો માધુર્યભર્યો લયહિલ્લોળ ભાવકહૃદયને જકડી રાખવાનું વિશિષ્ટ સામર્થ્ય ધરાવે છે. એટલું જ નહીં, લય દ્વારા ઉદ્દીષ્ટ ભાવની ઘનીભૂત અભિવ્યક્તિ સાધવાનું કવિકૌશલ પણ તેઓ ધરાવે છે. એનું શ્રેષ્ઠ દૃષ્ટાંત છે કાવ્ય "વલભીપુર". આ કાવ્યમાં ઐતિહાસિક નગર વલ્લભીપુરની ધૂળે રગદોળાતી, વેરાનને ઉદાસ સૂનકારભરી ભગ્નદશા માત્ર ત્રણ જ કડીમાં અત્યંત મર્મસ્પર્શી

અને તાદૃશ અભિવ્યક્તિ પામી છે. અને એ સિદ્ધિમાં સળંગ વહી આવ । ઊર્મિયુક્ત લયપ્રવાહનો સૌથી મહત્ત્વનો ફાળો છે. આ કાવ્યની અંતિમ કડી —

"વ્યોમ રડીને મૂશળધાર,
ખોદી તુજને કાઢે બા'ર;
કયાં તારો જૂનો વિસ્તાર,
કાં આજે આવો સૂનકાર ?
આંસુ ઓ વલભી-ખંડેર !
કાળ તણો કાં આવો કેર ?"

—પૃ. ૧૩૩

માં ધાર–બા'ર, કયાં–કાં, વિસ્તાર–સૂનકાર, અને ખંડેર–કેરનો ઉપરા-ઉપરી સધાયેલો પ્રાસ સમગ્રપણે જે અસર નીપજાવે છે તેનાથી લય–નિર્માણ ઉપરની કવિની અદ્‌ભુત પકડની ઉત્તમ પ્રતીતિ થાય છે.

ચોક્કસ વર્ણો કે શબ્દોના પુનરાવર્તન દ્વારા અભિવ્યક્તિને વધુ જીવંત અને અસરકારક બનાવવી એ શ્રીધરાણીની એક આગવી ખાસિયત રહી છે. "ધરજાત્રા" કાવ્યની "કમાન જેવો દેહ પાળતો/ પકડું, પકડું છટકી જાય;" (પૃ. ૨૦) એ પંક્તિમાં કાવ્યના તરલ રૂપને તાદૃશ કરાવવા માટે પુનરાવર્તનનો કેવો સફળ ઉપયોગ થયો છે ! એ જ રીતે 'મંદિર" કાવ્યમાં "મહા ઘોર ઘુમ્મટ બાંધ્યા;/ધરા આભ થાંભલે સાંધ્યા !" (પૃ. ૪૮) એ પંક્તિમાં 'ધ'ના આવર્તનો દ્વારા વિરાટતત્ત્વની અનુભૂતિ તાદૃશ અભિવ્યક્તિ પામી છે. "કેતકીનું ગીત" કાવ્યમાં તો —

"આવ રે આવ;
દખ્ખિણના વાયરા !
ઉત્તરી ઝુલાવ
દખ્ખિણના વાયરા !"

—પૃ. ૧૦૧.

આવ-ઝુલાવના લયમેળે તથા "વાયરા" શબ્દના પુનરાવર્તને મધુર લયહિલ્લોળ રચી આપ્યો છે. "આશા" અને "અભિલાષ" જેવી રચનામાં બાળગીતોના લયનો પણ સહજ-સુંદર વિનિયોગ થયો છે.

આ રીતે પોતાના જ આંતરલયને વશ વર્તીને ચાલનારા આ કવિની પાસે ઋજુ ઊર્મિઓ, નવોન્મેષો પ્રગટાવતી કલ્પનાલીલા અને ભાવાનુરૂપ લયહિલ્લોળ દ્વારા અનુભૂતિને મૂર્ત રૂપ આપવાની અનેરી કુશળતા છે. અને એટલે જ —

"હું યે મહાકાલ તણી પળે કો,
ત્રિખંડના કોઈ અગમ્ય ખંડે,
બળી ઝળી ખાખ થઈ ચિતામાં
હસીશ મીઠું પ્રતિબિમ્બ પાથરી."

એવી ખુમારી દાખવનારા આ કવિના શબ્દો કાળના બળવાન પ્રવાહમાં હજુ આજે પણ અચળ યશના અધિકારી રહ્યા છે.

ઓસરિયું : લાભશંકર ઠાકર,
પ્ર. રન્નાદે પ્રકાશન ૨૩/૪૫,
મહાલક્ષ્મીની પોળ, રાયપુર,
અમદાવાદ – ૩૮૦૦૦૧, મૂલ્ય ૩૩ રૂપિયા

પ્રશ્નોના વણજાર / પ્રસાદ બ્રહ્મભટ્ટ

પરિપ્રશ્ન

કીડી સમી ક્ષણોની આ આવજાવ શું છે?
મારું સ્વરૂપ શું છે, મારો સ્વભાવ શું છે?
ઋતુઓના રંગ શું છે, ફૂલોની ગંધ શું છે?
લગની, લગાવ, લહરો– આ હાવભાવ શું છે?
લયને ખબર નથી કૈં, આકાર પણ અવાચક,
શું છે રમત પવનની, ડાળીનો દાવ શું છે?
પર્વતને ઊંચકું પણ પાંપણ ન ઊંચકાતી,
આ ઘેન જેવું શું છે, આ કારી ઘાવ શું છે?
પાણીની વચ્ચે પ્રજળે, કજળે કળીકળીમાં,
એનો ઇલાજ શું છે, આનો બચાવ શું છે?
ચિંતા નથી કશી પણ નમણા નજૂમી, કહી દે,
હમણાં હથેળી માંહે આ ધૂપછાંવ શું છે?
ફંગોળી જોઉં શબ્દો, ને મૌનને ફગાવું –
નીરખી શકું જો શું છે હોવું, અભાવ શું છે?
હર શ્વાસ જ્યાં થઇને ઉચ્છ્વાસને મળે છે,
સ્થળ જેવું યે નથી તો ઝળહળ પડાવ શું છે?

—રાજેન્દ્ર શુક્લ

જગત અને જીવન આશ્ચર્યોની અખૂટ ખાણ છે. તેનું રહસ્ય પામવા, ઉકેલવા માણસ હજારો વર્ષોથી મથામણ કરતો આવ્યો છે અને છતાં હજુ સુધી એ પૂરેપૂરું કોઈનાથી ઉકેલાયું નથી. પિંડ અને બ્રહ્માંડનાં અદ્‌ભુત આશ્ચર્યો નિહાળી વિસ્મત બનેલો વિચારશીલ માનવ પ્રશ્નોની વણજાર વહેતી મૂકે છે, અને તેના ઉત્તરો મેળવવા મથામણ કરે છે. જિંદગીભરની મથામણ પછી કોઈ વિરલાને એકાદ બે પ્રશ્નોના ઉત્તરો સાંપડે છે. મોટા ભાગના માણસોના પ્રશ્નો તો અનુત્તરિત જ રહી જાય છે.

પ્રશ્ન કરનાર વિચારશીલ વ્યક્તિઓમાં વૈજ્ઞાનિકો, ફિલસૂફો અને કવિઓ મુખ્ય છે. અનાદિ કાળથી કવિઓએ જગત અને જીવનનાં રહસ્યોને સમજવા પ્રશ્નો પૂછ્યા છે અને તેના ઉત્તરો મેળવવા જીવનભર મથામણ કરી છે. કવિવર રવીન્દ્રનાથ ઠાકુરે ઉત્તરાવસ્થામાં લખેલું એક કાવ્ય જોઈએ.

પ્રથમદિનના સૂર્યે
પ્રશ્ન કર્યો હતો
સત્તાના નૂતન આવિર્ભાવે
કોણ તું ?
મળ્યો ના ઉત્તર
વર્ષ વર્ષ વીતી ગયાં
દિવસના શેષ સૂર્યે
શેષ પ્રશ્ન કર્યો
પશ્ચિમ સાગર તીરે
નિસ્તબ્ધ સન્ધ્યાએ
કોણ તું ?
પામ્યો ના ઉત્તર.

અનુ. ઉમાશંકર જોશી

પ્રશ્નોના ઉત્તરો મળે જ છે એવું તો નથી; અને છતાં કવિઓ, વિચારશીલ વ્યક્તિઓ પ્રશ્નો કર્યા વિના રહી શકતાં નથી. સુન્દરમ્‌નું 'કોણ' ? કાવ્ય પણ સહૃદયોને સ્મરણે ચડશે. આ અભિનવ ગઝલ 'પરિપ્રશ્ન'માં ચિંતક કવિ રાજેન્દ્ર શુકલ પણ પ્રશ્નોની ઝડી વરસાવે છે.

જગતમાં કદાચ સૌથી વધુ આશ્ચર્યજનક ચીજ સમય છે. તે અનાદિ, અનંત છે. એક એક ક્ષણ ક્યાંથી આવે છે અને ક્યાં જાય એ કોણ પામી શક્યું છે ? ક્ષણ અમૂર્ત છે, અદૃશ્ય છે પણ કવિએ તેને કીડી સમી કહી આપણે માટે ચાક્ષુષ કરી આપી છે. ક્ષણ વિશેની, સમય વિશેની સભાનતા વ્યક્તિને પોતાનો વિચાર કરવા પ્રેરે છે, કેમ કે સમય શાશ્વત છે, વ્યક્તિ નશ્વર. સમયની અનાદિ, અનંત રેખા પર જન્મની ક્ષણથી મૃત્યુની ક્ષણ પર્યંતના પટને તો જીવન કહેવામાં આવ્યું છે. ક્ષણ નશ્વર છે પણ સમય શાશ્વત છે, વ્યકિત નશ્વર છે તો પછી શાશ્વત શું છે ? વ્યકિતનું સાચું સ્વરૂપ શું છે, તેનો સ્વભાવ ( સ્વ – ભાવ ) શું છે એ પ્રશ્નો ઉદ્‌ભવવો સ્વભાવિક છે.

કાળની અદ્‌ભુત લીલા અને પોતાના જીવનનો વિચાર કર્યા પછી વ્યક્તિ જગત તરફ નજર કરે છે તો ત્યાં પણ અવનવાં આશ્ચર્યો દૃષ્ટિગોચર થાય છે. રોજ સૂર્યોદય થતાં સવાર પડે છે. અને સૂર્યાસ્ત થતાં સાંજ. પહેલી નજરે તો બધા દિવસો એકસરખા જ લાગે પણ હેમંતનો, વસંતનો કે વર્ષાનો દિવસ એકસરખો નથી. પ્રત્યેક ઋતુનો આગવો રંગ છે, જેમ પ્રત્યેક પુષ્પની આગવી ગંધ છે, અનોખી સુવાસ છે. આ અપાર વૈવિધ્ય કેવી રીતે સધાય છે તે કોણ કહી શકે ? ઋતુઓના રંગને માનવની સંગે સીધો સંબંધ છે. વસંતની ઉન્માદક પ્રેમીઓમાં એક થવાની અનેરી લગની જગાવે છે. તેથી તો શિવજીને પાર્વતી પ્રતિ અભિમુખ કરવા કામદેવે વસંતનો સાથ લીધેલો ઋતુઓના રંગ અને ફૂલોની ગંધ માનવચિત્તમાં લહરો ઉત્પન્ન કરી તેમનામાં લગની, લગાવ નિષ્પન્ન કરે છે

પરિણામે તેમના સ્વભાવ બદલાઈ જાય છે. આપણે જેને સ્ત્રી–પુરુષ વચ્ચેનો પ્રેમ કહીએ છીએ તો તે પ્રકૃતિના પમરાટથી, ઋતુઓના ઉદ્દીપનથી સર્જાતી પ્રક્રિયા છે. પણ એ બધું શું છે અને કેવી રીતે સર્જાય છે એ મોટો પ્રશ્ન છે.

સર્જનની, કાવ્યસર્જનની પ્રક્રિયા પણ રહસ્યમય છે. લયદ્વારા કાવ્યની આકૃતિ નિર્માય છે! એ સાચું પણ લય ક્યાંથી કેવી રીતે આવે છે અને કેવો આકાર કઈ રીતે સર્જાય છે એ પામવું દોહ્યલું છે. કવિ આ વાતને વધુ સ્પષ્ટ કરવા પવન અને ડાળીનું દૃષ્ટાંત આપે છે. પવન લય જેવો છે. તે ક્યાંથી કેવી રીતે, ક્યારે આવે છે અને ડાળીઓ સાથે કેવી રમત કરે છે એ કહેવું કપરું છે.

પછીના શે'રમાં કવિ જીવનનું એક રહસ્ય, કહો કે સમસ્યા રજુ કરે છે. કવિ કહે છે કે હું પર્વતને ઊંચકું છું પણ પાંપણ ઊંચકાતી નથી. કોઈ કહે કે કાં ઘેનને લીધે આમ થતું હશે કાં કારી ઘાવ લાગવાને કારણે, કવિ પૂછે છે કે આ ઘેન જેવું શું છે અને કારી ઘાવ પણ શું છે? ઘેન શું છે એ તો સમજાય એવું છે, પણ કવિ તો પૂછે છે કે આ ઘેન જેવું શું છે? કવિને વાગ્યો છે એ સાદો ઘા નથી પણ કારી ઘા છે. એના વેદના જીરવતાં કવિ તેનું સ્વરૂપ સમજવા ચાહે છે.

હવામાં પ્રજળતા અને કોલસામાં, લાકડાંમાં કજળતા અગ્નિનો ઈલાજ છે અને બચાવ પણ છે. પરંતુ એ પાણીમાં પ્રજળે અને કળીકળીમાં કજળે એનો ઈલાજ, બચાવ શું? પાણીમાં પ્રજળે તે તો વડવાગ્નિ પણ કળીકળીમાં કજળે તે વળી શું? સ્પષ્ટ છે કે અહીં પાણી અને કળીના અર્થસંકેતો વિસ્તરે છે. પાણી તો જીવનનો પર્યાય છે જ અને કળી માત્ર ફૂલની જ હોય એવું થોડું છે? ફૂલ જો રૂપસી સુંદરીનું પ્રતીક હોય તો કળી યૌવનના ઉંબરા પર ઊભેલી કિશોરીનું પ્રતીક કેમ ન બને? અને તો આ પ્રજળવું અને કજળવું શું જે એ સમજતાં વાર નહીં લાગે. એ તો સમજાશે, પણ તેનો ઈલાજ, બચાવ

જડશે ખરો ? શે'રની પ્રથમ પંક્તિનો વર્ણાનુપ્રાસ અને શબ્દાનુપ્રાસ પ્રજળવાની અને કજળવાની ક્રિયાને પ્રત્યક્ષ કરાવી આપે છે.

ઉપર્યુક્ત શે'રના અનુસંધાનમાં જ બીજો શે'ર આવે છે. પ્રેમ-રોગનો જો ઈલાજ નથી ને બચાવ નથી તો ભલે. કાવ્યનાયક કહે છે કે એની કશી ચિંતા નથી પણ તેને ઘાયલ કરનાર નમણા નજુમીને તે એટલું જ પૂછે છે કે હમણાં હથેળીમાં આ ધુપછાંવ શું છે ? 'નજુ'મીનો અર્થ તો જોશી-જ્યોતિષી થાય છે, પણ કવિએ તેને 'નમણા' વિશેષણ લગાવી કમાલ કરી છે. અહીં કોઈ સામાન્ય જ્યો-તિષીને પૂછવાની વાત નથી, પણ નાયકનું ભવિષ્ય જેના હાથમાં છે એવી કોઈ નમણી નાયિકાને તે પૂછે છે કે ભવિષ્યની તો મને અત્યારે કશી ચિંતા નથી, પણ વર્તમાનમાં જે ધુપછાંવ-તડકો છાંયડો હું અનુભવી રહ્યો છું તે શું છે એ તું મને સમજાવી શકશે ? જો કવિએ અહીં નમણા' વિશેષણ ન મૂક્યું હોત તો અર્થ બદલાઈ જાત. મુખ્યત્વે તત્સમ, તદ્‌ભવ શબ્દોથી ભરપુર આ ગઝલમાં 'નજૂમી' જેવો અરબી શબ્દ જૂદો પડી જાય છે એટલું જ નહીં તેની અપરિચિતતાને કારણે અર્થસંક્રમણમાં પણ થોડોક વિક્ષેપ ઊભો કરે છે.

વ્યક્તિ ક્યારેક એવી પરિસ્થિતિમાં મૂકાય છે જ્યારે તેને માટે મૌન ધારણ કરવું અશક્ય બની જાય છે. તે માત્ર પરિસ્થિતિને કે પોતાના અભાવને જ નહીં પોતાના અસ્તિત્વને પણ નીરખવા ઇચ્છે છે. એ માટે તે મૌન ફગાવી દે છે અને શબ્દોને ફંગોળે છે. પણ એમ કરવાથી યે તે પોતાના અસ્તિત્વને, અભાવને પામી શકે છે એવું નથી.

શ્વાસોચ્છ્‌વાસની ક્રિયા તો જીવનનું સ્થૂળ ચાલક બળ છે. પ્રત્યેક શ્વાસનું ઉચ્છ્‌વાસ સાથે જ્યાં મિલન થાય છે ત્યાં શું છે ! કવિ કહે કે ત્યાં સ્થળ જેવું તો નથી, માત્ર ઝળહળ પડાવ છે. પણ એ ઝળહળ પડાવ શું છે ? અહિં કવિ અગમ્ય, અગોચર પ્રદેશનું સૂચન કરતાં લાગે છે.

આ બધા એવા પ્રશ્નો છે જેના ઉત્તરો મેળવવા સરળ નથી, અને

તેના નિશ્ચિત ઉત્તરો પણ નથી. પ્રત્યેક વ્યક્તિએ આ પ્રશ્નોના ઉત્તરો મેળવવા મથામણ કરવાની હોય છે. બધા પ્રશ્નોના બધી વ્યક્તિઓને ઉત્તરો મળે એ શક્ય નથી. કોઈને કોઈ પ્રશ્નનો ઉત્તર કદાચ મળે. 'અ' ને મળેલો ઉત્તર અને 'બ' ને મળેલો ઉત્તર એક જ હશે એવું નથી. પ્રત્યેક પ્રશ્નના અનેક ઉત્તરો સંભવિત છે અને કયો ઉત્તર સાચો કયો ખોટો એ કહેવું સરળ નથી. તેથી કવિએ અહીં માત્ર પ્રશ્નો જ પૂછ્યા છે. ઉત્તરો મેળવવાનું બાળકો પર છોડી દીધું છે, જેવું સુન્દરમે 'કોણ ?' કાવ્યમાં કર્યું છે.

સુન્દરમે ગીતના સ્વરૂપમાં જેવું કાવ્યત્વ સિદ્ધ કર્યું છે, તેવું રાજેન્દ્રે અહીં ગઝલના સ્વરૂપમાં કર્યું છે. શિષ્ટ તત્સમ અને તદ્ભવ શબ્દોનો ઉપયોગ કરી અભિવ્યક્તિની તાજપ દ્વારા કવિએ ઝલકની ચોટ સાધી છે. રાજેન્દ્રે ગઝલના અનેકવિધ પ્રયોગો કરી આ સ્વરૂપની શક્યતાઓને ચકાસવાના પ્રયાસ કર્યા છે. આ વિદેશી કાવ્યરૂપને ગુજરાતી વળોટ આપવામાં આદિલ મન્સૂરી, ચિનુ મોદી, વગેરે પ્રયોગ-શીલ ગઝલકારો સાથે રાજેન્દ્ર શુક્લનો ફાળો નોંધપાત્ર છે. સૌષ્ઠવપ્રિય સંસ્કૃતજ્ઞ કવિની પ્રતિભાપામાંથી પ્રગટેલા પ્રયોગો ક્વચિત ભવ્યતાને સ્પર્શી ગઝલને નવું પરિણામ બક્ષે છે. આ ગઝલ આવા સક્ષમ પ્રયોગોનું એક શુભ દૃષ્ટાંત પૂરું પાડે છે. ◻

33170

અમે હસીએ ને તમે રહો
જો વાંચો ના તમે ભમરડો

અઢાર વર્ષની ઉમરનાં આનંદી બાળકો
માટેનું એક માત્ર ગુજરાતી માસિક

# ભમરડો

જે દર અધિક માસે નિયમિતપણે પ્રગટ થાય છે
વાર્ષિક લવાજમ
રૂપિયા ૬૦
આજીવન

ન જાણ્યું જાનકી નાથે, કે કાલે શું થવાનું છે ?
લવાજમ મોકલવાનું સ્થાન
૩૦, ન્યૂ બ્રહ્મક્ષત્રિય સોસાયટી, એલિસબ્રિજ
અમદાવાદ — ૩૮૦ ૦૦૬.